"ગુજરાતી"એ આપેલી ભેટ

- ૧ રાસેલાસની કથા.
- ૨ મહારાણીશ્રીનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.
- ૩ હિન્દ અને બ્રિટાનિયા.
- ૪ ગંગા ગોવિન્દસિંહ.
- ૫ સવિતા સુંદરી.
- ૬ ટીપૂ સુલતાન. (પ્રથમ ભાગ.)
- ૭ દિલ્લીપર હલ્લો.
- ૮ અરાડમી સદીનું હિન્દુસ્તાન.
- ૯ ઔરંગઝેબ અને રાજપૂતો.
- ૧૦ શાહજાદો ને ભીખારી.
- ૧૧ હેસ્ટીંગ્સની સોટી.
- ૧૨ બાલાજી બલ્લાળ.
- ૧૩ બેગમ સાહેબ.
- ૧૪ પાણીપતનું યુદ્ધ.
- ૧૫ નૂરજહાંન.
- ૧૬ રૂપનગરની રાજકુંવરી.
- ૧૭ ઇન્દુ કુમારી.
- ૧૮ પ્લાસીનું યુદ્ધ.
- ૧૯ શિવાજીનો વાઘનખ.
- ૨૦ હલદીઘાટનું યુદ્ધ.
- ૨૧ નંદનવનનો નાશ.
- ૨૨ પેશ્વાની પડતીનો પ્રસ્તાવ.

"ગુજરાતી"ની ભેટ

~~માનસીંગ નરસિંહરામ~~

# પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ

(લાલન ધી એરાગન)



ભરતખંડના ઇતિહાસનો અંતિમ દેખાવ
પાણીપતના યુદ્ધની દંતકથા.



અંગ્રેજીમાં લખનાર
**મીરઝાં મુરાદઅલ્લી બેગ,** (ગાયકવાડી)
ગુજરાતીમાં લખનાર
**ઇશ્વરદાસ ઇચ્છારામ,** બી. એ.



તન ખાખ મીલી ઓઢેની કફની;
કર જોગનકા સામાન ચલી.
હિંદુસ્થાની ગીત.

શીરૂપસે ન ડરો યારો—
જા તોપૂન પર ઘોડે ડાટો!
ઉનકી સંગીન સે અંચ્છીકા અની કારી હે.
જશવંતરાવ હોલકરનું રણગીત.

મુંબઈ:
"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૬૪. સને ૧૯૦૮.

કિંમત રૂ. ૧૨|— (બાર)

# મૂળ કર્તાની પ્રસ્તાવના.



આ પુસ્તક લખતાં માત્ર બે જ વિચારો મ્હારા મનમાં પ્રબળ હતા; એક આ પુસ્તક લખવાનો અને બીજો તેનો કાળ તથા સ્થળ નિશ્ચિત કરવાનો.

હિંદુસ્થાનમાંના, તેમ જ યુરોપમાંના, મ્હારા અનુભવદ્વારા મ્હેં જાણ્યું કે, હિંદના લોકોની જીવનરીતિ તથા રીતભાતદર્શક એક પણ પુસ્તક અંગ્રેજીમાં લખાયું નથી. માત્ર 'પાંડુરંગ હરિ' ને 'મેડોઝ ટેલર'ની બે ત્રણ વાર્તાઓ જ છે. 'મેડોઝ ટેલર' આશ્ચર્યકારક રીતે બારિક વર્ણન કરવામાં, યોગ્ય પહેરવેશ રાખવામાં ને દેખાવોના વર્ણનમાં અને સામાન્ય રીતે વસ્તુ સંકલનામાં ઠીક છે, પણ તેનાં વર્ણનો ને નાયક નાયીકાઓ, હિંદી પહેરવેશમાં યુરોપીયનો છે–'તારા' સાડી ચોળી પહેરેલી મરાઠણ છે, પણ તે યુરોપી નવલકથાની '**મિસ સ્મિથ**' છે ને 'અઝરીયલ' તે પાઘડી ને ચોતર પહેરનારો ઇટલીનો રાજ્યક્રાંતિકાર છે. **પાંડુરંગ હરિનો** કર્તા હિંદીવાનના વિચારથી વધારે મોહ પામ્યો છે, જો કે સ્થાનિક ચિત્ર ચિતરવામાં તે તેટલો જ ધ્યાન આપે છે અને મહેનત લે છે તોપણ, તે કર્કશ અને લાગણીહીન છે અને તેણે ઘણી જ ઉંડી અને અતિશયોક્તિ ભરેલી અસર કરવાના ઉદ્દેશથી–એક ચિત્ર ચિતરવાને નહિ, પણ હાસ્ય પેદા કરનાર ચિત્ર ચિતરવાને માટે–રંગો પુર્યા છે.

આ પુસ્તક લખવાનો પ્રયત્ન કરતાં પૂર્વે, આ વિષયમાં કોઇએ પ્રયત્ન કીધા નહોતા તેમ હું માનતો હતો અને તેથી તે સમયના લોકોના રીતિરીવાજો તથા સ્થિતિ દેખડાવાય તે હેતુથી, મ્હેં પડતી મોગલ શાહનશાહતનો કાળ તથા સ્વતંત્ર આર્યાવર્તના અંતના ભારત સંગ્રામનો કાળ, પસંદ કીધો છે. આમાં મને લોકોના વસ્ત્રાલંકારો–દેશની સ્થિતિ–દેશની જગ્યાઓ–રીતિરીવાજો–સૈનિક સ્થિતિ–રાજ્યનય અને રાજનયની તે લોકોની કુશળતા–આદિ સર્વે વિષયોપર પ્રસંગોપાત લખવાનું અનુકુળ પડશે. અંગ્રેજોના આગમન પૂર્વના હિંદના લોકોના રીતિરીવાજો વિષયે ઘણું લખાયું છે–પણ હંમેશાં ભૂલાવો ખવાડનારું લખાયું છે–લેખકોએ પોતાની અજ્ઞાનતાને લીધે, અથવા તો મનમાં ઘર કરી રહેલા આર્યવર્તવાસીઓના મૂર્ખપણાંના અને પોતાના બુદ્ધિમાનપણાંના ઘમંડને લીધે, અથવા તો સ્વેચ્છાથી હિન્દના લોકોના દોષ જ, પર્વત જેવા કરીને બતાવવાની

ઇચ્છાથી, જે કાંઇ પણ લખ્યું છે તે બધું ભૂલાવો ખવાડનારૂં છે. શાળાઓમાં ચાલતો ઇતિહાસ અને રાજકીય–ધર્મચર્ચાના ચોપાનિયાઓમાં, પદ્ધતિપુરઃસર જૂદી દૃષ્ટિથી લખવામાં આવ્યું છે. તેટલા માટે દોષ ઓછો દેખાય તેમ હું કરવા માંગતો નથી, તેમ દ્વેષભાવથી પણ કંઈ લખતો નથી. પણ જેમ લંડનનો એક રહેવાશી, જે એક સમાજના જીવન અને કાર્યની સ્થીતિથી અજાણ્યો છે, તેમ મુંબઇનો કે પુનાનો રહીશ જેનાથી અજાણ્યો છે, તે બતાવે છે. તે સમાજના જીવન અને કાર્યમાં રહેલી લાગણી અને રીતરિવાજો હજી પણ નામના ટકી રહ્યા છે. જેઓએ તેમને જીવતા રહેલા જોયા છે અને જેઓ મારી પેઠે વગર સુધરેલા રજવાડામાં લોકો ભેગા રહેલા છે તેઓ સીવાય બીજાઓ, મારી ખાતરી છે કે, તે સમયનું ખરું સ્વરૂપ યથાર્થ સમજી શકે નહીં અને હું તે સ્વરૂપપર કંઈ અજવાળું પાડવાની આશા રાખું છું. બ્રિટીશ મુલકોમાં વસનાર તેના બાપદાદાની રીતિરીવાજો જાણતો નથી; પરંતુ તે રીતિરીવાજો અદૃષ્ટ થાય, તે પહેલાં તે નોંધવા યોગ્ય છે અને હમણાંના હિંદીવાને તેમજ અંગ્રેજે શીખવું જોઇએ કે સો વરસ પહેલાં લૂટારા પીંડારીઓ, ગાય કાપનાર મુસલમાનો અને ધન હરણ કરનારા રાજાઓના શંભુમેળાથી જ, જેમ કેટલીક શાળામાં ચાલતી ચોપડીઓ તેમને શીખવે છે તેમ આ દેશ–વસાયલો નહતો, પણ જેમ નેપોલીયને, બીસ્માર્કે અને આજકાલના બીકન્સફીલ્ડે યુરોપના રોજના જીવનના મોટા મોજાંઓપર, તેમની લડાઇઓ અને તેમના તોફાનોથી, તરી આવ્યા છે તેટલા જ તેઓ ઉપર ઉપરના ફીણ અને ખાલી ઘોંઘાટ કરનારા હતા. જો કે હિંદુસ્તાન ઇતિહાસમાં યુદ્ધો, ધરોડા અને ધેરાઓ માટે વધારે જણાયલો છે તોપણ એવા તોફાની અંશોમાં સમાજના મંત્રો અને જાહેર કાયદાઓની નક્કી કરેલી, પણ આગળ વધતી યોજનાઓવાળો એ દેશ હતો.

મ્હારી નાયીકાની માફકજ મ્હારા હૃદયરત્નરૂપી વાંચકવૃંદની પ્રશંસાને શોધતો હું હવે બહાર પડું છું, તથા "લાલન" જેવી જ એક વેરાગણના પ્રેમથી પૂર્ણ નીચલા શબ્દોથી કલમ બંધ કરું છું:–

"શીખ ભેજુ સખીરી ઉસ નંદનકો,
કે ચેની બાંચત ઘર આવેં;
મૈંને હાર સિંગાર તજે સારા,
ઔર ભઇ બેરાગણ બોલ જરા."

"ગાયકવાડી."

# બીજા ભાગની પ્રસ્તાવના.



ગ્રંથના કદ તરફ વિચાર કરતાં લાગે છે કે, જગતની સમક્ષ તેને રજુ કરવામાં અસાધારણ લાંબો કાલ વીત્યો છે અને તે બહાર પાડતા બનેલા બનાવોની રેંટમાળનો ઇતિહાસ પોતે જ કંઈ વિચિત્ર છે અને જેને માટે કેટલાંક કારણોસર ગ્રંથકર્તા લોકોના ઉપકાર તળે છે, તે કંઇક સત્યદર્શક છે.

હિંદના ઇતિહાસના જૂદા જૂદા કાળનું દર્શન કરાવાને જે વાર્તામાળા લખવા ધારી હતી, તેમાંની એક તરીકે, આસરે ૧૮૬૪ માં, લાલનની પ્રથમ ઘટના ઘડી હતી. એ વાર્તામાળા આ પ્રમાણે હતી.

(૧) "**આર્ય**"—પ્રાચીન ભારતવર્ષ.

(૨) "**મહાકાલી** અથવા **ચાંપાનેરનું પડવું**"—૧૬ મી સદીના એક હિંદુ રાજ્યમાં ગાળવામાં આવતી જીંદગી.

(૩) "**બાંકા**"—મોગલ સમયની પૂર્વના મુસલમાન રાજ્યમાં ગાળવામાં આવતી જીંદગી.

(૪) "**લાલન**"—બ્રિટીશોએ હિન્દ જિત્યું તે પૂર્વેનો તરતનો સમય.

(૫) "**જમીલા**"—૧૮૫૭ ની એક વાર્તા.

(૬) "**લૂટૂ અથવા મુંબઈ રહસ્ય**"—૧૮૫૭ અને ૧૮૭૦ ની વચમાંના કાળની દેશીઓની ખરી જીંદગીની વાર્તા.

આમાંની નં૦ ૧ અને ૨ ના, દરેકનાં પ્રારંભનાં પ્રકરણ સિવાય કંઈ પણ વધારે લખવામાં આવ્યું નહતું અને તે આજે કર્તાની પાસે છે.

નં૦ ૩ કે જેમાં મહમદ બેગડાના રાજ્યમાં અમદાવાદના એક ધર્મચુસ્ત મુસલમાનની જીંદગીનું ચિત્ર આપ્યું છે તે પૂરી કરી હતી. છાપનારની શોધમાં તે ઇંગ્લાંડ મોકલવામાં આવી હતી, જે હજી પાછી ફરી નથી અને મારી પાસે તેની એક નકલ નથી.

નં૦ ૪ "**લાલન**"—વાંચક સમક્ષ ખડી છે.

નં૦ ૫ "**જમીલા.**"—એનાં ૨૦ કરતાં વધારે પ્રકરણ લખ્યાં હતાં, પણ એક દિવસે કેટલાંક દેખીતાં કારણોસર, કર્તાના મગજમાં એમ આવ્યું કે, તેથી ખરાબ લાગણી ફેલાશે અને તેથી તેણે તે ફાડી નાંખ્યાં.

નં૦ ૬. 'સ્ટાર ઓફ્ ઈંડીયા' (૧૮૭૩–૭૪ માં મુંબઈમાં પ્રકટ થતું દૈનિક પત્ર)વાળા સ્વર્ગસ્થ એંદ્રુ વિલસન (ડા. વિલસનના ઉત્સાહી પુત્ર)ના કહેવાથી એ પત્રમાં આનંદ આપનાર વિષય તરીકે લખવાનો આરંભ કર્યો હતો. એક મોગલ વેપારીના મૃત્યુના, અને તેની બીજી વારની બદમાસ બૈરીએ અને એક પારસી પીઠાંવાળા, એક મેમન જુગારી અને દીલ્હીના એક સહાસીક હિંદુસ્તાનીની બનેલી ત્રિપુટીએ, તેના દિકરાનો નાશ કરવાને લીધેલાં પગલાંનાં વર્ણનો લખવામાં આવ્યાં હતાં. પરંતુ એ "સ્ટાર" ચમક્યા વગર—નામોશીમાં પડી ભાંગ્યું, એટલે વધારે કહેવાની શી જરૂર હોય?

૧૮૭૦ અને ૧૮૮૩ ની વચમાંના સમયમાં જૂદા જૂદા આવેગથી 'લાલન'ને પૂરી કરી હતી. કર્તાએ ભાવનગરની સેવા બજાવી હતી અને એ રાજ્યના કારભારીની મહેરબાનીથી ભાવનગરમાં ૧૮૭૯ માં તે છાપવાનું શરૂ કર્યું હતું અને વગર પૈસે રાજ્યના છાપખાનામાં (દીવાન) મી૦ શામલદાસે છાપવા દીધું હતું.

પહેલા મહીનામાં બે ભાગ છાપી બહાર પાડવાની જાહેરખબર આપી હતી અને ૫ ભાગ (જેનો ૧ લો ભાગ બનલો છે) ગ્રાહકોને તે પ્રમાણે ખરેખર આપવામાં આવ્યા હતા. ત્યાર પછી કર્તાએ ભાવનગરની નોકરી છોડી દીધી અને પછી એક જાતના ખાનગી વિચિત્ર અને દુઃખદાયક કમનસીબ બનાવોથી, કર્તાને થોડોક સમય સૂધી કોઈ પણ જાતના શારીરિક અને માનસીક બળ વાપરવાને અશક્ત કરી મૂક્યો અને તેથી એક વાર્તાવળી તરીકે લાલન છપાતી અટકી પડી. આ અનિવાર્ય હતું અને ગ્રાહકોને ઠગવાને નહતું, (આખાં પુસ્તકને માટે પ્રમાણીકપણે તેમને નાણાં મોકલ્યાં હતાં અને મને મળ્યાં હતાં) તે આ બીજું પુસ્તક બહાર પડવાથી સિદ્ધ થાય છે.

બીજા ભાગને માટે વઢવાણના ઠાકોર સાહેબે મહેરબાની કરી છાપવાના પૈસા આપવાનું કબુલ કર્યું અને તેથી મુંબઈમાં "યુનિયન પ્રેસ"માં છાપવામાં આવ્યું. વાંચનાર સમક્ષ પરિણામ તૈયાર છે. છાપવાને માટે મળેલી મદદને માટે કર્તા ભાવનગરના ઠાકોર સાહેબ અને તેના દિવાન મી૦ શામલદાસ પરમાનંદદાસનો પ્રથમ ભાગ છાપવામાં કરેલી મદદ માટે, અને બીજો ભાગ છાપવા, બાંધવા વગેરેના સર્વ ખરચ માટે વઢવાણના ઠાકોર સાહેબનો; અને પોતાના અંગત મિત્ર તે ભાવનગરના ગણપતરામ વેણીલાલ ઓઝાનો પુસ્તક બહાર પાડવાને એક વ્યક્તિ તરીકેના તેના પ્રયત્નો અને બીજી મદદો માટે, ગ્રાહકો મેળવી આપવા

માટે, અને હિસાબ રાખવા અને પૈસા વગેરેની વ્યવસ્થા કરવા માટે, ફરીથી ઉપકાર માને છે.

ઉપર જણાવ્યું તેમ કર્તા ઘણા વિચિત્ર અને ભયંકર તપાસમાંથી અથવા કસોટી અને કમનસીબની સંકટાવળી—માનસીક અને શારીરીક બેઉ—તેમાંથી, જ્યારથી **લાલન**ની શરુઆત કરી ત્યારથી, પસાર થયો છે. ઘણા બનાવોપર કર્તાના વિચારમાં સુધારા થયા છે અને ફેરફાર પણ થયા છે. તેટલા માટે કર્તા, **લાલન**ને એક વાર્તા તરીકે અથવા એક ઇતિહાસના ઐતિહાસીક ભાગ તરીકે, વાંચનાર વાંચશે અને નહીં કે તેમાં આવતા નૈતિક, રાજદ્વારી, તત્વજ્ઞાનના કે ધર્મના વિચારોથી વાંચનાર, વિરુદ્ધ મત બાંધે—એવી ગ્રંથ કર્તાની વિનતિ છે.

ગ્રંથના ઐતિહાસીક ભાગની માન્યતા માટે કર્તાએ ઇતિહાસમાં જેમ બને તેમ ઓછો કે નહિ જેવો ફેરફાર કરેલો છે. તેની પોતાની શક્તિ પ્રમાણે તે ઇતિહાસને એટલો બધો વળગી રહ્યો છે કે, કર્તા એમ માને છે કે, ખરેખર મોટાં નામો અને પ્રસંગો કહાડી નાંખવામાં આવે તો, મળી આવેલાં પ્રમાણો કબુલ રાખે ત્યાં સૂધી, યુદ્ધ અને લડાઇનો ઇતિહાસ, વગર આંચકે સત્ય આપવામાં આવ્યો છે અને (ક્રીઝીની "જગતની પંદર મહાન્ લડાઇઓ"ની શૈલીમાં) બ્રિટીશોના આ દેશના આગમનના પૂર્વ-કાળમાં થયલી, હિંદના ઇતિહાસની જાણીતી, છેવટની, મોટી અને નિશ્ચિત પરિણામવાળી લડાઇનું વર્ણન, એક સત્ય તરીકે, વિચારપૂર્વક ગંભીરપણે ખરો માની શકાશે.

કર્ત્તા.

# સૂચના.

"ગૂજરાતી"ના ગ્રાહકોને માટે આ ભેટ બાવીસમી છે; અને માલિક માને છે કે "દિલ્લીપર હલ્લો" "ઔરંગઝેબ અને રાજપૂતો" આદિ જે ઐતિહાસિક સુંદર નવલકથાની ભેટ અપાઈ છે, તેનાથી આ વિશેષ સુંદર, સૂચક ને બોધક નવલકથા છે. પૂર્વકાળમાં શુદ્ધ યૂરોપિયન, પણ કેટલાક કારણથી ઉત્તર કાળમાં ઇસલામી ધર્મ સ્વીકારી, આ દેશ માટે મ્હોટું અભિમાન ધરાવનાર, લશ્કરી કળામાં કુશળ આ કથાનો પિતા મીરઝાં મુરાદઅલ્લી છે; ને ૧૮૬૬ માં વડોદરાના મહારાજા ગાયકવાડ ખંડેરાવે, ક્રોધવશ બની, એક પ્રજાજનને હાથીને પગે કચડાવી મરાવી નાંખ્યો, તે પ્રસંગે તે કૃત્ય ધિક્કારી સખ્ત પ્રહાર કરી, ખંડેરાવને વડી સરકારથી ઠપકાને પાત્ર બનાવનાર સુપ્રસિદ્ધ વીરનર "ગાયકવાડી" છે.

આ ગ્રંથનું મૂળ નામ "લાલન ધી બેરાગન" છે. કેટલાક ખાસ કારણોથી નામ બદલ્યું છે, કામ તો તેનું તે જ છે—માત્ર છૂટથી, કથાનો રસ જાળવી ભાષાંતર કીધું છે.

વાર્તા રસભરિત, નવા નવા ભાવો—તર્કો ઉત્પન્ન કરનારી, ભાવિસૂચક ને કાર્યબોધક છે. હિંદની પ્રજાને રાષ્ટ્ર બનાવવાના ત્રણ પ્રસંગો હતા—૧૧૯૩ માં પૃથ્વીરાજ ને શહાબુદ્દીન ઘોરીનો, શિવાજી ને ઔરંગઝેબનો અને પેશ્વા ને અબદાલીનો. તેમાંનો આ છેલ્લો—સંપૂર્ણ નાશમાં મૂકનાર—પ્રસંગ હતો. ત્રણે પ્રસંગો ભારતવાસીઓએ એળે જવા દીધા! રાષ્ટ્રના વિચાર રસાતળમાં ગયા. કારણ? હિંદી પ્રજાને, સંપની ખામી, સ્વાર્થપરાયણતા, સ્વાત્મભોગમાં અપૂર્ણતા, હૃદયની અશુદ્ધિ, ગર્વિષ્ટતા, ઈર્ષા અને અહંભાવ—એ રૂપી સાત પિશાચણીએ પકડેલી—જકડેલી છે—એ જ આપણી ઉન્નતિના નાશનું બીજ છે. સદાશિવરાવનો ગર્વ, અહંભાવ અને હૃદયની અશુદ્ધિ—મલ્હારરાવની ઈર્ષા, સ્વાર્થપરાયણતા અને હૃદયની અશુદ્ધિએ હિંદી રાષ્ટ્ર બંધાતું અટકાવ્યું છે. આજે આપણે રાષ્ટ્ર બાંધવાને મથિયે છિયે, 'સ્વરાજ્ય'ની જિજ્ઞાસા કરિયે છિયે, પણ ભાઉનો ગર્વ ને અહંભાવ અને મલ્હારરાવની ઈર્ષા ને સ્વાર્થપરાયણતા—આપણને છોડી ગયાં છે ખરાં? જે પિશાચિણીઓએ આપણા સર્વસ્વનો નાશ કીધો છે, તે મૃતઃપાય થઈ છે ખરી?

જેઓ મહત્ફલની કામનાવાળા છે—અમે છિયે ને સર્વ ભારતવર્ષ પણ છે—તેમને માટે આ પ્રશ્ન ઓછો કે આછો વિચારણીય નથી.

તંત્રી.

# અનુક્રમણિકા.



અફતુમાં ગોળીઓ અને બારૂદના ડબ્બાઓ પણ સીવેલા હતા. તેમના ડાબા ખભા ઉપર ઇરાની મોટી ઢાલો તથા ડાબી બગલમાં પકડેલા પટામાંથી લાંબી અર્ધ ગોળ ઇરાની તરવારો લટકતી હતી. લગભગ પાંચ ફુટ લાંબી બંદુકો તેમના સ્કંધ ઉપર હતી તથા સળગતા ધુંધવાતા દોરડાનો વીંટો તેની સાથે વીંટાળેલો હતો.

મનુષ્યગણોના ઉચ્ચ સ્વરે બોલવાથી તથા હસવાથી થતા અવાજથી, ઘોડાના ખોંખારવાથી થતા રવથી, હસ્તિઓની ચીસોથી થતા શોરથી, નગારાથી થતા ઘોંઘાટથી વગેરે અનેક જાતના ચિહ્નોથી પોતાનું અસ્તિત્વ પ્રકટ કરનારા એક મહાન સમુહના તરફ જવાને પોતાનો માર્ગ શોધતી, નીચેના નાળામાંથી ત્વરાથી ચાલી જતી એક આકૃતિને, આ બેય જણાઓએ ઉપર પ્રમાણે સંબોધી વાત કીધી હતી.

આ આકૃતિ એક નવયૌવના બાલિકાની હતી. સોળ વર્ષની અંદરની, ચપળ પણ ચિત્તાકર્ષક, અપ્સરાઓના જેવી સુંદરતાવાળી, નાજુક અવયવોવાળી આ બાલિકા હતી. લાંબી કમાન જેવી ભ્રકુટીઓથી સુરક્ષિત થયેલી તેણીની મ્હોટી કાળી હરિણ જેવી આંખો ઉપર ભયનો છાપ પ્રકટ થતો હતો. તેના ઢળતાં પણ વિસ્તૃત કપાળપર વળેલાં વાંકડીયા લાંબા કાળા ભ્રમર જેવા વાળો, પડખારે છુટા લટકતા હતા. તેણીનું નાક લાંબું અને સીધું પણ ચંપક કળી સમાન નાજુક હતું અને તેના છિદ્રો ન્હાનાં હતાં. તેણીનું મુખ ન્હાનું અને હોઠ પાતળા હતા. તેની ન્હાની સરખી ચિબુક ઉપર તથા તેના સુંદર અને કોમળ ગાલો ઉપર, છુંદણાના મનોહર લાગતા ભૂરા ચિહ્નો હતાં. તેણીનું શરીર ઘઉં વર્ણું હતું.

અનેક જાતના અને વર્ણના લોકોથી વસાયલા આ દેશમાંના અનેક પ્રકારના પરિધાનોમાં પણ વિચિત્ર જેવો લાગતો વેશ તેણીએ લીધેલો હતો. મ્હોટો ભરાઉ ઘેરવાળો પગની ઘૂંટી સુધી પહોંચતો ઘાઘરો તેણીએ પહેરેલો હતો, તથા તેના ઉપર ડુંટી સુધી પહોંચતી ટુંકીપણ ઢીલી બાંયોવાળી, સ્તન ભાગને મહા પ્રયાસથી આચ્છાદિત કરી રહેલી તસતસતી કંચુકી તેણીએ પહેરેલી હતી, તથા તે ઉપર દક્ષિણાત્યોમાં જોવામાં આવે છે તે પ્રમાણે ઉલટા પદરે એક લાંબી પણ ટુંકા પનાની ઓઢણી શરીરપર વિંટાળેલી હતી. મસ્તક ઉપર એક મ્હોટી કાનઢાંકણ ટોપી, તેના કાનના પડદાને ઉપર વાળીને બાંધી લઇને પહેરેલી હતી. આ સર્વ પરિધાનો બારિક સુતરના, પણ ભગવા રંગમાં રંગેલા હતા. આ સિવાય તેણીના અંગપર બહુજ થોડા આભુષણો હતા. તેણીના એક પગમાં પાતળી લોખંડની કડી હતી, તથા હાથમાં થોડી સસ્તી લાખની અને તાંબાની બંગડીઓ હતી; ગળામાં પેટ સુધી પહોંચતા ચડ-ઉતર ન્હાના મ્હોટા કાચના–પથ્થરના અથવા હસ્તિદંતનાં મણિકાઓની માળાઓ હતી; ડાબા નાકમાં અડધા ન્હાના વટાણા જેવી ચાંદીની વાલ હતી, તથા કાનોમાં પીતલની સાદી મ્હોટી કડીઓ હતી. તેણીના કેશમાં, ગાલ ઉપર, અને ટુંકમાં આખા શરીર તથા વસ્ત્રો ઉપર રાખ–ભભૂતિ–લગાડેલી હતી. તેના નાજુક અને કોમળ આંગળિયાવાળા ચરણમાં કોઇપણ પ્રકારના પાદરક્ષકો ન હોતાં; પણ જમણા હસ્તમાં કાળા રંગનો ચકચકીત થતો એક પાતળો દંડ હતો, અને આ દંડના ઉપરના ભાગને ત્રાંબાની ટોટી પહેરાવેલી હતી તથા ઝીણી ઝીણી પીતલની ઘુઘરીઓ લગાવેલી હતી, તથા તેના ડાબા હાથમાં, જમાને આધારે રહેલી એક લાંબી

અને સુંદર "**બીન**" હતી. તેના નેત્રો, વદન તથા સ્થિતિ ઉપરથી સહજ સમજી શકાતું હતું કે તેણી અતિશય ગભરાયલી છે.

તેણીની આ ભીતિ અસ્થાને ન હોતી. રાક્ષસી હાસ્ય સાથે તે બેય જણાઓ નાળામાં કૂદી પડ્યા અને તેની તરફ ચાલવા લાગ્યા. ભયથી કાંપતી આ બાલિકાએ પોતાના હાથમાંનો દંડ અને "બીન" જમીન ઉપર મૂકી દીધાં અને ઘૂંટણ ઉપર પડીને બે હાથ ઉંચા કરીને અતિશય દીનતાથી આ બે સિપાઇઓને આજીજી કરવા લાગી. "જી સાહીબાન," (મ્હેરબાન સાહેબો) મધ્ય હિંદુસ્થાનમાં પ્રચલિત ભાષામાં અતિશય મૃદુ અને મધુર અવાજે તેણી બોલી; "શૂરા વીરો! મને ક્ષમા કરો તથા મારૂં રક્ષણ કરો! હું એક ગરીબ વેરાગણ છું, અને સ્થળે સ્થળે ભટકીને "બીન" વગાડીને ભિક્ષાથી મ્હારૂં ગુજરાન કરૂં છું. એક માંગણ ભીખારણને કયો શૂરવીર સિપાઇ હરકત કરશે? હું એક વેરાગણ છું ને શરણે આવેલી છું. હું તમોને ગાયન ગાઇ સંભળાવીશ."

પોતાની માતૃભુમિમાંના હિંદુ કે મુસલમાન સિપાઇઓની પ્રમાણે જ તેણીની વિરક્તાવસ્થાને આ યોદ્ધાઓ પણ માન આપશે અને તેનું રક્ષણ કરશે એવી તેની આશા, આ અર્ધ જંગલી પરદેશી પહાડવાસીઓની આગળ નિષ્ફળ ગઇ. કાં તો તેઓ તેનું કહેવું સમજી શક્યા નહિ, અથવા તો ભારતભુમિના વીર પુત્રો જે પવિત્ર વૃત્તિથી શરણાંગતોનું રક્ષણ કરે છે તેવી ઉચ્ચ શૌર્ય બુદ્ધિથી તેઓ તજાયલા હતા. જાતની હિંદવાણી–તેમાં વળી યુવાન અને સ્વરૂપવાન–એકાંતમાં પ્રાપ્ત થયેલી, તેથી તેઓ મોહાંધ થઇ ગયા, અને તેમાંના એકે તેણીની બાંહ્ય પકડીને તેને મૂઢપણે પોતાની તરફ ખેંચી અને બરાડ પાડી ઉઠયો, "ખામોશ, દીલરૂબા!" (મધુરી–ચૂપ રહે). આમ બોલતા બોલતા તેણે તેણીને પોતાના જમણા હાથમાંની બંદુક બાજુપર કરીને તે હાથથી ઉપાડી ઉંચી કરી તથા ડાબો હાથ તેણીના મુખ ઉપર મૂકયો. પછી અનાયાસે પ્રાપ્ત થયેલા આ શિકાર તરફ એક દૃષ્ટિએ જોતાં જોતાં અને તેણીની ખુબસુરતી ઉપર મોહિત થતાં થતાં, તેણે પોતાનું વદન પોતાના સાથી તરફ ફેરવ્યું અને બોલ્યો; "માશ ઉલ્લાહ અબદુલકાદર જીલાનીની* કૃપાથી આ રત્ન પ્રાપ્ત થયું છે. સ્ત્રીઓને છાવણીમાં કે છાવણી સાથે રાખવી નહિ એવો નામવર શાહનો સખ્ત હુકમ હોવાથી એક આખો માસ વીતિ ગયો, પણ આપણે એક પણ સ્ત્રીના દર્શન સરખાં થયાં ન હોતાં, તેથી કૃપાળુ પીર સાહેબે, ગરીબ લડવૈયાઓ ઉપર મેહેર કરીને આ શિકાર મોકલી આપ્યો છે, તો, બંદે ખુદા! જોકે તે આપણને કેટલોક લાભ આપશે; અને જો તેણીથી કંટાળી જઇશું તો આપણે તેણીને કોઇ અમીરને દાસીરૂપે વેચી દેઇશું તો તેથી પણ બહુજ પ્રાપ્તિ થશે."

પોતાના સાથીના મુખમાંથી નિકળતા આ સુંદરાંગીની પ્રશંસાના શબ્દોથી તેના હૃદયમાં રહેલી જાતિને સ્વાભાવિક લોભ અને ઇર્ષ્યાની વૃત્તિઓ, તેના મનમાં ઉભરાઇ આવી, અને સાથીના હાથમાં તે રત્ન પડેલું જોઇને તેણે કહ્યું;–"અને જો તેટલામાં કોઇને કાંઇ માલમ પડી ગયું તો પાદશાહના ફરમાનનો ભંગ કરનારા મ્હારા અને ત્હારા જેવા ગરીબ સીપાઇઓ પાસેથી તે રત્નને છીનવી લેવામાં આવશે

---

* અબદુલકાદર જીલાની સુની મુસલમાનોનો મ્હોટામાં મ્હોટો પીર છે અને તે "બડાપીર સાહેબ" કહેવાય છે. તેની કબર બગદાદ પાસે છે.

અને આપણને મૂળ આટના કરવામાં આવશે. ના, ના, ખુદાયાર ! હાલે આમ થનાર મદદ ધન કરતાં આજે મળી જતું અલ્પધન વધારે સારૂં છે, કારણ કે એક ક્ષણ પછી આપણે જીવતા રહીશું કે નહિ તેની કોને ખબર છે?”

ખુદાયારે ચારે તરફ દૃષ્ટિ ફેરવી; “સ્થળ એકાંત છે,” તેણે કહ્યું. “દાઉદ ! તું દૂર થા. મ્હેં તેણીને પ્રથમ પકડી છે અને તેથી તે મ્હારી છે.”

દાઉદ સ્થીર થયો અને ઉલટો સેહેજ નજીક ગયો.

શાંતપણે પણ સાવધાની સાથે પોતાનો સાથી—જે તેટલીજ સાવચેતીથી તેની તરફ જોઇ રહ્યો હતો, તેના તરફ જોતાં અને આગળ દૃઢ પગલાં ભરતાં તેણે ઉત્તર આપ્યો; “પરમાત્માએ તેણીને તને કેવી રીતે આપી છે તે હું સમજી શકતો નથી. મ્હેં તેણીને પ્રથમ જોઇ હતી, અને તેથી મ્હારો પણ તેટલોજ હક છે અને હું પણ તને કહી શકું કે ખુદાયાર ! ચલ દૂર થા.”

ખુદાયારે તે કંપતી અને ધ્રુજતી બાળાને પોતાના જમણા હાથમાંથી ડાબા હાથમાં લીધી, અને છરીના પટામાં ભરાવેલી પોતાની બંદુકને છૂટી કરી તથા તેનો રોષ અને જનુન સ્પષ્ટપણે દર્શાવી રહેલા વદનને દાઉદ તરફ ફેરવી, ભવાં ચઢાવીને તેણે ટુંક ઉત્તર આપ્યો, “**તેણી મ્હારી છે.**”

ખુદાયાર, તેની રીતભાતથી જરાક પણ નહિ ડરેલો, તેમજ દૃઢ અને નિશ્ચિન્તપણે પોતાનો હક પોતે લેશેજ એમ દેખાડતો, ધીરે પણ મક્કમ અવાજે કહ્યું. “**શસ્ત્ર**નો ઉપયોગ કીધા વિના આ વાંધો પતાવવાનો મને માત્ર એકજ રસ્તો દેખાય છે. આપણે એકી બેકી રમીએ, અને પરમાત્માનેજ તેની ઇચ્છાનુસાર નિર્ણય કરવા દઇએ.”

અર્ધ જંગલી અને કાંઈક અનિશ્ચિત જણાતાં ખુદાયારે થોડીક પળ સુધી આ બાબત ઉપર વિચાર કરીને જવાબ આપ્યો, “ હા, દાઉદ ! એક નિર્જીવ હિંદુ અબળા, જેણી એક અરધા કલાક પછી એમાંથી કોઇને પણ કંઈ પણ કિંમતની નહિ રહે, તેને માટે બે ચુસ્ત મુસલમાનોએ પરસ્પરમાં લડવું તેના કરતાં એ માર્ગ બહુજ ઉત્તમ છે. ચાલ હું એકી કે બેકી પૂછીશ, અને રસુલ ઈલ્લાહ તથા ઘોસ મોહયુદ્દીન* ઉપર પરિણામ માટે વિશ્વાસ રાખીશ.”

દાઉદે તુરતજ પોતાનો હાથ ગોળીઓની પેટીમાં નાંખ્યો અને ત્વરાથી બાહેર કાઢીને પોતાની મૂઠી સામે પોતાના સાથી તરફ ધરીને પૂછ્યું, “બોલ એકી કે બેકી ?”

“એકી !” ખુદાયારે સહસા ઉત્તર આપ્યો. પરંતુ દાઉદે પોતાની મૂઠી ઉઘાડીને ઉંચે પોતાના સોબતી તરફ હજુ તો ધરી નથી, તેટલામાં તેઓના કાન ઉપર દોડતા ઘોડાઓની ખરીના અવાજો આવ્યા. તેણે બેધ્યાનપણે ગોળીઓ નીચે નાંખી દીધી અને બેઉ જણા કોઇ શિકારની શોધમાં હોય તેમ નાળાની બાજુમાં દોડવા અને સંતાવા લાગ્યા અને છેવટે દાઉદે એક ભેખડની ઓથમાં બેસીને પોતાનું માથું સહેજ ઉંચું કરીને ઉપર જોયું, અને વીજળીની ત્વરાથી તે ત્યાંથી પાછો ફર્યો અને બૂમ પાડી ઉઠયો–“નહાસ, નહાસ, ખુદાયાર ! ભાગ, દોડ, નાળાની ઉપરની તરફ, ને ભાગી જા. પનાઉ ખુદા–શાહ પોતેજ આ તરફ આવે છે અને જો તે આવી વખતે

* અબદુલ કાદર જીલાનીની અટક છે.

પહેરા ઉપર ઉભા રહેલા જોવાને બદલે, આપણને આવી જગ્યાએ કોઇ સ્ત્રી સાથે રમત કરતા જોશે તો, યા ઘોસ મોહુદીન–યા હજરત ખ્વાજા ખદીર,* યા અલ્લાહ–આપણા તો દિવસ પૂરાજ થઇ ગયા–”

ખુદાયારના પણ હોંશ ઉડી ગયા અને વીલે મ્હોડે તેણે ત્યાંથી ચાલવા માંડયું અને પોતાની સાથે જ પોતાના શિકારને પણ અડધી ઘસડાતી ખેંચી ચાલ્યો. પઠાણોની સ્વાભાવિક લોભ વૃત્તિને વશ થઇને, દાઉદે પણ દંડ અને બીન ને તેમની અસલ જગાએથી પછવાડેથી લઈ લીધા અને તેમની પછવાડે ચાલ્યો.

આ ત્રણ જણાઓ નાળાના વાંક આગળથી, વાંકા વળતા અને સંતાતા તથા નિરાધાર અબળાને પણ તેવી રીતે વર્તવાની ફરજ પાડતા હજુ તો અદૃશ્ય થયા નથી તેટલામાં જ ભભકાદાર વસ્ત્રો અને શસ્ત્રોથી સજ્જ થયેલા સુંદર ઘોડા ઉપર બેઠેલા પાંચથી છ સ્વારો ત્યાં આવી પહોંચ્યા. તેઓની અગાડી કોલસા જેવા કાળા રંગના ઉંચી તુમખના તુર્કીમાંની અશ્વ ઉપર વિરાજેલો, કાળા પરિધાનમાં સજ્જ થયેલો, એક મજબુત ઘોડેસ્વાર ચાલતો હતો. તેઓ નાળામાં કૂદ્યા અને તેની ઉપલી તરફજ ચાલવા લાગ્યા.

એકાએક અગાડીનો સ્વાર ઉભો રહ્યો અને પ્રભાતના સૂર્યના તેજને પોતાની આંખ ઉપરથી હસ્તપટવડે નિવારતા નિવારતા તેણે નાળાના ઉપલા ભાગો તરફ એક તિક્ષ્ણ લાંબી દૃષ્ટિ કીધી અને પાછો ઘોડો દોડાવ્યો, પછી જમણી તરફ વળી જઇને તટ ઉપર ચડી ગયો અને બધા સ્વારો સહિત અદૃશ્ય થઇ ગયો.

અગાડીનો સ્વાર તે હિંદમાં કાળો કેહેર વર્તાવી ગયેલા પ્રખ્યાત નાદિરશાહનો શિષ્ય અને તેનું જ અનુસરણ કરનાર ખોરાસાનનો પાદશાહ અહમદશાહ અબદાલી હતો.

આ સઘળો વખત સેહેજમાં જ પકડાતા બચી ગયેલા પેલા બે અફઘાનો પાદશાહની ગરૂડ જેવી તિક્ષ્ણ દૃષ્ટિ ચૂકવવાને નાળાના ઉંડા ભાગમાં ચાલવાનો પ્રયત્ન કરતાં કરતાં વાંકા ને વાંકા વળીને અગાડી વધતા હતા તથા સાથે ભીતિગ્રસ્ત શિકારને પણ લઇ જતા હતા. તેઓ હવે નાળાના છેક છાછરા ભાગમાં આવ્યા, અને અત્ર તેમના કર્ણોએ સાક્ષી આપી કે તેઓ હવે પોતાની છાવણીની લગોલગ આવી પહોંચ્યા હતા.

તેઓ એક ક્ષણભર થોભ્યા અને ત્વરાથી નિશ્ચય કીધો કે શિકારને તંબૂમાં લઇ જવો; અને જોકે સખ્તાઇથી વર્તનાર શાહના શાસનનો ભંગ તેથી થતો હતો, તોપણ બીજા ભયો કરતાં આ જોખમ ઓછું હતું, અને તેથી શાહ જૂદી દીશામાં જાય છે એવું તેના અશ્વોના ચરણના આછા અને આછા થતા અવાજ ઉપરથી નક્કી કરીને તેઓ ડાબી તરફના કિનારા ઉપર ચઢ્યા. અત્રથી બસો હાથથી પણ નજીક આવેલી અફઘાન છાવણી, તેઓ સ્પષ્ટપણે જોઇ શક્યા.

જ્યારે પોતાની ગભરાયલી આંખોવડે આ દુઃખી બાળા નજર આગળનો ચિત્રવિચિત્ર દેખાવ જુએ છે ત્યારે આપણે વાંચકને જે કાળમાં આ કથામાં કહેવામાં આવનારા બનવો બન્યા છે તે ઐતિહાસિક કાળનું દર્શન કરાવીશું તથા આ છાવણીના હેતુનું, તેમાંના રહેવાસીઓની રીતિનું તથા તેના સ્થાનનું જ્ઞાન આપીશું.

---

* તે “આબેહયાત” અથવા જીંદગીનો, સમુદ્રનો, નદીનો અને પાણીનો અધિષ્ઠાતા છે.

## પ્રકરણ ૨ જું.

---

### ઉત્તર વિરૂદ્ધ દક્ષિણ.

આપણી વાર્તાની શરૂઆત થાય છે તે દહાડો તા. ૨૮ મી નવેંબર ૧૭૬૦ નો હતો. મહાન વિજયી શાહનશાહ બાબરે સ્થાપેલું ને તેના પુત્રે ગુમાવીને પુનઃ સંપાદન કરેલું અને પૌત્રે અનેક રીતે તેની જડને દૃઢ કરીને સ્વસ્થ બનાવેલું મહાન શાહનશાહત, આજે મૃત્યુના મુખમાં પેસવાની અણી ઉપર હતું. સ્વદેશી પ્રજા અને કીર્તિના સ્થાનરૂપે, જોકે લોકો તેના પ્રતિ અધાપિ પણ માનભરી દૃષ્ટિથી જોતા હતા તથા તેના જીવનને અર્થે પ્રયત્નો કરતા હતા, તથાપિ સ્પષ્ટપણે પ્રતીત થતું હતું કે ચારે તરફથી તેનો નાશ કરવાના યત્નો ચાલુ થયા હતા. એક ઘાયલ થયેલા અને મરણોન્મુખ પડેલા સિંહના જર્જરીત શરીરની આસપાસ જેમ ભૂખ્યા વરૂઓના ટોળે ટોળાં એકઠાં થાય છે ને તેને આમથી તેમ ખેંચવા તથા ફાડવા માંડે છે, તેવી જ રીતે અનેક તરફથી, અનેક જાતના ફટકાઓ મારી મારીને, જુદા જુદા શત્રુઓ આ એક વારની પ્રતાપી પાદશાહતનો અંત આણવાને મથતા હતા. બંગાલામાં અંગ્રેજો પગપેસારો કરવા મથતા હતા; ઉત્તર તથા વાયવ્ય દીશાઓ તરફથી શૂરા અને લોભી અફઘાનો પોતાની સત્તા સ્થાપન કરવાને મથતા હતા; દક્ષિણમાંથી મરાઠા સિપાઇઓના ટોળા તીડની માફક દેશપર પ્રસરી જઇને તેનો કબજો મેળવવાને મશગુલ થયલા હતા, અને છેક હૃદય આગળ પણ રોહીલાઓ અને જાટો તેના ઉપર પોતાનું પરાક્રમ ખાલી કરતા હતા. આ પ્રગટ શત્રુઓ સિવાય રાજ્યના ગુપ્ત શત્રુઓ, જેવા કે, અશક્ત રાજ્યકર્તાઓ, નિમકહરામ સુબાઓ, ખટપટી અને સ્વાર્થી અમીર ઉમરાવો, દુલ્લટીયા યોદ્ધાઓ, મન વગરના અને સ્વાર્થ સિદ્ધિમાં દક્ષ લશ્કરી અમલદારો, રાજ્યના આ વિનાશરૂપી યજ્ઞમાં આહૂતિયો આપતા હતા.

મહારાજ્યનો નાશ કરવાના કાર્યમાં મચી રહેલા અનેક શત્રુઓમાં, તે રાજ્યનું પદ ધારણ કરીને હિંદમાં પોતાનું મહારાજ્ય સ્થાપન કરવાની આશા માત્ર એક જ શત્રુ રાખતો હતો. દક્ષિણીઓ, જેઓનો ઉદય આલમગીર પહેલાના અમલમાં થયો હતો; અને જેઓ મરાઠાને નામે પ્રસિદ્ધિમાં આવ્યા હતા તેઓ, મોગલ શાહનશાહતનું સ્થલ સાચવશે એવું લાગતું હતું. અને તેનાં અનેક કારણો પણ હતાં. મહાન ઔરંગઝેબ સામેનું તેમનું યુદ્ધ, ધર્મના રક્ષણાર્થે ઉદ્ભવ્યું હતું, અને ત્યાર પછી પણ આજ સુધી તેઓએ આર્યધર્મના રક્ષક હોવાનો દાવો કરીને, ધીરે ધીરે સર્વ હિંદુઓની લાગણી પોતાની તરફ ખેંચી લીધી હતી. વળી તેઓએ નવી જાતની યુદ્ધ કળા (જેને "ગેરીલા" કહે છે)—અનિયમિતપણે યુદ્ધ કરવાની કળા—વાપરવા માંડી હતી. આ યુદ્ધ કળા મહાન રાજ્યની સ્થાપનાને અર્થે જો કે નિરૂપયોગી છે ખરી, પરંતુ તે વખત સુધી ચાલુ દાવપેચની તથા મહાન સમારંભ સાથે યુદ્ધ કરવાની રીતિ સામે તે અતિશય ઉપયોગી થઈ પડી હતી. મરાઠા સરદારો મહાન મોગલોના સૈન્યને એકત્ર થઇને યુદ્ધમાં રોકવાને બદલે, છુટા છવાયાં તે મહાન સૈન્યમાંના નબળા ભાગો ઉપર તુટી પડતા અને તેને કટકે કટકે વીખેરી નાંખતા હતા.

ત્રીજું, હાલના જમાનાના પ્રસ્થાનોની માફક તેઓ પણ લડાઇનો ખર્ચ લડાઇ-

માંથી જ પૂરો કરતા. આ વખતની પૂર્વે આ રીતિ* અત્ર પ્રચલિત નહોતી, ત્યારે બેય તરફના સૈન્યો દેશના લોકોને ઇજા કરતા નહોતા. પરંતુ મરાઠાઓએ તે રીતિ બદલી નાંખી. જ્યાં આગળ તે લોકો લૂટફાટ કરતા નહોતા ત્યાં આગળ તેઓ ખેડુતો અને રૈયતો પાસેથી લાગો લેતા અને તેવી રીતે લડાઇનો ખર્ચ લડાઇમાંથી જ પૂરો કરતા. આ રીતિ હજુ મોગલોને આવડી નહોતી અને તેથી તેઓ મરાઠાઓની સામે લાંબો વખત સુધી ટકાવ કરી શકતા નહોતા.

આ વેળાએ મરાઠા સરદારોનો નામનો ઉપરી તો મહારાજા શિવાજી છત્રપતીનો પ્રપૌત્ર હતો, પરંતુ ખરી સત્તા તો તેના અષ્ટ પ્રધાનોમાં ઉપરી પેશ્વાઓના હાથમાં જ હતી. પેશ્વા આજ કાલ ખરા રાજ્યકર્ત્તાનું પદ ભોગવતો હતો અને તેના શાસનથી મરાઠાઓ આખા દેશ ઉપર ફરી વળ્યા હતા. મધ્ય હિંદુસ્થાન તેઓએ કબજે કીધું હતું અને બંગાળા તથા પંજાબના લોકોના હૃદયમાં તેના ધાડપાડુ સિપાઇઓનો ભય નિત્યનો હતો. તેઓએ ખુદ પાયતખ્ત શહેર દિલ્હીમાં પણ પોતાનો પગપેસારો કીધો હતો અને પોતાની મરજી પ્રમાણેના શાહનશાહને ગાદી ઉપર બેસાડયો હતો.

પરંતુ આ તેમની મહના ચીરકાળી નહોતી; કારણ કે હમણાં જ એક નવિન શત્રુએ દેખાવ દીધો હતો.

પ્રખ્યાત ઇરાની શાહ **નાદિરશાહ**, જેણે ઇ. સ. ૧૭૩૮ માં હિંદુસ્થાનની પ્રજામાં કાળો કેહેર વર્તાવ્યો હતો તથા જે હિંદના પ્રખ્યાત શોખીન બાદશાહ **શાહ**જહાને બનાવેલું જગતના નુરરૂપ મહાન સિંહાસન "મયુરાસન" ઉપાડી ગયો હતો. તેના સરદારોમાંનો એક, અને તેનો માનીતો શિષ્ય, હાલમાં **ખોરાસાન**ની† પાદશાહતનો ધણી થઇ બેઠો હતો. **અહમદશાહ અબદાલી** પોતાને **દુરાની** કહેવડાવતો અને હિંદમાં, તેમજ એશિયાના બીજા ભાગોમાં, તે અદ્યાપિ પણ **દુરાની**ના નામથી જ વધારે જાણીતો છે. દુરાનીએ પોતાનું રાજ્ય પૂર્વના દેશોમાં વધારવાની ઇચ્છાથી, વારંવાર હિંદ ઉપર હલ્લા કીધા અને ધીરે ધીરે પંજાબમાં પોતાની સત્તા સ્થીર કરીને સ્થાપી; તથા પોતાના જ્યેષ્ઠ પુત્ર **તૈમૂરશાહ**ને તે પ્રાંતનો સુબો નિમ્યો હતો.

આ સમયે દિલ્હીના તખ્ત ઉપર **આલમગીર** બીજાને બેસાડવામાં આવ્યો હતો, અને તેના વજીર મીર **ગાઝીયુદ્દીને**, મરાઠાઓની સાહાયતાથી પોતાના હરીફ

---

* પૂર્વેના યુરોપીયન પ્રવાસીઓ (બર્નીયર અથવા ટ્રેવર્નીયર) ના પુસ્તકોપરથી માલમ પડે છે કે જ્યારે દેશમાં લડાઈ ચાલતી હોય ત્યારે પણ ખેડુતો અને રૈયતો કોઈ પણ જાતની ઇજા કે દુઃખ ખમ્યા વગર પોતાનું કામ કર્યા જતા હતા.

† અફગાનિસ્થાન, ઉત્તર બલુચીસ્થાન, યુસુફઝાઇઓનો મૂલક, બલ્ખ અને બદુખશાન, ઉત્તર સેઇસ્થાન, હિરાત પરગણું, મશુદ અને નિશાપુરમાંનો ઇરાનના તાબાનો ભાગ, મર્વ અને સુરક્ષમાંનો તુર્કોમાનોનો ભાગ—આટલા મૂલકને તેવારના લોકો **ખોરાસાન** કહેતા હતા. અને **અહમદશાહ અબદાલી**થી તે શાહ **સુજા**-ઉલ-મુલ્ક સુધીના પાદશાહોનો ખેતાબ "બાદશાહ-એ-ખોરાસાન" હતો તથા આ બધો મૂલક ત્યાંસુધી "દુરાની શાહનશાહત"ને નામે ઓળખાતો હતો. રશીયાએ કાબુલના "**શેરઅલી**" ને "બાદશાહ-એ-ખોરાસાન"નો ઇલકાબ પાછો આપવાની લાલચે પોતાના પક્ષમાં લીધો હતો.

નજીબઉદ્દૌલાને દૂર કરીને પોતાની પ્રજા બેસાડી હતી. તેવી રીતે પોતાનો કાબૂ દૃઢ કરીને રઘુનાથરાવને પોતાની સહાયતામાં રાખીને તેણે હવે પંજાબ પ્રાંત પાછો લેવાનો ઉદ્યમ આરંભ્યો; અને ઇ. સ. ૧૭૫૮ ના અંતમાં તૈમૂરશાહને હરાવીને પંજાબ પ્રાંત કબજે કીધો તથા અફઘાનોને હાંકી મૂક્યા. આ હારનો બદલો લેવાને માટે ખોરાસાનના બાદશાહે હિંદ ઉપર ફરીથી હુમલો કરવાનું ઠરાવ્યું.

અહમદશાહે આવીને મરાઠા સરદાર **શાબાજીને** લાહોરમાંથી હાંકી કાઢ્યો અને દુરાની લશ્કર દિલ્હી તરફ આગળ વધ્યું. **દત્તાજી** સિંધિયાથી અને **મલ્હારરાવ** હોલ્કર યમુનાની પૂર્વના અને ચંબળની દક્ષિણના પોતાના મુખ્ય સ્થાનકોપરથી એકદમ નીકળીને ઉત્તર તરફ **શાબાજીને** તથા પાટનગરમાંના મરાઠા સરદાર **જનકોજીને** સહાયતા આપવાને આગળ વધ્યા. તેઓ **શાબાજીની** મદદે સવેળા આવી શક્યા નહિ અને તેથી બે વિભાગમાં પોતાનું બળ વહેંચી નાંખ્યું અને યમુનાના જમણા તટ ઉપરથી પાછા ફરવા માંડ્યું. આ પાછા ફરવાની નાસભાગમાં પાછલા ભાગની સરદારી **દત્તાજીને** આપી હતી. **અહમદ** શાહે તેમની પૂઠ લીધી ખરી, પરંતુ માર્ગમાંથી તે પોતાના સૈન્યનો મ્હોટો ભાગ લઇને યમુનાજી ઉતરીને આગલ વધ્યો તથા બાકીના ભાગને પાછા ફરતા મરાઠાઓની પૂઠે જવાને કહેતો ગયો. તેની આ રીતિથી તેને ઘણોક લાભ થયો. આ ભાગ રોહીલાઓના તાબામાં હોવાથી, મરાઠાઓનો ઉપદ્રવ ઓછો ન હોતો તેથી અત્રે તેને પોતાના સૈન્યને માટે જોઈતી ખોરાકી મળી શકી, તેમ જ તેની અને મરાઠાઓની વચમાં યમુનાજી આવેલા હોવાથી તે વિના હરકતે ઘાસચારો એકઠો કરી શક્યો તથા સેહેલાઈથી અગાડી વધી શક્યો. વળી વચમાં નદી હોવાથી તેની હીલચાલથી મરાઠાઓ અજ્ઞાન રહેતા અને આ ભાગમાં મુખ્ય વસ્તી મુસલમાનો તથા રોહિલાઓની હોવાથી તેને નવા માણસોની પણ સહાયતા મળી. વળી અત્રથી તે રોહીલા સરદારો, **નજીબઉદ્દૌલા** અને **હાફેઝ** રહેમતખાન સાથે તથા આઉદના (અવધ પ્રાંતના) સુબેદાર સુજાઉદ્દૌલા સાથે પણ સંદેશા, મુશ્કેલી વિના ચલાવી શક્યો. આ સિવાય તેને આ રીતિથી બીજો મોટો લાભ એ થયો કે, શત્રુને પોતાની હીલચાલની ખબર પડવા દીધા વિના, તે જાતે તેઓની ખબર રાખી શકતો તથા જમનાના કીનારે કીનારે આગળ વધીને તે શત્રુના ન્હાસવાના માર્ગને રોકીને, તેમને વચમાં લાવી શકતો હતો. એશીયાના લશ્કરી અમલદારોને માટે આ તેની રીતિ ઘણી જ નવાઈની હતી. પરંતુ **નાદીરશાહની** તથા તેના શિષ્યની અક્કલ આથી ખરેખરી માલમ પડતી હતી. **દત્તાજી** સિંધિયા આ બધો વખત એમ જ સમજતો હતો કે શાહ પોતાના સઘળા સૈન્ય સાથે તેની પૂઠે આવતો હતો. તેની ડાબી તરફ જમનાજી હોવાથી તેના ઘોડેસવારો આગળ પાછળની ઝાઝી ખબર મેળવી શકતા નહોતા—જ્યારે દેશમાંના લોકો—જેઓને તેણે ઉત્તરમાં જતી વખતે બહુજ સતાવેલા હતા તેઓ—તેને શત્રુ સંબંધી કાંઈપણ ખબર આપતા નહોતા. આથી તે બહુજ ધીરે ધીરે પાછો હઠતો હતો; અને વચમાં વચમાં શત્રુ સાથે ન્હાની ન્હાની ઝપાઝપી પણ કરતો હતો. આ બધાનો મૂળ હેતુ કદાચ **જનકોજીને**; દિલ્હી ખાલી કરીને, **મલ્હારરાવ** હોલ્કરને જઈ મળવા જેટલો વખત આપવાનો પણ હોય. એટલામાં **અહમદશાહ** વસારાબંધ અગાડી વધ્યો જતો હતો; અને તે દિલ્હીથી થોડે દૂર હતો ત્યારે એકાએક તેણે જમણી તરફ પાછા વળીને જમુનાજી ઉતરવા માંડીને સામે પાર આવીને શત્રુની બાજુ ઉપર

જોરથી ધસારો કીધો. મલ્હારરાવ તો આટલા સમયમાં બહુ દૂર નીકળી ગયો હતો; પરંતુ દત્તાજી સિંધિયા આ જાળમાં ફસાઈ ગયો, અને યુદ્ધમાં માર્યો ગયો. તેનું અર્ધું સૈન્ય પણ માર્યું ગયું અને તેનો ન્હાનો ભાઇ પ્રખ્યાત મહાદાજીરાવ મહામુશ્કેલીથી જીવ લઇને નાઠો.

દિલ્હીમાં હવે ગભરાટ મચી રહ્યો હતો. જનકોજી ત્યાંથી જીવ લઇને નાઠો ને મલ્હારરાવને જઇ મળ્યો. પોતાના કેટલાક કૃત્યોથી નારાજ થયેલો પાદશાહ અહમદશાહની તથા તેની સાથેના રોહીલા સરદારો અને સુજાઉદ્દૌલાની સાથે મળી જઇને, પોતાની સત્તા ભ્રષ્ટ કરશે એવો ભય લાગવાથી, ગાઝીયુદ્દીને, તે નામના પાદશાહને મારી નાંખ્યો, તથા ઔરંગઝેબના સર્વથી ન્હાના પુત્ર કામબક્ષના એક પુત્રને શાહજહાન બીજાના નામથી ગાદી ઉપર બેસાડવાનો યત્ન કરવા લાગ્યો. પરંતુ શત્રુના નજીક આવવાથી ભયભીત થયેલો તે બાયલો સરદાર, દિલ્હી છોડીને નાઠો અને સુરજમલ જાટના એક કિલ્લામાં—મરાઠાઓ અફઘાનોને આવીને હાંકી કાઢે ત્યાંસુધી રાહ જોવાને—ભરાઇ બેઠો.

મલ્હારરાવ આગ્રા મૂકીને અગાડી ગયો હતો ત્યાંથી અહમદખાન બંગશના રોહીલાઓના રક્ષણ નીચે, ખોરાકી અને ઘાસદાણા, શત્રુને અર્થે જાય છે એવું સાંભળતાં જ, તેને માર્ગમાં લૂંટવાના વિચારથી, તે પાછો ફર્યો અને ઓચિંતો તેના ઉપર છાપો મારીને તે બધા સાથને પકડીને તેનો નાશ કીધો. પણ આ કાર્યમાં તેને અણચિંતવ્યો એટલો તો વિલંબ થઇ ગયો કે અફઘાનોના સૈન્યના આગળ વધેલા ભાગે તેને પકડી પાડ્યો અને સિકંદરા આગળ એક લડાઈ થઈ, જેમાં તેના ઘણા માણસો માર્યા ગયા. મરાઠાઓના છૂટાછવાયા માણસો હવે દક્ષિણ તરફ પાછા ફર્યા અને વિજયી અહમદશાહે દિલ્હીમાં પ્રવેશ કીધો તથા પોતાની મહેનત વ્યર્થ ન જાય માટે રોહીલાઓ સાથે તથા સુજાઉદ્દૌલાની સાથે કાંઇક સ્થાયીની વ્યવસ્થા કરવાને મસલત ચલાવવા લાગ્યો.

આ હારની ખબર પૂના પહોંચી કે તુરત જ વૈર વાળવાને માટે મહાભારત પ્રયત્ન કરવાનો નિશ્ચય ત્યાં આગળ થયો. આ વખતે પૂનાની દરબારમાં પેશ્વા બાલાજીરાવના કાકાના પુત્ર સદાશીવરાવનું ચલણ હતું અને તેણે આ વાતને ઉપાડી લીધી. થોડુંક થયા જ તે દક્ષિણના સુબેદાર નિઝામને હરાવીને પાછો આવ્યો હતો અને પ્રખ્યાત ફ્રેંચ સરદાર બુસીના શિક્ષણથી નિપુણ થયેલા ઇબ્રાહીમખાન ગાર્દીના હાથ નીચે તેણે એક યુરોપીયન પદ્ધતિ પ્રમાણેનું સૈન્ય એકઠું કીધું હતું. જેમ યુદ્ધ કળામાં તેણે ખ્યાતિ મેળવી હતી, તેમજ તેના પિતાએ પણ પોર્ટુગીસોના હાથમાંથી કોંકણનો સમુદ્ર કિનારાનો બધો ભાગ જીતી લઇને ખ્યાતિ મેળવી હતી. તે હવે વધારે મ્હોટો વિજય મેળવવાને આતુર હતો, તેમજ તેને પોતાને માથેથી મેહેણું પણ ટાળવાનું હતું. તૈમૂરશાહને હરાવીને લાહોર સર કીધા પછી જ્યારે રઘુનાથરાવ પૂના પાછા આવ્યા ત્યારે તેના ભારે ખર્ચ માટે તેણે તે સરદારની મજાક કીધી હતી અને તે ઉપરથી તે સરદારે તેને ટકોરમાં પોતાને હાથે તેવું પરાક્રમ કરી દેખાડવાને કહ્યું હતું—જેમ કરવાંની તેણે પ્રતિજ્ઞા પણ કીધી હતી; તો હવે પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવાનો સમય આવ્યો હતો. આખા એશિયાખંડમાં પોતાની કીર્તિને ફેલાવી દેનાર અને યુદ્ધકળામાં નિપુણ એવા મહાન પાદશાહને હરાવીને હાંકી કાઢવાનું માન તેને ખાટવા દેવાને માટે તેણે પેશ્વાને આજીજી કરીને

તેણે પ્રતિજ્ઞા કીધી કે "દક્ષિણીઓની કીર્તિને લાગેલું આ કલંક દૂર કરીને અફઘાનોને તો હિંદુસ્થાનમાંથી અટક બાહેર હાંકી ન મૂકું તો જીવતો પૂનામાં પગ મૂકું નહિ."

યુદ્ધને માટે મહાભારત તૈયારીઓ ચાલવા લાગી. પેશ્વાનું સઘળું સૈન્ય, નવી રાખેલી સઘળી ટુકડીઓને દરેકે દરેક ન્હાના મ્હોટા મરાઠા સરદારોનું સર્વ બળ, એકત્ર કરવામાં આવ્યું હતું. વળી મરાઠાઓએ પોતાની હમેંશની રીતિ પ્રમાણે આને ધર્મ-યુદ્ધમાં ગણાવવાને પ્રયત્ન કીધો હતો; અને ગૌબ્રાહ્મણના રક્ષણાર્થે કરવામાં આવતા આ યુદ્ધમાં સામેલ થવાને રાજપૂતો, જાટો અને દરેકે દરેક હિંદુને ઉશ્કેરવામાં આવ્યા હતા. વળી તેમાં ઉત્સાહ વધારવાને પેશ્વાના જ્યેષ્ઠ પુત્ર **વિશ્વાસરાવે** પણ સાથે જવાનું જાહેર કીધું હતું. આવી રીતે **શીવાજી** મહારાજાના સમય પછી—કદીપણ દક્ષિણમાં નહિ જોવામાં આવેલા એવા ભારે ઉત્સાહ સાથે, અતિશય સમારંભ અને સરંજામ સાથે આ મ્હોટું દળ, વાદળ જેમ હિંદી મહાસાગરમાંથી ઉત્તરમાં હિમાલય તરફ ધસ્યું જાય છે, તેમ સમુદ્રના મહાન મોજાની માફક, ઉત્તર તરફ આગળ ધસ્યું.

આ સઘળો વખત **અહમદશાહ** પણ હિંદુઓના ધર્મયુદ્ધની સામે તેવું જ ધર્મયુદ્ધ કરવાની તૈયારી કરતો હતો. તે **સુજાઉદૌલાને** પોતાના પક્ષમાં લઇને રોહીલાઓને પોતાની સાથે મળી જવાને ઉશ્કેરવાને દિલ્હી મૂકીને, રોહીલખંડમાં આવેલા **અનુપશાહરમાં** આવ્યો હતો, તેણે હવે આ **દીનની** લડાઈ છે એમ જાહેર કીધું અને **ભાઉસાહેબની** સામે થવાને મહાન પ્રયાસ આરંભ્યો. મરાઠાઓ દક્ષિણમાંથી પાણીના મોજાની માફક ધસ્યા આવે છે તે તેણે સાંભળ્યું, પણ યમુનાજી અને કાળી નદીમાં પૂર ચઢેલા હોવાથી તે સમયસર દિલ્હી બચાવવાને આવી શક્યો નહિ.

પિતાની કીર્તિનો અભિમાની, પોતાની નિપુણતામાં પૂર્ણ વિશ્વાસ રાખનાર, જે મહાન સૈન્ય તેણે એકત્ર કીધું હતું તેથી વ્યર્થ ગુમાનમાં આવી જનાર, **સદા-શીવરાવ** લડાઈઓ લડવાને તથા શહેરોને ઘેરા નાંખવાને આતુર હતો, અને તેથી જ્યારે **સૂરજમલ** જાટે તથા **મલ્હારરાવ હોલ્કરે** તેને મરાઠાઓની ખાસ રીતિને અનુસરવાને કહ્યું, ત્યારે હિંદને હત ભાગ્યે તે મિથ્યાભિમાનીએ તેમનું "ખેડુતો અને ભરવાડોની* શીખામણ ઉપર ધ્યાન આપવું એ યોગ્ય ધારતો નથી" કહીને અપમાન કીધું. આ અપમાનને લીધે તેઓના મન દુભાયા અને મરાઠાઓની હારનું તે પણ એક કારણ હતું.

દિલ્હી તેઓએ એકદમ કબજે કીધું અને **સદાશીવરાવે** પાદશાહત પેશ્વાના પુત્ર

---

* જેમ મુસલમાનો પોતાના ધર્મયુદ્ધમાં ઝુંડા ઉપર "અર્ધચન્દ્ર" રાખે છે તેમ જ મરાઠાઓએ આ યુદ્ધમાં પોતાના ભગવા ઝુંડા ઉપર "ત્રિશૂળ" મૂક્યું હતું. "**જાટ**" લોકો મૂળમાં ખેતી કરતા હતા, અને હાલમાં થોડો વખત થયા જ તેઓ રાજદ્વારી બાબતમાં વચ્ચે પડ્યા હતા. રાજસ્થાનના કર્તા ટોડ સાહેબના પ્રમાણે તેઓ (Jete) જાતના લોકો જેઓએ ડેનમાર્કની ઉત્તર "જટલેંડ" (Jutland) વસાવ્યું છે તેમની જાતના છે અને હિંદુસ્થાનમાં સિથીયનોની પછી આવેલા છે. હાલમાં તેમનાં મુખ્ય સ્થાનો ભરતપુર અને પતિયાળા છે.

**મલ્હારરાવ** જાતે ધનગર હતો અને પોતાની ચાલાકી તથા હીંમતથી તે એક મ્હોટો સરદાર બની ગયો હતો.

વિશ્વાસરાવને આપવાનો વિચાર જાહેર કીધો તથા સુજાઉદ્દૌલાને વજીરાત આપવાની માંગણી કીધી. સુજાઉદ્દૌલાને આવી માંગણી કરવામાં તેના બે હેતુ હતા. એક તો તેને પોતાના પક્ષમાં લાલચ વશ કરીને લાવવાની હતી અને જો તેમ નહિ બને તો શત્રુ પક્ષમાં સંશયના બીજ વાવીને તેમાં વિરોધ પાડવાની તેની મૂળ ધારણા હતી. પરંતુ સદાશીવરાવ પોતાના પક્ષના માણસોના ઉપર અચૂક વિશ્વાસ રાખવામાં ઠગાયો. જો કે ધર્મને નિમિત્તે રજપૂતો અને જાટોએ મરાઠા સૈન્યમાં ભાગ લીધો હતો ખરો, પરંતુ "તખ્તે તાઉસ" પ્રતિ તેઓનું માન એટલું દૃઢ હતું કે છેવટે સદાશીવરાવને પોતાનો વિચાર હાલ તુરત માટે મકી દેવો પડયો. તેણે અફગાનોને હાંકી કાઢયા પછી તે કાર્ય પૂરૂં કરવાનો પોતાના મનમાં દૃઢ ઠરાવ કીધો હતો* અને તેથી તેણે હાલ તુરત તો "બાદશાહ-એ-હિંદ"નો માનવંત પણ છવલેણ ઇલકાબ અને શાહનશાહપદ **મિરઝા જવાનબખ્ત**ને આપ્યું.

પરંતુ પેશ્વાના પાયતખ્ત શહેરથી દિલ્હી ઘણું દૂર આવેલું હોવાથી, અને માર્ગમાંના નદી નાળાંઓમાં પૂર આવેલાં હોવાથી, દક્ષિણમાંથી ખોરાકી કે પૈસા આવી શકતા નહોતા અને તેથી આવડા મ્હોટા સૈન્યને માટેની તેની ખોરાકી ખૂટી. તેણે મિત્ર રાજાઓ તથા ખંડીઆ રાજાઓ અને સરદારો પાસેથી મળે તેટલાં નાણાં લીધાં અને છેવટે કાંઇ પણ ન રહેવાથી બાદશાહી તખ્ત અને છત્ર તથા મહેલમાંના જવેરાત ઉપર હાથ નાંખ્યો. તખ્ત અને છત્રનો આમ નાશ કરવાની તેની ધૃષ્ટતાથી—જાટો અને રજપૂતો, જેઓ તેને દૈવી છત્ર માનતા હતા તેઓ, બીલકુલ નારાજ થઇ ગયા, અને મૂળમાં જ, ભાવના છેવટના વિચારો ઉપર સંપૂર્ણ વિશ્વાસ ન હોવાથી, તથા તેના અહંપણાથી કંટાળેલા હોવાથી, તેઓએ તેનો ત્યાગ કર્યો; અને પોતાનું બળ તેમના વિના પણ અહમદશાહ સાથે બાથ ભીડવાને પૂરતું છે એવો દૃઢ વિશ્વાસ હોવાથી, તેણે વખતને અનુસરતી ધીરજ રાખી ખરી. પરંતુ 'દાઝયા ઉપર ડહામ' પ્રમાણે "એવા અર્ધ મુસલમાનો† વિના લડવું એ જ ઉત્તમ છે" એમ કહીને તેઓને નિત્યને માટેના શત્રુ કીધા.

હવે ચોમાસાનો અંત આવ્યો હતો અને ઋતુ લડાઇને યોગ્ય હતી. અહમદશાહ જમનાની પૂર્વ અને પશ્ચિમ તરફ આવેલા દિલ્હીની ઉત્તરના રોહિલખંડ અને પંજાબની વચમાંના મૂલકમાં પડેલો હતો અને અણિની વેળાએ ન્હાસવામાં હરકત ન પડે તથા પોતાને પોતાના વતન સાથેનો વહીવટ ચાલુ રહે તે હેતુથી, તેણે એક મ્હોટું સૈન્ય દિલ્હીથી ઉત્તરે ૬૦ મૈલ ઉપર, જમુના નદી અને તેની ફીરોઝ નહેરના સંગમ ઉપર આવેલા **કુંજપુરા**માં રાખ્યું હતું. સદાશીવરાવે, જમુનાજી ઉતરી જાય અને અહમદશાહ તેની મદદે આવી પહોંચે તે પૂર્વે તે લઈ લેવાના વિચારથી તે તરફ કૂચ કીધી. અહમદશાહને આ વાતની ખબર પડતાં જ તે સુજાઉદ્દૌલા અને રોહીલાઓની ટુકડીઓ સહિત અનૂપશહેરથી નીકળ્યો અને જમુનાજીના કિનારે કિનારે આગળ વધ્યો. સદાશીવરાવની માફક જ તેને પણ યશનો અને વિજયનો

* કેટલાકોના મતથી તેના આ દૃઢ ઠરાવને લીધે જ ઇશ્વરે તેને હાર પમાડી હતી.

† "યા રાણીજાયા, યા બીબીજાયા" એ કહેવત પ્રમાણેના રાજપૂતો અને મોગલોના પરસ્પર લગ્ન સંબંધને તેણે ઉદ્દેશ્યો હતો. ૧૯૭૩૪

પૂર્ણ વિશ્વાસ હોવાથી, તેણે મરાઠાઓની અને દિલ્હીની વચમાં પોતાનું સૈન્ય લઇ જવાનો ઠરાવ કીધો અને ત્યાં આગલ અંતની લડાઈ લડવી પડે તેવી ગોઠવણ કીધી. આવી રીતે બંને સૈન્યો એક બીજાના મૂલસ્થાન સાથેનો વહીવટ તોડવાને મથતાં હતા અને તે કાર્યમાં બેય સૈન્ય સફલ નિવડ્યા હતા; પરંતુ તેમાંથી જે પરિણામો નિપજ્યાં તે હવે પછી આપણે જોઇશું.

ઇબ્રાહીમખાન ગાર્દીના રસાલાએ કુંજપૂરા તુરત જ લીધું અને ભાઉનું અભિમાન વધ્યું. તેણે દિવાલો તોડીને શહેર કબજે કીધું અને તેમાંના રક્ષકોને કતલ કીધા. પણ વૈર લેનાર આવી પહોંચ્યો હતો. આ ખબર સાંભળતાં જ અહમદશાહે વૈર લેવાના સોગંદ લીધા અને જ્યાં આગળથી કોઈપણ વેળાએ કોઇપણ ઉતરવાની હિંમત નહિ કરે તેવે સ્થળેથી, પૂરજોશમાં વેહેતી યમુનામાં તેણે માણસો સાથે ઝંપલાવ્યું અને સામેપાર નિકળ્યો. આમાં તેના ઘણા માણસો ડુબી ગયાં. સામે તટે ચોકી કરનારા થોડા ઘણા મરાઠા સ્વારો હતા, તે ત્યાંથી ભાગી ગયા અને અહમદશાહે કુંજપૂરાથી પાછા ફરતા વિજયી મરાઠા સૈન્યને માર્ગમાં રોકવાને માટે જરાક જમણી તરફ ફેરીયું લીધું. અનેક કારણો, જેનું વર્ણન અત્ર અસ્થાને થઈ પડશે, તેને લીધે, બેય સૈન્યોએ ત્યાં પડાવ નાંખ્યો અને પોતપોતાની છાવણીઓનો બચાવ મજબુત કરવા લાગ્યા અને આપણી વાર્તાના આરંભમાં આપણે બેય સૈન્યોને આવી રીતે પડેલું જોઇએ છીએ.

રંગબેરંગી વાવટાઓ અને નિશાનોવાળા શ્વેત, કાળા, ખાખી રંગના ચટાપટાવાળા અનેક જાતના તંબૂઓ હતા, જેની ટોંચો, કટેરાની ઉપરથી ડોકીયું કરીને બાહર બનતા બનાવો ઉપર ધ્યાન આપતી હોય એવી દેખાતી હતી, તથા તેના ઉપર જૂદી જૂદી ધાતુઓના નાના પ્રકારના ઘાટના શૃંગારો ઝળકી રહ્યા હતા. દૂરથી જ અંદરની વસ્તીની મહાન સંખ્યાને પ્રસિદ્ધ કરનારો અવાજ, હવે નજીક આવવાથી, અતિશય મ્હોટા કોલાહલ જેવો ભાસવા લાગ્યો.

આ છાવણીની ડાબી તરફ કૃત્રિમ જેવી ભાસતી એક ન્હાની ટેકરી ઉપર એક ન્હાના જેવો લાલ રંગનો તંબુ જોવામાં આવતો હતો, અને તેના મધ્યના સ્થંભની ટોંચ ઉપર ખારેકના ઘાટનું એક ઓપ ચડાવેલું ઇંડું, દૂરથી પણ ઝળકતું દેખાતું હતું. આ તંબુની સામેના ચોગાનમાં એક મ્હોટો લીલા રંગનો ઝુંડો—જે રાજ્યના નિશાન જેવો લાગતો હતો—તે એક ઉંચા સ્થંભ ઉપર હવામાં ફરફરી રહ્યો હતો; અને તેની આસપાસ અનેક હથિયારબંધ મનુષ્યો આમતેમ ફરતા હતા તથા તેઓની સ્વારીને માટે જીન બાંધેલા ઘોડાઓ પણ બાજુમાં આરામથી ઘાસ ચરતા હતા.

હાલના સમયમાં લશ્કરી છાવણીમાં જતાં જ જે જાગૃતતા અને ચોકસી જોનારને પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે તેવી કોઈપણ જાતની સંસ્થા આ છાવણીમાં દૃષ્ટિએ પડતી નહોતી; તથાપિ એટલું તો પ્રત્યક્ષ હતું કે છાવણી ઉપર પ્હેરો મજબુત હતો. અને કટેરાની બાહેર લાકડાની એક મ્હોટી ત્રીપાટી ઉપર એક મ્હોટું નગારૂં મૂકેલું હતું અને તેની આસપાસ સશસ્ત્ર તથા અશસ્ત્ર અનેક અફઘાન સિપાઇઓ સૂતેલા, બેઠેલા કે ઉભેલા નજરે પડતા હતા. કેટલાક સિપાઇઓ ત્યાં આગળ પાસે ઉગેલા વડ વૃક્ષની છાયામાં ઝાડને આધારે પોતાના શસ્ત્રો મૂકીને લાંબો હાથ કરવાથી લેવાય તેટલે અંતરે સાદડી, શેતરંજી કે ગાલિચો નાંખીને તે ઉપર બેઠા બેઠા કે આડા પડીને ગપાટા હાંકતા હતા. આ બધામાં એક જણ પ્હેરેગીર હતો એમ તેની ચેષ્ટા ઉપરથી માલમ પડતું હતું. તે બાહેરના વૃક્ષના કટેરા—જેને પારિભાષિક ભાષામાં **ઘુંઘટ** કહે છે તેની બાહેર મુખમાં **કલિઉન** નામની ઇરાની નાની હુકલી પીતો પીતો આમથી તેમ ફેરા મારતો હતો તથા વચમાં વચમાં સંશયી જેવા દેખાતા આવનાર જનારને પ્રશ્નો પૂછતો તથા ઘણીજ બારીક નજરથી તેઓને નિહાળતો હતો—અને કટેરાની બાહેર છાવણીથી થોડેક અંતરે પાંચ સાત સ્વારો—ટોળો મળીને વારંવાર આમથી તેમ જતા આવતા હતા તથા વચમાં વચમાં પ્હેરેગીરને કાંઇક પૂછતા હતા. આ ઉપરથી તેઓ છાવણીના રક્ષક છે એમ લાગતું હતું. દરવાજાની ઉપર એક ઉંચા પાતળા સ્થંભ ઉપર એક લાલ તપખીરીયા રંગનો વાવટો ઉડી રહ્યો હતો અને તેની પછવાડે કટેરાની અંદરની બાજૂએ ત્રણ ન્હાની તોપો સાંકળથી જકડીને ગોઠવેલી હતી.

આપણા બે અફઘાનો પોતાના બંધીવાન સહિત દરવાજા ઉપર આવ્યા અને ચોકીવાન તેઓને ઓળખતો હોવાથી તેણે તેઓની તરફ કાંઇ પણ વિશેષ લક્ષ્ય આપ્યું નહિ, પરંતુ બીજા સિપાઇઓનું ધ્યાન તેઓની સાથેના સોબતી ઉપર ખેંચાયું.

“ખડા રહો!” ત્યાં રખડતા એક સિપાઇએ ઘાંટો પાડ્યો—“આ તમો કોને છાવણીની અંદર ચોરીથી ઘૂસાડો છો ?”

“સાબાશ! ખુબ કીધી;” “આ વળી ક્યાંથી ઉપાડી લાવ્યો;” “આહાહા! શીત રૂતુને માટે બહુ સારો ખેરાક લાવ્યા;” એવા એવા અનેક અવાજો, દોડી આવતા ટોળામાંથી કાને પડવા લાગ્યા.

ખુદાયારને પકડી પાડવાને ઝડપથી ચાલતાં દાઉદે રોષમાં બરાડ પાડી; "પણ તેમાં તમારૂં કાંઇ પણ વળવાનું નથી." અને બેયની મુખમુદ્રાપરથી સ્પષ્ટ પ્રતીત થતું હતું કે બન્ને જણા આ નવિન આગંતુકોને દૂર રહેલા જોવાને ઇચ્છતા હતા.

"અહેખુદા, વધારે વિનયથી ઉત્તર આપતા તમને શું થાય છે? વહાલા! ભાઈ, આપણ મુસલમાનોનો ધર્મ છે કે જે કાંઈ પ્રાપ્ત થાય તે સર્વેએ સરખે હિસ્સે વહેંચી લેવું જોઇએ."

"હવે તમો માર્ગમાંથી દૂર થવાની મેહેરબાની કરશો કે?"

"અરે! અરે! હવે તો આપણે લોકો પણ કૃપણ બનવા લાગ્યા. અરે ભાઈ! જરાક તો શરમા. જા જા શરમા અને હ્હારૂં મ્હોડું આ કપરામાં છૂપાવી દે."

"શરમા! દાઢી વગરના બાથલા, જા જા અહીંથી. તને ઉત્પન્ન કરવામાં હ્હારાં માબાપની વચ્ચે જે શરમ હતી તેથી વધારે લજ્જા હું રાખું છું. બેશરમ, દૂર થા, રસ્તો મેલ."

"હ્હારા અપવિત્ર મુખેથી તું મ્હારા પવિત્ર માતાજીનું નામ લેવાની હિંમત કેમ કરે છે, કૂતરાના બચ્ચા?"

આ વાતચીત થતી હતી તેટલામાં તો ત્યાં સીપાઇઓનું ટોળું વધવા માંડ્યું અને તેઓમાંથી કેટલાક ઘોંઘાટ કરવા તથા લાગ ફાવે આપણા બે મિત્રોને કોપરાપાકની પ્રસાદી પણ આપવા લાગ્યા. એટલામાં આ ટોળામાંથી એક ઉચ્ચો અને મજબુત પર્વતવાસી, બીજાને ધક્કો મારીને આગાડી આવ્યો, અને પોતાના જાતભાઇ, પોતાની ટોળીમાંના દાઉદનો પક્ષ કરીને, તેનું નામ લેનારા તથા તેને સતાવનારાઓ સાથે, હોંસાતોંસી કરવા લાગ્યો. આથી વાત વધી પડી ને કેટલાકો હથિઆર મ્યાનમાંથી ખેંચવા લાગ્યા અને ઘડીકમાં ત્યાં લોહીની રેલ ચાલવા માંડશે એમ ભાસવા લાગ્યું.

આજુ બાજુથી ખેંચાખેંચી કરી રહેલાઓમાંનો કોઇ પણ ખેંચી ન લઇ જાય તેથી ખુદાયાર અને દાઉદે આપણી વેરાગણને બેય બાજૂથી સજ્જડ પકડી ને તેઓના અક્રમ ક્રમનથી હાથમાં થતી વેદનાને લીધે તેણીએ બુમ પાડી—"બાપરે, બાપ! અરે રામ! ઓ માતાજી! શું આ ઉદ્ધત અસુરોના હસ્તમાંથી મને મુક્ત કરાવનારા કોઇને આપ અત્રે નહિ મોકલી આપો? અરે માંજી! આ બાળકીની વ્હારે ધાઓ!—"

થઇ રહેલાં ઘોંઘાટથી તે દરવાજાના રક્ષકનું ધ્યાન ખેંચાયું અને હાથમાં ઉગા મેલો ભાલો લઇને તે ત્વરાથી ત્યાં આવ્યો અને મ્હોટા રાક્ષસી આવાજે તે વિગ્રહનું કારણ પૂછ્યું.—તેના બે ત્રણ વેળાના પ્રશ્નોપર તો કોઇએ ધ્યાન આપ્યું નહિ, પણ પછી તેના રોષ ભર્યા અવાજે, ત્યાં થોડી શાંતિ કીધી અને સાંભળી શકાય તેવા સ્વરે, દાઉદે બોલવા માંડ્યું—"સરદાર સાહેબ! મ્હારા મીઆ સાહેબ! આ કૂતરાઓ તરફ જુઓ. આ ખૂરમસાકોને*—"

"મ્હારો બાપ ખુરમુસાક! મ્હારો દાદો ખુરમસાક!"—ટોળામાંથી એકે બુમ પાડી

સરદાર મુતફદ્દીએ પોતાના હાથમાંનો ભાલો તેની તરફ ઉગામતાં ધારે માર્યો—"મુઓ મર!"

"હા! હા! હું કહું છું કે આ ખુરમસાકો છે!"—દાઉદે ઝનુની અવાજે ત્રાડ મારી—"આ ખુરમસાકો આ છોકરીને મ્હારી પાસેથી ખુંચી લેવાને ઇચ્છે છે—બદ

* હરામખોરો—

મ્હોરો ભરતા હતા ત્યારે આ ખુબસુરત હિંદવાણી મ્હારે હાથ આવી છે. અને મ્હારી મેળવેલી લૂટ ઉપર તેઓનો શો હક છે?”

લૂતફઉલ્લાહખાને તે વેરાગણ તરફ જોયું અને મને કહ્યા વિના ચાલતુ નથી કે તેણીને જોતાં જ તેનું મન પીગળ્યું અને પોતાના માણસોને પગલે ચાલવાનું તેને પણ મન થયું.

“અને તમારો પણ એના ઉપર શો હક છે? આજે કોઇ પણ ઠેકાણે ઝપાઝપી થઇ નથી તો લૂંટ ક્યાંથી મળી? રૈયતને કોઇ પણ રીતે નહિ રંજાડવાનો શાહનો હુકમ શું તમને માલમ નથી?”

“તેણી એક મૂર્તિપૂજક છે; અને જેહાદમાં આવેલા સર્વેને કાફરોની સ્ત્રીઓ તથા ખજાનો લેવાની આજ્ઞા, સૂરામાં આપેલી છે–” સરદાર સાહેબના મનનો હેતુ દાઉદ કળી ગયો અને ઉત્તર આપ્યો.

કોઇ પણ ચુસ્ત મુસલમાન, અને ખાસ કરીને અફઘાન મુસલમાન, આવી સત્તાનો અનાદર કદી પણ કરી શકતો ન હોવાથી, લૂતફઉલ્લાહે બીજી યુક્તિ ચલાવી.

“પણ તે છાવણીમાં! શાહે કોઇ પણ સ્ત્રીને છાવણીમાં પેસવા નહિ દેવાનો સખ્ત હુકમ આપ્યો છે તે શું તમો જાણતા નથી? હું દ્વારપાલ છું અને હું તેણીને અંદર કદી પણ જવા દઇશ નહિ.”

“બરોબર કહ્યું, બરોબર કહ્યું!”–દાઉદ અને તેના સાથી ઉપર ધસી આવેલાઓમાંના કેટલાકો બૂમ પાડી ઉઠયા–“સરદાર સાહેબ! તેણીને છાવણીમાં જવા ન જ દેતા. હજરતખાન સાહેબ, મેહેરબાની કરીને તેણીને અમોને સોંપો અને અમો તેણીને દૂર જંગલમાં લઇ જઇશું.”

“તે પહેલાં જ હું તેણીને ઠાર કરીશ,” એટલું બોલીને દાઉદે પોતાની લાંબી છરી ખેંચી કાઢી. પરંતુ એકજ વિચારથી પ્રેરીત થયેલા લૂતફઉલ્લાહખાને અને ખુદાયારે તેનો હાથ પકડી લીધો.

“ત્યારે મને તેને અંદર લઇ જવા દો”–છૂટવાને મથતાં પઠાણે કહ્યું.–“અમો તેણીને લાંબા વખત સુધી રોકીશું નહિ ને હું કસમ ખાઇને કહું છું, મીઆં સાહેબ! તમો કાલે તપાસ કરજો ને ખાત્રી કરજો કે તેણી અત્રે નથી. માત્ર અમને આ સ્વર્ગના ફળનો સ્વાદ લઇ લેવા દો, અને પછી કાલે આપની ઇચ્છા હશે તો હું આપને જ તેને વેચાતી આપીશ.”

“મર્દેખૂદા! તું ગાંડો થઇ ગયો દેખાય છે. શાહનો સખ્ત હુકમ છે કે છાવણીમાં સ્ત્રીઓને પગ મૂકવા દેવો નહિ”–સરદાર સાહેબે કહ્યું.

“ખરેખર”–દાઉદે ટકોર કીધી–“આ આજ્ઞા અમારા જેવા ગરીબો માટે છે, પણ તમારા જેવા સત્તાધારીઓ માટે નથી જ.”

ઝનુની દાઉદે પોતાની છરી ખેંચી તથા ખુદાયારે તેને અટકાવવાને તેનો હાથ પકડયો તેનો લાભ લઇને, વેરાગણ તેમના પંજામાંથી છૂટી થઇ અને જો કે ત્યાં થતી વાતચીતમાં તેને સમજણ પડી નહિ, તો પણ તેણી એટલું તો પામી જ ગઇ કે લૂતફઉલ્લાહ આ લોકોનો સરદાર છે અને તેથી તેણીએ આ રૂપવાન જુવાનનું શરણ માંગ્યું અને હાથ જોડી પગે લાગીને બોલી “–થારાગૌ, થારાગૌ, (તારી ગાય) મુને રખીઓ શાહજાદા.”

લૂતફઉલ્લાહની મુખ મુદ્રાપરથી આ વેરાગણ તરફનો તેનો પક્ષપાત અને તેણીને છોડવવાનો દૃઢાવ સ્પષ્ટ દેખાતો હતો, અને પોતાની લાવેલી વસ્તુ એવી ને

એવા ચૈતન્યશાહ ભીલજીઓને પરવા નહિ દેવાના ઠરાવવાળા બે પહાડો જાણે ઘણાજ ઝનુની બની ગયા હતા. તેઓના એકનો હાથ નાગી કરી સહિત ચેરાજીના શિર ઉપર મૂકેલો હતો અને ટોળામાંના કેટલાક બાજુ દુશ્મનોને મ્યાનમાંથી કાઢીને તૈયાર ઉભેલા હતા; ભીલજીઓ લડાઈની જ વાટ જોતાં ઉભા હતા અને ગરબડના લાભ લઈને બૈરાગીને ઉપાડી જવી એવો તેમનો હેતુ હતો. આ ગરબડ ચાલતી હતી એટલામાં જ "બાજુ, બાજુ, બાજુ"ના સ્વરો મંદિરના ભાગમાંથી કાને પડ્યા.

પીળી ચળકતી સાટીનના વસ્ત્રોમાં સજ્જ થયેલા, ન્હાનાં ચળકતા ભાલાવાળા કેટલાક પ્યાદાઓ અને ચાર ઘોડેસ્વારો પ્રત્યક્ષ થયા અને તેઓ ટોળાની તરફ જ આવતા હતા.

પ્રથમ જે દૃષ્ટિ પડ્યા તે પુરૂષ મહમદશાહ એબદાલી હતો. તેના વાળ ટૂંકા અને બરછટ હતા. તેની મૂંછો ભરાઉ અને કાળી હતી. તેના જાડા લાલ હોઠો અને સૂર્યના તાપથી લાલ ત્રાંબા જેવો દેખાતો ચહેરો, તેની ઉપરના લાંબા ગરૂડ જેવા તિક્ષ્ણ નાક, મ્હોટા જબરા જડબા, તથા સીધા ભરાઉ ભવાંઓવાળી ન્હાની પણ ઝળકતી આંખો, સાથે સાથે જ જોનારના મનમાં છાપ પાડી દેતાં હતાં. તીરના વળુવાળા તેના પહોળા ભવ્ય કપાળ ઉપર, ઉંચી ત્રીકોણાકાર ટોપી હતી અને તેની આસપાસ એક કિમતી કાશ્મીરી શાલ વીંટાળેલી હતી–જેના અંતરાવામાંથી પોલાદની જાળી દેખાતી હતી. તેવાજ રંગના પશ્મીનાનું એક "કફતાન" (અંગીયાન) તેના બૂરા રંગના ઢીલા પાયજામા ઉપર થઈને ઘુંટણ પર્યંત પહોંચતું હતું અને તેની નીચે મ્હોટા ઇરાની બૂટ પહેરેલા હતા. સુંદર ભરત કામવાળો એક પહોળો કમ્મરપટો તેણે બાંધેલો હતો; તેમાંથી એક નાનો વજનદાર ખુરાસાની કટાર, સુંદર કિંમતી રત્ન જડિત મ્યાન સાથે લટકતો હતો; તથા બે સુંદર ઇરાની બનાવટની પીસ્તોલો તેને જ આધારે રહેલી હતી–તેના શરીર ઉપર શૃંગારરૂપે માત્ર એક કટિપર્યંત પહોંચતો મ્હોટા મ્હોટા મણકાનો અકીક–"હલબાહાર"નો હાર હતો. તેનો અશ્વ પ્રખ્યાત "કિપચાક" જાતનો, સુંદર રીતે સજ્જ કરવામાં આવેલો હતો અને તેની લગામ તથા પલાણ સુવર્ણ અને રત્નના કામથી પૂર્ણ હતા.

તેનાથી સહેજ પછવાડે, પણ તેની જમણી તરફનો પુરૂષ, દેખાવમાં તેનાથી તદ્દન જૂદો પડતો હતો. તે ઉંચો અને કદાવર હતો તથા તેનું પેટ પટ્ઠન પ્રમાણે બાહેર ઝુકી રહ્યું હતું, તો પણ તેની ઉમ્મર–જે લગભગ પંચાવન વર્ષની હતી તેને માટે તે વધારે બળવાન દેખાતો હતો. તેનું ભરાઉ અને સુંદર મુખ, લાંબું સીધું નાક, પાતળા શ્યામળા હોઠો, મ્હોટી ચંચળ આંખો, નાજુક કમાનદાર ભવાં, વિશાળ પણ અવનત અને લમણાઓ પાસેથી ઉપસી આવેલું કપાળ; તેને આ દેશના દેશી રૂપે પ્રકટ કરતા હતા. તેને માથે સુંદર પાઘડી હતી અને તેમાં ઝીણા સુવર્ણના તારો તથા રત્નો અને હીરાઓ જડીત્ર શિરપેચ લગાડેલો હતો. તેની લાંબી ગરદન આભુષણોથી ભરાઈ ગઈ હતી–પાતળી ઉંચી મલમલનો અંગરખો તેણે પહેરેલો હતો તથા ઉંચા ભરતકામવાળો પહોળો પટો, અતિશય શોભાયમાન ખંજર સહિત તેની કમર ઉપર તેણે ધારણ કરેલો હતો. શ્વેત મ્હોટો પાયજામો તથા સુવર્ણ ભરેલાં ચંપલો તેણે પહેર્યાં હતાં. તેની કહોણી ઉપર રત્ન જડીત્ર કડાં હતાં તથા તપખીરીયા રંગની એક શાલ, તેના જમણા ખભા ઉપર થઈને આખા શરીર ઉપર વિંટાળેલી હતી. તેના

પટામાં એક બીજી લાંબી સીધી રત્નજડીત મુઠવાળી તરવાર હતી અને તેના અશ્વના પલાણની બેય તરફ બે સુંદર ટરકીશ પીસ્તોલો રાખેલી હતી. "ધુની" જાતના શ્વેત જાટા અશ્વ ઉપર તે બેઠેલો હતો. આ અશ્વના મસ્તક ઉપર એક સુંદર સુવર્ણનો મયુર હતો તથા બીજો બધો સાજ બહુજ કિમતી હતો. આ તે વખતના ઉત્તર હિંદુસ્થાનમાંના બળવાનમાં ગણાતા મુસલમાન સરદારોનો અગ્રણી, લખનોરનો સુબેદાર સુજાઉદ્દૌલા હતો.

અફઘાન શાહની ડાબી તરફ ઉંચા અને જુસ્સાવાળા પંચાલી અશ્વ ઉપર આરૂઢ થયેલો—તૈમુરલેનના વંશજોને અર્થે હિંદને જીતીને અંકુશમાં રાખનાર મુગલાઈ યોદ્ધાઓના પ્રતિબિંબરૂપ, ઔરંગજેબના સિપાઇઓમાંના રહેલાઓમાંનો એક, નાદિરશાહના કઝીલબાશીઓ (કાળા યોદ્ધાઓ)ની સાથે હાથ મેળવનારાઓમાંનો એક, પચાસ યોદ્ધાઓનો નાયક હતો. મોગલ શાહનશાહતને અર્થે આત્માને અર્પણ કરનારા મુગલ યોધ્ધાઓનો તે એક માત્ર બચી રહેલો યોધ્ધો હતો. તેનો ચહેરો સખી અને મુખ શ્યામળું હતું. તેની આંખો રાતી હતી અને તેની રાતી રંગેલી મૂછોને આમળીને કાન સુધી પહોંચાડેલી હતી—તેના મસ્તક ઉપર તથા ચહેરા ઉપર એક લોખંડનું બખતર તેણે પહેરેલું હતું અને તેને વાળ વગરની હડપચી ઉપર જકડી લીધેલું હતું. તેના આખા શરીર ઉપર પોલાદનું બખતર હતું તથા કહોણીના અને આંગળીઓ આગળના ભાગોને સૂવર્ણથી, તેમ જ ચાંદીથી શોભાયમાન કરેલા હતા. તેના જરીથી ભરેલા પહોળા કમરપટામાં એક પાસે મહામૂલ્યવાન મ્યાનમાં રહેલી બે લાંબી સીધી અસિઓ તથા બીજી પાસે લાંબાં મુખવાળી ટરકીશ પીસ્તોલ હતી—એક સોનેરી પટાને તેણે ખભા ઉપર નાંખેલો હતો અને તેમાં દારૂ તથા ગોળીના ડબ્બાઓ લટકાવેલા હતા—તેના જોડા ઉપર પણ સુંદર સુવર્ણનું ભરતકામ હતું. એક પીળા પટકાથી બાંધી લીધેલી ત્રાંબાની ઢાલ તેની પીઠ ઉપર લટકતી હતી અને આ ઢાલ ઉપરનું ચાંદીનું તથા કિમતી પાર્થિવ પદાર્થોનું જડતર, જોનારનું મન આકર્ષતું હતું. તેના જમણા હાથમાં પગના પાવટાના આધારે રહેલો એક લાંબો અણિયાળો ભાલો હતો. તેનો 'પાંચાલી' અશ્વ પણ અતિ તેજી અને બખ્તરથી સજ્જ હતો. ત્રાંબા અને લોખંડના ગોળ અતિશય ચળકતી પાલીસવાળા ટુકડાઓની એક પાસે એક એમ ઘણી જ નજીકમાં, પાતળા ચામડાની ઉપર જરી દઇને, તે ચામડાનું ઢાંકણ તેના ઉપર નાંખેલું હતું. સર્વાંગે ધાતુથી આચ્છાદિત થયેલા સૂર્યના પ્રભાત રશ્મિથી ઝળહળી રહેલો આ યોધ્ધો, ગંગાપારનો સુબેદાર, સિપાહ સાલરહિંદ, અમીરઉલ ઉમરા, મુગલાઈ બાદશાહતનો માજી વજીર, નવાબ નજીબઉદ્દૌલા હતો.

શૂરવીર, ઉદ્દાત્ત અને ભભકાદાર દેખાવવાળા પણ દૃઢ મનના અને લોહસમ બળવાન યોદ્ધાઓના પ્રતિનિધિરૂપ, નજીબઉદ્દૌલાની પછવાડે જ તેની પછીનો નાજુક દેખાતો; ચંચળ અને સ્વાર્થ સાધવામાં તત્પર, પોતાના બાહુબળપર મુસ્તાક રહેવાવાળો, પણ બાહ્ય ભપકા વિનાનો, ઉંચ પ્રકારના શૂરવીરોમાં પ્રચલિત આચાર વિચારોવાળો, અર્ધ ભ્રષ્ટ થયેલા યોદ્ધાઓના પ્રતિનિધિરૂપ—બરેલીનો હાફેજ રહેમત આવતો હતો—સુજાઉદ્દૌલાની સાથે મલી જઇને મરાઠા સરદાર ગોવિંદપંત બૂંદેલાને ગંગાપાર હાંકી કાઢયો તે વેળાએ પકડેલા અશ્વોમાંના એક, નીચા બાંધાના, પણ દૃઢ શરીરના સુંદર અશ્વ ઉપર તે બેઠેલો હતો. તેના ઘોડા ઉપર જીન નહોતું અને તેણે

માથા ઉપર "બત્તી"નો ફેંટો બાંધીને તેના તોરાને બાહુસ્થી છોગાની માફક ઉડતો મેલ્યો હતો. તેનું મુખ ઉગ્ર જણાતું હતું, તેના વાળો અને દાઢી મૂછો બરછટ અને કર્કશ હતા, અને આંખો મોટી હતી. તેના ન્હાના કંઠમાં એક વાઘનખો અને માદળીયાઓથી ભરેલો સુવર્ણ હાર હતો. તેના નીચ્યા પણ મજબુત અંગ ઉપર મકરના ચામડાનું લાંબું અંગરખું હતું અને તેમાં ગોળ ગોળ હાડકાના અને ધાતુના કકડાઓ લગાડેલા હતા. તેની છાતી ઉપર ન્હાની સરણી રૂપે મઢેલી ગેંડાના ચામડાની ઢાલ મજબૂત બાંધેલી હતી. તેની જમણી તરફ બે ન્હાની પીસ્તોલો હતી, જેનો પીત-ળનો પાછલો ભાગ જમણી બગલમાં આવતો હતો. તેની પીઠ ઉપર તે સમાના લોકોમાં સામાન્યપણે વપરાતી મ્હોટી ભારી બંદુક, ચકમકના છેડાવાળી અને સીપના જડાવ કામવાળી, લટકતી હતી. તેના જમણા હાથમાં બેવડો વળેલો "સોસનપૂત" નામનો કટાર–હાલની તરવાર બેયોનેટ જેવો–ભભકાદાર લાલ મ્યાનમાં મુકેલો હતો. તેનો સુરવાળ આસમાની રંગનો અને ઘણો જ લાંબો હતો અને તેના ઉપર નવાબ લુત્ફ-અલીહોલાના જેવા જ પાદરક્ષકો હતા. તેનો અશ્વ થોડો જ શણગારેલો હતો. તેના ઘોડા ઉપર ચંદેરીની સુંદર ઝાલર અને ચાંદીના નક્કર પાવડા હતા.*

સરદારોના આ ન્હાના ટોળાને મોખરે કેટલાક પ્યાદાઓ દોડતા હતા. હાથમાં કિંમતી ધાતુઓની છડીઓવાળા ચોપદારો નકીબ પોકારતા લોકોને દૂર કરતા હતા; અશ્વપાલો પાવડાની બાજુએ દોડતા હતા; ખીજમતગારો હાથમાં હુક્કા અથવા પાણીની શીશીઓ (સુરાઈ) લઈને દોડતા હતા, અને લોકોના ઉપર ધસતા અને ઘોડાઓની સાથે રહેવાને મથતા અંગરક્ષકો ચારે તરફ દોડતા હતા.

---

## પ્રકરણ ૪ થું.

### બીનનું ગાન.

"આ શી ગરબડ છે?" અફ્ઘાન શાહે તે વેરાગણની આસપાસ ઉભેલા ટોળાની વચમાં પોતાના અશ્વને સ્થિર કરતાં જોરભેર પૂછ્યું.

આ અવાજ સાંભળતાં જ સર્વે જૂદી જૂદી રીતે નમન કરવા લાગ્યા, અને લુત્ફઉલ્લાહે કહ્યું–"માલક–ઉઝ મુમન" (કાળના કાળ)."

તેને બોલતાં જ અટકાવવાને શાહે તુરતજ પૂછ્યું–"શું ત્હારા રક્ષણ નીચેના આ દ્વાર આગળ આટલી બધી ગરબડ કરવા દેતા તને લાજ નથી આવતી?"

"પણ હઝરતઆલીજાહ ! આ હરામજાદાઓને ગરબડ કરતાં હું અટકાવતો હતો. તેટલામાં જ આપના પવિત્ર કદમ અત્રે થયા."

શાહની તીવ્ર રોષભરી દૃષ્ટિ આગળ આ ઉદ્ધત લુટારાઓ પણ ગરીબ બકરી જેવા બની ગયા અને વેરાગણ ઉપર દૃષ્ટિ પડતાં જ તેણે બરાડ મારી–

---

* પાછળથી જ્યારે મરાઠાઓ નબળા પડી ગયા અને અહમદશાહનો ભય જતો રહ્યો ત્યારે નવાબ સુજાઉદ્દૌલાએ આ લોકોને પોતાના અધિકાર નીચે લાવવાને પ્રયત્નો કર્યા અને પોતાના મિત્રો અંગ્રેજોની સહાયતા લઈને તેમની સામે લડાઈ લઈ ગયો, અને તે વખતે આ શૂરા સિપાઈએ હેસ્ટીંગ્સને થોડો જ હંફાવ્યો હતો.

"હું સમજ્યો! હું સમજ્યો! હરામ, હરામ, આ શું? આ સ્ત્રી કેવી? આ બધી ગરબડનું કારણ છે. કેમ ત્યારે? આ જ પ્રમાણે મ્હારી આજ્ઞા મનાય છે, કેમ? પકડો એ ખુરમ શખ્સોને અને લઇ લ્યો તે છોકરીને."

આ શબ્દો હજુ તો શાહના મુખમાંથી નીકળ્યા નથી તેટલામાં તો દાઉદ અને ખૂદાયારને પાછળથી પકડીને બાંધી લીધા અને તેમના હાથમાંથી વેરાગણને ખેંચી લીધી.

"અહીં લાવો" !–નો ઉચ્ચાર અમહદશાહે કીધો. તે ત્રણેને, કાળા ઝીપચકના શ્વાસથી ફુલી જતાં નસ્કોરાંની છેક પાસે જ ધકેલવામાં આવ્યા અને ઘોડાના ભયથી તે વેરાગણ અર્ધ બેભાન હાલતમાં પડી ગઇ.

"અરે કૂતરાઓ! કાળા મ્હોનાઓ!" શાહે કહ્યું. "નાપાકો, તમોએ આ પીડાને વલી ક્યાંથી સંઘરી?"

"અમે કૂતરાઓ નાપાકો નથી, જહાંપનાહ!" દાઉદે અર્ધ ગુસ્સામાં જ જવાબ આપ્યો, "પણ યુસુફઝાઇ જાતના સ્વતંત્ર યોદ્ધાઓ છૈએ. અને આ સ્ત્રી, અમારી "ફ્રીઝક"–પકડેલી ગુલામડી–ઇશ્વરના અને પેગામ્બર સાહેબના કાયદા પ્રમાણે મેળવેલી લૂટ–એક હિંદવાણી છે."

યુસુફઝાઇના આવા ઉછળતા જવાબથી શાહના મુખ ઉપર સહેજ સંતોષની રેખા જણાઇ. હાલના અમલદારોની માફક તે સાંકડા વિચારનો નહોતો, પરંતુ આવા શબ્દો તેનું તેજ બતાવે છે એમ માનનારો હતો. તથાપિ તેના માણસો બીલકુલ ખોટું બોલેછે એમ તે અનુભવી સરદાર ખાત્રીથી માનતો હતો; અને પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન ન થાય ને છાવણી વેશ્યાઓ તથા કલાવંતીઓથી ભરાઇ ન જાય તે માટે તેણે પોતાની તપાસ ચાલુ રાખી.

"ઠીક, ઠીક. પણ શેરદિલ (મ્હારા હિંમતવાન બચ્ચા)! જે મહાન યુદ્ધમાં તેં આ પરાક્રમી યોદ્ધાને પકડી હોય તેનું કાંઇક વર્ણન તો અમને સંભળાવ; ત્હારી ફ્રીઝક–વાહ! બોલ, બોલ, તું ક્યાં હતો અને આને ક્યાંથી લાવ્યો? બોલ, બોલ, લુચ્ચા ચોર!" છેલ્લા શબ્દો બોલતાં બોલતાં શાહનો ઘાંટો બદલાયો અને જવાબ ન આપતાં નીચું મુખ કરીને તેમને ઉભેલા જોતાં જ તે બોલ્યો, "બોલો, ચોરટાઓ! આને ક્યાંથી આણી?"

કંઇક વૈર વાળવાની વૃત્તિથી લૂતફઉલ્લાહે જવાબ આપ્યો–"હું ધારૂં છું કે તેઓ ઉમરખાન યુસુફઝાઇના માણસો છે, અને આજે તેઓની "ક્ષુનીના"ની* વારી હોવાથી પ્હોરો ભરતાં તેઓએ આને ક્યાંક દીઠી હશે ને ત્યાંથી ઉપાડી લાવ્યા હશે."

"આ માટે ત્હારી ખાત્રી છે કે?" શાહે કહ્યું.

"હા, પનાહે આલમ! હું તે લોકોને બરોબર જાણું છું ને એમ જ હોવું જોઇએ."

"ઠીક છે, મીઆં સાહેબ! તમારી પણ વાત છે," એવું દર્શાવનારી રોષભરી કટાક્ષ દાઉદે આ યુવાન સરદાર ઉપર ફેંકી.

"આ ખરી વાત છે કે ચારો? તમો ઉમરખાનના માણસો છો કે?"–અત્યાર લગી પુશ્તુમાં બોલતાં દુરાનીશાહે હવે ફારસીમાં બોલવા માંડ્યું.

"જી, હા!" દાઉદે ધીમે સાદે કહ્યું.

---

* છાવણીની આસપાસ તપાસ રાખતી તે–પેટ્રોલ.

"ત્યારે તો તમો લુટારા ટોળીના જ માણસો છો. અને તમો જ પહેરા ઉપર હતા કે?"*

"હાં, જનાબ"—ફરીથી તેણે ન છૂટકાનો જવાબ આપ્યો.

"તમોને સોંપેલા કામ ઉપર ધ્યાન આપવાને બદલે તમો સ્ત્રીઓની તપાસમ રખડતા હતા કેમ ત્યારે? લુચ્ચા ઠગો! બોલો, આને ક્યાંથી સંઘરી?"

"જ્યારે મહેરનો 'રોન' ફરતાં ફરતાં અમો એક નાળા પાસે પહોંચ્યા ત્યારે અમે લોકોએ તેણીને આપણી છાવણી તરફ છુપાતી છુપાતી આવતી દીઠી; અને તેથી તેણીને દુત જાણીને અમોએ પકડી લીધી." પોતાના બચાવાર્થે એક નવિન વિચાર સુઝી આવતાં જ હર્ષભેર મ્હોટા અવાજે હાહદે ઉત્તર આપ્યો.

આ આણચિંતવ્યા નુતન જવાબથી માત્ર લુતફુલ્લાહખાન જ દિંગ્મૂઢ બની ન ગયો—પણ "અનુભવી અને ચતુર શાહ" પણ તેથી ક્ષણભર વિચારમાં પડ્યો. પરંતુ આખરે તે નિશ્ચયપર આવ્યો કે હાહદે પોતાના બચાવમાં માત્ર એક યુક્તિ જ રચી કાઢી હતી—જો કે તે યુક્તિ લવશથી પ્રકાશને ન પામે તેવી હતી—તેમજ કેટલીક રીતે માનવા યોગ્ય પણ હતી; કારણ કે જ્યાં કોઇપણ પુરૂષ આવી શકે નહિ ત્યાં એક સ્ત્રી સેહેલાઇથી પ્રવેશ કરી શકે તેમ હોવાથી, ચાણક્ય નીતિના વિધાર્થી મરાઠાઓએ તે યુક્તિ ઉપયોગમાં લીધી પણ હોય અને તેથી એક ક્ષણભર પોતાની તીવ્ર દૃષ્ટિ—બાજ પક્ષી જેમ આકાશમાંથી નીચેના શિકાર ઉપર સ્થીર કરે છે તેમ—તે સમૂહ ઉપર સ્થીર કરી ને રોષ ભર્યા મ્હોટા અવાજે તે બોલ્યા—"ત્યારે તું પ્રથમથી જ તેમ કાં બક્યો નહિ? તું જવાબ માટે આમ તેમ ફાંફાં મારતો હતો અને "ફ્રીઝક" અને 'લૂટ' ને એવી એવી બીજી આડી તેડી વાતો કરતો હતો, તો એવી એવી વાતો બનાવવાની શી ગરજ?"

"અરે મને પણ તેણે તેણીના દુત હોવા વિષેનો ઇસારો સરખો કીધો નહોતો;" લુતફુલ્લાહે હવે સાક્ષી પૂરી. "તેણે તો માત્ર "સૂરા" પ્રમાણે તે તેની છે અને તેને 'સ્વર્ગીય ફળનો આસ્વાદ લેવા દેવો જોઇએ' એવી એવી અનેક વાતો કીધી હતી; અને છેવટ જો હું આજે તેણીને છાવણીમાં જવા દઉં તો કાલે અને તેને વેચાતી આપવાની પણ તે વાતો કરતો હતો."

"હાં, એમ છે! ખરી વાત તો ત્યારે એ છે, કેમ ગદ્ધાના બેટા!"—(પોતાના દેશના વતનીઓમાં અસત્ય ભાષણની ટેવ સામાન્ય હોવાથી તે પરત્વે બહુ ધ્યાન નહિ આપનાર)† શાહનો પીતો પણ હવે ઉછળ્યો; કારણ કે તેઓએ જૂઠું બોલવા ઉપરાંત બીજો પણ મહાન ગુન્હો કીધો હતો. શાહની સ્પષ્ટ આજ્ઞાઓનો ભંગ જાતે કરીને તે કાર્યમાં સહાય મેળવવાને અર્થે તેઓએ શાહના અમલદાર લુતફુલ્લાહખાનને લાંચ આપવાને પ્રયત્ન કીધો હતો. આથી તેણે બોલવું ચાલુ રાખ્યું કે, "બે ઇમાન ઠગો! તમો જાતે મ્હારા સાશનનો અનાદર કરો છો, એટલું જ નહિ પણ મારા દ્વારપાળોને પણ તમારી ઉચ્છિષ્ઠ વસ્તુ આપવાના લોભને વશ કરીને તેનો ભંગ કરાવવા મથો છો. એકદમ તેઓને વઝીર પાસે લઇ જાઓ અને તેને કહો કે ઉમરખાન યુસુફઝાઇને બોલાવીને તેના માણસોને લૂટફાટ કરવાના તથા પોતાનું કામ નહિ કરવાના દોષો માટે શિક્ષા કરે? સાબાસ—શો. પહેરા ઉપર રહેવાને

---

* દુરાનીના લશ્કરમાં યુસુફઝાઇના માણસોની આબરૂ ન હતી—તેઓ લુટારાને નામે જ ઓળખાતા. † પઠાણ સાચો નહિ ને સ્ત્રી પવિત્ર નહિ—અફગાન કહેવત.

બદલે સ્ત્રીઓને શોધતા ફરે છે. બ–સરે–નાદર! (નાદરનાં શીરના કસમ) જો આને અટકાવીશું નહિ તો આપણા સઘળા આદમીઓ કામકાજ મુકીને મરાઠાઓ આવીને સ્વેચ્છાનુસાર આપણને લૂટી જાય ત્યાંસુધી તેઓ નાળાઓ અને ખુણાખાંચરાઓમાં પોતાની કુનીઝકો અને નાયકાણીઓ સાથે પડયા રહેશે. બે દિવસ સુધી તેઓને અન્ન પાણી સિવાય 'હર' (લાકડાના બંધીખાનામાં) નાખજો અને રોજ સવારે "કોરા" (કોરડા) નો મ્હોટો પ્રસાદ આપજો."

દૃઢ મનના અને વૈર લેવાની પ્રબલ ઇચ્છાવાલા, પરંતુ પ્રકટપણે આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરનારા આ બે યુસુફઝાઇઓને ત્યાંથી લઇ ગયા નહિ કે શાહે નજર તે કન્યા તરફ નાંખી અને તેથી જ તેનામાં પણ હવે બોલવાની ગતિ આવી.

"ઓ મા બાપ!" વાંકા વળી નમન કરી બે હાથ ઊંચા કરીને જોડતાં જોડતાં બોલી, "હું એક ગરીબ છોકરી છું; મ્હારા માબાપ દૂર દેશમાં વસેછે અને આ સ્થળે ઉંચે પરમાત્મા અને પૃથ્વીપર આપ સરકાર સિવાય મ્હારે કોઇનો આશ્રય નથી. હું છાવણીઓમાં ભટકું છું ને **બીન** વગાડીને પેટનું પૂરૂં કરૂં છું. અમારા દેશીમાંનો કોઇ પણ મ્હારા જેવી રંક વેરાગણને હેરાન કરે નહિ, પણ ઉલટો અમને ભોજન અને દક્ષિણા આપીને સંતુષ્ટ કરે. પણ આપ લોકો વિદેશીઓ છો અને આ આપના વિલાયતી સીપાઇઓ અમારી રીતભાતથી અજ્ઞાત હોવાથી મને આમ આટલે દૂર ઘસડી લાવ્યાછે. પરંતુ આપ ગરીબ પરવરદેગાર છો, અને પરમાત્માએ તમારા મહાન હૃદયમાં દયા અને જ્ઞાન બન્ને આપેલાં છે. તમો દરેક વસ્તુની ગતિ જાણો છો. હું આપના ચરણની રજ છું, આપની દાસી છું, આપના પાલવને હું છું, તે મ્હારૂં રક્ષણ કરો."—આટલું બોલતાં બોલતાં તેણીએ હાથ લંબાવ્યા અને શાહનાં કફતાનની ચાળ પકડી માથે અડકાડી.

હિંદુસ્થાની અને તેમાં પણ સામાન્ય દેશવાસીઓમાં વપરાતી આ વેરાગણની ભાષા સમજવાની શાહમાં શકિત નહોતી, તથાપિ તેણીના હાવભાવ અને ચાળા ઉપરથી તે મર્મ સમજી શકયો, અને સુજાઉદ્દૌલાને તે સમજાવવા જણાવ્યું. પરંતુ તે નવાબ સાહેબમાં પણ સમજાવવા જેટલું જ્ઞાન ન હોવાથી, દક્ષિણીઓના સહવાસમાં આવેલા અને તે લોકોમાં વપરાતી હિન્દુસ્થાનીનો પરિચય પામેલા **નજીબુદ્દૌલાએ** તે સમજાવવા માંડયું. તે સમજાવી રહ્યો કે **શાહે** કહ્યું, "તેણીને પૂછો કે જ્યારે આ લોકોએ એને પકડી ત્યારે તે કયાં જતી હતી, અને આ છાવણીમાં આવવામાં તેની મતલબ શું હતી?"

**નજીબુદ્દૌલાએ** તે પ્રશ્ન પૂછયો.

"મરાઠા છાવણીમાં જતી હતી સરકાર માબાપ! મારે વળી આ છાવણીમાં શું કરવા આવવું જોઇએ? મ્હારી ભાષા નહિ સમજનારા આ વિલાયતીઓ જો મ્હારૂં અપમાન કદાચ ન કરતે તોપણ તેઓ મને ખાવાનું તો પૂરૂં નહી જ પાડી શકતે, તે જાણવા છતાં હું અત્રે શું કામ આવું?"—તે નિર્દોષ છોકરીએ જવાબ આપ્યો.

"રાસ્ત–અસ્ત (સત્ય છે)! આ બાળકી ચાર નથી જ. આ બોલો શબ્દે શબ્દ ખરા છે. **નવાબ** સાહેબ, પણ તમો એને કયા નામથી સંબોધો છો, કારણ કે તેનો વેશ મને તો તદન અપરિચીત છે." **નજીબુદ્દૌલા**દ્વારા જવાબ સાંભલતાં જ **શાહે** કહ્યું.

"ઓ જમાનાના **શાહ**! તેણીને વેરાગણ કહે છે; તે હિંદુઓની "દરવેશી" છે

અને છાવણીઓમાં સિપાઇઓ પાસે ગાઇને અન્ન જળ મેળવે છે—સામાન્ય રીતે પ્રેમમાં નિરાશ થનારી બાલકીઓ તે વેશ ગ્રહણ કરે છે."

"આ ખરેખર બહુ જ શરમ ભરેલું છે." અહિં આવી વસેલા એક અફગાન સિપાઈ,—જેના દાદાને અફગાનીસ્તાનમાંથી હાંકી કહાડ્યો હતો ને આજે હિંદવાસીઓના કરતાં પણ હિંદને સ્વભુમિરૂપે વધારે ચ્હાનાર, હાફીઝ રહેમત બોલ્યો, "બહુ જ શરમ ભરેલું છે કે પેલા બે વિલાયતી હેવાનોએ તેણીને આવી રીતે ગભરાવી ને પકડી. કોને માલમ તે બીચારીની આબરૂ પણ લીધી હોય તો, ખુદાતાલા!" અને પછી શાહથી નહિ સંભળાય પણ પાસેના બેય હિંદી સરદારો સાંભળી શકે તેવા અવાજે તેણે ચાલુ રાખ્યું કે, "આપણા દુર્દૈવે આલમગીરને હિંદુ માત્રને વટલાવીને મુસલમાન બનાવવાની દુર્બુદ્ધિ સુઝી, નહિતર જમાણરચના પાસા બરોબર કરવાની એટલે કે સઘળા મુસલમાનોને હિંદુ બનાવવાની ઈચ્છા આ ભાઉને થાત નહિ જ, અને આપણે દક્ષિણીઓ સાથે મલી જઇને આ પરદેશી અફઘાનોને તથા ફિરંગીઓને અટક પાર તથા સમુદ્રપાર હાંકી કાઢતે."

"આમીન!" તેવાજ નમ્ર અવાજે સુજાઉદ્દૌલા બોલ્યો.

"તમોએ 'આમીન' ઉચ્ચાર શા માટે કીધો?" તે દુરાની પાદશાહે પોતાના અશ્વાસનમાં ફરતાં પૂછ્યું.

"આ બાલકીની મર્યાદાનો ભંગ નહિ થયો હોય એવી હાફેઝ રહેમતે બતાવેલી ઇચ્છાને માટે"—દિલ્હીની દરબારમાં પચાસ વર્ષો કાઢનાર લખનોરના પક્કા નવાબે તુરત જ જવાબ ગોઠવી દીધો.

"ત્યારે તેણીને પૂછી જુઓ"—શાહે કહ્યું.

"નહિ, મ્હારા માલિક"—નજીબુદ્દૌલાદ્વારા પૂછાએલા ઉપરના પ્રશ્નના ઉત્તરમાં તે વેરાગણે જણાવ્યું, "ભગવાનકી કૃપાસે ઔર હજુરકી ઇકબાલકે ઝરસે તે મ્લેચ્છોએ આપની રંક દાસીના શરીરને હાથ લગાડવાની હિંમત કીધી નથી. આપ જેવા પ્રતાપી રૂસ્તમોના "દોરાન" (સમય)માં મ્હારા જેવી રંક દાસીની ઇજ્જત કેમ લઈ શકે?"

જરાકવાર તે બાલકીની નિરીક્ષા કર્યા પછી શાહ બોલ્યો, "તમો કહો છો કે તેણી ગાઈ શકે છે તો એક ગાયન સંભલાવવાને કહો."

નજીબુદ્દૌલાએ શાહનો હુકમ કહી સંભલાવ્યો.

"જો હુકુમ, જહાંપનાહ; પરંતુ આપ મ્હારી બીન અપાવો."

દાઉદ પાસેથી લઈ લીધેલા દંડ અને બીન નજીબુદ્દૌલાના ફરમાનથી તેને પાછા આપતાં જ તેણી શાહના અશ્વસામે ભુમિપર બેસી ગઈ અને બીનના તારોની એક સંક્રાંતિ કરીને ઉભી થઈ, શાહ વગેરે સર્વેને વંદન કીધું અને પાછી બેસીને બીનની એક તુંબડી ખભા પછવાડે નાંખતી નાંખતી ગાવા લાગી:—

નવી જાતના પણ કરૂણાનો ભાવ ઉત્પન્ન કરતા બીનના અવાજ સાથે તેણીએ મધુર અને સ્પષ્ટ સ્વરે નીચલું ગાયન ગાયું.

**મલ્હાર.**

મધુર સુરવાલે મયુર પુનઃ બોલ.
પ્રિય વિયોગિની દુર રહનતે;
કંદન કરે મન બોલ.—મધુર પુનઃ બે

કરી કરી રૂદન જરત જિય બ્યાકુલ;
સૂકે નૈન અમોલ.—મયુર પુનઃ બોલ.
ઘર્જત ઘન અરુ ચમકત વિજુલી;
કોયલ કૂકે અતોલ.—મયુર પુનઃ બોલ.
હરિત ત્રનિત ભૂ કુસુમિત તરુવર;
છાઈ સુગંધ કપોલ.—મયુર પુનઃ બોલ.
બંધી તરુ ઝૂલા ઝૂલત સંઘબાલા;
મેં ઈત રહિ દુઃખ જોલ.—મયુર પુનઃ બોલ.
રે ઘન જા સંદેશ લે દુઃખકો;
લા ઝટ પીય ઢંઢોલ.—મયુર પુનઃ બોલ.
મધુર સુરવાલે મયુર પુનઃ બોલ;
પુનઃ બોલ, પીધું બોલ—મધુર૦

વૈરાગણનો કંઠ મધુર અને ખુલ્લો હતો; તેણીનું વગાડવું દોષ રહિત હતું, અને કંઠના અને વાજિંત્રના સ્વરો એકતાર થઇને આનંદમાં લય કરતા હતા. રાગ પ્રસિદ્ધ 'મેઘરાગ અથવા મલ્હાર' વરસાદના દિવસમાં ગવાતો તે હતો. તેના આરોહણ ને અવરોહણ, માધુર્ય ને મંજુલ સ્વરથી, હિંદવાસીને આનંદ પમાડે તેનાથી વધારે વિદેશીને આનંદ થતો હતો. પ્રાચ્ય પ્રજામાં—પર્વતવાસીઓમાં પણ, ગાનનો શોખ હોય છે; અને થોડા જ અફગાનો એનો ભાવ સમજી શક્યા હતા, છતાં ધીમે ધીમે સાંભળનારાઓની સંખ્યા વધી ગઈ અને સર્વ મંડળ તેના ગાયનના અર્થથી અજ્ઞાન હોવા છતાં પણ, આનંદમગ્ન થઈ ગયું. એ ગાનથી **શાહ**પર બહુ સારી અસર થઈ અને **લૂતફ**ઉલ્લાહપર તો ચમત્કારીક અસર થઈ, તેમાં તે લટ્ટુજ બની ગયો. ગાયન પૂર્ણ થતાં જ વૈરાગણે અંગ ઉપરથી **બીન** ઉપાડીને **શાહ**ને નમન કર્યું કે **શાહે** **નજીબુદ્દૌલા**ને તે ગાયનનો અર્થ સમજાવવાને કહ્યું.

"ઓ જમાનાના **શાહ**! તે એક વિરહદર્શક ગાયન છે;" એમાં એક બાલિકા પોતાના પ્રીતમને માટે ચોમાસામાં શોક કરે છે, જે મોસમ પ્યારા પ્યારીની વિરહ-વેદનાની છે." તે વૃદ્ધ યોદ્ધાએ કહ્યું.

"ઠીક, ઠીક, એવા ચાતુર્માસમાં ગવાતા વિરહદર્શક પદો પુશ્તુમાં અને ફારસીમાં ઘણાય છે. પણ તેણીએ બહુ જ સુંદર રીતે ગાયું છે ને હવે આપણે એનું શું કરવું?"

"તેને છાવણી બાહેર કાઢી મૂકો ને સ્વેચ્છા પ્રમાણે વિચરવા દયો;" **સુજાઉદ્દૌલા**એ નિસ્પૃહપણે જવાબ આપ્યો.

અતિશય વાંકા વળીને સલામ કરતાં **લૂતફ**ઉલ્લાહખાંને કહ્યું—"પૃથ્વીપતિ, આપણે તેની ખરી વાતથી અજ્ઞાન છીએ અને તેથી તેણી ચોર હોય એ સંભવિત છે, માટે આપણે પૂર્ણ તપાસ કરીએ ત્યાંસુધી બેચાર દિવસ તેણીને અત્રે જ રાખવી સારી વાત છે, અને ગરીબપરવર! જો આપની આજ્ઞા હશે તો આપનો ગુલામ તેણીને સ્વસ્થ સ્થળે રાખશે ને આજ્ઞા થતાં જ ત્યાં હાજર કરશે."

**અહમદશાહે** એક રોષભરી તીવ્ર કટાક્ષ **લૂતફ**ઉલ્લાહ ઉપર નાંખીને સૂચવ્યું કે તેનો પાદશાહ તે ધારે છે તેટલો મૂર્ખ કે ભોળો નથી, પણ તેના હૃદયમાંની દુષ્ટ વાસના તે જાણી ગયો છે; અને પછી આક્ષેપ કરનારા અવાજે બોલ્યો—"શું તું પણ

અને છાવણીઓમાં સિપાઇઓ પાસે ગાઇને અન્ન જળ મેળવે છે—સામાન્ય રીતે પ્રેમમાં નિરાશ થનારી બાલકીઓ તે વેશ આદરે છે."

"આ ખરેખર બહુ જ શરમ ભરેલું છે." અત્રે આવી વસેલા એક અફગાન સિપાઈ,—જેના દાદાને અફગાનીસ્તાનમાંથી હાંકી કહાડ્યો હતો ને આજે હિંદવાસીઓના કરતાં પણ હિંદને સ્વભુમિરૂપે વધારે ચ્હાનાર, હાફીઝ રહેમત બોલ્યો, "બહુ જ શરમ ભરેલું છે કે પેલા બે વિલાયતી હેવાનોએ તેણીને આવી રીતે ગભરાવી ને પકડી. કોને માલમ તે બીચારીની આબરૂ પણ લીધી હોય તો, ખુદાતાલા!" અને પછી શાહથી નહિ સંભળાય પણ પાસેના બેય હિંદી સરદારો સાંભળી શકે તેવા અવાજે તેણે ચાલુ રાખ્યું કે, "આપણા દુર્દૈવે આલમગીરને હિંદુ માત્રને વટલાવીને મુસલમાન બનાવવાની દુર્બુદ્ધિ સુઝી, નહિતર જમાખરચના પાસા બરોબર કરવાની એટલે કે સઘળા મુસલમાનોને હિંદુ બનાવવાની ઈચ્છા આ ભાઉને થાત નહિ જ; અને આપણે દક્ષિણીઓ સાથે મલી જઇને આ પરદેશી અફઘાનોને તથા ફિરંગીઓને અટક પાર તથા સમુદ્રપાર હાંકી કાઢતે."

"આમીન!" તેવાજ નમ્ર અવાજે સુજાઉદ્દૌલા બોલ્યો.

"તમોએ 'આમીન' ઉચ્ચાર શા માટે કીધો?" તે દુરાની પાદશાહે પોતાના અશ્વાસનમાં ફરતાં પૂછ્યું.

"આ બાલકીની મર્યાદાનો ભંગ નહિ થયો હોય એવી હાફેઝ રહેમતે બતાવેલી ઇચ્છાને માટે"—દિલ્હીની દરબારમાં પચાસ વર્ષો કાઢનાર લખનૌના પક્કા નવાબે તુરત જ જવાબ ગોઠવી દીધો.

"ત્યારે તેણીને પૂછી જુઓ"—શાહે કહ્યું.

"નહિ, મ્હારા માલિકો"—નજીબુદ્દૌલાદ્વારા પૂછાએલા ઉપરના પ્રશ્નના ઉત્તરમાં તે વેરાગણે જણાવ્યું, "ભગવાનકી કૃપાસે ઔર હજુરકી ઇકબાલકે અસેરે તે મ્લેચ્છોએ આપની રંક દાસીના શરીરને હાથ લગાડવાની હિંમત કીધી નથી. આપ જેવા પ્રતાપી રૂસ્તમોના "દાઉરાન" (સમય)માં મ્હારા જેવી રંક દાસીની ઇજ્જત કેમ લઈ શકે?"

જરાકવાર તે બાલકીની નિરીક્ષા કર્યા પછી શાહ બોલ્યો, "તમો કહો છો કે તેણી ગાઈ શકે છે તો એક ગાયન સંભલાવવાને કહો."

નજીબુદ્દૌલાએ શાહનો હુકમ કહી સંભલાવ્યો.

"જે હુકમ, જહાંપનાહ; પરંતુ આપ મ્હારી બીન અપાવો."

દાઉદ પાસેથી લઈ લીધેલા દંડ અને બીન નજીબુદ્દૌલાના ફરમાનથી તેને પાછા આપતાં જ તેણી શાહના અશ્વસામે ભુમિપર બેસી ગઈ અને બીનના તારોની એક સંક્રાંતિ કરીને ઉભી થઈ, શાહ વગેરે સર્વેને વંદન કીધું અને પાછી બેસીને બીનની એક તુંબડી ખભા પછવાડે નાંખતી નાંખતી ગાવા લાગી:—

નવી જાતના પણ કરુણાનો ભાવ ઉત્પન્ન કરતા બીનના અવાજ સાથે તેણીએ મધુર અને સ્પષ્ટ સ્વરે નીચલું ગાયન ગાયું.

**મલ્હાર.**

મધુર સુરવાલે મધુર પુનઃ બોલ.
પ્રિય વિયોગિની દૂર રહનતેઃ
કહત કંઈ મન બોલ.—મધુર પુનઃ બોલ.

કરી કરી રુદન જરત નિત્ય બ્યાકુલ;
સૂકે નૈન અમોલ.—મયુર પુનઃ બોલ.
ઘર્જત ઘન અરુ ચમકત વિજુલી;
કોયલ કૂકે અતોલ.—મયુર પુનઃ બોલ.
હરિત ત્રનિત ભૂ કુસુમિત તરુવર;
છાઈ સુગંધ કપોલ.—મયુર પુનઃ બોલ.
બંધી તરુ ઝૂલા ઝૂલત સંગબાલા;
મૈં ઈત રહિ દુઃખ ઝોલ.—મયુર પુનઃ બોલ.
રે ઘન જા સંદેશ લે દુઃખકો;
લા ઝટ પીય ઢંઢોલ.—મયુર પુનઃ બોલ.
મધુર સુરવાલે મયુર પુનઃ બોલ;
પુનઃ બોલ, પીધું બોલ—મધુર૦

વેરાગણનો કંઠ મધુર અને ખુલ્લો હતો; તેણીનું વગાડવું દોષ રહિત હતું, અને કંઠના અને વાજિંત્રના સ્વરો એકતાર થઇને આનંદમાં લય કરતા હતા. રાગ પ્રસિદ્ધ 'મેઘરાગ અથવા મલ્હાર' વરસાદના દિવસમાં ગવાતો તે હતો. તેના આરોહણ ને અવરોહણ, માધુર્ય ને મંજુલ સ્વરથી, હિંદવાસીને આનંદ પમાડે તેનાથી વધારે વિદેશીને આનંદ થતો હતો. પ્રાચ્ય પ્રજામાં—પર્વતવાસીઓમાં પણ, ગાનનો શોખ હોય છે; અને થોડા જ અફગાનો એનો ભાવ સમજી શક્યા હતા, છતાં ધીમે ધીમે સાંભળનારાઓની સંખ્યા વધી ગઈ અને સર્વ મંડળ તેના ગાયનના અર્થથી અજ્ઞાન હોવા છતાં પણ, આનંદમગ્ન થઈ ગયું. એ ગાનથી **શાહ**પર બહુ સારી અસર થઈ અને **લૂતફુલ્લાહ**પર તો ચમત્કારીક અસર થઈ, તેમાં તે લટ્ટુ જ બની ગયો. ગાયન પૂર્ણ થતાં જ વેરાગણે અંગ ઉપરથી **બીન** ઉપાડીને **શાહ**ને નમન કર્યું કે **શાહે** **નજીબુદ્દૌલા**ને તે ગાયનનો અર્થ સમજાવવાને કહ્યું.

"ઓ જમાનાના **શાહ**! તે એક વિરહદર્શક ગાયન છે;" એમાં એક બાલિકા પોતાના પ્રીતમને માટે ચોમાસામાં શોક કરે છે, જે મોસમ પ્યારા પ્યારીની વિરહ-વેદનાની છે." તે વૃદ્ધ યોદ્ધાએ કહ્યું.

"ઠીક, ઠીક, એવા ચાતુર્માસમાં ગવાતા વિરહદર્શક પદો પુશ્તુમાં અને ફારસીમાં ચણાય છે. પણ તેણીએ બહુ જ સુંદર રીતે ગાયું છે ને હવે આપણે એનું શું કરવું?"

"તેને છાવણી બાહેર કાઢી મૂકો ને સ્વેચ્છા પ્રમાણે વિચરવા દયો;" **સુજાઉદ્દૌલા**એ નિસ્પૃહપણે જવાબ આપ્યો.

અતિશય વાંકા વળીને સલામ કરતાં **લૂતફુલ્લાહ**ખાને કહ્યું—"પૃથ્વીપતિ, આપણે તેની ખરી વાતથી અજ્ઞાન છીએ અને તેથી તેણી ચાર હોય એ સંભવિત છે, માટે આપણે પૂર્ણ તપાસ કરીએ ત્યાંસુધી બેચાર દિવસ તેણીને અત્રે જ રાખવી સારી વાત છે; અને ગરીબપરવર! જો આપની આજ્ઞા હશે તો આપનો ગુલામ તેણીને સ્વસ્થ સ્થળે રાખશે ને આજ્ઞા થતાં જ ત્યાં હાજર કરશે."

**અહમદશાહે** એક રોષભરી તીવ્ર કટાક્ષ **લૂતફુલ્લાહ** ઉપર નાંખીને સૂચવ્યું કે તેનો પાદશાહ તે ધારે છે તેટલો મૂર્ખ કે ભોલો નથી, પણ તેના હૃદયમાંની દુષ્ટ વાસના તે જાણી ગયો છે; અને પછી આક્ષેપ કરનારા અવાજે બોલ્યો—"શું તું પણ

લુતફઉલ્લાહ! નહિ, નહિ, મને તેણીના વચનપર વિશ્વાસ આવે છે અને તેને રોકનાર નથી. એને આ છાવણી બાર સહી સલામત પહોંચાડવાનું કામ હું તને જ સોંપુ છું અને તેને જો જરાક પણ હરકત પડી છે તો બગદાદનાં પવિત્ર સ્થાનના કસમ લઇને કહુ છું કે તે ઇજા કરનારના હાથ કાપી નાંખતાં હું વાર કરનાર નથી. બસ હવે ચાલો!"

પોતાની ભીમપુરી ઘોડીને આગાડી લાવતાં હાફિઝ રહેમત બોલ્યો, "હાલ જ નહિ; આપણે તેનું ગાયન સાંભળ્યું છે અને તેનો બદલો આપવો જોઇએ!" આમ વદતાં તેણે એક ન્હાની સૂવર્ણ મુદ્રા તે વેરાગણ તરફ ફેંકી!

"વલ્લાહ બિલ્લાહ; હા, હા," શાહ બોલી ઉઠયો. "તેણીએ આપણને પરદેશી હોવાનો તથા તેણીની દીનબાતથી અજ્ઞાન હોવાનો ઠપકો આપ્યો હતો તથા કહ્યું હતું કે તેણી આપણી પાસેથી કાંઇપણ મેળવવાની આશા રાખતી નથી જ. પણ મરાઠા છાવણીમાં જઇને તેણી એમ કહેવા પામે કે આપણે મૂર્ખ ને સૂમ મનુષ્યો છીએ માટે, ઓ જવામર્દ ખહલીમ"—પોતાની પાસે ઉભેલા એક વિશ્વાસુ કાફર ગુલામ તરફ ફરીને તે બોલ્યો; "ખોરાસાનના પાદશાહની યાદગીરી કાયમ રહે માટે તેણીને મુઠી ભરીને તોમાન આપો અને કહો કે જઇને તે ભાઉને બતાવે."

"કસમ પંચતન પાકકી!* જો તેણી તેમ કરશે તો ભાઉને જરૂર જ શરમાવું પડશે; કારણ કે કાશીરાય† કહે છે કે, હાલમાં તેની પાસે પલટણને આપવા જેટલા પૈસા પણ નથી." લખનોરના સૂબાએ ઉમેર્યું.

"ત્યારે તો આની સાથે સરખાવાય તેવું હું પણ આપીશ—જો કે મ્હારી પાસે પણ આ વખતે કાંઈ પૈસા નથી."—એમ કહેતાની સાથે નજીબુદ્દૌલાએ પોતાના ગળામાંથી એક સોનાની સાંકળી ઉતારીને તે વેરાગણને આપી.

"સીપાઇઓ!"—પોતાના ઘોડા ઉપર પાવડામાં પગ ટેકવીને ઉભા થઇને મુખમાં શાહે કહ્યું, "આ વેરાગણ ભાઉના યશનું ગાન કરવાને મરાઠા છાવણીમાં જાય છે. તો તેણીને બે બહાદૂર સૈન્યોના યશ પ્રસારવાને કારણ આપો, અને આપણા સૈન્યની કીર્તિને માટે આ હિંદુ દરવેશીનીને સર્વ યથાશક્તિ આપો."

તેણે બોલવું પૂરૂં કીધું નહિ ત્યાં તો લુતફઉલ્લાહે પોતાની મુદ્રિકા કાઢીને નાંખી તથા પોતાના શાહના શાસન પ્રમાણે સર્વેજણ બક્ષીસો વર્ષાવા લાગ્યા અને શાહના અશ્વોના પગલાં સંભળાતા બંધ થયા નહિ તેટલા અલ્પ સમયમાં તો ત્યાં જાદી જાદી જાતનાં સિક્કાઓનો તથા કિંમતી પદાર્થોનો મ્હોટો ઢગ થઈ ગયો.

## પ્રકરણ ૫ મું.

### પ્રેમપાસમાં લુતફઉલ્લાહ!

શાહના જવાથી હવે લુતફઉલ્લાહ અને વેરાગણ એકલા પડયાં અને એક બીજાના મુખ જોઈ રહ્યાં.

લુતફઉલ્લાહ બાવીસ વરસનો, યુદ્ધના સૈનિક જેવા આકાર દેખાવવાળો, જુવાન અફઘાન હતો. ઉંચો અને કદાવર જણાતો, આયુમાન પણ નાજુક બાંધાનો, મ્હોલી

---

* શીઆઓના પ્રચલિત એક સોગંદ—"પંચપવિત્ર આત્માના સોગંદ." પાંચપવિત્ર તેમાંના નામ:—મહમદ, અલી, ફાતમા, હસન, હુસેન. લુતફઉલ્લા શિઆ હતો.

† લખનોરના સુબાના દિવાન. એણે પાણીપતના યુદ્ધની નોંધપોથી લખી છે.

છાતીવાળો હતો. વેરાગણ બાળાના સૌંદર્યનાં દર્શન તમને કરાવ્યાં છે ને હવે આ પોપલઝાઈ *સરદારની ઓળખાણ કરાવીશું.

સૌંદર્યથી વિભુષિત શુદ્ધ લડવૈયા છેલાણીના જેવા દેખાવવાળો આ યુવક હતો. તેનું શરીર નાજુક જણાતું હોવા છતાં કદાવર અને મજબુત તથા ઉંચું હતું, તેના ખભા અને છાતી ઉંચા અને પહોળા, હાથમાં સલ હતી, તથા કમ્મર પાતલી હતી. તેનું મુખ સુંદર અને મ્હોટા પણ પાતળા નસકોરાંવાળું પાતળા ગરૂડ જેવા નાકની બેય તરફના ગાલો ઉપર સેહેજ રતાશના આભાસ યુક્ત હતું. સેહેજ પહોળું જણાતું તેનું મુખ, તેમાંના શ્વેત અને સમપણે ગોઠવાયેલા દાંતોની સુંદર હારો દેખાડવાની લાલસાથી ઘડીએ ઘડીએ ઉઘાડવામાં આવતું હોય તેમ સેહેજ ઉઘાડું રહેતું. શરીરના રંગ સાથે સ્પર્ધા કરતી હોય તેવી તેની કાળી ચળકતી ભરાઉ અને લાંબી તથા બરોબર હોળેલી મૂછોના છેડાઓ બહુજ સંભાળપૂર્વક આંકડા માફક વાળેલા હતા. તેના લીસા અને ઉપસેલા કપાળની ઉપર સુગંધિક તેલોથી બ્હેકી અને ચળકી રહેલા, છેડેથી ગોળ વળેલા કાળા વાળોના ગુચ્છા બરોબર કાંસકીથી જમાવેલા હતા તથા તેને બંધબેસતી આવે તેવી રીતે ચીબુકની નીચેની તેની દાઢીના ટુંકા પણ રેશમ જેવા સુંવાળા વાળોને બે ભાગમાં છુટા પાડીને ગાલ ઉપર તેના આંકડા ચઢાવેલા હતા. લાંબી રેશમ જેવી પાંપણોવાળી તેની મ્હોટી નિર્મળ હરિણ જેવી આંખોની ઉપરની પાતલી લીટી જેવી શ્યામ ભ્રમરો નાસિકાના મૂળ આગળ મળી જતી હોય તેવી દેખાતી હતી. છેલાણીની માફક ટાપટીપવાળી તેની મૂછોની અંદરથી હાથીદાંત જેવા શ્વેત દાંતોની હારના દર્શન કરાવવાને કાંઇક દૂર રહેતા હોય તેવા તેના ઘટમદાર કમાન જેવા ભરાઉ હોઠો, પરવાળા જેવા લાલ હતા. શરીરે મજબુત અને શૌર્યવાન, ખુશમીજાજી, સાદી અને વિવેકી રીતભાતવાળો, પોતાના ગૃહણ કીધેલા ધંધા વિષે, તેમ જ પોતાના દેશ અને કાળના ચાલુ વિષયો વિષે, જરૂરી માહીતિ ધરાવનાર સામાન્ય બુદ્ધિવાળા, પણ બધા સાધારણ મગજશક્તિવાળા, બહુજ ખુશમીજાજી અને આરામી પ્રકૃતિવાળા મનુષ્ય. જીવનમાંના કોઇપણ ઉદ્યોગમાં સારે કે નરસે કોઈપણ માર્ગે મહાન મહત્તા મેળવવાને જરૂરની નવિન કલ્પનાશક્તિ વગરના, પૃથ્વીના પડપરના સર્વ દેશોમાં સામાન્યપણે મળી આવતા રંગીલા, પણ શૂરા, યુવકોના જેવો જ તેનો શારીરીક દેખાવ હતો. તેનું મુખ એક પ્રખ્યાત રણવીર સેનાનીના કરતાં રંગીલા રણશૂર દરબારીને વધારે જેબ આપતું હતું. તેની મુદ્રા ઉપરથી જોનાર તેને મહાન બુદ્ધિવાન કે કુકર્મી શઠ ન લેખતો, પરંતુ શૌર્યવાન ને આનંદી અને એશઆરામી એક સામાન્ય મનુષ્ય તરીકે પ્રમાણતો. તેના વસ્ત્રો પણ સૈનિકજીવનમાં પડેલા છેલબટાઉની વૃત્તિવાળા મનુષ્યને વધારે મળતાં આવતાં હતાં અતિશય ઝીણી પોતી આસમાની રંગના પટકાથી વિંટાયેલી ન્હાની પોલાદની

---

* શુદ્ધ અફઘાન જાત બે વિભાગમાં વ્હેંચાયલી છે—ગીલજી અને અબદાલી; અને આ બેમાં ઘણાક પેટા વિભાગો છે, જેવા કે, અબદાલીના સકુઝાઈ (અહમદશાહનો પોતાનો પેટા ભાગ), બરકઝાઇ (દોસ્ત મહમદનો પેટા ભાગ) વગેરે, સર્ફઝાઈ વગેરેના પાછા પેટા ભાગો છે ને પોપલઝાઈ તેમાંનો એક ભાગ છે. અહમદશાહ પોતે આજ ભાગનો હતો.

ટોપી તેના મસ્તકને ઢાંકી રહી હતી. ઘુંટણ સુધી, બાજુઓપરથી બરેલી નેમજ મ્હોટા ભરેલા પટાવાલી બાંહોવાળો, કમ્મર આગલથી જરીકામથી શોભી રહેલો, શ્વેત ઉનનો લાંબો પાયજામો તેણે પેહેર્યો હતો-તેના શરીર ઉપર સોનાના તારોથી ચિત્ર વિચિત્ર રીતે શૃંગારાયેલો દમાસકસના પોલાદની ચાર મોટી તાસકોનો બનેલો "બખ્તરે ચાર આયના" નામનો ઝભ્ભો હતો. આ બખ્તરનો સર્વથી ઉપરનો-છેક ગળા આગળનો પટો-અંદરથી પેહેરેલો સૂત્રાઉંનો ગળેબંદ તથા ઉચામાં ઉંચી મલમલનું મોતીયા રંગનું પેહેરણ દેખાડવાને, જાણી જોઇને છુટો રાખવામાં આવ્યો હોય એમ લાગતું હતું. કહોણી સુધી ચઢાવી દીધેલી તેની છુટી બાંહ્યો બની શકે તેટલી નીચી લટકતી હતી અને તેમ કરીને તે કહોણીથી કાંડા સુધી પહેરેલી રૂપેરી પત્રાઓથી ઢાંકેલી મુંઠને પ્રકટ કરતી હતી. પાયજામાની બાંહોમાંથી અંદર પેહેરેલો ઢીલો તપકીરીયા રંગનો સૂરવાળ દેખા દેતો હતો. સોનેરી તારોના તથા રંગબેરંગી રેશમી દોરાઓના સુંદર ભરતકામવાળા પીળા ચામડાના ઇરાની સ્વારીના બૂટ (રાઇડીંગ બૂટ) તેણે પેહેર્યા હતા. તેની પાતલી કમર ઉપર માથાના પટકારૂપે, હરિફાઈ કરે તેવી સોનેરી છેડાઓવાળી આસમાની શાલ વિંટેલી હતી તથા તેની ઉપરથી રૂપાના બકલોવાળો પહોળો બફ રંગનો પટો બાંધેલો હતો. આ પટામાં વાંકું હાંથીદાંતનાં હાથાવાળું ખંજર, સારી રીતે શોભાયમાન કરેલી લાંબી નળીવાળી ચકમક સાથની પીસ્ટોલ અને લાંબો ધારદાર "પેશકબ્જ" હતા. ઉંચી જાતના પાલીસવાળા લગભગ પારદર્શક ચામડાની બનેલી ચાર મોટી ઉપસી આવેલા સોનેરી ફુલોવાળી ઢાલ તેનાં ખભા ઉપર લટકતી હતી. તેના જમણા હાથમાં વજનદાર બીજના ચંદ્રના જેવા ઘાટવાળી પાણીદાર ઇરાની તરવાર હતી. દુરાની સૈન્યમાં બહુજ માનીતી થઇ પડેલી અને મરાઠા ઘોડેસ્વારને ભયંકર રીતે પ્રાણઘાતક નિવડેલી આ "તુબુરે ઈરાન"ના છેડા આગળ એક હથોડાના જેવો દેખાતો લોખંડનો હાથો હતો અને તેના ઉપર હાથમાંથી સરી ન પડે માટે રેશમની દોરી વિંટેલી હતી.*

**લૂ**તફઉલ્લાહખાન ઉપર કહ્યા પ્રમાણે જો કે સામાન્ય બુદ્ધિનો, મ્હોટા પદને માટે જોઇતાં ખાસ લક્ષણ વિનાનો યુવાન હતો, તથાપિ દુરાની સૈન્યમાં તે બહુ જ માનવંતો ઓધ્ધો ભોગવતો હતો. તે **અ**બદાલી જાતની પોપલઝાઇ શાખાનો વંશપરંપરાનો ઉપરી હતો. (અહમદશાહ જાતે પણ આજ શાખામાંનો હતો.) તેનો પિતા **ફૈ**ઝઉલ્લાહખાન **મી**રવાયઝને મળ્યો હતો, **મ**હમદ **ગી**લઝાઇ સાથે ઇરાન ઉપર ચઢ્યો હતો તથા **ના**દિરશાહના હાથ નીચે ને શાહના અંત સુધી રહ્યો હતો અને છેવટે તેણે **અ**હમદશાહના પાદશાહ થવા પછી તેનું રક્ષણ કરતાં કરતાં તેની નજર આગળ જ યુદ્ધમાં પ્રાણ અર્પણ કીધા હતા. તેના પીતાના મરણ વખતે તે બાળક હોવાથી શાહનો તેના ઉપર ઘણો જ પ્રેમ બંધાયો હતો અને તેથી તેનો અનુભવ કે બુદ્ધિ-તેની લાયકાત દેખાડે તેના કરતાં વધારે મોટા ઓદ્ધાઓ તેને મલતા હતા, તથા શાહ આગળ

---

* તુબુરે ઈરાન, શમશેરે હિંદ, નેઝાએ અરબ-એ સામાન્ય વાક્યો પૂર્વ દેશોમાં ચાલે છે. એવું કહેવાય છે કે આ હથિયારો ખરતા તારાઓની ધાતુમાંથી બનાવવામાં આવતા હતા અને દમાસ્કસના બનાવટી પોલાદના શસ્ત્રો કરતાં આ વધારે પાણીદાર અને તીક્ષ્ણ બનતા હતા. આ ધાતુ ખોરાસાનની આસપાસની મીનમાંથી મળે છે અને તેથી જ તેને લોકો ખરતા તારાની ધાતુ તરીકે માને છે.

તેનો ઘણોજ સારો વગ હતો. જો કે તેની પોતાની જાતના માત્ર બસે જેટલા સ્વારો અને ચારસેક બહાદુર પહાડી નિશાનબાજો તેની પાસે હતા તોપણ, શાહ તેને વારંવાર ઘણાં મોટા અને જોખમના કાર્યોની સોંપણ કરતો તથા પોતાના પગારદાર સેનાનીઓની મોટી મોટી ટુકડીઓ તેના હાથ તળે સોંપતો અને આ વખતે પણ તેને છાવણીના એક મુખ્ય દરવાજાના સંરક્ષણનું અતિ મહત્વવાળું અને જોખમભરેલું કામ તેણે સોંપ્યું હતું.

લૂતફઉલ્લાહ વેરાગણને જોતાં જ પ્રેમ વશ થયો હતો; રક્ષણ માટેની તેણીની વિજ્ઞપ્તિથી તેને પુષ્ટી મળી હતી, અને તેણીના સુંદર ગાયન અને મધુર સ્વરે તેના ઉપરનો મોહપાશ દૃઢ કીધો હતો. આથી શાહના જતી વખતના ભય ભરેલા કસમ અને શાસન છતાં પણ તેણે આ વેરાગણને રાખવાનો યત્ન કીધો. શાહની સખ્તાઇને લીધે જો કે તેણે જુલમ તો ન કીધો, તોપણ પોતાની શારીરીક સુંદરતાનો, અને ધનનો લોભ દેખાડીને તેણીને સમજાવટથી વશ કરવાના પ્રયત્નો કરવાનો તેણે ઠરાવ કીધો.

બની શકે તેવા નમ્ર તથા મૃદુ સ્વરથી તે બોલ્યો, “અયિ ગુલે ગુલિસ્તાન! શાહ ગયા છે અને તને મ્હારા રક્ષણમાં મૂકી ગયા છે. બોલ અયિ ચાંદકા ટુકરા! હવે ત્હારો શો હુકમ છે?”

“હુકમ,” તે બાળાએ દીન સ્વરે કહ્યું, “મ્હારા જેવી રંક દાસીનો આપ જેવા મ્હોટા સરદારને, વળી હુકમ કેવો? પણ મ્હારી ઇચ્છા”—

“આવા હૃદય ભેદક બોલનારના મુખમાંથી નિકલતી ઇચ્છાઓ તે તેના હુકમો જ છે,” તે વચમાં બોલી ઉઠયો. “જો તમે મેહેર કરીને આજ્ઞા આપશો તો તે હું ઝીલી લઇશ અને જો તમો કહો છો તે પ્રમાણે તમો મારી દાસી છો તો તમારે ખાત્રી રાખવી કે તમારો આ સ્વામિ તમારે અર્થે પોતાના પ્રાણ અર્પી દેવાને પણ પાછો પડશે નહિ”—આટલું બોલીને તેણે તેના પ્રતિ પોતાના બોલવાના ભાવદર્શક દૃષ્ટિ નાખી.

“મ્હારી ઇચ્છા,” પોતાને ભંગાણ ન થયું હોય તેવી રીતે જમીન ઉપર પોતાની દૃષ્ટિ રાખીને તે વેરાગણે ચાલુ કીધું—“છે તે મ્હેં **શા**હોના **શા**હને સ્પષ્ટ જણાવી દીધી છે. મ્હારે હિંદુ છાવણીમાં જવું છે.”

“આ બધા ધન સાથે ત્યાં જવાતું ઘણું ભય ભરેલું છે, મ્હારી **દીલરૂબા**!” દૃઢતાસૂચક અવાજે તેણીના ઉપર કટાક્ષ નાખતાં લુતફઉલ્લાહે કહ્યું, “આથી સહવાર સુધી અત્રે રહેવું જ સલામતી ભરેલું છે અને જો તમો રહેશો તો તમારૂં રક્ષણ કરવામાં હું મ્હોટો આનંદ માનીશ અને પછી જો તમારી ઇચ્છા હશે તો હું સ્વહસ્તે જ તમોને પ્રાતઃકાળે મરાઠી છાવણી સુધી પ્હોંચાડી આવીશ.”

“તેમ હાલ કરી શકાશે” તે હિંદુ બાળાએ શાંતપણે જવાબ આપ્યો, “અને **શા**હનો પણ તેવો જ હુકમ છે.”

“હા, હા, તે ખરૂં છે. પણ આજે હું જાતે તમોને મૂકવાને આવી શકું તેમ નથી, કારણ કે મને આ દરવાજાની રક્ષા કરવાની છે, પરંતુ કાલે તો હું આ કામ ઉપર બીજાને નિયત કરીને તમારી સાથે આવી શકીશ.”

પોતાના દેખાવથી તેના ઉપર કાંઈપણ અસર થશે અને તેના બોલવાથી તે કાંઇક સમજશે એવી તેની ધારણા નિષ્ફળ ગઈ અને તેના કહેવાનો

સંબંધ ન હોય તેમ શાંત પણ દીન અવાજે આ બાળાએ ઉત્તર આપ્યો; “મહારા જેવી એક રંક ભીખારણ માટે આપને જાતે પ્રયાસ લેવાની કાંઈ પણ આવશ્યકતા નથી. માત્ર કોઈ વિશ્વાસુ નોકરને કે સિપાઈને સાથે મોકલશો તો બસ છે.”

અફઝલખાન થોડી વાર તો આભા જેવો ઉભો રહ્યો, પણ પછી પોતાનું મન વધારે સ્પષ્ટતાથી પ્રકાશ કરવા લાગ્યો, “પણ હાલ તુરત જવાથી તમો આ સર્વ ધન ગુમાવી દેશો—જ્યારે આજની રાત્રિ અત્રે રહી પડવાથી તે દ્વિગણું કે ચારગણું થઈ જશે.”

“મ્હને તેનો ભય નથી કે મને તેની સ્પૃહા નથી,” તેણીએ કાંઈક દયાર્દ્ર અને કાંઈક બેદરકારસ્વરે જવાબ આપ્યો. “મ્હારે આટલું બધું શું કરવું છે? હું વળી તે ક્યાં સાચવતી ફરીશ? અને લઈ પણ કેમ જઈશ? મને મ્હારો પરમેશ્વર રોજ રોટલા પૂરા પાડે છે. હું મ્હારા દેશીઓની છાવણીમાં સહીસલામત પહોંચવાને માટે આ બધું આપી દેવાને રાજી છું ને મ્હેં તો પહેલેથી જ નક્કી કીધું છે કે મને સહીસલામત પ્હોંચાડનારને આનું અર્ધ આપી દઈશ.”

આ શબ્દોથી પાસેના સિપાઇઓમાં નવિન ઇચ્છા જન્મ પામી અને ખાન સાહેબની ધારણાઓમાં નવું વિઘ્ન નડ્યું. તેના રૂપથી કે ધનથી નહિ અંજાનારી આ જુવાન બાળા ઉપર જુલમ કરવાને તેની હિંમત ચાલતી ન હોતી અને તેમાં પણ તેણીના છેલ્લા ઉદાર શબ્દોથી ઘણાક સિપાઇઓ તેણી તરફ ઢળેલા હોવાથી હવે તેવી કોઈ પણ વાત તુરત જ **શાહ**ને કાને પ્હોંચી જાય એવો ભય તેને લાગ્યો. અને તેણે તે વિચાર તો મૂકી જ દીધો અને એક છેવટનો પ્રયત્ન સમજાવવાને કીધો. “અઈ-પરિરૂહ! તું મ્હારા કહેવાનો અર્થ સમજતી લાગતી નથી. ત્હારી સુંદરતાએ પ્રદિપ્ત કરેલો અગ્નિ મ્હારા હૃદયને દહે છે તેથી જ હું તને અત્રે રહેવાને કહું છું. જાનેમન! એક રાત રહી જા, અને હું તને ત્હેં અત્યાર સુધીમાં કદીપણ નહિ અનુભવેલા એવા મહા સુખમાં ગરકાવ કરી દઇશ. હું એક સરદાર છું ને મ્હારી પાસે અમિતધન છે—તે બધું ત્હારે જ માટે હું વાપરીશ. તને કંચનના પલંગો મળશે, ચાંદીના વાસણો મળશે, સુંદર સ્વાદિષ્ટ ભોજનો મળશે, અને ગુલામો અને સિપાઇઓ ત્હારા પડતા શબ્દો ઝીલી લેશે, અને ઓ હુર! આવી ખાકનશીની જીંદગી કરતાં શું આ જીંદગી વધારે આવકારદાયક તને નથી લાગતી. મ્હેય તુઝકો દિલો જાનસે ચ્હાહુંગા, ઔર રૂહ ઔર કલિબ નિશાર કરૂંગા.” (હું તને પૂર્ણ પ્રેમથી ચ્હાઇશ અને મ્હારો દેહ અને આત્મા તને સમર્પીશ.)

એક ક્ષણભર તે વેરાગણ તેના મુખને તાકી રહી અને તુરત જ તેણીના મુખપર વિસ્મયતાની અને પછી મુખમુદ્રાપર ભયની લાગણી પ્રકટ થઇ. તેણીને હવે સમજાયું કે અદ્યાપિ તેણીનો છુટકારો થયો ન હોતો અને તેથી અતિશય દીન તથા આર્ત સ્વરે તેણી બોલી, “સરકાર, મા બાપ, મહારા જેવી એક રખડતી વેરાગણની આવી મશ્કરી શું કરતા હશો?”

“મશ્કરી!” તેની ભાષામાંથી કાંઇક સમજતાં ખાનસાહેબ વચ્ચમાં બોલી ઉઠ્યા, “મશ્કરી! નહિ, નહિ, બગદાદના પવિત્ર સ્થાનના કસમ, ઘોસ **મોહુદીન અબદુલ કાદર જીલાની**ના કસમ, **સુઆરે શરીફ**ના પવિત્ર આરામગાહના સોગંદ, અને પવિત્ર કુરાનની આણ લઇને કહું છું કે હું મજાક કરતો નથી પણ ખરેખર કહું છું.

તે બાળા ચમકી, કાંઈક ધ્રુજી તથા બે હાથ જોડીને રડતે સ્વરે કાકલુદી કરતી બોલી, "ગરીબ પરવર, આ રંક ભીખારણપર મેહેર કરો, ઔર જાને દો. વિચાર કરો કે હું હિંદુ છું, વિધર્મી છું, અને મ્હારી જ્ઞાતિ કે ધર્મનો ત્યાગ કરી શકું તેમ નથી. અને હું એવી શી વસ્તુ છું કે આપ જનાબની ખીદમતમાં રહી શકું? હું એક રંક વેરાગણ—ભીખારણ—રખડતી નિરાધાર બાળા છું, ઔર મય આપકા જુતીયોંકી ખાક હોને લાયક પણ નહિ હું"—

અર્ધ હિંદી મિશ્રિત ભાષામાં જ બોલવું ચાલુ રાખી, હિંદની જાણીતી કહેવત ખાન સાહેબે કહી, "રાજાકે મન ભાઈ સો રાની કહાઈ"—

"જગપાળ, મેહેર કરો, ક્ષમા કરો."

"માત્ર એકજ રાત્રિ," તેણે નિરાશીથી કહ્યું, "ત્હને શું ભૂત ભરાયું છે જે તું આમ મ્હારો તિરસ્કાર કરે છે! ત્હારા જેવી એક રંક ભીખારણ જે કાંઈપણ, ઇચ્છા થાય તે પૂરી પાડી શકનાર મ્હારા જેવા સરદારની આજીજી સ્વીકારે નહિ એ ધૃષ્ટતા કે મૂર્ખતા? શું હું ગમતો નથી કે? બૂઢો છું કે કદરૂપો છું કે ગુણહીન છું કે નીચ છું કે અધમ છું કે"—

"પૃથ્વીનાથ! હું એક હિંદુ બાળા છું"—

"અને શું ત્હારા કરતાં પણ ઉંચાં કુળ અને જાતની હિંદુ બાળાઓ મુસલમાનોને પરણી પોતાનો ધર્મ રાખીને રહેતી નથી—માત્ર એક જ રાત રહે. હું બ્રાહ્મણને હાથે તને પાણી મંગાવી આપીશ તથા શુદ્ધ રસોઈ કરાવી આપીશ. ઓ આફતાબકા નુર! વિચાર કર કે માત્ર તારી સુંદરતાપર મોહેલો એક મહાન સરદાર અને યોદ્ધાઓનો નેતા, ત્હારા જેવી રંક ભીખારણને યાચે છે તે એક ત્હારા સૌંદર્યને લીધે જ. મેહેર કર, મ્હારી બુલબુલ"—

હાથ જોડીને ધ્રુજતે અંગે, નીચું જોઇને, આંસું વર્ષાવતા ઉભા રહેવા સિવાય બીજો કાંઇપણ ઉત્તર તેણીએ ઉપલા અસભ્ય ભાષણનો આપ્યો નહિ. અને તેથી લૂતફઉલ્લાહની ખાત્રી થઈ કે વધારે પ્રયત્ન નિષ્ફળ છે. તે થોડીવાર તેની તરફ જોઇ રહ્યો અને તેની આંખમાં પ્રશંસા, નિરાશા, પ્રેમ, અને રોષ ક્ષણે ક્ષણે આવતા જતા દેખાતા હતા, અને છેવટે બધી લાગણીઓ દબાવીને, પોતાની ધારણા સફળ થવાનો વિશ્વાસ આવ્યો હોય તેમ તે શાંતપણે બોલ્યો, "જેવી ત્હારી ઇચ્છા. શાહની આજ્ઞાનું પાલન થવું જ જોઇએ. જો તેનો હુકમ નહોત તો"—તે આગાડી બોલતાં અટકયો અને બુમ પાડી "**જમરૂદ, જમરૂદ.**"

વેરાગણની આસપાસ ઉભેલા ટોળામાંથી લોકોને ધક્કા મારીને કાંઇક ઠીંગણો પણ મજબુત અને લઠ્ઠ શરીરનો ધૂળીયા રંગના મેલાં ઉનનાં કપડાં અને કટાયલા લોખંડની સાંકળના બખ્તરમાં સજ્જ થયેલો એક હબસી, ઉપલું નામ પોકારવામાં આવતાં જ, બાહર આવી નીચો વળીને નમન કરીને ઉભો.

"ચાલ આમ આવ. દૂર ખસો છો કે નહિ, મૂર્ખાઓ"—પોતાનો નિરાશાજન્ય સર્વ રોષ આ લોકોના ઉપર કાઢી નાંખતાં અને હાથમાંના ભાલાને આમથી તેમ ઝડપબંધ ફેરવતાં ફેરવતાં આપણા અફઘાન નાયકે કહ્યું. તેનો હબસી સિપાઈ પણ પોતાના હાથમાંનો મજબુત લોખંડનો ભાલો ફેરવીને લોકોને દૂર ખસેડવા લાગ્યો. તેનો ભાલો હાલતાં જ ભયગ્રસ્ત લોકો એકદમ પાછા હઠી જવા લાગ્યા.

જગરૂદની પાસે આવીને તેના કાનમાં કાંઇક કહ્યું નહિ હોય તેટલામાં તો લોકો પાછા આગાડી ધસવા લાગ્યા.

"જગરૂદ," તેણે ધીમેથી કહ્યું, "આ બીજાઝનની પછવાડે પછવાડે જવાને એક-દમ જઇને મૂરખ્ખી બીરબીલને કહે, અને જણાવ કે આજે રાત્રે તેણી ક્યાં રહેનારી છે તેનો બરોબર પત્તો લાવ. નાદિરશાહકા સર કી કસમ યહ વૈરાગણકું મય ખુદ બાલકી છાવણીમેંસે પણ ઉઠા લ્યાઉંગા"—તે હબસી ગયો કે તેણે ઉમેર્યું.

તેણે ગુસ્સામાંને ગુસ્સામાં જોશભેર આમથી તેમ તે વેરાગણની સામે ફરવા માંડયું, પણ તે બીહેલી બાળા પોતાના હાથો જોડી રાખી, નજર પૃથ્વીપર રાખી, નીચું જોઇને ઘૂંટણ ભર જ બેસી રહી, અને તેણીના મુખ આગલ તેણીની બીન અને મળેલી વસ્તુઓનો ઢગ પડેલો હતો, તેની તરફ તેણે નજર ફેંકી નહિ. પર્વ-તવાસી યોદ્ધાઓ તેણીનાં વખાણ કરતા આગાડી આવ્યા, પણ ટોળાંનું આ ધસવું શાંત હતું.

પોતાનો સંદેશો પ્હોંચવા જેટલો સમય વ્યતીત થયો છે એવું સમજીને પુપ-લઝાઇઓનો આ ઉપરી આજુબાજુના ટોળા ઉપર એક ઝડપ બંધ નજર નાંખતો રોષ ભરેલા મ્હોટા અવાજે બોલ્યો; "ઘોસ મહમદ ! આ સ્ત્રીને લઈ જનારી ટોળકીનું ઉપરીપણું તને સોંપું છું. કોઇપણ રીતે લડાઈ કીધા વિના રણથંભ પાસે જઇ કોઇપણ દક્ષિણીને તેણીને સોંપી આવજે અને જાણજે કે તેણીની સલામતી માટે તું જોખ-મદાર છે. તેણી જે કાંઇપણ સ્વેચ્છાથી આપે તેથી જરાક પણ વધારે લેતો નહિ અને હવે તેણી માટે તથા તેના સામાન માટે એક ઊંટ લાવ. યાસીનખાન, મીરઅ-લ્લાદ, જંગીશાહ હઝારા, અબ્દુલ રહેમાન બલ્ખી, શમસુદ્દીન ગીલઝાઈ, ખ્વાજા-રોશન તાતારી—તમે એની સાથે જજો."

તેના આસરા હેઠલના યોદ્ધાઓમાંના જ આ સઘળા વૃદ્ધ અને શૂરા સિપા-ઇઓ હતા અને તેઓ પોતાની તયારી કરવાને ગયા કે નિરાશ થયેલા આ સરદારે ત્યાં આમથી તેમ ફરવું શરૂ કીધું. થોડી થોડી વારે તે કોઇને નહિ માલમ પડે તેમ કટાક્ષો, આ વેરાગણ બાળા, જેણે તેની સઘળી પ્રાર્થનાઓ ઉપર લક્ષ્ય આપ્યું નહોતું તેના તરફ તે ફેંકતો હતો. ઘોસ મહમદ અને તેના સાથીઓ આવ્યા તથા સાથે એક ઊંટ તૈયાર કરીને લાવ્યા; અને તેનો સારવાન તેના ઉપરની આગલી બેઠક ઉપર, કમરમાં ખંજર અને ખોલામાં બંદુક લઇને, બેઠો હતો. તેની પાછલ જ વેરાગણને બેસાડીને તેના હાથમાં બીન આપી, તથા તેનો દંડ અને સર્વ વસ્તુઓ લુતુફઉલ્લાહે આપેલા એક વસ્ત્રથી બાંધીને જીનના આગલા ભાગમાં ઊંટના ગળા આગળ ઘંટની માફક લટકાવી દીધી અને એ સર્વ અસબાબ સાથે આ ન્હાની સ્વારી અત્રેથી ઉપડી.

મ્હોટી બરાડ નાંખતાં નાંખતાં એક સખ્ત આંચકા સહિત ઊંટ ઉભું થયું અને છેવટની નજર કરતો હોય તેમ વેરાગણને જોતાં જોતાં લુતુફઉલ્લાહ બોલ્યો, "અયિ પરિજાન ! તું જાય છે. અલ્લાહ હાફિઝ ! (પ્રભુ ત્હારૂં રક્ષણ કરો.) મને આશા છે કે તે મહાન કૃપાળુ આપણને ફરીથી મેળવશે."

વેરાગણે અતિશય દીન વદનથી વાંકા વલીને સલામ કીધી અને બોલી, "સરકાર, પરમેશ્વર આપણને ફરી મેળવવાની કૃપા નહિ કરે એમ હું તેને વિનવીશ; પરંતુ પેલા મ્લેચ્છોથી મ્હારૂં રક્ષણ કરીને રસ્તે પાડનારા તમારા જેવા શૂરા યોદ્ધાનું [illegible]ગ કરવાને હું નિત્ય પ્રત્યે તેની વિનંતી કીધશ."

પોતાના પ્રેમનો તિરસ્કાર દર્શાવનારો આ સ્પષ્ટપણે વદાયલો નિર્દોષ બાળાનો જવાબ સાંભળીને, તેનું મુખ ઉતરી ગયું: પણ થોડા સમયમાંજ તે પાછું આશાથી ચમકતું દેખાયું.

થોડે દૂર જતાં જ **ઘોંસ મહમદને** તેના એક દોસ્તે **ચરસના** એક બે દમ મારી લેવાને કહ્યું અને દોડતાં આવીને **ચલમ** તેને આપી, તે હુંકો પીતો હતો તેમાંથી નીકળતી ઝાળ તરફ અને ઊંટ તરફ લૂતુફઉલ્લાહ એકી ટશે જોઇ રહ્યો અને તે જોતો હતો તેટલામાં જ કોઇએક શખ્સ તેની સાથે અથડાયો અને આગળ ચાલી ગયો.

મૂળમાં તો ખીજાયેલો હતો જ અને તેમાં ધક્કો લાગ્યો એટલે આ ગરમ મીજાજી અને ગર્વિષ્ટ પઠાણ સરદારનો રોષ તીવ્ર થઈ ગયો અને તેને મારવાના હેતુથી પોતાના હાથ ઉંચા કર્યા. પણ જેવો તેને ધક્કો મારનાર એક વૃદ્ધ અને દીન હિંદુને જોયો કે તેનો રોષ અદૃશ્ય થઈ ગયો. ખંભા ઉપર એક વાંસને કાવડ જેમ રાખીને તેમાંથી કાંઇક કપડાલત્તા બાંધી રાખે તેમ જ પોતાનો સામાન આ વૃદ્ધે લીધો હતો અને તેના શરીર ઉપર પૂરાણા વસ્ત્રો અને એક રજાઈ હતાં. તેણે પાછળ ફરી જોયું અને કાંઇક ગુપ્ત સંજ્ઞા ઝડપથી કીધી.

હવે સ્વારી આગળ વધી અને આ વૃદ્ધ હિંદુ તેઓની સાથે સાથે લેર ભેર આગળ આવ્યો.

"ઉલ્હમ દુલિલ્લાહ ! શું બીરબલ પણ તેજ રસ્તે જાય છે? કાંઇપણ ભૂલ હોવી જોઇએ." આ બોલતા કાંઇક સંતોષ દર્શક છાયા તેના મુખ ઉપર પથરાઇ ગઇ.



## પ્રકરણ ૬ ઠું.

## રણસ્થંભપરની મુલાકાત.

મુસલમાન અને મરાઠાઓની છાવણીઓથી બરોબર સમાંતરે એક મોટું ચોગાન હતું અને તેમાં એક જુના પીપળાના વૃક્ષની પાસે એક મ્હોટી વાવ તથા ન્હાની સરખી ધર્મશાળા હતી.

આ વૃક્ષથી સોએક હાથને અંતરે મરાઠાઓએ આર્યાવર્તના યોદ્ધાઓની રીતિનું અનુકરણ કરીને એક મ્હોટો "રણસ્થંભ" રોપેલો હતો. નાયકો પોતાનું બળ અને ચતુરાઈ દર્શાવવાને દ્વંદ્વયુદ્ધ કરે તે શિવાય અત્રે મારામારી થતી નહિ. બેય તરફના માણસો અત્રે મલતાં, અને આ ધર્મશાળાનો, પીપલાનો તથા કુવાનો ઉપયોગ એક સરખી રીતે જ કરતાં. અત્રે અમલદારો અને માણસો એક બીજાને સામ સામાં દ્વંદ્વયુદ્ધના કેહેણ મોકલતા અને બેય પક્ષના માણસોના દેખતાં પરસ્પર યુદ્ધ રમતા. અત્રે બેય પક્ષના સરદારો ખાનગી અથવા જાહેર પત્રવ્યવહાર કરતા, તેમ પ્રતિ પક્ષી સૈન્યમાં યુદ્ધ કરનારા પોતાના સંબંધીજનોની ખબર પણ તેઓ મેળવતા; અત્રે સૈનિકોને તેમજ અમલદારોને સ્વપક્ષમાં લેવાના સામ અને દામના પેચ રમાતા; કેદીઓની પરસ્પર અદલાબદલી હતી; અત્રે જ શત્રુ સૈન્યમાંના એતદેશીય રાજાઓ અને નવાબોને દામના પ્રતાપથી કે ભેદ કે દંડના પ્રયોગથી પોતાના પક્ષમાં લેવાના કે વિરક્ત રહેવાના પ્રયત્નો કરવામાં આવતા હતા. ટુંકમાં તે સમયના પૂર્વ દેશોના સૈન્યોમાં જોવામાં આવતા અનેક તરેહના દાવપેચો રમવાને

માટે આ સર્વમાન્ય અને સુરક્ષિત સ્થાન હતું. આવાં આવાં અનેક કાર્યો ત્યાં થતાં હતાં એ તો કે બેય પક્ષના મુખીઓ જાણતા હતા, તથાપિ તેમાં પોતાને જ વધારે લાભ થાય છે એવું માનનારા હોવાથી, કોઇ પણ પક્ષે આ કાર્યમાં અટકાવ નાંખ્યો ન હોતો. અહમદશાહને, તેના વજીરે આ મેળાપોમાં અટકાવ નાંખવાને સુચવ્યું, પણ પોતાના બળ અને ચતુરાઈ ઉપર મુસ્તાક તે ચતુર શાહે આર્યાવર્તના યોદ્ધાઓની આ જાળને, તે વાત કરતામાં ઉરાડી મેલશે અને તેથી પોતાને કાંઈ પણ હાનિ થઈ શકશે નહિ એમ સુચવતાં ઉત્તર આપ્યો કે, "છુઃ છુઃ હિન્દીઓને મનમાં આવે તેમ બોલવા દો. તેથી મને કાંઈ પણ હાનિ થવાનો ભય નથી. મ્હારૂં કોઈ પણ તે પક્ષમાં જનાર નથી. હિન્દુઓને બકબક કરવાની ટેવ છે તેથી મ્હારે મ્હારા જવાન શુરવીરોને ત્યાં જઈ પોતાનું પરાક્રમ દેખાડતાં શા માટે અટકાવવા જોઇએ ? તેઓ ભલે મળે ને ગરબડ કરે, પણ તેથી મને કાંઈ પણ હાનિ કે ભય નથી જ."

નયોધવૃક્ષના એક ન્હાના થડને ઉપરની છાલ કાઢી લેઇને શત્રુસ્થંભરૂપે રોપેલો હતો; અને તેના ઉપર, જગતની સંહારકશક્તિ ભવાની તથા તેના પતિનું, પશુના વધથી પૂજન કરનારા અર્ધ જંગલી મરાઠાઓએ આડુંઅવળું ચડાવેલા સિંદુર અને તેલના ડાઘાઓ પડેલા હતા તથા કેટલાક સુકાયેલા પુષ્પોના હારો, મરાઠા મન્તની પુરાતન રીતિનું સ્મરણ કરાવતા હતા. તેની પાસેની જમીન ઉપર દ્વંદ્વયુદ્ધ રમનારા ઘોડેસ્વાર ઘોડાના ચરણોની છાપો પડેલી હતી તથા અહીંઆ તહીંઆ મનુષ્યના કે અશ્વના ઘામાંથી જરેલાં વાસ મારતાં લોહીનાં નિશાનો નજરે પડતાં હતાં. થોડે દૂર એક પૃથક્કરણ પામતું અશ્વનું શરીર પરેલું હતું અને તેની ઉપર તથા આસપાસ ખાખી રંગના ગીધો ચાદરની માફક ભરાઇને બેઠા હતા. તેથી થોડેક દૂર એક મૂલ્યવાન રેશમી કટકો, ઘા વેહેતો અટકાવવાને અર્થે વાપર્યા પછી નિરાશ થઇને ફેંકી દીધો હોય તેમ પડેલો હતો. તે વૃક્ષની નીચેનો રાખનો ઢગલો તથા ધૂંધવાતાં લાકડાંઓ જોનારને કહેતાં હતાં કે અત્રેથી બેય પક્ષના માણસો પોતાની ચલમનો અંગાર મેળવે છે.

આ સ્થળે, આપણી વાર્તાનો આરંભ થાય છે તે દિવસે મધ્યાન્હે આપણી વેરાગણ અને તેના રક્ષકો આવી પહોંચ્યા. તેની સાથે સાથે ઘોસ મહમદની આજ્ઞાઓ કરી અને અનેક ગાળો અને અપમાનોને સહીને પણ, પેલો વૃદ્ધ જાટ દોડતો દોડતો આવી પહોંચ્યો.

"અત્રે આજે કોઈ પણ મરાઠા નથી. અફગાન અમલદારે, પોતાની આંખ ઉપર આવતાં સૂર્યનાં રશ્મિઓ અટકાવવા માટે હાથ ઉંચો કરતાં કહ્યું, પણ તેણે તુરત જ ઉમેર્યું કે, "પણે દૂર કોઈ આવે છે ખરા."

અત્રેથી ચારસો પાંચસો હાથપર જમીન અવનત દેખાતી હતી અને ત્યાંથી એક ન્હાનો સરખો ઝરો વેહેતો હતો. આ ઝરાના કિનારા ઉપર ઝાવલીની ઝાડી હતી અને આ ઉંચી ઝાડીમાંથી પોતાના મસ્તકપરની રંગબેરંગી પાઘડીઓમાં ભેરવેલાં રંગબેરંગી પીંછાઓ હવામાં ફરફરાવતા, પોતાના ચંચળ તુરંગોને ગમે તેમ ચારે પાસ નચાવતાં અને કુદાવતાં, હાથમાં બાણુના અણિયાળા ભાલાઓ લઇને આવતું પચાસ મનુષ્યોનું ટોળું નજરે પડયું. તેઓની અનિયમિત અને જુસ્સાદાર ચાલ તથા રીતભાત ઉપરથી તેઓ મરાઠા હતા એમ સિદ્ધ થઈ શક્તું હતું.

**ઘોસ મહમદે** પોતાની સાથનાઓને થોભાવ્યા અને પોતાના ઘોડાને થોડા કદમ અગાડી વધારીને, પોતાની બાજુમાંથી એક જાડા અને મેલા શ્વેત કટકાને કાઢીને પોતાના મસ્તક ઉપર ચારે તરફ ફેરવીને પોતે તે પવિત્ર સ્થાનપર, શત્રુતાથી લડવાને નહિ, પણ મિત્રભાવ રાખીને પ્રસંગ પાડવાને આવ્યો છે એવું જણાવ્યું.

આ નિશાન જોઇને દક્ષિણી ટોળી પણ ઉભી થઇ રહી અને તે ગોળ સમૂહમાંથી એક સ્વાર જેમ કમાનમાંથી તીર છૂટે તેમ ઝડપબંધ છૂટો પડયો અને પોતાના ઘોડાને તે ઉડાડતો હોય તેમ આમથી તેમ વાંકોચુંકો ફેરવવા અને કુદાવવા લાગ્યો તથા પોતાની શસ્ત્ર નિપુણતા જણાવતો હોય તેમ હાથમાંના લાંબા ભાલાને માથાં ઉપર ફેરવીને દશે દિશામાં તેની અણિઓ મારતો હોય તેમ ફેંકવા લાગ્યો.

"માશ ઉલ્લાહ! અજાયેબ અસ્પ અસ્ત! શું મઝાનો ઘોડો!"—જંગીશાહે એકાએક કહ્યું. "માશ ઉલ્લાહ!" ખ્વાજારોશન **તા**તારીએ કહ્યું, "અને કેવો ચાલાક સ્વાર."

અશ્વારૂઢ જન નજીકમાં આવતાંજ વેરાગણે પણ કાંઇક એકદમ વચન ઉચ્ચાર્યું, પણ તેણીના સાથીઓથી તે ગુપ્તજ રહ્યું.

"ક્યા હય?" **ઘોસ મહ**મદે પાછલ ફરી પૂછ્યું.

"કુછ નહિ!" વેરાગણે કહ્યું. પણ જો **ઘોસ મહ**મદ આગંતુક મરાઠાને જોઈ ન રહ્યો હોત, તો વેરાગણ ખોટું બોલે છે એમ તેણીના મુખ ઉપરથી તે તુરત કળી જતે.

આવનાર એકાકી હોવાથી ને તેના અંતરમાં દુષ્ટ ભાવ હોવાની કલ્પના સરખી પણ **ઘોસ મહ**મદને થઈ નહિ અને મરાઠાઓની એકલા રખડવાની તથા વખતોવખત દ્વંદ્વયુદ્ધ રમવાની પ્રકૃતિથી અને **અફ**ઘાનો વાકેફ થયા હતા તેથી, તે નિડરપણે આવનાર સ્વાર કોના સામે કહેણુ મોકલે છે તે સાંભળવાને આતુર થઈ ઉભો રહ્યો; અને તેમાં તે નિરાશ થયો નહિ. તે હિન્દુ સ્વારે છેક તેના ઘોડાના મુખ સુધી ધસી આવીને, પછી પોતાના અશ્વને એકદમ ઉભો રાખ્યો. આ સમયે આ હાંફતા અને દીર્ઘશ્વાસ ભરતા અશ્વના નાસિકાના અગ્ર ભાગો તથા પેટના ભાગો જો હાલતા નહોત તો તે એક પથ્થરના અશ્વ જેવો સ્થિર જણાતે અને તેનો ભાલો પણ પોતાની છેલ્લી ચપલતાની નિશાની, હાલી રહેલી અણિમાંજ રહેવા દઇને, સ્થિરપણે તેની બાજુમાં પડી રહ્યો હતો. આ દક્ષિણી ઉંચ્ચા અને સ્પષ્ટ અવાજે બોલ્યો,

"જય મહાદેવજીકી! હર! હર! ભવાની માતકી જય! જય જગદંબે, હર હર મહાદેવ! પર્વતવાસી મૂર્તિખંડનકારોની સૈન્યમાં એવો કોણ પેહેલવાન છે જે પોતાના દીનને માટે મને યુદ્ધ આપશે."

શૂરા અને ધર્મજનુની **અફ**ઘાનને આ શબ્દો તીર જેવા લાગ્યા અને નહિ લડવાનો પોતાના નાયકનો હુકમ નગણકારતાં, પોતાનું ખરૂં કામ ભુલી જઇને, હાથમાંના લોખંડના ભાલાને સ્થીર કરી, અશ્વ ઉપરના પલાણમાં ભેરવેલી તરવારને ખેંચી કાઢીને, તે એકદમ સામો ધસ્યો અને ગાજી ઉઠયો.

"સૂવર ભક્ષક કાફર! મ્હારા પરમાત્મા અને તેના પેગામ્બર સાહેબની કીર્તિને માટે હું ત્હારી સાથે લ્હડીશ અને તને મારીશ."

પરંતુ તે મરાઠ સ્વાર તો સ્થીર હાલચાલ વિના ઉભો રહ્યો અને હસવા લાગ્યો. એટલા બધા ગાભરા નથાઓ; અને તેની આ વિચિત્ર રીતિથી **ઘોસ મહ**મદ વિસ્મય થઇ ગયો અને ઘોડાને ઉભો કીધો. "નિશંસય છે કે તમો ચુસ્ત મુસલમાન અને શૂરા સિપાઇ છો; પરંતુ દ્વંદ્વયુદ્ધ તો સરખે સરખાનુંજ હોય છે. બે

પૈસાના લોખંડના ટુકડાને સ્થલે કોઈ સુવર્ણનો ટુકડો વાપરતા નથી જ. હું દક્ષિણને એક મ્હોટો સરદાર છું અને વિલાયતના કોઇ મ્હોટા સરદાર સાથે જ લ્હડવા મ્હાગું છું. તમો કોણ છો?"

એશિયાના સર્વ ભાગોમાં આ વાક્યોમાં જણાવેલા વિચારો એટલા તે તે કાળે પ્રવર્તિ રહેલા હતા કે **ઘોસ મ**હમદ પોતાની શૂરવીરતા, ધર્મઝનુન, અને મુસલમાન ધર્મથી ઇતર ધર્મવાળાઓના ઉપરનો પોતાનો તિરસ્કાર દાબીને સ્થીર થઇ ગયો અને પોતાની તરવારને મ્યાન કરતાં કરતાં બોલ્યો; "સૂતફઉલ્લાહખાન **પો**પલઝાઇના હાથ નીચેના સામાન્ય સિપાઇઓમાંનો જ હું તો માત્ર એક છું."

"ત્યારે તું મ્હારી બરોબરીયો નથી જ."

"પણ જો તમો તમારા પદનું અભિમાન સાચવવા માગતા હો તો મ્હારા સાંભળતાં દીનનું અપમાન કરશો નહિ–નહિ તો મ્હારા દીનને ખાતર જ મ્હારે લ્હડવું પડશે."

"નહિ, નહિ, તેવી રીતે દીનની વિરૂદ્ધ બડબડવાનું અને ગાયનું નામ અગાડી કરવાનું કામ તો **ભાઉ** સાહેબને જ સોંપ્યું છે! હું તો **રામ** અને **રહીમ**ને એક સરખા જ સમજીને સ્થાપવા માગું છું." હિન્દુ મુસલમીન દોદીન ઔર એક "**રામ** ઓર **રહીમ**." ઇ. સ. ૧૮૫૭ ના બળવા સમયે લ્હડનારા સીપાઇઓનો મુખ્ય રણનો બોલ આજ હતો. અને છેક ઇ. સ. ૧૭૬૦ માં લ્હડતાં મરાઠા સરદારના મુખમાં આજ શબ્દો હતા.

"ઘણું સારૂં. ત્યારે આપની શી આજ્ઞા છે;" તે પઠાણે સભ્યતાપૂર્વક કહ્યું.

"તમો મ્હારો પેગામ **અહમદશા**ને સ્વયંને, કે **શાહ**વલી વજીરને, વા **સુજ**-ઉદ્દૌલા લખનોરવાલાને, કે બરેલીવાળા **હાફેઝ રહેમત**ને, કે પેલા કુત્તા **નજી**બુદ્દૌલાને, અને જો તેઓ મ્હારા દત્તાજીના* મૃત્યુનો જવાબ આપવાને રાજી ન હોય તો તમારા શાહના સૈન્યમાંના કોઇ પણ મ્હોટામાં મ્હોટા અમીર ઉમરાવને પ્હોંચાડો."

પોતે મરાઠા સૈન્યમાંના કોઈ મ્હોટામાં મ્હોટા સરદારની પાસે ઉભેલો છે એવું અત્રે સમજી જનાર **ઘોસ મ**હમદે કહ્યું, "હિંદુ, તમો બહુ મ્હોટી મ્હોટી વાત કરો છો, પણ વારૂ, તેઓએ તમારૂં પદ શી રીતે જાણવું?"

"લો આ આપજો," કહીને તેણે પોતાની આંગલીપરથી એક રૂપાની મોહોર છાપની વીંટી કાઢી આપી અને પૂછ્યું; "હવે કહો વારૂ તમો અત્રે કેમ આવ્યા છો?"

આ શબ્દો અકાલે લાગશે એમ નથી; કારણ કે તે સમયે પણ મરાઠા સૈન્યમાં અનેક મુસલમાનો અને મુસલમાની સૈન્યમાં સુજાઉદ્દૌલાના વિભાગમાં કેટલાક હિંદુઓ પણ હતા. તેઓને પોતાના પક્ષમાં લાવવા ભાઉ સાહેબના સર્વ પ્રયત્નોની નિષ્ફળ-તાએ જ સિદ્ધ કરી આપ્યું છે કે આ બે સાથે સાથે વસતી જાતોમાં ધર્મની સહન શીલતા આવતી જાય છે અને તેથી ધર્મને માટેનું યુદ્ધ (જેહાદ) તેઓમાં થઈ શકે તેમ નથી–તેમાં પણ આ બોલનારના વંશજો તો તેઓના ધર્મના સહનશીલ હોવાથી આ શબ્દો અત્રે અનુચિત નથી.

---

* મરાઠાઓ પણ રાજપુત્રોની માફક જ વંશપરંપરા પોતાને થયેલું અપમાન કે નુકસાન મનમાં રાખી મૂકે છે અને તેથી જ ભય પામીને નજીબુદ્દોલાએ બિસાઇ ફોજન સાથે સંદેશા ચલાવ્યા હતા (ગ્રાંટ)

સત્તરમા અને અઢારમા સૈકામાં સામાન્ય રીતે દરેક મ્હોટા માણસ લખવા વાંચવામાં અશક્ત હોવાથી પોતાની સાથે સાદી અથવા પોતાના નામ છાપની મોહોરબંધ રૂપાની વીંટી આંગલી ઉપર રાખતા અને તેવડે જ સહી પણ કરતા.

**ઘોસ મહમદ** પોતાના આગમનનું કારણુ રણસ્થંભના આ ગ્રાડ પાસે કહે છે તેટલામાં આ વાર્તા સાથે ગાઢ સંબંધ ધરાવનાર અને આ લડાઈમાં મ્હોટામાં મ્હોટા ભાગ લેનાર આ મહાન સરદારના દેખાવનું અને વસ્ત્રાલંકારનું ટુંક વર્ણન આપણે કરીશું કે વાંચક ફરીથી તેને જોતાં જ ઓળખી શકે.

તે મધ્યમ કદનો પણ સુંદર બાંધાનો માણસ હતો, પરંતુ સેહેજ વધારે ભરાઉ હતો. દાઢી અને મુખ ઢાંકીને, નસકોરાં સુધી પહોંચતા સાંકડા પણ શ્વેત બરફ જેવા એક પટકાથી તેણે બોકાની વાળેલી હતી અને તેથી તેનું આખું મુખ દેખાતું નહોતું—તોપણ જે ભાગ દેખાતા હતા તે ઉપરથી તે એક સુંદર ઘાટના અને સાધારણ રીતે સમ પ્રમાણના અવયવોવાળો દેખાવડો પુરૂષ કહેવાઇ શકાય. તેનું નાક ઘટમદાર, સીધું અને પાતલું તથા મ્હોટાં અને નરમ છિદ્રોવાળું હતું; બોકાનીના છેડાઓમાંથી દેખાતું કપાલ બાહેર પડતું લાગતું હતું. તેનાં ભવાં કમાનની માફક વળેલાં પણ સરખાં, આંખો એક જાતનો આકર્ષક ચમકારો કરતી, અને પાંપણો લાંબી હતી. તેનું લલાટ વિશાળ અને ચતુષ્કોણ જેવું હતું, પણ તેની બુદ્ધિ અને દૃઢ મનને પ્રકાશતું હતું. તેનું માથું ગોળ અને વાળો ચળકતા બરોબર હોળેલા હતા અને તેની મુખમુદ્રા તથા આખા શરીરના ઉપરથી તે બાહ્ય દેખાવનો શોખીન તેમજ પરાક્રમ કરવાને આતુર હોય એમ સ્પષ્ટ માલમ પડતું હતું.

ખુલ્લા નારંગી રંગના તોરા અને ગુચ્છાવાળા ચંદેરી પટકાની સિધિયાશાહી ત્રિકોણાકાર પાઘડી તેણે બાંધેલી હતી અને તે પાઘડીની વચમાંથી તેના લાંબા વાળની મસ્તક ઉપર વાળી લીધેલી ગાંઠ દેખાતી હતી. પાઘડીની ઉપર એક ઘેરા લાલરંગનો સોનેરી પટકો બાંધેલો હતો, જે છોડીને નીચો કરતાં કાન, આંખ, કપાળ, અને ગરદનના ભાગોનું રક્ષણ કરતો હતો. આ ખુલ્લા રંગનાં વસ્ત્રોમાંથી તેનું કાળું મુખ સ્પષ્ટપણે દેખાતું હતું. તેના ગળાનું રક્ષણ તેમાં પ્હેરેલો સુવર્ણની શેરોવાળો મ્હોટો કેડો કરતો હતો. ગુંઠણ સુધી પ્હોંચતો એક ભૂરા રંગનો રેશમી સુવર્ણના ખીચોખીચ ભરત કામવાળો અંગરખો તેણે પેહેરેલો હતો. આની ઉપર કોણીઓ સુધી પહોંચતી બાંહીઓવાળો બફ રંગનો એક સુંદર કબજો પેહેરેલો હતો અને આ કબજાની ચારે તરફ સૂવર્ણની ચાંદીની, પીતલની, અને ખરા લોહાની ગોળ જાડી જાડી તકતીઓ એટલી તો લગાડેલી હતી કે તેમાંથી નીચેનું કપડું દેખાવા પણ પામતું નહોતું તથા રિપુની તરવારને શરીરમાં જતી અટકાવવાને તે પૂરતું દૃઢ હતું. તેના હાથના રક્ષણ માટે લોખંડની જાળીદાર વજ્ર મુષ્ટિ બાંધેલી હતી, પણ તે હીરા માણેક આદીક કિમતી પાર્થિવ પદાર્થોથી એટલી તો ખીચોખીચ ભરેલી હતી કે તેની અસલ ધાતુ તો માલમ પણ પડતી નહોતી. એતદ્દેશીય યોદ્ધાઓની માફક તેની કમ્મરપર કોઇ પણ જાતનો બંધ નહોતો, પરંતુ તેના બેય ખભાઉપર "પરતલ્લાં" અથવા પહોળા પટાઓ નાંખેલા હતા. તેમાંના ડાબી તરફના પરતલ્લામાંથી બે વિલાયતી ઉંચી જાતની રૂપામાં મઢેલી બંદુકો હતી અને બીજી તરફ તેના સરંજામના દાબડાઓ હતા. ખીચોખીચ ભરતવાળા બોગીરપર તેનો અંગરખો પથરાઇ રહેલો હતો. તેના ઉંચે આવેલા ઘૂંટણોની આગલ નીકલી

આવેલી ચામડી, તેની નીચેના સ્નેતબંધો સાથે વિરોધ દર્શાવતી હોય તેવી દેખાતી હતી. તેની ટાળી ઘુંટી ઉપર બે સોનાની કડીઓ પહેરેલી હતી. તેના જાડા પગમાં ભરેલા આંકડા પંજાવાળા દેશી જોડા હતા અને રૂપાના પાવડામાં તે ભેરવેલા હતા. તેની બંદુકો અને હાથમાંનો લાંબો ચળકતો કાળા રંગનો ચળકદાર પોલાદના ભાલા વાળો બાણ, જે સમુદ્ર ફૂલને પકડવામાં વપરાતા સળીયા જેવો લાગતો હતો, તે સિવાય તેની પાસે "ધોપ" નામની પોર્ટુગીઝ તરવાર હતી. યુરોપીયન લોકોએ "જદાઝી" અથવા "ફીરંગ"ના વર્ગના જે અનેક શસ્ત્રો આ દેશમાં દાખલ કર્યાં હતાં તેમાં આ તરવાર મરાઠાઓને વધારે બંધબેસતી થઈ પડી હતી, અને તેનો ઉપયોગ તે લોકો બહુજ કુશળતાથી કરતા હતા. આ તરવાર લાંબી અને પાતળી, એક તરફની ધારવાળી, હલકી અને બેવડી વળી જાય તેવી નરમ હોય છે અને તેના ઉપર મરાઠાઓએ પોતાના હસ્તને બંધબેસતી થઈ પડે તેવી ટોપલી જેવી મૂઠ લગાડેલી હતી. આ સરદારની તરવારની મૂંઠ તો રત્નની ખાણુ જ જાણે હતી. તેને કમ્મરમાંથી લટકાવેલી ન હોતી, પણ પગની નીચે નરમ ખોગીરપર દાબથી ટેકવી રાખતા હતા અને જે વધારે થાકમાં કે ઘોર યુદ્ધમાં પણ તેને તેમને તેમ દાબી રાખતો તે વધારે કુશળ કહેવાતો—તેને આ સ્થલેથી ખેંચી કાઢવી સહેલી પડતી તથા જો સ્વાર પડી જતો તો તે પણ તેની સાથે પડતી હતી.

તેનો અશ્વ પણ ખાસ ધ્યાન ખેંચે તેવો હતો. તે એક સુંદર સેહેજ ભુરાસ પડતા રંગની કાઠીયાવાડી ઘોડી હતી. તે ઉંચી ઘોડીનું માથું ઉંચું અને હરણના મુખ જેવું પાતલું હતું. તેના કાનો ઉપરથી વળેલા તથા અંદરની બાજુએ ઢળતા હતા અને જ્યારે સ્વાર તેને પાવડો મારતો કે તે માથા ઉપર વળી જઈને એક બીજાને અડકતા દેખાતા હતા. તેના માથા ઉપર સોનેરી ભરતકામનું લાલ કપડું ઢાંકેલું હતું. તેના પાતળા પગ અને લાંબાં પણ નરમ કાંડાં, તેની ઉંચી પીઠ, અને લાંબી કમાન જેવી બળવાળી પણ નરમ, જાંઘ, જો કે આજ કાલના મ્હારા વાંચનારને તેના પાશ્ચિમાત્ય વિચારો પ્રમાણે સારા નહિ લાગે, પરંતુ તે વેળાના ઝડપ અને અવયવની સમતા જોવાવાળા હિન્દના યોદ્ધાઓને તે બહુ જ પ્રિય હતા અને તેણીની રાતી લોહીયાળ આંખો, પ્હોળા થતાં મ્હોટા નસકોરાં, સ્થળે સ્થળે ફુલી ગયેલી નસોને દેખાડતી રેશમ જેવી ચલકતી અને સુંવાળી તેની ચામડી, અસ્થિર સ્નાયુઓ, લોખંડ જેવા દૃઢ અવયવો, ન્હાના પણ ચપટા અને યોગ્ય સ્થાને આવેલા તેણીના સંગીન હાડકાંઓ અને દૃઢ સાંધાઓ, તેવી જ રીતે આજના સરતના ઘોડાઓને ઉછેરનારાઓ પસંદ કરશે.

અફગાનોના આગમનનું કારણ સમજતાં, આ મરાઠા સરદારને જરાક પણ વિલંબ ન થયો પણ તેને કાંઈ આ વાતની દરકાર હોય એવું જણાતું ન હોતું. પણ આટલા વખતમાં આપણી વેરાગણના હૃદયમાં અનેક જાતના વિચાર તરંગો ઉદ્ભવીને શમી જતા હતા અને છેવટે તેણીના ધ્રુજતા હસ્તોએ માથાપરના વસ્ત્રને અગાડી ખેંચીને મુખ ન દેખાય તેવી રીતે બાંધ્યું.

**પીર મહમદે** બોલવું પૂરૂં કીધું કે તેણે કહ્યું, "એક સ્ત્રીને અમારી છાવણીમાં મોકલી છે કેમ? અમારા માણસોમાંના કોઈની તે પ્રિયતમા હશે તો તેની મને શું દરકાર છે? આજ 'બહીરો,' અમારી સઘળી ખોરાકી ખાઈ જાય છે, અને કદાચ

અમોને સ્વહસ્તે જ તે બધાનો નાશ કરવો પડશે. તમો તેણીને ત્યાં ઉભેલા મ્હારા માણસોને સોંપી દ્યો."

તેણે પોતાની ઘોડીને પાછા ફરવાને ફેરવી અને કોઈ પ્રકારની વીજલી શરીરમાંથી પસાર થઈ હોય તેમ એકાએક આ સ્થીર પુતલી સચેત થઈ ગઈ. પણ તે એક ફદકો ભરે તેટલામાં તો પેલો વૃદ્ધ જાટ, તેણીના માર્ગમાં પડયો અને છેક ભૂમિ સુધી નીચા વળીને બે હાથ જોડી પગે લાગી બોલ્યો, "સરકાર છત્રપતિકો દોહાઈ! મુઝકો સંગ લે જાઇએ! રામજી કી આણ!"

"મર, બેડ—," ગુસ્સામાં જ પોતાની ઘોડીની લગામ ખેંચતાં અને "બસ" ઉચ્ચારી તેણીને ઉભું રહેવાને સુચવતાં, તે દક્ષિણી નાયક બોલ્યો; "બૂઢા, તારે મ્હારૂં શું કામ છે?"

"રક્ષણ કરો, સરકાર હું બીહું છું."

"તું શાનો ભય રાખે છે."

"મને બધી તરફથી ડર લાગે છે! હું જાટ છું અને મરાઠાઓના મિત્ર સુરજમલ જાટની રૈયત છું. હું મ્હારા છોકરાના લગ્નનો બંદોબસ્ત કરવાને કર્નાલ આવ્યો હતો અને હવે ભરતપૂર પાછો ફરવા મ્હાઉં છું. મહા મુશ્કેલીથી અને આ ઉમદા અમીરોની (ઘોસમહમદ વગેરેને બતાવીને) દયાથી હું મુસલમાન છાવણીમાંથી જીવતો અત્ર આવેલો છું; અને હવે આટલે દૂર મ્હારા હિંદુઓમાં આવીને જ હું મરીશ. અરે મને બચાવો!" કહીને તે બૂઢો ધ્રુજવા લાગ્યો.

"જુઓ તો ખરા! આ લુચ્ચાનાં ઢોંગી કામ, કાકાજી આણખીં કિતી વર્ષે કાઢાયચ્યા આહે—" તે સરદારે મરાઠીમાં જ કહ્યું અને પછી કાંઈક વહેમ પડયો હોય તેમ ઘોસમહમદ તરફ જોયું. પણ તે વૃદ્ધ અફઘાન બિચારો કાંઈ પણ જાણતો નહોવાથી, તેણે તુરત જ કહ્યું, "વલ્લાહ બિલ્લાહ! ગોસો અને કુતુ લોકા કાસમ! આ પાજીને હું બીલકુલ ઓળખતો નથી. (જેમ તે હાલ આપનું શરણ માગે છે) તેમ જ તેણે મ્હારી પાસે પણ (ઢોંગ) કીધા હતા. હવે તમારી મરજી પડે તો તેને હમણાં જ મારી નાખોને! જો તમારી ઇચ્છા હોય તો હું જ તેને તમારી સામે મારી નાખું."

"ઠીક, દાદા, તુમ્હી ઇચ્છા અસલ તર તુમ્હીં પણ હે બાયકો સંઘાથી જા, ઇનકી સંગ તુમ પણ ચાહિયે મરો—ચાલ બીજલી!"

આ બોલ નીકલતાં જ તે ઘોડી એકદમ કુદી અને પછવાડે ધૂળોના ગોટા ઉરાડતી મરાઠાઓ પાસે આવી પ્હોંચી. તેઓની પાસે આવતાં જ તે ક્ષણભર ઉભો, કાંઈક કહ્યું, અને પછી અરધા માણસો સાથે એક પળમાં જ ઝાડી પછવાડે અદૃશ્ય થઈ ગયો—બાકીના મેળામાંનો એક માણસ અગાડી ગયો અને કયા મનુષ્યોને મરાઠા છાવણીમાં સહીસલામત પ્હોંચાડવાને પોતાના સ્વામિએ કહ્યું હતું તે પૂછ્યું. ઘોસમહમદે બેરાગણને બતાવી અને બીજી પળમાં તો તેણીને ઉંટપરથી ઉતારવામાં આવી. ઉતરીને તેણીએ પોતાની પાસેનું અરધું ધન ઘોસમહમદ અને તેના સાથીઓને આપ્યું, અને બાકીનું પીઠપર બાંધીને, હાથમાં બીન લઇ, મરાઠાઓ સાથે ચાલવાને તૈયાર થઈ ગઈ.

ઘોસમહમદે પાછા ફરતાં હિંદુ યોદ્ધાને પૂછ્યું; "પણ ભાઇ, જે સુંદર યુવાન સરદાર મ્હારી સાથે વાત કરતા હતા તે કોણ છે?"

"તે"—તે મરાઠાએ ગર્વ સહિત ઉત્તર આપ્યો. "વાહ! તોયે તને ખબર નહીં શું એ તો મ્હારા સરદાર ફાંકડા અમીર—દક્ષિણના સૈન્યના મુખ્ય અમલદાર—સૈકરે ભાઉ સાહેબો અને રાવ સાહેબો જેના ઉપર ઓવારી નાખીયે તેવા શૂર યોદ્ધા-સીપાઇઓના સાચા સ્નેહી—સમરવિજયી—જેની બરોબરી હિંદમાં આજે કોઈ પણ કરી શકે તેમ નથી એવા વીર પુરુષ, હિંદુસ્થાનમાંની મરાઠા સેનાના મુખ્ય સ્થંભ-જગવિખ્યાત મહાદાજીરાવ સિંધિયા સરકાર બહાદૂર હતા."

આ શબ્દોથી વેરાગણ પાછી ચોંકી અને ગભરાયલી જણાઈ. પણ કોઇનું ધ્યાન તેણીના ઉપર નહોતું—અને પછીથી ટોળકીઓ સામસામે માર્ગે થોડીવારમાં અદૃશ્ય થઈ ગઈ.



## પ્રકરણ સાતમું.

### મરાઠા લશ્કરની છાવણી.

મરાઠા લશ્કરની છાવણી પાણિપતના મેદાનમાં તથા તેની આસપાસના ખેતરોમાં પથરાઈ ગયેલી હતી, અને દોઢ સૈકા પૂર્વે તે ગામ કેવું હતું તે વર્ણવ્યામાં કોઈ વિશેષ જ્ઞાન થવાનો સંભવ નથી, તેમજ તેમ બરોબર થવાનું પણ નથી. આ દોઢ સૈકામાં હિંદુસ્થાનમાંના ન્હાના મ્હોટા દરેક શહેર અને ગામમાં એટલો તો ફારફેર થઈ ગયેલો છે કે જો તે વખતનો કોઇક વતની—આપણા અમેરિકન મિત્ર રીપવાન વીંકલની* પ્રમાણે—આજે પાછો તે સ્થલે આવે તો તે ગામને કે ઘરોને કદીપણ વર્તી શકશે નહિ, પણ ઉલટો આપણા યાદવેંદ્રના સખા સુદામાની સ્થીતિનો તેને કાંઇક અનુભવ આવશે. આ દેશની ઋતુ તથા હવા એવા પ્રકારની છે કે તેના પંજામાંથી કોઈ પણ જાતની અસલ કારીગીરીવાળા પ્રાચીન ભવનો કે સ્થલો બચી શક્યાં નથી. પહાડોના પેટમાં ઉંડી કોતરી કાઢેલી ગુહાઓ કે પ્રાચીન રાજા મહારાજાઓના સ્મારક સ્થંભો, કે પુરાતન અને હાલના દેવાલયો અને દેહેરાઓમાંનાં કોઇ પણ એની નાશકારક અસરમાંથી બચી શક્યાં નથી—અને જેનો આ હવા પાણીએ બચાવ કીધેલો છે તેમાંના કેટલાકનો, રાજ્યની થયેલી અનેક ક્રાંતિઓને લીધે—યશસ્વી કે પરાજીત—ત્યાંથી પસાર થતાં દલોએ—નાશ કર્યો છે—જ્યારે તે બેય નાશકશક્તિઓથી દૈવ પ્રભાવે બચેલાઓનો અંગ્રેજ વ્યાપારિઓના પદાર્થો અને સુધારાઓને નામે પ્રચલિત નવીન રીતભાત (ફેશનો)ના પ્રભાવે, એવા તો રૂપાંતર કરી દીધાં છે કે તેનું મૂળસ્વરૂપ કલ્પતાં પણ હરકત પડે. ક્યાંક જુની વાવો અને તલાવો પૂરાઈ ગયાં છે, તો કોઈ સ્થલે પુરાતન દિવાલોને તોડી પાડી છે—ક્યાંક નવા માર્ગો કરેલા છે, તો અન્ય સ્થલે ઉદ્યાનોને કાઢી નાંખીને ચોગાન—પોલો—ફુટબોલ—ક્રીકેટ—આદિક અંગ્રેજી રમતો રમવાને યોગ્ય મેદાન બનાવેલાં જોવામાં આવે છે—કેટલેક ઠેકાણે સોનેરી રંગના પીલા પુષ્પોથી લચી રહેલા સરશવના અને ભુરા રંગના પુષ્પભારથી ઝુકી રહેલા અલસીના ખેતરોને સ્થળે, મ્હોટા મ્હોટા પાકા રાજમાર્ગો કે અશ્વિરથોની સડકો દૃષ્ટિએ પડે છે—તો ક્યાંક રાજમેહેલોની ભવ્યતાનો અને સુંદતાનો નાશ, ઉન્મત્ત થયેલા અધિકારીઓએ પોતાના મનના ફાંટાને અનુસરીને ચુનાથી ધોળી નાંખીને—કરેલો નજરે પડે છે. આ સ્થાનિક ફેરફારમાં જીવનસાધન પ્રાપ્ત

* વોશિંગટન ઇરવિંગમાંનું એક પાત્ર.

કરવાની નિરંતર પ્રવૃત્તિને વશ થયેલા મનુષ્યોએ કરેલો ફારફેર ચમત્કારિક જ લાગશે. જ્યાં આગળ તે વખતે મ્હોટા મ્હોટા શાહેરો કે ગામો વસતાં હશે ત્યાં તે આજે પાંચ દસ ન્હાનાં ઘરો કે ઝુંપડાં, કે વાવેલાં ખેતરો કે ઉજ્જડ મેદાનો જોશે—અને જ્યાં પ્રથમ બીયાબાન જંગલ તેણે જોયું કે સાંભળ્યું હશે, ત્યાં આજે તે નરનારીના મંગળસમૂહથી ભરેલા જાહોજલાલીવાળાં મહાન નગરો અને શાહેરો પ્રત્યક્ષ કરશે—કે જે નગરો અને શાહેરો, પોતાના સમુદ્રના કે અગ્નિરથના વિશ્રામ સ્થળના સામિપ્યને લીધે, હિંદુસ્થાનની લક્ષ્મીને મેંચેસ્ટર અને બરમીંગહામમાં ત્વરાથી અને અનુકુળતાથી પહોંચાડવાના કામનો દીર્ઘ પ્રયાસ રાત્રિ દિવસ કર્યા કરે છે. જે સ્થાને તે રહેતો હશે ત્યાંથી તે તેના વંશજોને આવા કોઇ નગરમાં જઇ વસેલા, પોતાની માતૃભુમિને દારિદ્ર્યાવસ્થામાં લાવનાર વિદેશી વ્યાપારને, સતત ઉત્તેજીત કરી રહેતા જોશે—અને ઉદ્યોગ–કળા અને બુદ્ધિમાં તથા કારીગીરીમાં વિખ્યાતી પામેલા પોતાના દેશને તે ન્હાની મ્હોટી દરેકે દરેક ચીજ માટે, વિદેશી કારીગરોને આધિન વર્તતી જોઇને પોતાની જનેતાની આ દુઃખદ અવસ્થા માટે તથા પોતાના વંશજોની ઓછી બુદ્ધિ માટે, જરૂર શોક કરશે. તે કાળના હિંદના પ્રાચીન સાધનોને અદૃશ્ય થઇ ગયલાં જોઇને તથા અપરિચિત નવીન પાશ્ચાત્ય સાધનોના સમુહને દેખીને, તે વખતનો મનુષ્ય તો આજના સમયમાં બુદ્ધિમાન્ હોવા છતાં પણ, જડ અને બુદ્ધિહીન જેવો બની જશે. આવા–તે વખતે વસ્તીથી ભરેલા, પાકી બાંધણીવાળા, અનેક ઘરોવાળા અને ચારે તરફ મજબુત કોટ કિલ્લાવાળા શાહેરનું આજે વર્ણન આપવાને મ્હારા જેવાની કલમમાં શક્તિ નથી.

પાણિપતમાં મરાઠા છાવણી હતી એમ કહેવા કરતાં મરાઠા છાવણીના એક ખૂણામાં પાણિપતનું મેદાન આવેલું હતું એમ કહેવું વધારે અર્થપ્રાપ્ય કહેવાશે; અને મરાઠાઓએ રક્ષણ કરવામાં એક તરફની ઢાળરૂપે તેનો ઉપયોગ કરી શકાય તેમ પોતાની છાવણી ગોઠવી હતી. છાવણીની ચારે તરફ કુરૂક્ષેત્રનું મહાન મેદાન આવેલું હતું–અને તે વિશાળ ચોગાનમાં અહીં તહીં આવેલાં છુટાં છવાયાં ઝાડની સાથે કે ન્હાના ચાતુર્માસમાં ઝડપબંધ વહેતા ઝરાઓની સાથે જ દૃષ્ટિ અથડાતી–તે જગ્યા એટલી તો સરળ હતી કે તેને સપાટ મેદાન કહેવામાં કોઇપણ જાતની અતિશયોક્તિ કહેવાય નહિ. આ કૌરવપાંડવોનાં પવિત્ર રણક્ષેત્રમાં–જ્યાં ઉગેલા અનેક ઝાડો અને ખેતરોમાંના પાકોને મરાઠા સૈન્યના મનુષ્યોને તથા અશ્વોને ખોરાકી પૂરી પાડવાના હેતુથી આ વખતે અકાળે કાપી નાંખ્યા હતા ત્યાં—મનુષ્ય હસ્તથી નોંધાયેલા ઐતિહાસિક કાળની પૂર્વેના દૂરના કાળમાં, અત્ર આવી વસેલા આર્યોના પૂર્વજો, દ્રોણ યુધિષ્ઠિર અને ભિષ્મ, અર્જુન અને કર્ણ, દુર્યોધન અને ભીમ, કૃષ્ણ અને સાત્યકી આદીક મહાન નર વીરો લડયા અને પડયા હતા. અત્રથી થોડેક દૂર જ—ત્યાર પછીના કાળમાં અનેકવારના સ્વતંત્ર થવાના મહા પ્રયત્નો કરવા છતાં પણ પરતંત્ર દશાને દૂર કરવામાં નિષ્ફળ નિવડેલા–હિંદના પુત્રોના ગળામાં વિધર્મી રાજ્યકર્તાઓની ઝુંસરી પ્રથમ વેળા પડી હતી. આ જ સ્થાનની નજીકમાં શાહબુદ્દીન મહમદ ઘોરીની સાથે યુદ્ધ કરતાં, હિંદનો પ્રખ્યાત મહારાજાધિરાજ* દિલ્હીપતિ ચોહાણ

---

*હિંદમાં આવવા લાગેલા યવન સૈન્યોની સામે અનેક વાર વિજયવંત સામો થનાર અને હિંદનો છેવટનો જ આર્ય મહારાજા "રા પીથોરા" અથવા પૃથ્વીરાજ

પુરૂ ભૂષણ 'રા પીથોરા' અથવા પૃથ્વીરાજ પોતાના મિત્રો અને ખાસ સલાહકાર ચામુંડરાય અને કબીર હાડા સહિત પડ્યો હતો ત્યાર પછી, એજ સ્થળે હિંદના રક્ષણ અર્થે યુદ્ધ કરનાર લોદીવંશનો દિલ્લીપતી ઈબ્રાહિમખાન, પોતાના રાજ્ય ઉપર આવેલા મોગલોરૂપી તીડોના ટોળાંને નિવારતાં નિવારતાં ક્ષય પામ્યો હતો-તેજ મહાન વિજયી શાહનશાહ બાબરે, પઠાણ વંશના રાજાને નામે રાજ્ય કરનાર, રાજ્યલોભપણાથી મુસલમાન ધર્મનો સ્વીકાર કરનાર તે સમયના યોદ્ધાઓ અને રાજ્યકાર્ય કરનારાઓમાં ખ્યાતિ પામેલા હિંદુ રાજ્યાધિકારી હેમૂને હાર ખવાડી હતી, અને આ છેલ્લા હિંદુ યોદ્ધાએ પોતાના દેશની વિરૂદ્ધમાં જ પરિણામ આપનાર આ મેદાનમાં જ પોતાના પ્રાણ ખોયો હતો. જે મહાન શાહનશાહોએ, આ દેશના મૂળ સ્વામિઓનો નાશ કરીને, પોતાની સત્તા આ સ્થાનમાં સ્થાપિ હતી, તેજ મહાન બાબર અને અકબરના મોગલવંશની આજે કીર્તિ અસ્ત થતી હતી. આજ સ્થળે એક મહાન સૈન્ય-હિંદના પુત્રોનું અને હિંદુઓનું જ બનેલું બળવાન-પ્રભાવશીળ સૈન્ય-આજે ફરીથી વિદેશી, તેમજ ઈસ્લામ ધર્મના અનુયાયીથી બનેલા મ્હોટા સૈન્યની સામે થવાને, આવેલું હતું. અનેક વેળા હિંદના શુદ્ધ સનાતન બ્રાહ્મણ ધર્મનો ઉચ્છેદ કરનારાઓને જ વિજયમાળ અર્પણ કરનાર આ ભૂમિ ઉપર જ મહાન સદાશીવરાવ ભાઉએ પણ છાવણી નાખી હતી. જો એ બ્રાહ્મણ હો કે રાજપૂત હો-હિંદુ હો કે મુસલમાન હો-આ દેશના પુત્રોને-દિલ્હીના અધિપતિઓને-અનેક પ્રકારના શુભાશુભ મુહુર્તને માનનારા અને મનાવનારા લોકોને અને તેના નેતાઓને-માટે નિરંતર જીવલેણ નીવડેલી આ રક્તપાનની-હિંદના બાળકોના રક્તપાનની ઇચ્છાવાળી તૃષાતુર ભૂમિ ઉપર-ઓ સદાશિવરાવ ભાઉ! આજે તને કોણ ઘસડી આણે છે? કેઇ ક્રૂર વિધાતા, ઓ બ્રાહ્મણ! ઓ દિલ્હીપતિ! ઓ હિંદના અસ્ત થતા દીપકને અંતનો પ્રકાશ આપનાર શૂરા! તને આજે આ હાર અને મૃત્યુના દર્શન કરાવનારી વિકાળ ભૂમિ ઉપર; એશિયાખંડને પોતાના લશ્કરી બળથી ધ્રુજાવી મૂકનાર, આ પઠાણ શાહની સામે ખેંચી લાવે છે.!

આપણી નાયીકાએ છાવણી પાસે આવતાં જ, પઠાણ સૈન્યના એકાએકના હલ્લાથી પોતાનું રક્ષણ કરવાને ભાઉ સાહેબે લીધેલા ઉપાયો, જેયા-તે વખતમાં જોવામાં આવતા બચાવ કામોથી આ સ્થળનું કામ વધારે દૃઢ અને યુક્તિપૂર્વક રચેલું માલમ પડતું હતું અને આમાં તે સમયે પાશ્ચાત્ય લોકોમાં પ્રવર્ત્તિ રહેલી રીતિના દર્શન થતાં હતાં. ફ્રેંચોના હાથ નીચે શિક્ષણ મેળવીને નિપુણ થયેલા ઈબ્રાહીમખાન ગાર્દીએ આ બચાવની રચના કીધી હતી અને તેણે પોતાની દેખરેખ નીચેજ સર્વ કામ કરાવ્યું હતું. તળાવ અને ઉંડી ખાંઈ તથા માટીની ઉંચી દિવાલવાળા, નિચા, પહોળા, પણ કોણાદાર બૂરજો (Bastion and profiles) બે તોપોના અંતરાળમાં બેયને સાથે નાશ પામતી અટકાવવાના હેતુથી બાંધેલી સંગીન દીવાલો (traverse), બે બે બૂરજો જેના સંગીનપણા ઉપર ખાસ ધ્યાન આપેલું જણાતું

---

ચોહાણના આ યુદ્ધને ઇંગ્લંડના ઇતિહાસમાંના 'હેસ્ટીંગ્સના' યુદ્ધ સાથે કેટલેક અંશે સરખાવી શકાય તથા બેય યુદ્ધ લગભગ સમકાળી નજ હતાં. આ મહારાજાધિરાજ વિષે અનેક રાસાઓ રચાયલા છે ને તેના મિત્ર અને સંગી ચંદ બારોટની વાણી દરેક સ્વદેશવત્સલ આર્યે મનન કરવા યોગ્ય છે.

હતું તેની વચમાં પડદાની માફક બાંધેલી ઉંચી; પણ બૂરજો કરતાં દ્રઢતામાં ઉતરતી દિવાલો (Curtain) તથા આ દિવાલો અને બૂરજોના ઓથામાં કોઇ પણ માણસ સંતાઇને પોતાનું રક્ષણ કરી નહિ શકે તે હેતુથી તે ભાગોમાં તોપોનો મારો પૂર્ણપણે અને સરળતાથી કરી શકાય તેવી રીતની તોપોની વ્યવસ્થા (Flanking fire) કરી હતી. પહોળી અને છાછરી ખાઇ–જેમાં માણસો પડી જાય તે હેતુથી–ખાડાઓ ખોદેલા હતા, તથા તેમાંથી આવવાનો પ્રયત્ન કરનારને વાગે તેવી રીતે અણિયાલા કટેરા ઉભા કરેલા હતા તથા જેની બહારની બાજૂની નજીકમાંથી છૂપો ઢંકાયલો માર્ગ કરેલો હતો, ભીંતોના રક્ષણાર્થે ખાઇમાંથી નીકળેલી માટીના બનાવેલા ઢોળાવવાળા ઓથા (Revnee or Glacis)–આ સર્વ રચના પૂર્વ દેશોના લોકોની યુદ્ધ વ્યવસ્થાથી એટલી તો વિચિત્ર હતી કે તે પાશ્ચાત્ય શિક્ષણ પામેલા વ્યવસ્થાપકની–જ છે એમ જોનાર સહેજે કહી શકે–તો પણ તે કામની રચના અને સામાનનો ખરચ, જોનારને, તે કામ, કામચલાઉ તાત્કાલિક રક્ષણાર્થે કરેલા છે એવું ન દેખાડતાં, કાંઇક દીર્ઘકાળ માટે તે યોજાયલા હોય એમ ભાસ કરતા હતા. સમાનતા આણવાને માટે લીધેલો પ્રયાસ, તથા વધારે નબળા અને વધારે મજબુત સ્થળોની તપાસ વિના સર્વત્ર કરેલું એકસરખું બાંધકામ, એક સૈનિકને તેના રચનારની બુદ્ધિમાં તથા પરીક્ષક શક્તિમાં ખામી દેખાડતી હતી, તથા ટુંકમાં હિંદના બીજા વિષયોનું અનુકરણ કરનારાઓમાં મળતા સામાન્ય દોષો, આ સ્થળે પણ દર્શિત થતા હતા. આપણે જોયું છે કે પાણિપત, મરાઠા છાવણીની એક તરફની ઢાળનું કામ સારતું હતું. તેની પ્રાચીન માટીની દીવાલોને હાલના સંજોગોને અનુસારતાં રક્ષણના કામમાં ઉપયોગી થઇ પડે તેવી રીતે સુધારી વધારીને વધારે મજબુત તથા સંગીન બનાવી લીધી હતી; તથા તુરતની બનાવેલી નવી દિવાલો અને ખાઇઓ સાથે જોડી દેવાનો અને તે તરફનો બચાવ તેવી રીતે મજબુત કરી લેવાનો પણ પ્રયત્ન કરેલો જણાતો હતો. ઉપર રક્ષકના ઓરડાઓવાળા તેના મહેરાબદાર પથ્થરના મ્હોટા દરવાજાને છાવણીના તે તરફના દ્વારરૂપે વપરાય તેમ તેમાં વધારો કરીને ફેરફાર કીધો હતો, તથા તે દરવાજાની સામે જ માટીનો અર્ધચંદ્રાકાર ઢોળાવ બનાવીને, તેના ઉપર છાવણીના રક્ષણ તેમ જ ભક્ષણમાં ઉપયોગી થઈ પડે તેવી રીતે બે તોપો ગોઠવેલી હતી. પરંતુ આ દ્વાર સમીપ તે મરાઠા સૈન્યના માણસો આવી પહોંચ્યા તેની પૂર્વે તો, આપણી વાર્તાની નાયીકા અને તેની પછવાડે આવેલો પેલો બુઢો **જાટ**, તેમનાથી છૂટા પડી ગયાં હતાં.

આ દરવાજાથી સોએક વારને છેટે એક ન્હાનું સૂકું નાળું, અર્ધચંદ્રાકારે વળીને, મેદાનમાંથી યમુનાજી તરફ જતું હતું અને તેના તટ ઉપર આંબના, પીપળાના અને બાવળના ઝાડોની હાર લાગેલી હતી–જે હાર ત્યાંથી થોડા અગાડી આવેલા એક ઓરડી અને નારંગીના ઉદ્યાનમાં, પૂરી થતી હતી. આ ન્હાના બાગમાં એક તેવું જ ન્હાનું મંદિર અને મઠ હતાં. જો શત્રુની ગુપ્ત યોજનાઓને તથા અણચિંતવ્યા હલ્લાને અનુકુળ થઇ પડે એવું ભયાનક સ્થળ આવી રીતે કોઈ પાશ્ચાત્ય સૈન્યના પડોસમાં આવી ગયું હોત તો તેઓ તેનો બનતાં સુધી તો નાશ જ કરતે, અને જો કદાચિત્ તેનો નાશ કરવો ન પરવડતે તો તેનો પોતાની છાવણીમાં સમાવેશ કરી દઇને, તેની આસપાસ મજબુતાઇ કરી દેતે અને તે સ્થળ તરફના બચાવ માટે વધારે

સૈન્યની વ્યવસ્થા કરતે. પરંતુ હિંદુસ્થાનના સેનાનીઓમાં સામાન્ય રીતે આવી બાબતમાં બારીક તપાસ કરવામાં કે પુરતી સાવચેતી સાથની બારીકીથી વ્યવસ્થા જોવામાં આવતી નથી, એમ ઇતિહાસોમાં વર્ણવાયલા અનેક મહાન્ અને નહાના યુદ્ધોના વ્યૂહો ઉપરથી દર્શિત થાય છે. આવા જ્ઞાનને લીધે હો, કે ધર્મના વિચારને અનુસરી હો, કે પોતાના સૈન્યના વિજયીપણા વિષેના પૂર્ણ વિશ્વાસજન્ય ગર્વને લીધે હો—ગમે તેમ હો, પરંતુ એટલું તો સ્પષ્ટ જણાતું હતું કે મરાઠા સૈન્યે, માત્ર જરુર બાળવાનાં લાકડાં કાપી લેવા, કે ઉંટોને માટે લીલાં પાન કાઢી લેવા, કે ઉદ્યાનમાંનાં પાકાં અથવા કાચાં દરેક ફળ તોડી લેવા સિવાયનું બીજું કાંઇ પણ નુકશાન તે સ્થળને કીધું નહોતું અથવા તો તે તરફથી પોતાને હાનિ ન પહોંચે તેવી કાંઇ ખાસ સાવચેતી રાખેલી જણાતી નહોતી. તો પણ મરાઠાઓ તે તરફના ભયથી બીલકુલ જ અજ્ઞાત હતા એમ તો આપણાથી કહી શકાય નહિ જ; કારણ કે તે મઠથી થોડે દૂર તે નાળાના તટ ઉપર તેઓએ ઇબ્રાહીમખાન ગાર્દીના થોડા માણસોને ચોકીપહેરાપર રાખ્યા હતા: ઉપર કહેલા અર્ધચંદ્રાકારમાંની એક તોપ; નાળામાં સો વાર સુધી મારો ચલાવી શકે તેમ તેનું મુખ રાખીને ગોઠવી હતી, તથા દરરોજ રાત્રિના વધારે સાવચેતીના ઉપાય તરીકે, દામાજીરાવ ગાયકવાડની એક હેટલ ટુકડીને ત્યાં રોન ફરવા ઉપર રાખેલી હતી.

મઠના દર્શન થતાં જ, પોતાના રક્ષકરૂપે આવેલા વૃદ્ધ પણ લઠ્ઠપઠ્ઠ જેવા મરાઠા સીપાઇને વેરાગણે પૂછ્યું, "રાવ સાહેબજી, પણે દેખાય છે તે મઠ છે શું?"

"હા, અને ત્યાં એક મહાદેવનું મંદિર પણ છે."

"ત્યાં કોણ રહે છે? તેનો કોઈ રખેવાલ છે કે નહિ?"

"હા, તેના પૂજારી મહારાજ તો ગામમાં રહે છે. પણ એક વૃદ્ધ વિધવા વેરાગણ ત્યાંનું ઝાડુ પાણી કરે છે અને ત્યાં જ રહે છે; અમારામાંના ઘણાણો ત્યાં જઇને ચલમ પીએ છે."

"એક વેરાગણ! ત્યારે તો ઘણું જ સારૂં. આ ગામમાં મ્હારા કોઇ સગાં સંબંધી કે ઓળખાણ પીછાનનાં માણસ વસતાં ન હોવાથી, ત્યાં આગળ એક મ્હારી જાતવાલી વૃદ્ધાની સાથે રહેવાનું વધારે સારૂં છે. મને ત્યાં મૂકી જવામાં આપને કાંઇ પણ હરકત તો નહિ જ હોય!"

"હરકત શાની, મને તો 'સરકારે' માત્ર તમારી સાથે જવાને જ કહેલું છે, પણ કંઇ તમને છાવણીમાં બંદીજન રૂપે લઇ જવાનું કહ્યું નથી. માટે તમોને જ્યાં ઇચ્છા થાય ત્યાં જાઓ. પણ મ્હારૂં કહેવું તો એટલું જ છે કે અત્ર આવા એકાંત અને ભયાનક સ્થાનમાં રાત્રી કાઢવા કરતાં, મોરચામાં વસવું વધારે સુખકર છે. અત્ર અનેક જાતનાં વિઘ્નો, નિશાના અંધકારમાં નડે છે."

"કાંઇ ચિંતા નહિ. જે લલાટમાં લખાયું હશે તે થશે. મ્હારા જેવી ભીખારણને કોણ કનડવાનું છે?"

"એક ભીખારણ"—તેને, ચકિત થયેલો તે વૃદ્ધ પગથી માથા સુધી નિહાળતાં બોલ્યો—"એક વેરાગણને માટે આ રૂપ બ્રહ્માએ સરજેલું ન હોય—"

બોલતાં બોલતાં તે વચમાં અટકી પડયો અને પોતે બોલી દીધું તેના કરતાં કાંઇ વધારે ગુહ્ય ભાવાર્થ તે સમજી ગયો હોય અથવા કાંઈક નવિન વિચાર

આવી ગયો હોય તેમ તે માત્ર તેની સામું જોઇને, કાંઇક મલકાયો અને માથું હલાવીને તેણીને ત્યાં રહેવું હોય તો સુખે રહે એમ તેણે સુચવ્યું.

"અને મને-મને ખુદાવિંદ!"-હાથ જોડીને નમતાં નમતાં જાટે પૂછ્યું-"હું અત્ર રહું શું?"

"રહે કે મર-એમાં મને શું"-તેણે જોશભેર જવાબ આપતાં તેની સામું જોયું, અને તુરત જ કાંઈક સ્મૃતિ થઈ આવી હોય તેમ તેના મ્હોં તરફ ટીકી ટીકીને જોઇને, તેણે ઘોડાનું મુખ તે બૂઢા તરફ ફેરવ્યું ને સામે જોતાં જ કાંઈક સંશયગ્રસ્ત થયો હોય તેમ, ટીકી ટીકીને જોતાં જોતાં તેણે વેરાગણ બાળાને પૂછ્યું-"પૂરગી! આ બૂઢો ત્હારી સાથે આવેલો છે કે? તું તેને ઓળખે છે કે?"

"નહિ, રાવસાહેબ, તે મ્હારી સાથે નથી-હું તો ખાનદેશથી રખડતી આવી છું અને એ બૂઢો તો કહે છે કે તે ભરતપૂરનો છે."

આ સઘળા વખત સુધી તે મરાઠાએ બહુ જ બારીકીથી તે બૂઢાની નિરીક્ષા કીધી અને પછી શંકાશીલ હોય તેમ માથું કંપાવીને ભાલો તેની તરફ ફેરવી જોરથી હલાવતાં હલાવતાં ને હવામાં પંખાનું ચિત્ર પાડતાં પાડતાં તે બોલ્યો-"ગમાર! શરત રાખજે, કમબખ્ત ગવેડા!" તેણે વધારે તરડાઇને કહ્યું-"મૂરખા! યાદ રાખજે, મને ત્હારા ઉપર વિશ્વાસ નથી, પરંતુ તને પકડી રાખવાની મને આજ્ઞા ન હોવાથી, તને જતો મૂકું છું; પણ સંભાળજે. જો કાંઇ પણ દગો માલમ પડયો છે તો પછી હું છું ને તું છે. જ્યાંથી પણ હાથ આવશે ત્યાંથી પકડીને તને સીપાઇઓના નિશાનની ગરજ સારવાને ઝાડની ડાલીએ લટકાવીશ ને ચામડાના ટૂક ટૂક થઈને પડશે ત્યાં સુધી ગોળીઓથી તને વિંધાવીશ-રામ રામ!"

આટલું બોલતાં જ તેણે ઘોડાને ફેરવીને એડી મારતાં જ દોડાવ્યો ને તેની પછવાડે એક ક્ષણમાં તેના સાથીઓ અદૃશ્ય થઈ ગયા. રાત્રિ દિવસ આવી જાતની ધમકીઓ સાંભળવાનો અનુભવ હોય તેમ એક પળભર ગભરાઇને, સ્વસ્થ થઇ ગયેલો તે જાટ, વેરાગણની પૂઠેપૂઠે બગીચામાં પેઠો.

તેઓ વાડમાંથી અંદર પેઠા કે વીસ પચીસ કદમ ભરતાંમાં જ તેઓ એક સાંકડો માર્ગ-જેની બેય તરફ નારંગીનાં વૃક્ષો રોપેલાં હતાં-ત્યાં આવી લાગ્યાં; અને આ માર્ગને અંતે એક ન્હાનું, એક માળનું, માટીનું પણ મજબુત મકાન, મઠરૂપે વપરાતું હતું-તેને છાપરાને સ્થળે અગાસી હતી અને તે પણ કાચી માટીની જ હતી-ભોંયતલીએ વચ્ચોવચ એક મ્હોટો દરવાજો હતો અને તેની બેય તરફ લોખંડના સલીયાઓને મજબુત બેસાડીને બંધીયાર કરી લીધેલી, બે ન્હાની પણ સમચોરસ ડોકાંબારીઓ ઉંચેથી મૂકેલી હતી; દરવાજાની સામે જ બે તુલસીના કમ્મરપૂર ઉંચાં કુંડાંઓ સામસામે બનાવેલાં હતાં, અને તેની પાસેના એક ઝાડ ઉપરથી એક પાતાળા અને લાંબા વાંસને અંતે લગાડેલી શ્વેત પતાકા હવામાં ફરર ફરર ઉડીને, તે સ્થળની પવિત્રતા જાહેર કરતી હતી-દરવાજાને ત્રણ પગથીયાં હતાં અને ઉમરાની ગરજ આ છેવટનું પગથીયું જ સારતું હતું, અને આ વખતે તે ઉપર એક વૃદ્ધા વેરાગણ બેઠેલી હતી. તેણીએ ભગવા રંગનું કપડું ઓઢેલું હતું તથા ભગવી ચોલી પહેરી હતી અને તેણીના કરચલીઓવાળા પાતલા હાથોમાં, બે પીતલની બંગડીઓ તથા કાનમાં એક એક પીતલનાં કુંડલો માત્ર હતાં. દેખાવમાં ભગવાં

વર્ષોને લીધે વેરાગણ જણાતી, પણ રીતભાત, ચાલચલગ તથા શરીરની નાજુક અને સુંદરતા ઉપરથી ઉચ્ચ કુળની બાળા જેવી જણાતી હતી. નવિન અતિથિ વૈરાગણને જોતાં જ તે વૃદ્ધા ઉભી થઈ અને આવકારને માટે એક પગથીયું નીચે ઉતરી

"જય સીતારામજી! માતાજીને નમસ્કાર!" નવા પ્રવાસીએ કહ્યું.

"રામ–સીયારામ–આદેશ ગુરૂજીકું"–પોતાના આશ્રમ અને સંપ્રદાયનાસૂચક આ પવિત્ર નામો ઉચ્ચાર્યા પછી બે જણ એક બીજાને ક્ષણભર જોઇ રહ્યાં.

"પુત્રી, તું ક્યાંથી આવે છે?"–વૃદ્ધાએ આખરે શરૂઆત કીધી.

"માતાજી! રખડતી રખડતી. ભિક્ષા ધર્મ ક્યાં આપ જાણતાં નથી?"

"પુત્રી ત્હારૂં, ત્હારા પિતાનું, તથા ત્હારા ગુરુનું નામ શું!"

"મ્હારૂં નામ **લાલન**, મ્હારા પિતાનું **જાનકીદાસ**, અને મ્હારા ગુરૂ બુરાનપુરવાળા મહારાજ રણછોડદાસ છે. માતાજી, આપનું અભિજ્ઞાન કરશો."

"મ્હારૂં નામ **મોહનપ્યારી** છે. મારા પતિ સ્વર્ગવાસી થયા છે–ને મ્હારા ગુરુ કનોજવાળા **બાલગોપાલદાસજી** છે. ભલે આવી, બેઠા, ત્હારે શું જોઇએ છે?"

"રાતને માટે ખાવાનું અને ઉતારો."

"અંદર આવ–પણ આ ત્હારી સાથે કોણ છે!" **લાલન** પાછી ફરી પોતાની સાથે છુપાઇને આવતા બુઢ્ઢા તરફ જોવા લાગી.

"એક પ્રવાસી છું–માજી હું પણ અત્ર જ રહેવા માગું છું, મને રહેવા દેશો?"

"આ મુસાફરખાનું જ છે ભાઇ"–પણ આજનો કટોકટીનો વખત વિચારતાં વળી તે બોલી; "પુત્રી તું એને ઓળખે છે?"

તે બાળાએ પોતાનું અજ્ઞાનપણું જાહેર કરતાં, જે કાંઈ માર્ગમાં તેના મુખથી તેને વિષે સાંભળ્યું હતું તે કહી સંભળાવ્યું. હાલના સમયનો અને સંજોગોને વિચાર કરતાં **મોહનપ્યારી** પ્રથમ તો જવાબ દેતાં અચકાઈ, પણ પછીથી આવા બુઢ્ઢા ખખ ભીખારી જેવા ડોસાથી પોતાને શું ભય આવવાનો છે એમ વિચારી તેણીએ હા પાડી અને બન્નેને મંદિરની અંદરના ચોકમાં લઇ ગઈ. અત્ર બંને પ્રવાસીઓએ આજુ માંના કુવામાંથી–હિંદના પ્રવાસીઓના સામાન્ય નિયમોને અનુસરીને–હાથ, પગ તથા મુખ ધોવાને પાણી ખેંચવા માંડ્યું અને વૃદ્ધા વેરાગણ સાંજનો સમય થતો જોઈ બારણાં અંદરથી બરોબર બંધ કીધાં અને ત્રણેને માટે કાંઈક ખાવાનું કરવાની દોડધામમાં પડી.

---

## પ્રકરણ ૮ મું.

### પાણી લેવા ગયો.

**લાલન** વૈરાગણની અને મઠની અધિષ્ઠાત્રી **મોહનપ્યારી**ની જ્ઞાતિ એક હોવાથી બેય જણીએ વાળુ સાથે કીધું, અને પેલા વૃદ્ધ **જાટે** કુવામાંથી લોટાવડે પાણી કહાડી, ઓસરીની પાસેના ચોકમાં ત્રણ પથ્થરનો ચૂલો બનાવીને, **મોહનપ્યારી**એ આપેલા લોટ, દાળ, મીઠું ને ઘી તથા વાસણ લેઈ ચપાટી અને દાળ બનાવ્યાં.

પડસાળની ભીંતની ઓરડીઓની હારની ભીંતમાં, ન્હાના ન્હાના ગોખલાઓ અર્થે બનાવેલા હતા. આ વેળાએ તેમાંના માત્ર એક જ ગોખલામાં એક

ઝીણું સરખું દીવેલનું કોડીઉં બળતું હતું, અને તેના પ્રકાશમાં **જાટ**ના ચૂલામાંનો નૃત્ય કરી રહેલો અગ્નિ, ઇચ્છાનુસાર પ્રકાશ ઉમેરતો હતો, અને આ સંયુક્ત પ્રકાશના આશ્રયમાં રહીને આપણા ત્રણે મિત્રોએ પોતાનું કામ પૂર્ણ કીધું. **જાટ** અને **મોહન**પ્યારી પોતાના પાત્રોને શુદ્ધ કરવાની ક્રિયામાં રોકાયલાં હતાં તેટલામાં **લાલન**ે પોતાના હાથ મુખ ધોઇને, એક ખુણામાં બેસી **બીન**ના તારોને નચાવવા માંડ્યા અને તેમાંથી નિકળતા ત્રુટક ત્રુટક ઉંચા નીચા સૂરોએ અને જૂદા જૂદા રાગોએ, તે રાત્રીની શાંતિમાં ભંગ કીધો.

**મોહન**પ્યારીએ પોતાની પાસેના ફાટાતુટા સાદડીના ટુકડાઓ તથા શેતરંજીના કટકાઓ કાઢીને તેની ત્રણ પથારીઓ બનાવી, અને બે એક ઓરડામાં તથા એક બહાર પાથરી દીધી અને પોતાના વાસણો કોઇક ગુપ્ત સ્થળમાં સંતાડી દીધાં. પેલો **જાટ** પણ **લાલન**ની પાસે ઘુંટણ ઉપર બેસીને, પોતાની ગંધમારતી ઝોળીમાંથી માટીની ચલમ કાઢી, તેમાં તંબાકુ ભરી, અંગારા મૂકી, પછી એક નાનો કટકો પાણીમાં પલાળી, તે 'સારી,' ચલમની આસપાસ લપેટી, બે હાથમાં ચલમ પકડી, મ્હોટા મ્હોટા દમ ખેંચી ધુમાડાના ગોટા કહાડવા લાગ્યો.

પોતાનું કામ પુરૂં કરીને સૂતા પહેલાં કાંઇક ગોષ્ઠી કરવાના હેતુથી, **મોહન**પ્યારી પણ આ બે જણાં બેઠાં હતાં ત્યાં આવીને બેઠી.* પરંતુ **લાલન** કાંઇક વિચાર ગ્રસ્ત હોય તેમ બેધ્યાનપણે માથું નીચું કરી, એક ખુણા તરફ નજરને ઠરાવીને બેસી રહી, અને તેની આંગળીઓ પણ તેવીજ રીતે તારને ઝુનવ્યા કરતી હતી અને વચમાં વચમાં જોરથી તારને ખેંચતી હતી અને બેઠેલાઓને ચોંકાવતી હતી. પેલો **જાટ** પણ પોતાની બાજી રચવામાં ગુંથાયલો હોય તેમ વાત કરવાને ઉત્સુક નહોતો. પરંતુ **લાલન** કાંઇક આલાપ શરૂ કરે તો તે સાંભળવાને માટે તે શાંતપણે બેસી રહ્યો હતો.

ઝાઝીવાર સુધી મુંગા મુંગા બેસી રહેવાને અશક્ત **મોહન**પ્યારીએ આખરે પૂછ્યું; "બેટા! તું બહુજ થાકી ગયેલી લાગે છે?"

**લાલન**ે આ શબ્દો સાંભળ્યા હોય તેમ લાગ્યું નહિ. તે તો **બીન**ના "તુંનું તનન તનન" ચલાવતી રહી.

તેને પટાવતી હોય તેમ તે ઘરડી સાધુડીએ ફરી કહ્યું,—"બેટા! તું આટલી બધી દીલગીર કેમ લાગે છે?"

**બીન**ના "તું તનનન, તનનન તું" સિવાય કાંઇ પણ ઉત્તર મળ્યો નહિ.

**લાલન**ની આવી બેધ્યાનપણાની રીતથી નારાજ થયેલી તે વૃદ્ધાએ કાંઇક ચીરડાઇને કહ્યું; "બચ્ચા! સાંભળે છે કે નહિ, કેમ કાંઇ બોલતી નથી!"

કોઇક સ્વપ્નમાંથી જાગી ઉઠી હોય તેમ ચોંકેલી **લાલન**ે સહસા ઉંચું જોયું, અને તેના આ ગભરાટથી ખોળામાં ટેકવેલી **બીન** ખભા ઉપરથી સરી છેક ઘુંટણ

---

* પૂર્વ તરફના લોકોમાં, રાત્રીના સુતા પૂર્વે, ચાર જણ બેઠા હોય ત્યાં આવી ગપસપ ચલાવવાનો રીવાજ છે; અને એવી ગપ્પો મારતા કેટલાક ઉંઘી જાય છે ને કેટલાક વાતોના તડાકા ચલાવ્યાજ જાય છે. યુરોપિયનપેરે સુવાના પોશાકમાં ફેરફાર કરવાનો આ દેશમાં સામાન્ય રીવાજ નથી.

ઉપર ખોળામાં પડી. હજુ પણ વિચારગ્રસ્ત મને અને કાંઇ પણ સંબંધ વિના, તેણીએ પૂછ્યું; "હા, માતાજી! આપે શું કહ્યુ?"

"હું તારી પાસે એક મનુષ્ય સ્ત્રીની માફક વાત કરાવવા માગું છું. બેટા! તું કંટાળેલી છે કે દુઃખીયારી છે?"

"હા, મા! બેય વાત ખરી છે. વળી હું ગભરાયેલી ને બ્હીનેલી બેને છું. આજ સવારથી અત્યાર સુધીમાં મ્હારા ઉપર શીતમ ગુજર્યો છે."

"હા, હું સમજી. પેલા દુષ્ટ મ્લેચ્છ વિલાયતીઓએ તને સંતાપી છે. વારુ બેટા, તેઓએ તને કાંઇ ઇજા તો કરી નથીને?"

"નહિ માજી! શાહે પોતે આવીને જો મને છોડવી ન હોત તો તેઓ મારી દુર્દશા કરી નાંખતે."

"ભગવાન તે દુષ્ટોના મ્હોં કાળાં કરો!" તે ઘરડી વેરાગણે કહ્યું–"પરંતુ બેટા! ત્હારા જેવી યુવાન અને સુંદર બાળાને એકલાં તે લોકોમાં જવું કેવી રીતે થયું?"

"માતાજી! આપણા જેવી વેરાગણોને માટે લશ્કરી છાવણીઓમાં જવાનું કાંઇ દુર્લભ નથી."

"નહિ બેટા, તેમાં કાંઇ નવાઈ તો નથી, અને આપણા હિંદીવાનોની છાવણીમાં જવામાં કાંઇ હરકત પણ નથી, પરંતુ આ પર્વતવાસી મ્લેચ્છો, અથી જંગલી પશુઓ જેવા હોવાથી, ત્યાં જવું ત્હારા જેવીને માટે બહુ જ ભય ભરેલું કહેવાય."

"માતાજી! હું મરાઠા છાવણીની શોધમાં હતી, તેટલામાં તેઓએ મને પકડી લીધી હતી."

"અરે; પણ તું માર્ગમાં ભૂલી કેમ પડી? શું તને પાણિપતના રસ્તાની ખબર નહોતી અને શું તું મરાઠા લશ્કરની સાથે દક્ષણથી આવી નહોતી?"

"હું આ તરફ આજે જ, પહેલવહેલી, દિલ્હીથી આવેલી છું, અને મરાઠા લશ્કરના મુકામ તરફ જવાને દુરાની છાવણીમાંથી પસાર થતી હતી; કેમકે મને ગામડીયાઓએ કહ્યું કે ત્યાં લશ્કરી છાવણી છે."

"અરે પણ બેટા! એવું તે ત્હારે મરાઠી લશ્કરમાં શું કામ વહી જતું હતું કે વિલાયતીના સૈન્યમાંથી પણ નિકળવાને તું અચકાઇ નહિ? ત્હારાં કોઇ મા, બાપ ભાઇભાંડુ છે કે નહિ અને એ પણ કેવાં વિચાર વગરનાં દેખાય છે કે આવા વખતમાં તને એકલીને આમ આવવા દીધી, શું ત્હારાં બધાં સગાંવહાલાં મરી ગયાં છે, કે શું કોઇ ત્હારો પ્રીતમ સૈન્યમાં આવેલો છે, કે જેને મળવાને તું આવી રીતે ગુપ્તપણે માર્ગમાંનાં સંકટનો કાંઇ પણ વિચાર ન કરતાં, પ્રેમઘેલી જેવી તું ચાલી આવી છે?"

શું ઉત્તર આપવો તે શોચતી હોય તેમ સેહેજ શરમાયલે મુખે તેણીએ આંખો નીચે ઢાળી.

પોતાનો વિચાર ખરો પડવાથી વિજયી વૃદ્ધાએ બોલવું ચાલુ કીધું–"હાં, હાં, હું સમજી! બેટા! હવે હું સમજી. પણ ત્યારે બીજી અનેક સ્ત્રીઓની માફક તું ત્હારા પ્રાણેશની સાથે છાવણી ભેગી કેમ આવી નહિ? તે તને મૂકીને કેમ ચાલી આવ્યો? હાં, પ્રેમ! પ્રેમ! વિજયી મદન ત્હારાં કામ સર્વત્ર જ એવાં છે, કે ત્હારે લીધે જ આ બાળા આમ વિચારશૂન્ય અને દુઃખિત જેવી દીસે છે."

આ બધા પ્રશ્નોના ઉત્તરમાં લાલને માત્ર એટલું જ કહ્યું કે-"માતાજી! હવે હું આ જીવનથી કંટાળી છું."

"ખરું છે બેટા! ખરું છે. પણ ધીરજ રાખ અને મને ત્હારી બધી વાત અથેતિ કહે. સ્ત્રીનું દુઃખ સ્ત્રી નહિ સાંભળે તો કોણ સાંભળશે વારૂ?"

"તે બહુ જ લાંબી કથા છે અને વળી તેમાં બીજાને રસ પડે તેવી પણ નથી, માતાજી! મને તે કહેતાં શરમ અને દુઃખ થાય છે."

"શરમ શાની અને કોની? બેટા અહિં કોણ છે. હું તો ત્હારી મા જેવી છું અને આ વૃદ્ધ છે તે ત્હારા બાપ જેવો છે."

"તેમ તેમાં કાંઇ શરમાવા જેવું કે હીણપણ લગાડે તેવું પણ નથી;" લાલને કહ્યું.

"નહિ જ. એવું કયું ઝાડ છે કે જેને પવન નથી લાગ્યો અને એવી કયી સ્ત્રી છે કે જેને પ્રેમી નહીં મળ્યો હોય? મને પોતાને-પણ તે વાત જવા દે, પરંતુ કદાચ ત્હારી વાતમાં ગુપ્ત ભેદ હશે?"

"તેમાં કાંઇ પણ ગુપ્ત રાખવા જેવું નથી અને જો તમારી સાંભળવાની મરજી જ છે તો તે હું કહીશ."

"બેટા! ત્યારે તો કહે. અમને સાંભળવા દે. વાત કરવાથી ત્હારૂં હૃદય હલકું પડશે અને આપણી રાત્રી પણ વિતી જશે; અને કદાચ ત્હારી વાત સાંભળીને હું પણ તને કાંઇક મદદ કરી શકું. બેટા! 'આકાશને થીંગડું મારનારી બૂઢીયા'ની વાત તેં સાંભળી છે કે નહિ." *-એમ બોલતાં તે વૃદ્ધાએ સેહેજ હાસ્ય કીધું.

લાલને પણ બાલસ્મિત કીધું, અને તે જ પળે જાટે ઉઠીને કુવામાંથી પાણીનો એક લોટો ખેંચ્યો અને ધીમે પગલે દરવાજા તરફ ગયો.

"ભાઇ તું કહાં જાય છે?" મોહનપ્યારીએ પૂછ્યું.

"હમણાં જ પાછો આવું છું," કહી તે બહાર નિકળ્યો.

"દરવાજો બરાબર બંધ કરજો"-તે વૃદ્ધા બોલી. પણ પછી તુરત જ પોતે ઉઠીને દરવાજો બંધ કરતાં કહેતી આવી કે-"તમો આવશો ત્યારે ઉઘાડીશ."

પછી આવીને ઘુંટણ ઉપર હાથ ટેકવીને તે ઉપરે પોતાના ગાલને મૂકીને પડખાભેર બેસતાં તેણીએ લાલનને પોતાની કથાનો આરંભ કરવાને કહ્યું.

"ઓ માતાજી! મ્હારા આગમનમાં કાંઇ પણ ભેદ છે એમ સમજશો નહિ. હું કાંઇ ગુપ્તવેશે આવેલી કોઇ શાહજાદી, કે અમીરજાદી, કે સોદાગર્ણી નથી; તેમ જ પુરાતન નવલ કથાઓમાં સાંભળવામાં આવતી કોઇ શાપિત અપ્સરા કે પરી નથી અથવા તો ફળ રહિત રહેલી કોઇ રાણી કે બેગમ નથી; પરંતુ મેં આરંભમાં જ કહ્યું છે તેમ હું જાનકીદાસ નામના એક વૈરાગીની પુત્રી વૈરાગણ છું; તાપીના અને વર્ધાના સંગમની પાસે આવેલા પહાડી જંગલોમાંના મઠમાં મ્હારો

---

* એક વખતે એક રાજાને કોઇએક કુલટાની ગરજ પડવાથી, તેણે શહેરમાંથી કોઇએક નામચીનને પકડી લાવવાને એક ડોસીને હુકમ આપ્યો. તે વૃદ્ધ ડોકરીએ બે ડોકરીને લાવીને ઉભી કીધી અને તેમાંથી વધારે હોશીયારની પરીક્ષા કરવાને રાજાએ તેમાંની એકને પૂછ્યું કે "તું શું કરી શકશે?" તેણે કહ્યું "હું જઇને આકાશમાંથી ટુકડો લાવી આપીશ." એટલામાં જ બીજીએ કહ્યું, "પણ હું તો જઇને તે સાંધી આવીશ," અને તેથી તેણીને રાજાએ રાખી લીધી.

જન્મ થયલો છે—તેથી અંધારી રાત્રિ કે ભયાનક વેરાન મને ભય પમાડતું નથી. અમારા
મઠથી થોડેક છેટે એક ન્હાનું સરખું ગામડું હતું. તેમાં થોડાક ભીલો, ગોંડો અને
આહીરો તથા આ ઉદ્દમાતી લોકોને વશમાં રાખવાને તથા આજુબાજુના પ્રદેશમાંથી
પોતાની અને પેશ્વા સરકારની વસુલ ઉઘરાવવાને રાખવામાં આવેલા જુજ મકરાની
સિપાઇઓ રહેતા હતા. હું બાળક હતી ત્યારે જ મ્હારી માતાનો કાળ થયો હતો
અને મ્હારા બાપે બીજીવાર લગ્ન કીધેલાં ન હોવાથી, એટલી ન્હાની વયમાં જ હું
ઘરનું કામ કરતાં શીખી. ઘરમાંનું કામ કીધા પછી હું નદી ઉપરથી પાણી પણ
ભરી લાવતી અને ગામમાં કોઇ પણ બ્રાહ્મણ કે પૂજારી ન હોવાથી, મ્હારો બાપ
ક્રિયાકર્મ કરાવતા અને એક બે ભીલ ભૂવાઓ પણ તેવા કામમાં મદદ કરતા.
વિશ્વાસી આહીરો રોજ કાંઈ ને કાંઇ પણ દક્ષિણા કે ભેટ આપતા હોવાથી મને ખાવા
પીવામાં કોઇ પણ વાતની તંગી નહોતી. મ્હારા પિતા જુવાનીમાં ઘણા દેશ દેશાવરોમાં
ફરેલા હતા અને **બીન** વગાડી જાણતા હતા. કેટલીક વેળાએ સાંજરે બધા ગામના
લોકો અમારા મઠમાં ભેગા થતા અને તેવારે ગાંજો ફુંકતા તથા મ્હારા બાપ **બીન**
વજાડતા, બે ત્રણ આહીરો મંજીરા વજાડતા, અને મકરાનીઓનો જમાદાર તબલાં
વગાડતો તથા બધા ગમ્મત ઉડાવતા હતા—અને મને **બીન** વગાડતાં મ્હારા બાપાએ જ
શીખવ્યું છે. આ રીતે આજથી બાર માસ પહેલાં હમો સુખ ચહેનમાં રહેતાં હતાં
"એક વેળાએ અરીણનો પાક પૂર્ણપણે આવેલો એવા નજદીકના ખેતરોમાં
પોતાનો લાગો લેવાને મ્હારા પિતાજી ગયા. ઘરમાં હું એકલી જ હતી. એ
વેલા મારી વય ચૌદ વર્ષની હતી. થોડીક વખત રૂ કાંતીને, પછી હું નદીપરથ
પાણી લાવવાને ઘડો લઇને ગઈ. વખત બપોરનો હતો—મધ્યાન હોવાથી તાપ સ
પડતો હતો. મ્હારી કોઈ પણ સાહેલી સાથે ન હોવાથી હું તદન એકલી જ હત
અને નદી મ્હારા મઠથી લગભગ એક ગાઉ દૂર હતી. હું પાણી લઇને પાછી ફરવાં
ઢોળાવ ઉપર ચઢતી હતી તેવારે મ્હારે કાને દૂરથી કોઈ મ્હારા મઠનું દ્વાર ઠોક
હોય તેવો અવાજ આવ્યો. હું તે ચઢાણને મથાળે આવી કે મ્હારી દૃષ્ટિ મઠ
દ્વાર પાસેના લીંમડાના વૃક્ષ હેઠે ઉભેલા એક ઘોડેસ્વારપર પડી. આ સ્વાર જુવ
હતો અને વારંવાર હણહણાટ કરતા તથા પગે પગે જમીન ખોતરતા ઉભેલા એક
તેજી ઘોડા ઉપર સ્વાર થયેલો હતો—ઘેરા તપખીરિયા રંગનો બંધબેસ્તો પોશાક તેણે
પહેરેલો હતો અને હાથમાં પહોળા છેડાનો અણિદ્દાર ભાલો પકડેલો હતો; તેના
ઉપર પોલાદનું બનાવેલું કામઠું હતું અને ઘોડાના જીન સાથે લગાડેલા ભાથામાં
તિક્ષ્ણ અણિદ્દાર તીરો પુષ્કળ ખોસેલાં હતાં—એ ઉપરથી મ્હેં જાણ્યું કે તે શીકારે
નિકળેલો છે. તે કાળા રંગનો પણ દેખાવડો જુવાન હતો; તેની આંખો મ્હોટી,
ઉપસતી અને લાલ રંગની હતી; અને તેને જોતાંને વાર જ મ્હારા મનમાં, પૂર્વે કદી
પણ નહિ અનુભવેલી ને વર્ણવી કે સમજી નહિ શકાય તેવી, કોઇક પ્રકારની વિચિત્ર
લાગણી ઉદ્દભવી આવી. કોઇક પદાર્થ મ્હારા હૃદય સાથે અથડાયો હોય તેમ મને
આંચકો લાગ્યો, મ્હારૂં માથું તપી આવ્યું અને મ્હારૂં કલેજું ઉથલાઈ જતું હોય તેમ
થવા માંડ્યું; મ્હારી ચાલ લથડવા લાગી અને મ્હારા માથા ઉપરનો હાલતો ઘડો
પડી જશે એવો ભય,—જ્યારે હું ઝાડ પાસે આવી ત્યારે, મને લાગ્યો. જાણે હું
શરમાતી અથવા તો ડરતી હોઉં તેમ ધીમે પગલે હું તે ઝાડ પાસે આવી ઉભી.
અને પાસે આવેલી જોતાં જ તેણે પૂછ્યું; "પૂજારી, થયું કોણે સાદને'?

"જો કે તેનો પોશાક તદ્દન સાદો હતો અને તેના ઘોડાનો સાજ પણ તદ્દન ભભકા વગરનો હતો, તોપણ તેના કંઠમાંના કિમતી સૂવર્ણ હારે, હાથમાંના કડાએ, અને વીંટીઓએ તથા તેના બોલવાની ઢબે મને જણાવ્યું કે તે કોઇ મ્હોટો માણસ છે.

"મ્હેં બ્હીતાં બ્હીતાં જવાબ આપ્યો! 'હજુર! ગરીબ બેરાગી લોક ઈધર રહેતે હૈ.'

"તેણે શાંતિ આપનારા ધીરા અવાજે કહ્યું, 'પૂર્ગી! ભીયું નકો, મીં તુલા હરકત કરણાર નાહિ.'

"તેના બોલવાથી હીંમત પકડીને મ્હેં પૂછ્યું, 'હજુરનાં આપકી કયા મંછા હય'? (તે વેળાએ હું મરાઠી બરોબર જાણતી ન હોવાથી) મ્હેં તેને (હિંદુસ્થાનીમાં) જવાબ આપ્યો.

"પાણી, હિંદુ લોગકું ચલ શકે ઐસા અચ્છા શુદ્ધ જળ યહાં હય કયા. મય સબેરકા શીકારકું નિકલાયા હું, ઔર પાણી સિવાય મેરા જી નિકળ જાતા હય. માઝા સાથી સર્વ છુટા પડુન ગેલે આહે, ઔર જહાં પણ મૈંને ઘોડેકું પાણી કે લીયે નદીકી તરફ લે જાનેકા વિચાર કીયા, વ્હાં સબ ઠેકાણેપર નદીકા ઘાટ બહોતહી સીધા હય, ઔર વ્હાં ઘોડા જા સકતા નહિ હય. ઘોડા તુફાની ઝાલા હય, મ્હણુન ત્યાલા સોડુન માલા એકટા પાણી પીયાલા જયાલા ભીતિ વાટતે. યે ગાંવાંકી બાજુપર આયા, તો મેરેકું માલુમ હુઆ કે હ્યાં ભીલ, ગોંડ આદીક સબ નીચ લોક રહતે હય, ઔર મેરેકું પાણી દેવે એસા ઉંચી જાતિકા કોણી નાહિ. લોકાની મલા સાંગિતલે કિં યહ મઠમેંસે મેરેકું હિંદુ લોગકે લાયકકા અચ્છા જળ મિલેગા, ઔર ઇસકે લીયે મય હયાં આયા હું.'

આવી રીતે ભાંગાતુટા હિંદુસ્થાની મિશ્ર મરાઠીમાં તેણે મને સમજાવવાને પ્રયત્ન કીધો.

"મ્હેં મારી ઘડોલીમાંથી લોટામાં પાણી ભર્યું કે તે ઘોડા ઉપરથી નીચે કુદી પડયો અને બે હથેલીથી ખોબો બનાવીને તે મુખ આગળ ધરતાં જ મ્હેં તેમાં પાણી રેડ્યું. તે તે પી ગયો. તેણે પાણી પીને આંખો ઉંચી કરી કે મ્હારી દૃષ્ટિ અને તેની દૃષ્ટિ એક થઈ; અને તેણે મ્હારા મુખ ઉપર કે મ્હારી દૃષ્ટિમાં શું જોયું તે હું સમજી કે જાણી શકી નહિ, પણ તુરત જ તે સહજ હસ્યો.

"પોતાના હાથ ખંખેરતાં તે બોલ્યો; 'પૂર્ગી, તેરી આંખોકું સમાલકે રખ, ઐસી રીતસે જાદુકે વશ મત હો. જાયા કર. જર તું યેથેં યેણાર સર્વ સિપાયાનાં અશી રીતિનેં બઘશીલ તર તુઝી આયુષ્ય આટપલી સમજ.'

"આવા બોલવાનો શું જવાબ આપવો તે હું સમજી શકી નહિ, અને શરમથી નીચું જોતાં બોલી–'આપ સારખ્યાં મ્હોટા માણસ અસા ગરીબ માણસાલા બોલતે તે બરેં કાય. અમ તો આપકી પ્રજા હય."

"તે ફક્ત જરાક હસ્યો અને આંખ મીંચામણી કરવા લાગ્યો.

"છટ, છટ, માલા શીખવું નકો. મય યહ કામમેં બહુત શીખા હું. ઔર તેરે સરીખી એકાદ બાલકી મલા કાય શીકવણાર. ચલ, મલા ચિલમા કરિતાં થોડીસી આંચ દે.'

"કોઇ વિચિત્ર જાતની ખુશાલી મ્હારા મનમાં આવી અને હું દોડતી દોડતી ઝુંપડામાંથી રાખમાં દબાવી રાખેલા અંગારમાંથી એક સળગતું છાણું ઉપાડી લાવી.

૫

તેમાંથી એક કટકો પોતાની ચલમ ઉપર મૂકીને તેમાંથી ચાર પાંચ દમ ખેંચીને, ચલમ ખાલી કરી તોબારમાં નાંખતાંને વારજ તે કૂદીને ઘોડા ઉપર સ્વાર થઈ ગયો.

"ચાલતાં પૂર્વે તેણે હસતાં હસતાં મ્હારી તરફ જોયું અને બોલ્યો, 'બીબી, અહેરબાની કરી માફ! પરંતુ યાદ રખ કે મેંને તેરેપર ટુકડા ડાલા હય. તું ઉસસે મેરી પીછે પીછે જરૂર આવેગી. પ્રિયે! જર તુઝ શરીર નાહિ આલા તર તુઝા મન તો જરૂર યેણારચ; આણી છે, તેરી મુસાફરીકા ખરચા કે લીયે યહ રકમ દેતા હું સો લેલે.' આટલું બોલીને તેણે એક મુઠ્ઠી ભરીને મારી તરફ ફેંકી; એ શું હતું તે પતેવા જેટલી પણ મ્હારામાં શુદ્ધિ રહી નહોતી અને તે કટકાઓ મ્હાની ઠીકરીઓની માફક આવીને મ્હારા ધડા સાથે અફળાયા અને ટનટનનો અવાજ કીધો. તે તો હસતો હસતો ઘોડાને ઝડપબંધ દોડાવી ગયો. શોક, અજાયબી, અને રોષને લીધે અર્ધ મૂર્ખ બની ગયેલી હું, કાંઈ પણ સમજી શકી નહિ કે આ શું થાય છે અને શું થયું, પરંતુ મને લાગ્યું કે મ્હારા હૃદયની નાડીઓ ત્રુટતી હતી, મ્હારા ઉપર એક મ્હોટો પહાડ આવીને પડ્યો હતો, અને મ્હારૂં હૃદય અંદરથી ચીરાતું હતું.

"હું બેસી ગઈ અને રડવા લાગી. જ્યારે મ્હારૂં મન શાંત થયું ત્યારે મ્હેં જોયું કે મ્હારી આસપાસ ચળકતા કટકાઓ પડેલા છે અને તેને મ્હેં એકઠા કીધા, અને ત્યારે મને માલમ પડ્યું કે આ **પેશ્વા** સરકારના રૂપાના સિક્કા હતા."

આટલું બોલતાંમાં **લાલન**નો કંઠ રૂંધાઈ ગયો. તેણે રડવા માંડ્યું. **મોહન-પ્યારી**એ તેને પોતાની છાતી સરસી ચાંપી ને વાંસા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં બોલી; "પણ બેટા, હજુ સુધી પેલો **જાટ** કેમ પાછો આવ્યો નથી?"

ચમકેલા જેવી **લાલને** ગભરાટમાં આસપાસ જોયું અને બોલી; "ખરેખર, તેને જવાને તો ઘણી વાર થઈ ગઈ છે."

થોડીવાર વાટ જોઇને **મોહન**પ્યારી દરવાજા પાસે ગઈ અને તેને ઉઘાડીને એકચિત્તે ચારે તરફ નજર તથા કાન ફેરવ્યા, પણ **જાટ**ની કાંઈ નિશાની નહિ દેખાવાથી, દરવાજે ફરીથી વધારે ચોકસાઈથી બંધ કીધો ને પાછા આવીને બેસતાં બેસતાં બોલી; "બેટા, હજુ પણ તેની કાંઈ આવવાની નિશાની જણાતી નથી."



## પ્રકરણ ૯ મું.

### પ્રેમની ચાત્રા.

**જાટ** અત્યાર સુધી બાહેર રહેલો છે એવું ભાન આવવાથી, બંને સ્ત્રીઓ ચમકી અને તેમના હૃદયમાં કોઇક અતર્ક્ય ભય લાગવા માંડ્યો. થોડીકવાર વાટ જોઇને **લાલન** ને **મોહન**પુરી બેઉ જણાં પોતાના આસને સુવાને ગયાં. પરંતુ કોઇક નહિ સમજી શકાય તેવી લાગણી, ઉંઘને નસાડી દેતી હોવાથી, છેવટે **લાલને** પોતાનું આખ્યાન ચાલુ કીધું:—

"માતાજી! તે વખતથી મ્હારૂં મન ઉદ્વેગમાં પડ્યું અને મ્હારૂં ચિત્ત કોઇ પણ કામમાં ચોટતું નહિ. મ્હારા અંગમાંથી રુધિર સકાવા માંડ્યું. મ્હારા મુખ

ઉપરની લાલી જતી રહેવા માંડી, અને મ્હારી સહિયરોના સહવાસથી મને કંટાળો ઉપજવા લાગ્યો; નદી ઉપર પાણીએ જતાં જતાં હું મ્હારા પ્રીતમના વિચારમાં લીન થઇ જતી અને તેઓની વાતમાં તથા હાસ્યવિનોદમાં કંટાળો ખાતી તથા કોઇક વેળાએ રસ્તામાં ઠોકરાતી પણ ખરી. લોકોમાં વાત ચાલી કે મને કોઇની નજર લાગી છે, અને ખરેખર મને એક યુવાન શિકારીની નજર જ લાગી હતી—મ્હારા જેવી ઉમ્મરે પહોંચેલી અનુભવ રહિત બાળાના મનની સ્થિતિ તેવી થાય તેમાં શી નવાઇ હતી! અત્યાર સુધી **ગોંડો** અને **ભીલો** તથા મેલા ગંધાતા **આહીરો** અને તાપમાં સ્હેરાઇ ગયેલા પણ ટાપટીપ રાખનારા **મકરાની** સીપાઇઓ સિવાય કોઇ પણ મારા મનને ખેંચે એવો પુરૂષ મેં જોયો નહોતો, અને હવે ઇશ્વરી લીલાથી, એકાએક મારૂં હૃદય હરણ કરનાર, સ્વરૂપવાન ફાંકડા યુવાન શિકારીનો મેળાપ થયો. તેણે પોતાના કહેવા પ્રમાણે મ્હારા ઉપર ટુચકો કીધો હતો એ હવે મને સ્પષ્ટ સમજાયું; અને રાત દહાડો હું તેનું જ રટણ કરવા લાગી. મ્હારી એક સાહેલીએ મને મજાકમાં કહ્યું કે, 'ત્હારૂં મન શું કોઇ ફાંકડાને આપી આવી છે કે આમ વારંવાર વિચારમાં પડી જાય છે', ને આ શબ્દોથી હું ચમકી. મ્હારા મુખ ઉપરના ગભરાટથી તે **ભીલડીએ** મ્હારૂં મન પારખ્યું ને મને શાંતિ માટે તેણે સમજાવવા માંડ્યું. મેં તેને અથેતિ સર્વ વર્તમાન કહ્યો અને તે બોલી, 'બ્હેન! ત્હારા પ્રીતમને મળ, નહિતર તું આમની આમ જ સોષાઇ જઈશ;' અને મને પણ તેનું કહેવું ખરોખર લાગ્યું. હું સ્વપ્નામાં મ્હારા પ્રીતમનાં દર્શન પામતી, તેની સાથે વાર્તાવિનોદ કરતી અને તેને મ્હારા કંઠ પ્રદેશમાં હસ્ત નાંખેલો તથા મને પોતાને તેના ખોળામાં સુતેલી, અનુભવતી. એકવાર આવી જાતના સ્વપ્નમાંથી હું ચમકી ઉઠી ને જોઉં છું તો ખાટલા ઉપરથી નીચે ગબડી પડી હતી ને મ્હારા હાથ, નજીકમાં બાંધેલી બકરીના ગળામાં વિટલાઈ વળેલા હતા. કેટલીકવાર હું અનુભવતી કે પોતાની અગાડી ઘોડા ઉપર મને બેસાડીને તે મ્હારો પ્રીતમ પૂર જોશમાં અશ્વને દોડાવે છે—આવી સ્થિતિને અનુભવતી હું વારંવાર તે લીમડાના વૃક્ષ હેઠે જઇને બેસતી અને તેની મનહર છબીનું ચિંતવન કરતી હતી; એકાંતમાં રૂદન કરતી હતી; કેટલીક વેળાએ મ્હારા ધગધગતા હૃદયને શાંત કરવાને હું એકલી વગડામાં ફરવા નિકળી જતી; આમતેમ દોડતી, મ્હોટે મ્હોટે ગાતી, અને જતા આવતા માણસની કે પશુની સાથે મસ્તી કરતી ને હસતી—અને મ્હારા આવા ચાળાથી લોકોએ મ્હારા બાપને કહ્યું કે, 'મને વળગાડ લાગેલો છે' ને તેથી તેનો સવેળા ઉપાય થવો જોઇએ.

"મ્હારા પિતાના મનમાં પણ મ્હારે માટે હવે ચિંતા ઉત્પન્ન થઈ. જોઇએ તો મ્હારી બ્હેનપણીએ કોઇને મ્હોડે વાત કરી હોય ને તેવી રીતે કોઇએ તેમને કહ્યું હોય, કે ઉડતી ઉડતી વાત જ તેમણે સાંભળી હોય, પરંતુ હવે તેમને માલમ પડ્યું કે મને કામદેવનાં બાણ વાગેલાં છે, અને તેથી મ્હારા મનમાંનો આ પ્રેમરૂપી રોગ દૂર કરવાને તેણે મ્હારે માટે લગ્નરૂપી ઔષધિનો ઉપયોગ કરવાનો વિચાર કીધો. એક વેળાએ સીધીઓનો જમાદાર અને તે બેય જણા એકલા ચલમ પીતા હતા ત્યારે મને સૂતેલી જાણીને, તેમણે જમાદારને કહ્યું કે, મ્હારી જ્ઞાતિનાં ઘણાં માણસો ઈલીચપૂરમાં રહે છે અને તેથી કાલે પ્રાતઃકાળે વહેલો ઉઠીને હું મ્હારી કન્યાને માટે સારો વર શોધી લાવવાને ત્યાં જઇશ અને મ્હારા પાછા આવતાં **સુધી તમો** તેમ જ **આહીરોના** પટેલ, મારી ગેરહાજરીમાં તેની સંભાળ રાખજો.

'હું થોડા દિવસમાં પાછો આવીશ' એવું કહી બીજી સહવારે મ્હોંસુઝણામાં જ તેઓ પોતાની ફુલ્લુંજ* ઘોડી ઉપર સ્વાર થઇને શ્રીરંગપટ્ટનને રસ્તે પડયા. હવે મ્હારૂં મન વધારે મુંઝવણમાં પડ્યું અને મ્હારે કેમ કરવું તેનો હું મનમાં વિચાર કરવા લાગી. તેણે સ્પષ્ટ કહ્યું હતું કે તેઓ મ્હારા વિવાહ કરીને જ આવશે ને તેથી તેમના આવ્યા પછી તેઓ એકદમ મ્હારા લગ્ન કરી દેશે; અને તેમની મરજીની સામે થવું એ નિરર્થક હતું. તો હવે મ્હારા પ્રીતમનું શું કરવું? તેમની મનોહર છબી રાત દિવસ મ્હારી આંખ આગળ તરવા લાગી અને મ્હારા પિતાના આ પગલાથી તેમને પ્રાપ્ત કરવાની બધી આશા દૂર જતી હતી. છેવટે મ્હેં મ્હારા દીલમાં વિચાર્યું કે નદી, તળાવ કે કુવો પૂરવા સિવાય, અથવા તો અફીણના પાન સિવાય, બીજો કોઇ પણ આરો મ્હારે માટે રહ્યો નથી. પણ ત્યારે, હું ભાગી શામાટે ન જઉં? એ વિચાર આવતાં જ—મ્હારા મનમાં નવો ઉત્સાહ—નવો વેગ ચઢયો. હા, તે જ એક મ્હારા પ્રીતમને મળવાનો ખરો માર્ગ હતો; બાકી મરવાથી તો હું આત્મ-હત્યારી થઇશ ને મ્હારો પ્રાણેશ મને કદી પણ પ્રાપ્ત થવાનો નથી. તેથી—આ વિચાર આવતાં જ—તેને ત્વરાથી અમલમાં લાવવાનો મ્હેં ઠરાવ કીધો. પણ હવે મને નવી ચિંતા થવા લાગી—માર્ગમાં હું મ્હારૂં ગુજરાન કેમ કરીશ? પણ તુરત જ મને ધીરજ આવી કે હું જન્મથી જ વેરાગણ છું, મ્હારો ધંધો જ ભીક્ષાનો છે અને વળી મને તો બીન વગાડતાં આવડે છે એટલે યાચક માત્રનું પોષણ કરનાર—દયાળુ વૃત્તિથી ભરેલા ભારતવર્ષના ભોળા મનુષ્યોમાં હું ભૂખી તો રખડવાની જ નથી—એમ મને તુરત લાગ્યું,—પણ ત્યારે હવે મને બીજી મ્હોટી ફીકર લાગી. હું જતી રહીશ—હું ગમે તેમ નિર્વાહ કરીશ—એ બધું તો ખરૂં, પણ હું મ્હારા હૃદયની મૂર્તિને કેમ શોધી કહાડીશ. મને તેનું નામ કે ઠામ, જ્ઞાતિ કે પદવી, કાંઇ પણ માલૂમ નહોતાં, અને આવા વિશાળ દેશમાં હું તેને ક્યાંથી ખોળી કાઢીશ, અને આ વિચારથી મ્હારૂં મન બીલકુલ નિરાશ થઇ ગયું. પણ વળી મ્હારા પિતા જે શ્લોક રોજ બોલતા હતા કે योऽसौविश्वंभरो देवो स किं माम् न भर्त्स्यति । પરમાત્મા સર્વ સૃષ્ટિનું પોલણ—પોષણ કરવાની ચિંતા રાખે છે ને તેના ઉપર ભરોસો રાખનાર કોઇને પણ તે કદી પણ વિસારતો નથી—તો તે હવે મને કેમ વિસારશે—તે મ્હારી વ્હારે જરૂર ધાશે અને ગૌ જેવી આ બાળકીના કાર્યમાં વિઘ્ન નહિ જ પડવા દે. વળી પ્રેમીની નજરમાંથી તેની પ્રિય વસ્તુ કદી પણ ગુપ્ત રહી શકતી નથી ને પાતાળમાંથી કે સાતમા સ્વર્ગમાંથી પણ હું તેને ઓળખી શકીશ—એ વિચારોથી મને ધીરજ આવી; અને જતી વખતે, ઘોડા ઉપરથી તેણે નાંખેલા સીક્કા—જે મ્હેં છૂપાવીને રાખ્યા હતા તે, મ્હેં સાથે લીધા—વેરાગણનો પૂરેપૂરો વેશ લીધો, ખભા ઉપર મ્હારી બીન લઇ લીધી, તથા હાથમાં એક મજબુત દંડ—જે મ્હારા પિતા જાનકીદાસ વાપરતા હતા, તે લઇ લીધો; અને માર્ગમાં મને સહાય થવાની નમ્ર પ્રાર્થના મ્હારા પિતાની હનુમાનજીની મૂર્તિને કરીને, સહવારમાં વહેલાં—કોઇ જાણે નહિ તેમ—મ્હેં નાગપૂરનો રસ્તો લીધો.

---

* આ જાતના ટટુઓના પાછલા પગો એકબીજામાં આંટી ખાતા—કાતરના જેવા દેખાવના હોય છે; પણ તે દોડવામાં બહુ જ ઝડપવાળા હોય છે.

"ભોંસલે રાજાના આ શહેર તરફનો રસ્તો વિકટ હતો, અને જંગલોમાં એકલાં જતાં મને કાંટા વાગતા તથા ઘણી બ્હીક લાગતી. પણ ત્રીજે દિવસે મને એક વણજારાનો સથવારો મળ્યો. આ લોકોની સાથે હવે રોજ હું મુસાફરી કરવા લાગી, અને જ્યારે રાત્રે તેઓ જંગલોમાં પોતાના થેલાઓને ચારે તરફ દીવાલની માફક ગોઠવીને તેની ફરતા પોતાના બેલોને બાંધીને, વચમાં નિડરપણે સુતા, ત્યારે હું પણ તેઓની સાથે જ રહેતી; અને તે વેળાએ બીન વગાડીને–ગાઇને–તેમને રાજી કરતી અને મ્હારૂં ખાવાનું પણ મેળવતી. આવી રીતે ચાલતાં કેટલેક દિવસે હું નાગપૂર આવી અને અત્રે ઘણાક દિવસ રહી. મરાઠા રાજાના અનેક સરદારો અને સિપાઇઓ રોજ ફાંકડા બનીને ફરતા અત્રે મ્હારી નજરે પડતા; પણ તેમાં મ્હારા મનનો માનીતો મને દેખાયો નહિ અને તેથી મ્હેં ત્યાંથી હૈદ્રાબાદ જવાનો નિશ્ચય કીધો. કેટલાક સિપાઇઓની સાથે મ્હેં અત્રેથી પ્રવાસ શરૂ કીધો. રાતનાં જંગલોમાં ત્યાંના રહેવાસી પશુઓના ભય ઉપજાવે તેવા અવાજો અને કીલકિલાટો સાંભળતી, વાઘ, નાહર, સિંહ આદિકોથી બચવાને હાથમાં મ્હોટી મ્હોટી મસાલો લઇને, કોલાહલ મચાવીને દોડતા સિપાઇઓ અને પ્રવાસીઓ સાથે તેવીજ રીતે દોડતી, પર્વત ઉપરના સાંકડા રસ્તાઓ ઉપર ઠોકરો ખાતી, અફળાતી ઝીંકાતી, નદીઓની ખીણોમાં અને લીલવાળા પથ્થરોપરથી તથા કાદવ કીચડવાળી જગ્યાઓમાંથી, સરતી, પડતી, આખડતી અને દોડતી, ભીલોએ અને ગોંડોએ મ્હારા સાથી સીપાઇઓને લૂટયા તે જોતી, અને મને પકડીને ધમકાવીને છોડી દેતા ત્યારે વળી ત્યાંથી આગલ ચાલતી, કેટલેક દિવસે હું હૈદ્રાબાદ પહોંચી. અત્રે દખણના મહાન સુબાના આ નગરમાં, હિન્દુ અને મુસલમાન, મોગલ, રાજપૂત, મરાઠા, રોહિલા, તાતાર, અફગાન, જાટ, હબસી, તુર્ક, સીધી, ને ત્રણ ખુણાવાળી ટોપીના પહેરનારા ભૂરા વાળોવાલા અંગ્રેજ અને તાંબુર નામના ઢોલ વગેરે વાજાની સાથે હારબંધ કમરમાંથી સીધા લાકડાપેરે ટટરબંધ ચાલવાવાળા ફરાંસીસોના અનેક માણસોને મેં જોયા; પરંતુ આ સઘળાઓમાં મેં મ્હારા મનમાંની મૂર્તિને દીઠી નહિ. ત્યાંથી હું વિજાપૂર અને સતારા થઇને, જ્યાં ફીરંગી લોકો સમુદ્ર ઉપર થઇને મ્હોટા મ્હોટા વાવટાઓવાળાં જહાજો લાવે છે, અને મ્હોટાં મ્હોટાં મકાનોમાં શૂળી ઉપર ઉભેલા માણસની પૂજા કરે છે, તેવા ગોવા ગામે ગઇ. અત્રે પણ મ્હારા મનમોહનને નહિ જોવાથી, હું મુંબાઇ, જ્યાં સ્ત્રીઓની માફક પછવાડે પૂંછડા પ્રમાણે ગુંથીને લટકતા રાખેલા લાંબા લાંબા વાળોવાલા, ભૂરા રંગનાં કપડાં પહેરનારા ખલાસીઓ, તાડીની દુકાનોમાં અગ્નિપૂજક પારસીઓ સાથે અને 'તુક્કાહાઇ' નામની પૈસે પૈસે પોતાના દેહનું વેચાણ કરનારી નિર્લજ વેશ્યાઓ સાથે–લડતા જાય છે, અને તાડી પીતા જાય છે તથા જ્યાં પોતાની કુળ દેવીની આજ્ઞા પ્રમાણે અંગ્રેજો પોતાની સ્ત્રીઓને પૂજીને તેમને પગે પડતા નજરે પડે છે, અને જ્યાં તમો એક રૂપીઓ ખર્ચો તો ગમે તેવાને પણ ભરબજારમાં ખાસડાનો માર મરાવી શકો તથા સમુદ્ર–એક વાડીમાં બધી જગ્યા ઉપર પથરાઇ જઇને પાછો દૂર ભાગી જાય છે, એવા તે અંગ્રેજોના શહેરમાં હું ગઇ. અત્રે પણ મ્હારી શોધ નિષ્ફળ ગઇ–પણ તે શિકારી હિંદુ હતો એમ મેં કહ્યું ત્યારે મને કેટલાકોએ પુના જવાને કહ્યું. પેશ્વાઓના આ પાટનગરમાં હિંદના દરેક મહાયોદ્ધાઓની આવક જાવક હોવાથી, ત્યાં મ્હારી આશા સફળ થતી લાગી–અને હું ત્વરાથી ઘાટ ઉલ્લંઘીને પુના શહેર પહોંચી ગઇ. પરંતુ મ્હારૂં નસીબ તો બે ડગલાં

આગળનું આગળ જ જવા લાગ્યું. અત્રે આવતાં જ મેં જોયું કે પુના શહેર લગભગ ખાલી હતું અને શહેરમાં માત્ર વૃદ્ધ સ્ત્રીઓ અને પુરુષો, તેમ જ બાળકો અને જુવાન સ્ત્રીઓ જ રહેલી હતી. તપાસ કરતાં મને માલમ પડ્યું કે બાકીના સઘળા, મહાન વિજયી યોદ્ધા ભાઉસાહેબ અને પેશ્વાના પાટવીકુંવરની સાથે, ઉત્તરમાં, કાબુલના રાજાની સામે યુદ્ધ કરવાને ગયા હતા. લડી શકે એવા નહાના મ્હોટા સર્વ ત્યાં ગયેલા હોવાથી, મ્હારા હૃદયમાં રમી રહેલી મૂર્તિ મને ત્યાં જ મળશે એમ લોકોએ કહ્યું. હિન્દના સઘળા ફક્કડ જુવાનો જેમાંથી એક પણ પક્ષમાં રહીને લડનાર હોવાથી, મ્હારી શોધ ત્યાં નિષ્ફળ નહિ જશે એમ મને પણ લાગ્યું અને તેથી ઉત્તરનો માર્ગ લીધો.

દૌલતાબાદ અને માલેગામને રસ્તેથી સુરત થઈને, ગાયકવાડના પાટનગર વડોદરા જોઈને, નાયકડા ભીલોના પહાડી ભાગોદ્વારા ઉદેપૂરને માર્ગે, ઈંદોર, કોટા અને જયપુરનાં દર્શન કરી, સઘળે ઠેકાણે મ્હારા હૃદયના ઠામની શોધ કરતી કરતી, અનેક ઘોડેસ્વારોને પૂછતી પૂછતી, હું આગાડી વધી. નામ ઠામ જાણ્યા વિના એક પ્રેમઘેલી બાળાના મુખમાંથી નિકળતું વિચિત્ર વર્ણન સાંભળીને, કોણ પત્તો આપી શકે તેનો પણ વિચાર મને થયો નહિ. મ્હારા પ્રીતમને કોઈ પણ ઓળખી શકતા નથી એ વિચારથી મનમાં કેટલીક વાર હું અકળાતી, પછી રસ્તો કાપતી. માર્ગમાં મહેલોની, મંદિરોની અને અશ્વશાળાઓની આસપાસ હું કલાકોના કલાકો સુધી ભટકતી હતી; કોઈ પણ સોહામણી પાઘવાળાનું મુખ ધારી ધારીને જોતી; દરેક ઘોડાના પડઘા સાંભળીને તેના સ્વારનું મુખ જોવાને રસ્તા ઉપર દોડતી, વ્યર્થ આશાઓથી નવો ઉત્સાહ ધરતી, ભાટોને અને ચારણોને, ફકીરોને અને વેરાગીઓને, ગોસાંઈઓને અને જોષીઓને, વણજારાઓને અને રાહદારીઓને, નિષ્ફળ થવાની આશા છતાં, પૂછતી; કળાવંતિઓ, વેશ્યાઓ, કૂટણીઓ આદિકની સહાયતા મફતમાં માંગતી; મુસાફરીના અનેક સંકટો છતાં પણ આ નીચ દેહનો અંત આવવાને બદલે, નવી હવા અને પાણીથી તેને ઉલટું વધારે આરોગ્યવાળું અને શોભાવાળું થતું જોઈને, આશ્ચર્ય પામતી; દેહને પ્રાપ્ત થયેલી આ બેહાઈની મોટપને નિંદતી; નવી નવી આશાઓજન્ય નવિન શક્તિથી પુનઃ પુનઃ પ્રવાસ કરતી હતી.

"જયપુર પહોંચતાં ત્યાં ચોમાસું નડ્યું. ચાતુર્માસના અંતે હું જયપુરથી ચાલી તે અલવર અને સુરજમલ જાટના ભરતપૂરને રસ્તે થઈ, હું દિલ્હી આવી પહોંચી. અત્રે મને માલમ પડ્યું કે મરાઠા સૈન્ય ઉત્તરમાં કુંજપૂરા આગળ પડેલું છે, અને દિલ્હીની અને તે શહેરની મધ્યમાં અફગાન લશ્કર આડે આવેલું હોવાથી, મ્હારે ત્યાં જવાનો વિચાર બીલકુલ છોડી દેવો. લોકોએ કહ્યું કે કૌરવ અને પાંડવોના સમય પછી આજ સુધીમાં પૃથ્વીના પડ ઉપર કદી પણ નહિ થયેલી એવી મહાઘોર લડાઈ આ વેળાએ થશે. પરંતુ તે બધાની મ્હારા મન ઉપર કાંઈ પણ અસર થઈ નહિ. મ્હારા પ્રીતમને મળવું એ જ માત્ર મ્હારા મનમાં રમી રહ્યું હતું અને તેને એક કે બે કલાક પણ મલી લીધા પછી, તેની સાથે જ રણભૂમિ ઉપર મરવામાં મ્હારા મનને જરાક પણ ભય લાગતો નહોતો.

"ત્રણ દિવસ ચાલતાં ચાલતાં હું અફગાન છાવણીની પછવાડેના ગામમાં આવી પહોંચી. હવે પાણીપત જવાને માટેનો રસ્તો અફગાન છાવણીમાંથી હોવાથી

મ્હેં એક ભોમિયાને લાંચ આપીને સાથે લીધો. અમો ત્યાંથી કાલે મધરાતે નિકલ્યાં અને લગભગ આખી છાવણી પસાર કરી ગયાં, તેટલામાં ઘોડેસ્વારોનાં પગલાં સંભલાવાથી, મ્હારો ભોમિયો મને મૂકીને નાશી ગયો. હું આવલીની ઝાડીમાં છુપાઇ રહીને સ્વારોના ગયા પછી બાહર નીકલીને રસ્તે પડી. થોડે દૂર ગઈ નહિ તેટલામાં નાળામાંથી પસાર થતા બે કાબૂલી સીપાઇઓએ મને દીઠી ને દોડી આવીને પકડી લીધી. મ્હેં બહુ પણ આજીજી કીધી, પગે પડી, પણ આ જંગલી અર્ધપશુઓના મનપર તેથી કાંઈ પણ અસર થઈ નહિ. મ્હારે સદ્‌ભાગ્યે તે બે જણા પરસ્પર લડવામાં પડ્યા અને તેટલામાં તેમના ઉપરી સ્વારો—જેના આગમનથી તેઓ ઘણા જ ગભરાયલા લાગતા હતા—તે આવવાથી તેઓ ઝડપથી મને ઉંચકીને છાવણીમાં લઇ ગયા. ત્યાં, છાવણીના દરવાજા ઉપરના ચોકીદારોએ મને દીઠી અને તેથી તે લોકોમાં મ્હારે માટે બોલાચાલી થઇ, અને મ્હોટો કોળાહળ થઇ ગયો. આ ગડબડથી તેનો ઉપરી સરદાર ત્યાં આવ્યો અને મને જોતાને વાર જ, મ્હારા દુર્દૈવે તેની આંખમાં પણ કમળો વ્યાપ્યો; અને તેના માણસોએ તેના શાસનનો અનાદર કીધો તેથી તે બધાઓ મળીને ત્યાં જ મને વિંધી નાંખતા હતા, પણ તેટલામાં પરમાત્માની કૃપાથી **શાહ** પોતે, બે ત્રણ **મોગલ** સરદારો સાથે; ત્યાં આવી પહોંચ્યો. તેઓની વચમાં કાંઇ વાત થઇ—તે તે હું સમજી શકી નહિ; પરંતુ મ્હેં જોયું કે મને પકડનારા બે કાબુલીઓને બાંધીને ત્યાંથી લઇ જવામાં આવ્યા. પછી **શાહે** મ્હારી પાસે ગવડાવ્યું અને તેથી બધા બહુ જ રાજી થયલા જણાયા. હું આવીને, **ભાઉ** સાહેબ સમક્ષ **શાહ**ને તથા તેના અમીરોને, મૂર્ખ જંગલીઓમાં ન ખપાવું માટે તેમણે બધાએ મને સારી બક્ષીસો આપી અને **શાહે** મને સહીસલામત પહોંચાડવાનો હુકમ કીધો. **શાહ**ના આજ્ઞા આપીને જવા પછી, પેલા સરદારે મને અનેક પ્રકારની લાલચો આપીને તથા ભય દેખાડીને સમજાવવા માંડી, પણ મ્હારો આગ્રહ દૃઢ જોઇને, તેણે મને મજબુત પહેરા સાથે રણખંભ આગળ મોકલાવી. અને માતાજીની કૃપાથી, મ્હારા આખા પ્રવાસમાં નહિ બનેલો એવો ચમત્કારિક બનાવ બન્યો—"

"તે શું બનાવ હતો, બેટા?"

"તમે શું ધારો છો? મને ત્યાં કોણ મળ્યું હશે વારૂ?"

"હું કહી નથી શકતી, કદાચ—"

"એક મ્હોટો મરાઠા સરદાર, જે—"

"તેમજ અટકળું છું! તારો પ્રીતમ?"

"તેમ જ, માતાજી, તેમ જ!"

"ખરેખરી ભાગ્યશાળી, બેટા! અને તેની સાથે ત્હારે વાતચીત થઇ વારૂ?"

"નહિ, માજી."

"મૂર્ખી છોકરી, પણ ત્યારે તેનું નામ તો તેં જાણ્યું હશે જ."

"હા, માતાજી—મહાદાજી સિંધિયા." તે વૃદ્ધાએ ચમકીને આંખ તથા મ્હોં એકદમ વિકસાવ્યાં, અને બે હાથે છાતી ઠોકીને પુછ્યું; "બેટા, પછી શું થયું વારૂ!"

"પછી તો આપ જાણો જ છો. તેના માણસો મને અત્રે મૂકી ગયા અને આપના ચરણમાં બેઠી છું."

"પણ બેટા, ત્યારે તેઓ બહાર કોણ હતો?"

"હું કહી જ ચૂકી છું કે હું તેને ઓળખતી નથી. હું અફ્‌ઝલખાન કાવર્ગીમાંથી નિકળી ત્યારે તે મને આવી મળ્યો અને મહુલા રક્ષકોની યાચના કરીને મારે સાથે અહીં લગી આવ્યો છે."

"પણ બેટા, તે હજુ સુધી પાછો આવ્યો નથી, એ શું કહેવાય?"

તે જ ક્ષણે દરવાજો ઠોકાયા અને જેને વિષે તેઓ વાત કરતાં હતાં તેનો જ અવાજ સંભળાયો—"માતાજી, માતાજી! કમાડ ખોલો."

"બહુ જ દીર્ઘાયુષી છે!"* કહેતી મોહનપ્યારી ઉઠી.

"માતાજી, માતાજી, સાવચેત રહેજો!"—લાલને કહ્યું.

"માતાજી, માતાજી, માતાજી"—વધારે મોટે અને મોટે સાદે બહારે કહ્યું, "ક્યાં, ઇતનેમેં સો ગયે હુયાં. ખોલો, ડરો મત, મય બહાર આયા હું!"

વૃદ્ધા ધીરે-આસ્તે કમાડ પાસે આવી અને દ્વારને કાન દઇને સાંભળવા લાગી, પણ બહારની બુમોના અવાજ સિવાય બીજો કોઈ પણ સળવળાટ નહિ થવાથી, તેણીએ કમાડ ઉઘાડવાને હાથ લંબાવ્યો, પણ ઉઘાડતાં પૂર્વે કાંઈક વિચાર થઈ આવવાથી પૂછ્યું—

"બેટા, તુમ તો કહ ગયેથે કે મય અભી આતા હું, ઉસકે બદલે ઇતના તીન ઘંટા તક તુમ કહાં ગયેથે?"

"બરાબર હય! મેરેકું શાદીકા એક-પાહુણાવાળાને ગીરફ્તાર કીયાથા, ઔર જહાં તક ઉસકા સરદારને આકે મેરી બાત-સુનકર મેરેકું છુટા નહિ કીયા, વહાં તક મેરેકું ઉસને પકડ રખ્ખા થા. માતાજી, અબ જલદીસે મેરેકું અંદર લે લો!"

વાત માનવા જોગ હતી અને વૃદ્ધાના આજ સુધીના અનુભવ ઉપરથી તેણે જોયું કે તે વખત ઇબ્રાહીમખાનના શિક્ષીત પહેરેગીરોનો ચોકીનો જ સમય બરોબર હતો; અને તેથી અચકાતા મને, બહુ જ સંભાળપૂર્વક, અનેક જાતના વહેમ અને ભયથી ધ્રુજતા અંગે, તેણીએ છેવટે સાંકળ ઉઘાડી અને ઉઘાડતાને વાર જ તેણીના વહેમો ખરા પડ્યા અને સઘળી સાવચેતી ફોકટ ગઈ.

સાંકળ ઉઘડી નથી અને બારણાં અંદરની તરફ વળ્યાં નથી તેટલામાં તો, એકદમ સામટા માણસોના ધક્કાથી તે દ્વારો હડસેલાયાં અને વૃદ્ધ મોહનપ્યારીને આંચકા સમેત જમીનપર નાંખી દીધી તથા અનેક માણસો મોહનપ્યારીના વૃદ્ધ શરીર ઉપરથી અંદર દોડી ગયા.

## પ્રકરણ ૧૦ મું.

## રાત માકા પેટ.

બારણાના અવાજથી અને પગોના ધમકારાથી ચમકીને લાલને એક કારમી ચીસ પાડી.

"વો હય, ઓઈ વો હય, ઓઈ વો લડકી હય—હય સાફ મેરી બેશરાગણ કા હય,"—એક પરિચીત અવાજે જણાવ્યું, "ઉસકુ શોધો. વો કહાં બેઠી હય—ખ્યાલ રખો—ભાગ ન જાય"—લુતફુલ્લાહે બોલવું ચાલુ રાખ્યું.

---

* હિંદુસ્તાનમાં આ એક વહેમ છે કે જેનું સ્મરણ કરિયે, તે જો તાત્કાલ આવી પહોંચે તો એમ માને છે કે તેનું આયુષ્ય લાંબું છે.

"હયાંસે આવો," આ બોલનારના અવાજપરથી લાલને તેને તુરત જ ઓલખી લીધો. તે દગાખોર જાટને વેશે આવનાર જાસુસે કહ્યું; "ડર મત રખો. વો કહાં પન નહિ જા શકતી હય. હયાંસે બાહેર ભાગનેકે લીયે ઔર કોઈ પન રસ્તા નહિ હય."

"દરવાજા સમાલો"–એક સિપાઇએ સાદ કીધો–"મીયાં સાહેબ, પીછે પીછે સબે અંદર ધૂસે જાતે હો સો અક્કલ ઠીકાને હય ક્યાં છોડકે આયે હો. કોઈ તુમ્હારા દાદા મરાઠા પીછેસે આવેગા તો ફેર પીછે ક્યસે ભાગોગે, ખાં સાહેબ તો એક દો કોડીકી લૌંડીકી પીછે દિવાને બન ગયે હય–આપ લોગોકી બી અક્કલ ગુમ હુઈ હય ક્યા !"

થાકેલી પ્રવાસણના દગાખોર સાથીનો દોરવ્યા પ્રમાણે, લુતુફઉલ્લાહ અને ત્રણ ચાર માણસો જે ઓરડામાં લાલન હતી ત્યાં જ સીધા ધસ્યા. ડુબતો માણસ તણખલાંને પકડે તે મુજબ લાલને બચવાને છેલ્લી યુક્તિ કામે લગાડી. તેણીએ ઝડપથી ખુણામાંના ગોખલામાંનો દીવો ઘેર કીધો અને એક અંધારા ખુણામાં ટુંટીયુંવળીને બેસી રહી.

પણ આવનારા લૂટારાઓ કાંઇ એક નાદાન બાલકીની આવી સાદી તદબીરથી ઠગાય તેવા નહોતા. તેમાંના એકે પોતાની સાથેના સળગતા *ફુલીતામાંથી એક ગંધકની સળી સળગાવી અને તેના ભૂરા પ્રકાશમાં, ચારે તરફ ફેરવતાં, લુતુફઉલ્લાહે વેરાગણને દીઠી, અને એકદમ ધસીને બાથમાં ઉપાડી લીધી.

"ડર મત, નાજનીન ! ડર મત ! મંય તુજકો કુછ પન હેરાન ન કરૂંગા ! પરહાં તેરેકું મેરી સાથમેં તો આના હોગા. અબ અલ્લાહને મેરેકું ફેર તુઝસે મીલાયા હય, ઔર મય મરૂંગા તોપન તેરેકું છોડુંગા નહિ." ડુસકાં ભરતી, રડતી, હાંફતી પણ નિચેષ્ટપણે તેના હાથમાં પડી રહેલી તે ગભરાયલી બાળાના કાનમાં તે બડબડયો

લાલને એક ઝીણી ચીસ પાડવાનો યત્ન કીધો, પણ પાછળથી કોઇએ તેના મુખપર તેના અવાજને દાબી દે એવો જાડો છુગો† નાંખી દીધો અને તેનું હરણ કરનાર સરદાર, તેને પોતાના ધ્રુજતા પણ આતુર હાથોમાં એક ન્હાના બાળકની માફક ઉપાડીને ત્વરાથી મઠની બાહર ચોગાનમાં લાવ્યો.

તદન ચુપકીદી સાથે, અને ત્વરાથી આખી ટોળી મઠની બાહર નીકળી આવી અને ડાબી તરફની ઝાડી તરફ વળી ને આગળ જણાવી ગયેલા મઠની પછવાડેથી જતા નાળામાં એક સીધા પણ ટુંકા ઢોળાવ ઉપરથી ઉતરી. ઉતરતાં ઉતરતાં હાથમાંના ભારને લીધે વળી ગયેલા લુતુફઉલ્લાહે ઠોકર ખાધી અને લગભગ નીચે પડી ગયો, અને ઉઠવા જતાં પાછો નીચે, અગાડી ને અગાડી ગબડતો ચાલ્યો તે અગાડી ઉતરતાં માણસ સાથે અથડાયો ત્યારે જ અટકયો.

"યા રબ ! બર શએતાન લેઆનત !" એક જુવાન સરદારે, મોટેથી બૂમ મારીને શાપ દીધો.

---

* ફુલીતા–સુતરનો કે કકડાનો મ્હોટો કાકડો–જે ધુંધવાયા કરે છે. તે સમાના સિપાઇઓ બંદુકો ફોડવાને આવો કાકડો તથા આવી ગંધક લગાડેલી સળીઓ સાથે રાખતા. † છુગો–માથાથી પગ સુધી આવી રહે એવો મ્હોટો ઝબ્બો–અફઘાન લોકોમાં બહુ વપરાય છે.

જુવાન "ખુદા ખાતર ખુન મત મારો!"—એવાણી ચાલનાર અને પકડના અટ-કાવનાર અને સઘળા ટોળાને દોરવનાર બુઢા અને લશ્કરભાર 'કતડ' તેની સામા બંદુક ધરીને કહ્યું; કારણ કે એને જ કુતુબઉલ્લાહે ઉપલા શબ્દો સાંભળ્યા હતા.

"બીરબલ, ક્યા હય?" અફઘાન સરદારે ધીમે સાદે પૂછ્યું.

"ખુદાવિંદ! ઈબ્રાહીમખાન ગારદીકી છાવની યહાંપર હય. સો, આપ સબકું આસ્તેસે ચલનેકા ઔર હાથમેંકી બત્તીયેં છુપાનેકા કહો."

જેમ બને તેમ આસ્તેથી, બે હાથની હથેલીઓના દડીઆઓ બનાવીને, તેમાં દીવ-કોને રાખીને, નાળાંના કાંઠાના પડછાયામાં તે ટોળકીએ ઝડપબંધ કુચ કરવી ચાલુ રાખી.

તેઓ થોડે દૂર ગયા નહિ ત્યાં તો ઉપરના સપાટ ભાગમાંથી નીચલો અવાજ તેમને કાને આવ્યો–"આદમી લોગ, આદમી લોગ, યહ વિલાયતી લોગ જાતે હય. મારો, મારો, ગોલી મારો, બંદુક ચલાવો, મેરી લડકીકું વો ફુસલે લે જાતે હય—દોડો—મારો—મારો—"

પડી જવાથી લાગેલા સખત આંચકાનું દુઃખ નરમ પડ્યું અને ભય કાંઇક કમતી થયો કે વૃદ્ધ મોહનપ્યારી, ઈબ્રાહીમખાનની છાવણી તરફ પૂર જોશમાં દોડી અને દોડતાં દોડતાં ઉપલા શબ્દો તેણીએ પોતાના પુરતા જોશથી કાઢ્યા. તુરત જ જમણી બાજુએ સો વારની અંદરથી તાંસાના અવાજ અને ગોળીના બારોએ જણાવ્યું કે તેનો પોકાર સંભળાયો છે.

"એ બુઢી બેહાકી લડકી કોણ હય, બીરબલ?" કુતુબઉલ્લાહે આસ્તેથી પૂછ્યું.

"સાબ! જો મહું યહ જાનતા હોતા તો રંડીકા ટુક ટુક કરકે આતા"—દાંત પીસીને તે બુઢાએ કહ્યું.

હવે આસપાસની સંભાળ રાખ્યા વિના તેઓ અગાડી એકદમ ધસ્યા.

"કી બલા હોસ્ટ"!*—ઉપરના કાંઠા ઉપરથી કોઇએ કહ્યું. તુરત જ બંદુકના ઘોડા પડવાનો અવાજ આવ્યો, અને પોતાના સવાલનો જવાબ ન મળવાથી તેણે ફરીથી પૂછ્યું; "કોન હય ઉધર?"

"તુમ્હારા બાપ, ઔર તુમ્હારી માકા ખાવંદ!" કુતુબઉલ્લાહે અપમાન ભરેલી ભાષામાં તુચ્છકાર સાથે કહ્યું.

બીજી જ પળે બંદુકડીના મુખમાંથી નીકળેલા ભડકાનો ઉજાસ, પછવાડે વીજળી જેવો પ્રકાશ અને તુરત જ નાળામાં પડઘો ઉત્પન્ન કરતો અવાજ અને ગોળી, ત્યાંથી પસાર થયાં. ગોળી કોઇને પણ ઇજા કીધા વિના સામા કિનારાની ભેખડમાં વાગી.

પ્રકાશને લીધે જણાતાં ઘોર અંધારાની અસરમાંથી આંખો મુક્ત થઇને તે ટોળકીએ આગળ વધવા માંડ્યું. પણ તેમાંનો એક પછવાડે રહ્યો, ને જમીન ઉપર પડીને પોતાની લાંબી બંદુક ભરી, ને જ્યાંથી સામી બંદુક ભરવાનો અવાજ આવતો

---

* તે વખતમાં લશ્કરના સઘળા હુકમો ઘણાખરા ફ્રેંચ શબ્દોમાં અપાતા હતા અને ઇબ્રાહીમખાનના માણસો પણ તે મુજબ અપભ્રંશ શબ્દો બોલ્યા, "Qui Va la? Halte." હાલમાં સીપાઇઓ પણ તેમ જ કરે છે. "Who comes there?" નું "હુકમદાર."

હતો ત્યાં બરોબર પોતાની ગોળી મારી. એક ક્ષણમાં તીક્ષ્ણ ચીસ, હથિયારનો ખડખડાટ, અને પડતા શરીરના અવાજથી તથા મદદ માટેની બુમોથી માલમ પડયું કે બાર સચોટ હતો.

"વહાં, ચલે જાતે હય, વહાં ચલે જાતે હય, મારો!" મોહનપ્યારીએ નજીક ને નજીક આવતાં મ્હોટા અવાજે કહ્યું.

અફઘાનોએ હવે છુપાવવું રહેવા દઇને, એકદમ નાળામાંથી, સાથેના ભાર છતાં, જેમ બને તેમ ઝડપથી અગાડી વધવા માંડયું. નાળાની બેય તરફથી વરદીના, ઉત્તેજનના અને સાવચેતીસૂચક શબ્દો તથા કેળવાયલા શિક્ષીત સીપાઇઓ–"ડબલ પેસ" કહેતાં, બેવડી ચાલની ઝડપથી ચાલતા હોય તેવા પગના ધબકારાઓ તથા ઘાયલ થયેલા સીપાઇને દેખતાં જ, વેર લેવાની લાગણીસૂચક શબ્દો, અફઘાનોના કાન ઉપર અથડાવા લાગ્યા. અંધારું ઘોર હતું અને મુસલમાનો અગાડી બહુ વધેલા હતા તેથી તેઓ બરોબર નજરે પડતા નહોતા તથા તેમની હીલચાલના અવાજ પણ બરોબર આવતા નહોતા–જ્યારે બીજા હાથ ઉપર હિંદના સિપાઇઓ આવી વખતે દેખાડે છે તેના કરતાં વધારે સાવચેતીથી, ખુસીનો શિષ્ય પોતાના માણસોને અંધારામાં, અજ્ઞાત સંખ્યાવાળા શત્રુ સામે લઇ જતો હતો. સો એક વાર શોધમાં આમ દોડયા પછી, અફઘાનોને કાને "હોલ્ટ"–ઉભા રહેવાનો શબ્દ અથડાયો અને એકઠા ચોરસમાં ગોઠવાઈ જતાં માણસોના પગના ધમધમાટથી તથા અથડાતા હથિયારોના અવાજથી, તેઓએ જાણ્યું કે હવે શોધ બંધ કરીને શત્રુ અટકીને ઉભા છે.

"ચલો!" બીરબલે કહ્યું; "ભાગો! યેહી બખ્ત હય. શત્રુને કુચ દગા કીયા હોગા યહ ભયસેં અબ વ્હોં લોગ આગે આવેંગે નહિ, પર વહાંસેહી બંદુકા છોડેંગે."

તેનું ધારવું બરોબર હતું એમ અફગાનોની પુંઠે લાગેલી ટુકડીના અમલદારે આપેલા હુકમપરથી તથા પાછા ફરતા સિપાઇઓની બંદુકોના છેલ્લા બારનો અવાજથી માલમ પડયું.

ભાગતા અફગાનોપર તુટી પડતી ગોળીઓનો સણસણાટ, આજુબાજુની હવામાં સંભળાયો. પણ સઘળી ગોળીઓ નિરર્થક ગઈ. નાળાની અનિયમિતતા તથા ખાડા ખરબચડાવાળી સ્થીતિને લીધે, અફઘાનો નિર્વિઘ્ન રહ્યા અને જવાબમાં બેચાર બારો કરીને, લુતુફઉલ્લાહ અને તેની ટોળીએ ઝપાટાબંધ આગળ વધવા માંડયું.

એટલામાં મરાઠા છાવણીમાં નગારાં વાગ્યાં, રણશિંગાં ફુંકાયાં, અને પાણિપતના મેદાનમાંની તોપો તૈયાર કરવામાં આવી અને આ બાજુની છાવણીમાં અર્ધરાત્રે નવીન જીવ આવેલો જણાયો. અફઘાનોએ આ અવાજો સાંભળ્યા અને પોતાના આ કામથી કાફરોમાં કેટલો ગભરાટ ઉત્પન્ન કરી શક્યા છે તેથી બહુ જ ખુશાલીમાં આવી ગયા–અને હસતાં હસતાં તેઓ અગાડી વધ્યા. અરધોએક મૈલ આવી રીતે ચાલવા પછી, લુતુફઉલ્લાહે વેરાગણને જમરદના હાથમાં આપી. તેણે તેને કમ્મરમાંથી પકડીને પોતાની સાથે ઘસડવા માંડી. અને આ જગ્યાને બરોબર જાણનાર દગાખોર 'મૂખબીર'* બીરબલના દોરવ્યા મુજબ તેઓ હિંમતથી ખુલ્લા ચોગાનમાં થઇને મુસલમાન છાવણી તરફ ચાલવા લાગ્યા.

---

* મૂખબીર–પેટને માટે કામ કરનારા જાસુસો અને ભોમિયાઓ. આવા માણસો તે વેળાએ હિંદમાં બહુ જ હતા.

પણ માર્ગમાં બીજી હરકતો નડ્યા વિના રહી નહિ. રણથંભની આસપાસ ફરતા મરાઠાઓના દેખવામાં ન અવાય તે હેતુથી તેઓએ ડાબી તરફનો રસ્તો લીધો અને હવે તેઓ મુસલમાન છાવણીની લગભગ આવી પહોંચ્યા હતા તેટલામાં પછવાડેથી ઘોડેસ્વારોની મ્હોટી ટુકડી આવતી હોય એમ માલમ પડ્યું. લુતફ-ઉલ્લાહની ટુકડીને આસપાસ છુપાવાની જગ્યા ન હોતી, અને પછવાડે આવતા ઘોડેસ્વારોની નજર ચૂકવીને ખુલ્લા મેદાનમાં દોડવાનું કામ મુશ્કેલ માલમ પડ્યું. તે વખતે માત્ર એક જ રસ્તો હતો અને તે પ્રમાણે તે લોકો વર્ત્યા. દરેકે દરેક જણ તુરત જ જમીન ઉપર ચત્તાપાટ સુઈ ગયા અને તેઓએ લાલનને પણ તેમ કરવાની ફરજ પાડી, અને જો કે લાલન, આ અણચિન્તવી રીતથી ગભરા ચલી હોવાથી, તેમ જ ભયની મારી હજુ પણ તેણીનું મન સ્વસ્થ થયેલું ન હોવાથી, અને આવનારા શત્રુ કે મિત્રો—અફગાનો કે મરાઠાઓ—કોણ હતા તે પણ જાણતી ન હોવાથી—મદદ માટે બુમો મારે એ તદ્દન અસંભવિત હતું—તોપણ તેને તેમ કરતી અટકાવવાને સાવચેતીરૂપે, તેના હબસી રખવાળે, પોતાનો પહોળો જાડો અને ખરબચડો કાળો પંજો તેણીના મુખ ઉપર દબાવ્યો.

તેમની યુક્તિ સચોટ નિવડી. રાત્રીના અંધકારમાં વાંકા જમીનપર પડી રહેલા આ અફઘાનો, તેમની ડાબી તરફ માત્ર ચાલીસ કદમ દુરથી પસાર થઇ જનાર મરાઠા સ્વારોની દૃષ્ટિએ પડ્યા નહિ. ચમકાટ કરી રહેલા તારાથી આચ્છાદિત ભૂરા આસમાનમાં કાળી લીટીઓ દોરી હોય તેવા દેખાતા લાંબા લાંબા ભાલાવાળા એ સ્વારો અગાડી અનેક વાવટાઓ સાથે, ઘોડાને કુદાવતા કુદાવતા—ભુલ્કી ચાલે ચાલી ગયા. ઘોડાની ખરીઓના પટ પટ પટ થતા અવાજો, કોઈ કોઈ તેજી ઘોડાના હણહણાટના સ્વરો, ભાલેભાલાના અથડાવાથી ઉત્પન્ન થતો ઝીણો ખડખડાટ, એ સિવાય બીજો કોઈ પણ અવાજ કાને પડતો નહોતો. નરમ અને સુંવાળા જીનોવાળા, પગની ઘુંટીઓ છોલાય નહિ તે હેતુથી રૂની ગાદીઓ સીવી લીધેલા પાગડાવાળા; જાંગ નીચે દબાવેલી અથવા કમ્મરે પટકાથી કસીને બાંધેલી - લાકડાનાં મ્યાનવાળી તરવારોવાળા, સંભર—સાબરના ચામડાના ન્હાના બદ્દનો પહેરેલા, અથવા તો બંધબેસતા પટા અને ડેસોવાળા, ગુંથણીના અંગરખાઓવાળા, ઝીણા ઝીણા કાંટાવાળી કડીદાર લગામો અને રેશમના અથવા સુતરના મજબુત જાડા દોરડાંઓ જીનની આસપાસ બાંધી લીધેલાં—આ સ્વારોનો સઘળો સાજ એવો હતો કે તેથી જરાક પણ અવાજ કે ખણખણાટ થવા પામે નહિ. આવી ચુપકીદી સાથ પસાર કરાય તેવો સાજ એ વખત પહેલાના કે પછીના કોઇ પણ સ્વારો પાસે જોવામાં આવ્યો નથી. એ ઉપરાંત પૂર્વ તરફના સૈન્યમાં કદી પણ નહિ જોવામાં આવેલી એવી મૌન્યતા એ સ્વારોમાંના દરેકે દરેક માણસે ધારણ કરેલી જણાતી હતી.

અંધારામાં તેનો છેડામાં છેલ્લો સ્વાર અદૃશ્ય નહિ થયો કે પોતાના પગે ઉપર ટટાર થયેલા લુતફુલ્લાહે પૂછ્યું: “યહ લોગ કહાં જાતે હય?”

“ચોરી કરનેકુ ફીરતે હોગે!”—બીરબલ બોલ્યો.

“નહિ!”—લુતફુલ્લાએ કહ્યું—“યહ લોગ બહુત હય, કોઈ ચારસો કે કરીબ જણ, ઉન્હોકા સાથ નગારાં ઔર નિશાનભી હય, ઔર યહ સબ અપની છાવનીકી ઔર ચલે ચલે જાતે હય.”

"ઘાસ દાનાકે લીયે નીકળે હોગે, યા તો અપની ગરબડસે હોંશિયાર હુએ હુએ લશ્કરને દંન-લોગોકું યહાં તલાસીપર ભેજે હોગે!"—એક સીપાઇએ કહ્યું.

"અગર ઐસા હોતા તો વ્હાં લોગ યું ચુપચાપ ઔર ટોળાબંધ ચલે ન જાતે, પર યહ લોગકી ખાસીયત મુજબ ગરબડ કરતે, હસતે ઔર બાતોંમેં લગે હુએ, ચારો ઔર પથરાતે હુએ, અલગ અલગ ચલતે; ઇદર તો કુચ ગરબડાટ જ ને હૈ"—હિંદમાં વસવાટ કરી રહેલો એક અફ્ઘાન, જે શત્રુ ને મિત્ર સૌને સારી રીતે પીછાણતો, તેણે કહ્યું.

"ઔર જો ઘાસ દાનાકે લીયે જા રહે હોતે તો સંગમેં ઔર ટટ્ટુએ ઔર ઘોડેવાલે બહોતસે રહેતે" વિચાર કરતાં કરતાં **બીરબલે** ઉમેર્યું.

"યા અલ્લાહ!"—નવિન વિચાર સ્ફૂરી આવતાં એકદમ **કુતુબ્ઉલ્લાહ** બોલી ઉઠયો,—"ગોવિંદપંત બુંદેલા ઔર ઉસકા આદમીયોંકા બૈર લેનેકે લીયે, યહ લોગ ઉત્તીખાનકી ઉપર એકાએક હલ્લા લેજાતે હોગે."

આ વખતે જમીન ઉપર પડીને, કાન ભુમિ સાથે અડકાડીને સાંભળી રહેલો **બીરબલ** એકદમ ઉભો થયો અને બોલ્યો,—"કયસા પણ હો, પર અપનેકું અબ ત્યાં ડેરના અચ્છા નહિ હય, ઔર દેખો (પોતાની આંગલી અંધારામાં ચોમેર ફેરવતાં તે બોલ્યો) યહ દુસરી સ્વારોકી ટુકડી જા રહી હય—વ્હો વ્હાં ચલી,—ઓ ત્યાં ચલી—ઓ ઉધર ચલી"—એ મુજબ તે દેખાડવા લાગ્યો.

આ ખબરથી સઘળા ચોંકયા અને પાછા ત્વરાથી ચાલવા લાગ્યા. પણ **બીરબલ** હવે તેઓને વાંકાચૂંકા ઝાડીઓની તથા ભેખડોની અંદરથી લઇ જવા લાગ્યો; કારણ કે, તે જાણતો હતો કે સ્વારો સીધા માર્ગમાં આવશે અને તેમને પુનઃ આવી જગ્યાઓનો આશ્રય, સંતાઇ રહેવાને લેવો પડશે—જો કે તેમ કરવાથી તેઓને છાવણીમાં પહોંચવાને વધારે સમય લાગ્યો.

તેઓ થોડા ચાલ્યા નહિ, કે તુરત જ બીજી પીડા આવીને ઉભી રહી. **પાણી-પત**ના મેદાનની આસપાસ અનેક નદીઓ અને નહેરો છે તથા ખુદ મેદાનમાં અનેક નાળાંઓ અને ખાડાઓ, ખાહીઓની માફક ઉંડા અને સીધા ચઢાવવાળા કાંઠાવાળા, આવેલા છે; અને તેમાંના એક નાળાથી તેઓ દશેક પગલાં દૂર હતા ત્યાં નજીક અને નજીક આવતા સ્વારોના ઘોડાની ખરીઓના અવાજો તેઓને કાને પડ્યા. એક ટોળી—તેઓ જતા હતા તે રસ્તાને કાટખુણે—તેઓની તરફ લાંબી હરોળમાં ધસી આવતી હતી અને તેમાંનો ડાબી તરફનો છેલ્લો માણસ છેક નાળાને કિનારે કિનારે જ ચાલતો હતો.

તુરત જ તેઓએ પૂર્વેની યુક્તિ વાપરી, પણ તે વ્યર્થ ગઇ. **લાલન**ની પ્રથમ વેળાની શાંતિથી દોરવાઇને જમરૂદે આ વખતે તેનું મ્હોડું દબાવ્યું નહોતું; અને તેથી જેવી તેની ખાત્રી થઇ કે આગંતુક સ્વારો તેના દેશના **મરાઠાઓ** છે કે તુરત તેણીએ મદદને માટે કારમી ચીસ પાડી.

ઘોડાને તુરત જ ઉભો રાખતો, અગાડી ઘુંટણપર પડેલા ટોળાને જોતાં જોતાં અને હલ્લાને માટે ભાલો ઉંચકતાં ઉંચકતાં, સર્વેથી આગળનો સ્વાર બોલ્યો; "તૂચ્યાં આઇલા માં ઝોંઝે! તીકરે કોન બૂમ કરિત આહે!"

જંગલીપણે જમરૂદે **લાલન**ને એક તમાચો ખેંચી કહાડયો, અને દુઃખને લીધે તેણીએ બીજી ચીસ પાડી.

ગાળ દેતો દેતો લુતુફઉલ્લાહ ઉભો થયો, પોતાની પીસ્તોલ ખેંચી કાઢીને મરાઠા સામે બરોબર નિશાન તાકીને ફોડી. ગોળી તેની છાતીમાં વાગી અને તે ચીસ પાડતો ઘોડા ઉપરથી ગબડી પડયો; અને તેનો હાંફતો હાંફતો ઘોડો, પછવાડે હઠયો, અને લાતો મારતો તથા ચીસો પાડતો નીચે પડી ગયો.

અફઘાન ટોળી ઉપર એકત્ર થઇને ધસી આવતા તેના સાથીઓએ વેરના શબ્દો ઉચ્ચાર્યા અને ઘોડાની લગામો છુટી મૂકીને, નીચી નજરે, ભાલા તૈયાર કરતાં કરતાં, તેઓ દોડ્યા. આ વખતે જો બીરબલે સમયસૂચકતા ન વાપરી હોત તો, મુસલમાનોમાંનો એક જીવડો પણ ખબર આપવા જીવતો નહિ રહેતે.

"મૂર્ખાઓ હટો, કયા પરે હો, નાળાકી ઉસ તર્ફ ભાગો, ઉસ તર્ફ ભાગો. ઔર કોઈ બચનેકા ઉપાય નહિ હય. વ્હાં યહ લોગકા ઘોડા આ નહિ શકેગા."

આ શબ્દોથી નવું ઝનુન આવ્યું અને વિજલીની ત્વરાથી રડતી, કકળતી, સાહ્ય માટે પોકારતી અને તરફડીયાં મારતી લાલનને, લુતુફઉલ્લાહ અને જમરૂદે બે હાથે પકડીને–તેઓ દોડતા, કુદતા, ગબડતા અને ચઢતા–સામી તરફ નીકલી ગયા.

સામા પક્ષવાળા પાસે બંદુકો જોઇને દક્ષણીઓ નાળું ઉલ્લંઘવા તૈયાર થયા નહિ, પણ કિનારા ઉપર હરોળબંધ ઉભા–અને તેમની મશ્કરી કરતા, તેમને ગાળો દેતા, પોતાની બંદુકો ફરીથી ભરતા, અફઘાનો અગાડી ભાગવા લાગ્યા.

એક ભયમાંથી અફઘાનો બચ્યા; પણ બીજું તૈયાર હતું. પણ હવે આખું મેદાન જીવતા સ્વારોથી–મરાઠા લડવૈયાઓથી ભરેલું માલમ પડયું. તેઓ બસોવાર આગળ ગયા નહિ, તેટલામાં તો બંદુકના અવાજથી આકર્ષાયલું મ્હોટું સ્વારોનું ટોળું, ડાબી તરફના અંધકારમાંથી તેમના ઉપર ધસી આવ્યું.

હવે અફઘાનોએ જીવવાની આશા છોડી, પણ મરતાં મરતાં કાફરોને પૂરો સ્વાદ ચખાડવાનો ઠરાવ કરીને તેઓ ગોળકુંડાળામાં, વચમાં લાલનને રાખીને, ઉભા રહ્યા; અને પોતાની લાંબી છરીઓ ખેંચી કાઢીને, પીસ્તોલોના ઘોડા બરોબર ગોઠવી, જીવપર આવી તૈયાર થયા.

"મીઆં સાહેબ! મીઆં સાહેબ!" જમરૂદે કહ્યું; "યહ બેહાકે દીલમેં મેરી છુરી ખોસનેકી રજા દો! યહ પાપીનીને અપનેકું ઇસ હાલતમાં ડાલા હય. રજા દો જનાબ!"

અફઘાન સ્વભાવ કરતાં વિચિત્ર સ્વભાવવાળા લુતુફઉલ્લાહે, દયા અને વીરતાદર્શક શબ્દોમાં કહ્યું; "એસા મત કરો! ઇસને અપનેકું કયા કીયા હય. ઉનને ન કહાથા કી અપન ઉસકી પીછે જાવે. અગર મય ઇસકી પ્રીતિકો ન પાઉંગા તો ઉનકું સુખસે રહેને દો, કી જીસ્સે વો મેરેકું કદી કદી યાદ તોભી કરેગી. ઔર બચ્ચે લોગો! હોશિયાર હો જાવો, ઔર હિંમત રખો. અલ્લાહ ઔર પયગાંબર સાહેબકું યાદ કરો. કલ સબેરમેં સબ દુનિયા અપનેકું શાહીદ–ગાઝી–કહેવેંગી."

"અપનેકું અબ છુટલી રસ્તા નહિ હય,"–એક સિપાઇએ કહ્યું; "યહ દેખો, ઇધરસે ઔર સ્વારો આતે હય."

પૂરેના વૃદ્ધ અફઘાને કહ્યું; "બેવકુફ! છુટ કાંન ઔર અક્કલકાલી હીકાના હય. અબ અપન બચે."

"હા, ઉસકા સાજકા આવાજ સૂનો?"—ખુશાલીમાં આવીને બીરબલે કહ્યું. ભારે વજનવાળા બખ્તરો અને હથિયારોવાળા ઉત્તરના સ્વારોની ઢાલો અને બખ્તરો સાથે અથડાતા, લાંબા લાંબા છરાઓનો તથા બંદુકના છેડાઓનો અવાજ હવે કાને પડવા લાગ્યો. મરાઠાઓએ પણ આ નવીન આગંતુકોને જોયા અને તેથી પોતાનો પ્રથમનો ઠરાવ ફેરવીને તેઓ એકદમ ત્વરાથી આ ટોળી ઉપર ધસ્યા. મુસલમાનોએ પોતાના ઘોડાને તેટલા બધા તેજ ન કીધા, પણ સહેજ જોરમાં કુદાવીને "યા અલ્લાહ! દીન! દીન!"ના પોકારોથી તેમને વધાવી લીધા.

તુરત જ બે શિહા ટોળાં એકઠાં થઇ ગયાં અને હથિયારોના, મારો, મારોના, યા અલ્લાહ, યા દીનના, જય અંબે, જય ભવાનીના, તથા ઘાયલ થયેલાઓના દરદના પોકારો જ માત્ર કાને પડવા લાગ્યા.

લુતુફઉલ્લાહ અને તેના સાથીઓએ જોયું કે મ્હોટી સંખ્યામાં જોસબંધ ધસી આવતા મરાઠાઓના હલ્લા સામે મુસલમાનો દબાઇ ગયા છે, પણ પછી તુરત જ તેમના સંગીન ઘોડાઓ અને વધારે ઉંચા પ્રકારનાં શસ્ત્રોને લીધે, તેઓ હિંદુઓની સામે ફાવ્યા. મરાઠાઓનું જોર કમતી પડયું, તોપણ તે લોકોની હમેશની રીત પ્રમાણે—બળમાં ઉતરતા, પણ કળમાં ચઢીયાતા સ્વારોની વચમાં ભંગાણ પડતું ચાલ્યું; અને તેમની ઉંડી હારો બે તરફ વીખરાતી જણાઇ. મુસલમાનો આ વચમાંના ખાલી ભાગમાં ધસ્યા અને બેય તરફના મરાઠાઓ ઉપર મારો ચલાવવા લાગ્યા. તેટલામાં તો બાજુ ઉપર ગયેલા મરાઠાઓની છેલ્લી હરોળે ચકરાવો ખાઇને મુસલમાનોને ચારે તરફથી ઘેરી લીધા ને હવે માણસ સાથે માણસનું દ્વંદ્વ ચાલુ થયું અને આવા દ્વંદ્વમાં જ મરાઠાઓ હમેશા વિજયી થતા.

દુરાની સરદાર લુતુફઉલ્લાહે, મરાઠાઓને બીજી તરફ દોરવવાના વિચારથી થોડાક બારો કીધા, પણ તેની છુટી છવાઇ ગોળીઓની કાંઇપણ અસર થઇ નહિ, તેટલામાં તો તેના કાનના પડદા ઉપર બીજા આવતા સ્વારોના પડઘા પડ્યા—અને આ કોના પક્ષના છે તે તે જાણતો ન હોવાથી, આ ગરબડનો લાભ લેવાનો તેણે વિચાર કીધો અને પોતાના માણસોની સાથે, ચોરી લાવેલી બાલકી સાથે, તેણે અગાડીના કરતાં પણ વધારે ઝડપથી ત્યાંથી ચાલતી પકડી.

જેમ જેમ તે લડાઇનું મેદાન છોડી દૂર જતો ગયો, તેમ તેમ તેની આંખો અંધારામાં જોવાને અશક્ત થતી ગઇ, પણ કાન ઉપર આવતા વિવિધ જાતના અવાજોએ તેને જણાવ્યું કે, યુદ્ધ પૂર જોસમાં ચાલે છે. નવા આવનારા ઘોડાઓની ખરીઓના તેજી પડઘાથી તેણે જાણ્યું કે, 'રાત માતાના પેટ'માં વધારે ગરબડાટ થાય છે; અને તરવારોના, ઢાલોના અને પરશુઓના, ઢાલ અને બખ્તર સાથેના અફલાટથી, વાંસના ભાલાઓના વાંકા વલવાથી—ભાંગવાથી અને ચીરાવાથી થતા રવથી; રણશિંગાના અને ઘાયલ થયલા તથા લડતા અશ્વોની ભારી લાતોના અવાજથી, જીવલેણ શસ્ત્રોના કારી પ્રહારથી, પડતાં માણસોના ચીકાવાના પડઘાથી, સમુદ્રના મોજાઓની માફક ચારે તરફ ઘુમી રહેલા તુરંગોના પગના ધમકારાથી, વિજયની, દુ:ખની, અને તિરસ્કારની મિશ્રિત બુમોથી, પીસ્તોલોના અવાજો સાથે ભળી જઇને આવતા "અલ્લાહો અકબર!" "દીન દીન!" "જય અંબે!" "જય મહાદેવ!" "ભવાનીકી જય!" ના મ્હોટા કાન ફાડી નાંખે તેવા પોકારોથી, અતિશય આઘે

દિલ્હી પાસે યમુનાજીને જઇ મળે છે. આ મેદાનની પૂર્વ બાજુ યમુનાજીથી બંધ થયેલી છે. અત્રથી યમુનાજી આગળ વધીને, આગળ અનૂપશાહેરથી આવતાં દુરાની લશ્કરે, મહા પ્રયાસે તેનું ઉલ્લંઘન કીધું હતું ત્યાં થઇને, ઇશાનમાં વળીને, કર્નાલ તરફ જાય છે; અને તેમ જતાં રસ્તામાં તેની અને જે ન્હાનો ઝરો "ફીરોઝશાહકી નેહેર"ને મળેલો આપણે જોઇ ગયા છીએ તેના મૂળની વચમાં માત્ર જુજ અંતર રહે છે. આ ન્હાના સાંકડા જમીનના કટકા ઉપર થઇને ભાઉ સાહેબનું લશ્કર કુંજપૂરા ઉપર ધસ્યું હતું.

જો આ અંડાકાર મેદાનમાં આપણે બે વ્યાસો—દક્ષિણ ઉત્તર અને પૂર્વ પશ્ચિમ દોરીને—તેના ચાર વિભાગો કરીએ તો, તેમાંના ઉત્તર તરફના ન્હાના ચતુર્થાંશમાં, પાણીપતનું શહેર—લગભગ વચમાં—આવેલું છે—અને તેની એક પરખે શાહનેહેરનો પશ્ચિમ કિનારો, ખાહીનું કામ કરે છે, અને તેથી આ ભાગ ત્રિકોણાકાર થયેલો છે.

આ ત્રિકોણમાં—અંડાકારના ઉપરના એક તૃત્યાંશમાં—મરાઠા સૈન્ય સુડાવાયેલું હતું. આમ કહેવાનું કારણ એ જ છે કે, આખી પૃથ્વીપરના કોઇપણ સૈન્યને જોઇએ તેના કરતાં વધારે મ્હોટા પ્રમાણમાં છૂટી જગ્યા, મરાઠાઓને જોઇતી હતી. તેઓની રહેવાની, લડવાની, ઘાસદાણા એકઠા કરવાની, આગળ વધવાની તથા પાછળ હઠવાની, છૂટા પડી જવાની, તેમ જ પાછા ચકરાવો લઇને એકઠા થવાની*—રીત એવી હતી કે, તેઓને ઘણા જ વિસ્તારવાળી છુટી જમીનમાં જ ઠીક પડતું. અને તેથી આ ન્હાની જગ્યા તેઓને ઘણી અડચણ કર્તા થઈ પડી હતી. ખરૂં છે કે જે રસ્તે તેઓ કુંજપૂરાથી પાછા આવ્યા, તે તેમના કાબૂમાં હતો; પરંતુ તે ગઢ પાછો અહમદશાહે લઇ લીધો હતો; અને મરાઠા સૈન્યે કર્નાલની આસપાસ જે નાશકારક રસ્તો ગ્રહણ કીધો હતો, તેથી તે જીલ્લાની રૈયત, અને મોટે ભાગે તે મુસલમાન હોવાથી, બધી રૈયત—તેમની વિરૂદ્ધ હતી. ગઢના ઘેરા વખતે મરાઠાઓએ તે ભાગોમાંથી સઘળું અનાજ પાણી પૂરૂં કીધું હતું.† પશ્ચિમમાં નેહેરો ઉતરીને, હરીયાના જીલ્લામાં જવાનું હતું; પરંતુ ત્યાંની વસતી પણ બધી તેમની ‡સામે હતી; પૂર્વમાં યમુનાજી હતાં અને તેના તટ ઉપર દૂરાની સૈન્ય પડેલું હોવાથી, તેને ઉતરીને ઘાસ દાણો લાવવા જનારાને માટે સહિસલામત પાછું ફરવું આશા રહિત હતું. આવી રીતે, શત્રુઓથી ભરેલા મુલકમાં, ખપ વખતે કામ લાગે તેવા સૈન્ય વિના, હથિયાર અને દારૂગોળો ખૂટે તો પૂરો કરવાના સાધનથી રહિત, મદદ આવી શકે

---

* "પોતાના ધ્યાનમાં આવે ત્યારે, અચાનક અને સંપૂર્ણ અસર થાય તેમ હુમલો કરવો; સામો ફટકો મારતા અટકાવવા અને પાછળ આવે તેને ગુંચવાડામાં નાંખવા; આ તેમનો (મરાઠાનો) વિશિષ્ટ ગુણ હતો અને જે ભય તેમણે આટલો લાંબો વખત થયા ઉત્પન્ન કર્યો હતો, તેનું એ જ કારણ હતું." સીડની ઓવન.

† 'બ્રિટીશ જીતની આગલી સાંઝ' નામના પુસ્તકમાં સીડની ઓવન લખે છે કે, "આસપાસનો પ્રદેશ, જ્યાં અનાજની ખોટ જણાતી નથી અથવા જ્યાં જથ્થામાં ભરી રાખવાની કરકસરની ટેવ પડી નથી ત્યાં, લૂટફાટ ચલાવી, લડાઇને લડાઇથી જ ટકાવી રાખવાની તેમની સાધારણ રીતિમાં, લૂંટારા લશ્કરના મોટાં ટોળાંઓને ખલલ પડતી."

‡ "તેમના અતિશય જુલમથી ખેડુત વર્ગ તેમનો દુશ્મન થયો હતો." ગ્રાંટ ડફ.

તેનો પાછળનો ભાગ પૂરો કરતો શત્રુના કબજામાં, અને તેને હરાવ્યું ને માર્યું પહેલાં તોપણ નવિન સાથ આવનારા સાથેના કિલ્લાઓ, મરાઠા સૈન્યની એકઠી આશા, દક્ષિણમાંના તેમના મિત્રો-સંયુક્ત મુસલમાન સૈન્યોની પાછળથી આવીને-જે મદદ આપે તેના ઉપર, તથા શત્રુના બાજુ ઉપરના સૈન્યોની નજર ચૂકાવીને, જે લશ્કર તથા ખોરાકી તેઓને આવી મળે તેના ઉપર જ, હતી.

બીજી તરફ પોતાના દેશ સાથેનો સઘળો વ્યવહાર બંધ થઇ જવાથી, પોતાના રક્ષણને અર્થે અને ખવાને અર્થે, જ્યાં હતો ત્યાં જ લડવાની જરૂરીયાતવાળા અહમદશાહને, તે મરાઠાઓના મારથી દેશની અંદરના ભાગોમાં, જ્યાંના લોકો ભાગી અને ઓળખી મિત્રના બદલનારા હતા ત્યાં જવું પડ્યું તો, તેને દિલ્લીમાંના મરાઠા સૈન્ય સાથે, ભરતપૂરના પ્રબળ જાટો સાથે, અને દક્ષિણમાંથી નવી મદદ લઇને આવતા ખુદ બાલાજી બાજીરાવ પેશ્વાના સૈન્ય સાથે, લડવું પડે-એ નક્કી હતું. તોપણ હાલ તુરત તેની છાવણી વધારે સારી જગ્યામાં આવેલી હતી. જે ભાગમાં તે હતો તે કુરૂક્ષેત્રનો ભાગ, અર્ધથી વધારે હતો અને તેના થોડા માણસો અને જાનવરોવાળા સૈન્યને માટે, તે વિશાળ હતો. વળી યમુનાજી જે માર્ગે થઇને વહેતી હતી જ્યાંએ, તે હાલ પડેલો હતો, તે ભાગ તેના કાબુમાં હતો અને જરૂર પડે તો પોતાના મિત્રો રોહિલાઓના મુલકમાં નાશી જઇ શકે તેવી સ્થીતિમાં હતો. વળી જોકે પૂરતા નહિ તોપણ આધારરૂપ થઇ પડે તેવી રીતે, ખોરાક, માણસો અને શસ્ત્રો તે આ મિત્રોના દેશમાંથી મેળવી શકતો હતો. આપણે પ્રથમ જ જોઇ ગયા છીએ કે, તેણે કોઇપણ પ્રકારનો નહિ કામમાં આવે તેવો, પણ ખોરાકીમાં અને જગ્યામાં ભાગ પડાવે તેવો સથવારો-ચોપાઓ-સાથે રાખવાની સખ્ત મનાઇ કરી હતી. અને તેથી, સઘળા પૂર્વ તરફના સૈન્યોમાં જોવામાં આવે છે તેથી વિરૂદ્ધ, દુરાનીના સૈન્યની સાથે બહુજ થોડા રક્ષણીય માણસો નજરે પડતા હતા. તેની આ અગમચેતીનો લાભ કેટલો મ્હોટો હતો, તે આગળ ઉપર જોવાશે.

આથી વિરૂદ્ધ, મરાઠા સૈન્યમાં લડાયક માણસો કરતાં ફાલતુ માણસોની સંખ્યા ઘણીજ મ્હોટી હતી. જો કે સામાન્ય રીતે, આ સૈનિકોની સ્ત્રીઓ પોતાની છાતી ઉપર ન્હાનાં દુધ પીતાં બાળકોને રાખીને, પોતાના ટટ્ટુઓ ઉપર સ્વામિની જોડે જોડે, રણભૂમિમાં જતી,* અને આ સૈન્યમાં એવા ઘણાક પુરૂષો હતા કે જેમનો આ ભૂમિ ઉપરનો જન્મ, શત્રુની કે પોતાના પક્ષની તોપોએ જાહેર કીધો હતો, તોપણ આ વેળાએ તેમની સંખ્યા ગભરાવી નાંખે તેવી મ્હોટી હતી.† પરંતુ ભાઉ સાહેબ વિજયની પૂર્ણ ખાત્રી રાખતો હોવાથી આ મહાન સૈન્ય માત્ર દેખાડવાને જ માટે લેવાનું હતું એમ તે સમજતો હતો; અને તેથી તેણે, તેમજ ન્હાના મ્હોટા દરેકે, પોતાની સાથે રાચરચીલા સહીત ઘરનું ઘર ખેંચી આણ્યું હતું. એક

* "તેનો પતિ દુશ્મનપર ધસતાં મૃત્યુ પામતો તેથી તે જ્યાં જતો ત્યાં તેની પાછળ જતી, અને એક વીર પઠાણીની માફક, કોઇક સૈનિકના તંબુની છાયામાં રહેતી."

**જુનું પીંઢારી ગીત.**

† એક માણસ કે જેનો જન્મ પનીપતના યુદ્ધમાં છુટેલી તોપો સાંભળી શકાય તેટલી દુર જગ્યામાં થયો હતો અને જેના બાપે સિંધિયાના હાથતળે નોકરી કરી હતી તેની સાથે લેખકે ખુદ વાત કરી હતી.

યુદ્ધે જતાં સૈન્યને બદલે આ સમૂહ, પરદેશ વિચરણ કરનારા લોકસમૂહને વધારે મળતો આવતો હતો. તેણે પોતાની યુક્તિ એક સરદારને છાજતી રીતે છૂપાવી રાખવાને બદલે સર્વને જણાવી દીધી હતી કે, જ્યારે **મરાઠા** ને પિંડારીઓ, ખોરાકી અટકાવીને દુરાનીઓને ભૂખે મારશે ત્યારે, એના કેળવાયલા ફીરંગીઓ અને તેનું તોપખાનું અફઘાનોનું અને **મોગલો**નું નામ પૃથ્વીના પડ ઉપરથી જડ મૂળથી ઉખેડી નાંખશે.* આવી રીતે સત્તાવાર રીતે જાહેર કરેલું હોવાથી, સર્વેએ જાણ્યું કે, ઝડપ બંધ કૃચ, કે આગળ વધવા અને પાછળ હઠવાના લશ્કરી કાવાદાવાઓ, આ વખતે કરવાના નથી; પણ ધીરે ધીરે–રાજેશ્રીપણે–જવાનું છે–તેથી દરેક જણે પોતાના સુખ ને પોતાના આરામને માટે, છૂટથી, જોઇએ તેના કરતાં પણ અતિઘણો વધારે, સરંજામ લીધો હતો–આથી કરીને હિંદુસ્થાનમાં કદી પણ પૂર્વે કોઇએ દીઠેલું કે સાંભળેલું નહિ તેવું સરંજામ અને સરંજામના જાનવરોનું બનેલું; તંબૂઓ, ખોરાકી અને જાતજાતના રાચરચિલાથી રચાયલું; સ્ત્રીઓ–પરણેતર અને રાખેલી વેશ્યાઓ, છોકરાઓ અને દાસ દાસીઓથી ભરેલું; વસાણા વગેરે વેચનાર ગાંધી, નેસ્તી અને કણીયાઓ, તેમજ તાડી અને દારૂ વેચનાર અને બનાવનાર કલાલો, ગુલામો, નર્તકીઓ–તાયફાઓ, પવાડાઓ અને ગાથાઓના ગાનારાઓ, ભાટો, ચારણો, ભવૈયાઓ, નાચણીચાઓ, અને બીજા અનેક માંગણો અને ભીક્ષુકોના વિચિત્ર મનુષ્યોથી એકત્ર થયેલું, આ કહેવાતું મહાન સૈન્ય હતું.† સૈન્યનો ભભકો, એશ આરામ, અને ખર્ચાળુ પણું, **મરાઠા**ઓ કરતાં **મોગલો**ને છાજે તેવું વધારે હતું.‡ **સદાશીવરાવ** પોતાના ઘરની સ્ત્રીઓને લાવેલો હતો. દરેક સરદાર તેને પગલે ચાલ્યો હતો; અને દરેક સેનાની પોતાના સરદાર પ્રમાણે ચાલીને સ્ત્રી, રાખ કે ગુલામડીને લઇને આવ્યો હતો. ધર્મ ક્રિયાઓ કરવાને બ્રાહ્મણો, અને સ્તુતિ કરવાને ભાટચારણો તથા 'કુસીદા'§ એ સાથે હતા. ચિત્તા ઉછેરનારાઓ, અશ્વોને અને બાજ પક્ષીઓને શીખવનારાઓ, તેમાં હતા; જોશીઓ, તાલીમબાજો, મલો, નર્તકીયો, નટો, મદારીઓ અને મશ્કરાઓની ત્યાં ખામી નહોતી; નૃત્ય કરનારીઓ, દરેક સરદારના તંબૂઓને તાથેઈ તાથેઈથી ગજાવતી હતી; કોડી અને પાસાથી ધંધાદારી દ્યુત રમનારા જુગારીઓ, તંબૂઓની હારની વચમાંની ગલીઓને વસાવતા હતા; ત્યાં કુકડા અને તીતર લડાવનારાઓએ પણ પોતાની જૂદી શેરીઓ વસાવી હતી; અને દિવસે ચોગાન તો તેમને માટે જ સરજેલું હતું. રાત્રિના ઠેકાણે ઠેકાણે નાટકશાળાઓ હાલહવાલ નાટ્યગૃહમાં રંગ ઉડાવતી; અને ફેરીયાઓને પૂરી કમાણી અહીં થતી હતી. મ્હોટી મ્હોટી તોપોના તથા ઝાડોના ઓથામાં

---

* **એલ્ફીન્સ્ટન** કહે છે કે "તે તેની નિયમિત પલટણ અને તોપોને જોઇએ તે કરતાં વધારે અગત્યતા આપતો હતો."

† "સ્ત્રી, બાળકો અને છાવણીના સેવકોનું (ઇજીપ્તના) ગીપ્સીના જેવું લશ્કર હતું." **સીડની ઓવન**.

‡ "**મોગલો** જ્યારે કીર્તિની ટોચે પહોંચ્યા હતા તે વખતના વધારે યોગ્ય અને રસ ઉપજાવે એવા **મોગલ** લશ્કરનું અનુકરણ હતું." **ગ્રાંટ ડફ**–"તે મહારાજ્યનો દરજ્જો, ઉદારતા અને ઐક્યતા વગરનો ભપકો હતો." **સીડની ઓવન**.

§ એક જાતની ખુશામત કે જેમાં હિંદુ કે મુસલમાન સર્વ અમીર ઉમરાવો મોજ માનતા.

બેસીને કપડાં સીવવાનું દરજીઓને ઠીક પડતું હતું, અને નિર્મળજીઓને પણ આખો દિવસ જવાની ફરિયાદ કરવી પડતી નહોતી. રખડતા માંગણો અને ભીખુકો, ઢોંગીઓ, ફકીરો, અતીતો, વેશધારીઓ, ચોરો, ઠગો, ધુતારાઓ, શઠો, લુચ્ચાઓ અને દરેક જાતના નિંદ્ય કામ કરનારાઓ બજારમાં—અફસોસ કે દારૂ વેચનાર કલાલીઓની દુકાનોની જ અછત હતી ત્યાં—ફરતા જતા હતા. નશીબ મરાઠાઓની વિરુદ્ધ હોય તેમ તેમના સૈન્યના સ્તંભરૂપ વણજારાઓ નદીના જળને લીધે અને દુરાનીના બળે લીધે આવી શક્યા નહોતા; અને તેથી ખોરાકી પૂરી પાડવાનો કાંઇ પણ માર્ગ કાઢવાની જરૂરીયાત મરાઠાઓને, મુકામ નક્કી થયો કે તુરત વખતમાં પડી.

ભાઉનો મ્હોટો આધાર પોતાનો ખોરાક પૂરવાને અને શત્રુનો ખોરાક ખૂટાડવાને માટે ફુઆકો—લૂટારા ઘોડેસ્વારોના ઉપર હતો. હમેશાની માફક શત્રુના ગઢને બાજુ પરથી હરકત કરવા, તેમનો આવતો ખોરાક માર્ગમાંથી લૂટી લેવાને તથા આસપાસેથી ખોરાકી લાવવાને તે કામે લાગ્યો—પણ તે વેળાના અફઘાનો પણ કાબેલ ઘોડેસ્વારો હતા, અને નાદીરશાહ તથા અહમદશાહ અબદાલીના હાથ નીચે છાપા મારવાની યુદ્ધની રીતિથી પૂર્ણ વાકેફ થયા હતા. તેમના ઇરાની અને તુર્કોની અશ્વો, જો કાઠીઆવાડી ઘોડીઓ અને દક્ષિણના ટટ્ટુઓના જેવા ચાલાક અને કેળવાયલા તો નહોતા જ, તોપણ તેમના કરતાં વધારે મજબુત ને હાંફી નહિ જાય તેવા અને લાંબી મજલો એક સરખી બેવડી ચાલે કાપી શકે તેવા તો હતા જ. અહમદશાહ પોતાનું કામ જાણતો હતો, અને પોતાની છાવણીમાંથી રાણી તરફ અને જમાણી તરફ, વખતો વખત, મરાઠા ફુઆકો ઉપર છાપા મારતા—એક પછી એક તેઓની ટોળકીઓને વિજળીની ત્વરાથી દોડી આવતાં અફઘાન સ્વારોએ આણુચિંતવી આવીને ઘેરી લીધી; ભગાડયા, મારી નાંખ્યા, હરાવ્યા, પકડયા અને બીલકુલ જમીન દોસ્ત પણ કરી નાંખ્યા. દેશના લોકો મરાઠાની વિરુદ્ધ હતા,* અને તેથી તેમને તેમના જાસુસોએ ફસાવ્યા, આડા અવળા લઇ ગયા અને શત્રુના હાથમાં સોંપી દીધા. આથી પોતાની રચનામાં પોતે જ ફસાતા હોવાથી, મરાઠાઓ પોતાનીજ યુક્તિથી પોતે જ ફસાઇ જઇ, બેવડા ભયગ્રસ્ત થઇ ગયા અને છાવણી મૂકીને દૂર જતાં અચકાવા લાગ્યા.†

હવે શું કરવું? પાણીપતની આસપાસના ભાગો ખાલી થઇ ગયા હતા; પશ્ચિમમાં નેહેરની તરફના ભાગોમાં ચોટક માર્ગો હતા અને તે પણ શત્રુતા ધરાવનારી રૈયતના કબજામાં જતા રહ્યા હતા; કર્નાલમાંનો સઘળો ખોરાક ખવાઇ જવાથી નાશ થઇ ગયો હતો; યમુનાજી ઉપરના માર્ગો દુરાનીના હાથમાં હતા અને જો તે કદાચ મરાઠાઓના હાથમાં આવે તો પણ તે રોહીલખંડમાં જતા હતા, અને તે દેશને તુરત જ બેવાર અગ્નિ અને અસિના પ્રસાદથી મરાઠાઓએ તૃપ્ત કરેલો હોવાથી, ત્યાં આબાળવૃદ્ધ સર્વ, હથિયાર બાંધીને તેમને વધાવી લેવાને ખુશીથી ઉભેલા હતા! સદાશીવરાવે, ગોવિંદપંત—બુંદેલા, જે દિલ્હીની આસપાસથી સઘળો

---

* "જેઓ નહાસી છૂટયા હતા તેના મોટા ભાગને ખેડુતોએ કાપી નાંખ્યા હતા." એલ્ફીન્સ્ટન.

(†) "દુરાનીઓએ પોતાનો દોષ પોતાની ટુકડીઓની હિંમત ભરી અને ઝટપી હીલચાલથી દૂર કર્યો હતો." એલ્ફીન્સ્ટન.

મોને એકત્ર કરીને, યમુનાજીનીમાં નજીકમાં પડેલો હતો તેને, પાછળથી ઘેરી લેવાને લખ્યું. તે ચંચળ પણ દીર્ઘદૃષ્ટિ વિનાના કમ-નસીબ સરદારે,* આ આજ્ઞાનું પાલન કીધું. બાર હજાર માણસો સાથે તેણે શાહને પછવાડેથી ઘેર્યો અને રોહીલખંડમાંથી આવતી ખોરાક અને માણસની સઘળી મદદ અટકાવી, ને જે દુઃખ મરાઠાઓને વેઠવું પડતું હતું તે તેમના ઉપર ગુજાર્યું. શાહની છાવણીથી સાઠ મૈલ દૂર પોતાનો મુકામ રાખીને, ભયની ચિંતા રાખ્યા સિવાય સૌ માણસોને આસપાસ પથરાતા નાંખીને, પોતે થોડા માણસો સાથે પડેલો. ફેંકનારી પિત્તળ... ગે શાહને પહોંચાડી. પણ શાહનો હુકમ આવતાં પૂર્વે રાખેલી, પાસે... વઝીરના ભત્રિજા ઉત્તીખાનને માલમ પડવાથી, એક રાત્રિમાં માણસો ... કાપીને, મળસકાના અંધારામાં, તેણે ગોવિંદપંત ઉપર હલ્લો કીધો. ન્હાના... માણસોનો નાશ કીધો, અને રણને પુંઠ દેખાડવાની કોશેશ કરનાર પંતને લઈને મારી નાંખ્યો. રણથંભ આગળ એક ભાલા ઉપર તેનું માથું મૂકી ગયા. આથી મરાઠાઓને પોતાની હાલતનો વિચાર આવ્યો અને છાવણીમાં કોલાહલ મચી રહ્યો.

હિંદની કુદરતની તવારિખનો એક વિચિત્ર દેખાવ કર્તાએ એકવાર જોયો હતો. આ દેશના તપખીરીયા રંગના સમડાઓ—ગીધો—ઘણા મોટા કદનાં પક્ષીઓ છે અને તેમની ઉડવાની શક્તિ અપરિમિત છે. અતિશય ઉંચે ભૂરા આકાશમાં કલાકોના કલાકો સુધી ચક્કરમાં ને ચક્કરમાં ફરતા, કેટલીકવાર અતિશય ઉંચે હોવાથી ન દેખાય એવા બિંદુના જેટલા નહાના થઇ ગયલા આ ગીધોને તમે કેટલીક વાર જોશો. તેમની ઉડવાની શક્તિ એટલી ત્વરાવાળી છે કે તેઓ એટલી ઉંચાઇએ પણ, દૃષ્ટિક્ષેત્રની એક બાજુએથી બીજી બાજુએ ધસી જતા જણાય છે. આટલી ઉંચાઇએ જવાથી તેમનું દૃષ્ટિક્ષેત્ર વિશાળ થયલું હોવા સાથે, તેમની અતિશય ઝડપથી તેઓ એક મોટી ત્રિજ્યાના ઘેરાવામાં પડેલ કોઇ પણ કોહવાતું મુડદું જોવાને અને તેપર ધસી જવાને, શક્તિવાન થાય છે. આવી ને આવી જ રીતે, આવા વિશાળ દૃષ્ટિક્ષેત્ર અને ફરવા હરવાની આવી આશ્ચર્યજનક ઝડપથી, માત્ર જે ખોરાકપર તેઓ જીવે છે તે શોધી શકે છે અને તેનું વર્ણન થાય એવો ખ્યાલ તેને આવે છે. એક વેળાએ વર્ષાઋતુ અપવાદરૂપે સખ્ત થઇ હતી. વરસના સરાસરી વરસાદ કરતાં બેવરો વરસાદ થયો હતો અને લગભગ વીશ દિવસ સૂધી તે મુશળધારા વરસ્યો હતો. જે આકાશમાં સમડી, ગીધ વિચરતા હતા તે આકાશ કાળાં વાદળાંઓથી છવાઇ ગયું હતું અને વિજળીના ઝાંખા કરી મુકે એવા ચમકારા અને તોફાની પવનના સપાટા સાથે, સતત પાણીનાં પડતાં ટીપાં તેમની પાંખ કે પીછાં સહન કરવાને અશક્ત થયાં હતાં. તેમની ભારે પાંખોને લીધે તેઓ ગુંગળાવનારી હવામાં ઉંચે ચહડવાને અશક્ત હતા. કાળા વાદળામાંથી અને આંધળા કરી મુકે એવી વર્ષાધારાની જાળમાંથી, થોડે પણ દૂર ભક્ષ તેઓ જોઇ શકતા ન હતા. જોરથી ફુંકાતા પવનમાંથી રસ્તો કાપવાને અશક્ત થયલા આ ગીધો વૃક્ષની ડાળો અને ઘરોના મોભોપર, જ્યાં સૂધી થાકી ગયા, ભૂખે મરી ગયા, શરદી અને ઠંડીમાં ઠરી ગયા, પૃથ્વીપર લાચાર થઇ

* ગોવિંદપંત—તેના દરજ્જા અને નિશ્ચય વગર હતો—એ ભાઉની બીજી પ્રતિકૃતિરૂપ હોય તેમ લાગે છે.

પડી ગયા અને દુઃખે મરી ગયા ત્યાંસુધી, ગરદન ખાંધમાં ઘાલી, ધીરજ સાથે નરમ થઇ બેસી રહ્યા હતા.

મરાઠાઓની પાણીપતમાં આજ હાલત હતી. હિંદના યુદ્ધમાં મરાઠાઓ ગીધપક્ષી જેવા હતા, અને તેમના સ્વાભાવિક ધરારાની રીતમાં ખાંચ પડવાથી અને પોતાની હંમેશની રીત પ્રમાણે, નહિ ધારેલાં કારણોથી લડી નહિ શકવાથી, તેઓને સુરત પડી રહેવું પડયું. તેઓનો લોભ અને આગવણ જેવી રીતે રસ્તા બંધ કરવાની તેમની શક્તિ, તથા ખાવાની શકિત, જે દર વખતે તેઓને હતી, તે જ અત્ર તેઓને નાશકર્તી થઇ પડી.

---

## પ્રકરણ ૧૨ મું.
## મહાન ભાઉની કચેરી.

સપાટ છાપરાનો, ચારે તરફથી ઉઘાડો, ઘણા સુંદર સ્તંભોવાળો, મ્હોટો તંબૂ ભાઉ સાહેબની કચેરી ગૃહનું કામ સારતો હતો—આ શમીયાનામાં તેઓ સર્વે એકત્ર થયા હતા. શાહજાદા તૈમૂરની સામે પંજાબમાં યશ મેળવનાર રઘુનાથરાવને, શાહનશાહ ગાઝીઉદ્દીન તરફથી મળેલો, કવિયોના કાવ્યોમાં પ્રસિદ્ધિ પામેલો મહાન તંબૂ તે આ હતો.* તંબૂની અંદરની છતની બાજુએ, તેમ જ ચારે તરફની કીનારીઓ ઉપર, આસમાની રેશમની રૂપેરી પટાવાળી કોરણો અને ઝાલરો મૂકેલી હતી, અને કાળા ચળકતા ઓપદાર લાકડાના સ્થંભો ઉપર પણ, ચાંદીની સુંદર નકશીવાળી હાંસો મૂકેલી હતી અને તેમાં બત્તીઓ મૂકી શકાય તેવી વ્યવસ્થા રાખી હતી.

લગભગ પચાસ કદમ દૂર, ચારે તરફ ફરતી, રાતી કનાતની દીવાલ બનાવેલી હતી અને તેમાંથી એક દરવાજો રાખેલો હતો. દરવાજાની બેય તરફ બે ન્હાના તંબૂઓ, રાતી કનાતના જ બનાવેલા હતા. આમાંના એકની અંદર ન્હાની વેદી ઉપર મૂકેલો, ન્હાના સીધા સ્થંભ ઉપર લગાડેલો, પુષ્પો અને હારોથી શૃંગારેલો, મહાન શિવાજી મહારાજના ગુરૂનો આવેલો મરાઠા પ્રજાનો 'ભગવો ઝુંડો'† દેખાતો હતો; અને તેની સામે ન્હાના સુવર્ણના પાત્રમાં ધૂપ બળતો હતો. આની બંને તરફ સુંદર તકીયાઓ ઉપર બે જુવાન દક્ષણી સરદારો—જેનો વંશપરંપરાનો હક્ક દખ્ખણની કીર્તિના ચિહ્નરૂપ આ ઝુંડાનું રક્ષણ કરવાનો હતો તેઓ—ખોળામાં નગ્ન તરવારો લઇને બેઠા હતા, અને દરવાજા પાસે ગાર્દીના શિક્ષિત સીપાઇઓમાંના બે—સઘળા કેળવાયેલા સીપાઇઓની માફક અંદર શું થાય છે તેની જિજ્ઞાસા દેખાડ્યા વગરજ—શાંતપણે આમથી તેમ પાહરો ભરતા હતા. સામેના તંબૂમાં પેશ્વાનું નગારખાનું હતું. તેમાં કેટલાંક નગારાં અને ત્રાંસાઓ, જે જુદી જુદી જાતના સ્વર કહાડતા હતા તે—તથા કેટલાક, મુરલી, શરણાઇ, રણશિંગા, પીપોડી વગેરે વગાડનારાઓ—બેઠેલા હતા. આ બે તંબૂની બેય તરફ શમીયાના તરફ મુખ રાખીને—ઇબ્રાહીમખા-

---

* "જાવણીનો સામાન રઘુનાથરાવ હિંદુસ્તાનથી લાવ્યો હતો." "તેમાં રેશમની ઝાલરવાળા ડેરા અને મોટા તંબૂ વિગેરે હતા." ગ્રાંટ ડફ.

† રાતા ગેરૂવા રંગની સોનેરી દોરીઓ, પાઘાઓ વગેરેથી શોભાયમાન કરેલો રૂખો રંગેલો વિશાળ પટ તે એ હતો.

બે પલટણો ઉભેલી હતી.* તેઓએ તે વખતના ફ્રેંચ સીપાઇઓ જેવો જ પોશાક ...તો. પછવાડેથી કાપવાળા સફેત કોટો, જેને છાતીએ આગળથી ભૂરી મખમલ ...હતી, તથા બાંહ્યોના છેડાઓ પીળી મખમલના બનાવેલા હતા—પગ ઉપર બુત બંધો બાંધેલા હતા, અને માથા ઉપર તપખીરીઆ રંગના મ્હોટા ...મણીદાર બે ગાડાની માફક બાંધીને, તેના છેડા મ્હોટા પિત્તળના પટાથી ...લા હતા. તેઓના હાથમાં ચકમકતી ન્હાની બંદુકડીઓ અને બેયોનેટો; ...ળા પટાઓ ને તેની સાથે ગોળીને માટે વળગાડેલી કોથળીઓ સાથે હતાં. ...મે દરવાજા તરફ મુખ રાખીને ગોઠવેલી બે મ્હોટી,—૨૪ રતલીઆ ગોળા પિત્તળની તોપો—† તેની સુંદર લીલા રંગની સોનેરી ચિત્રવાલી ગાડીમાં રાખેલી, પાસે ફોડવાને તૈયાર ઉભેલા હાથમાં બલતા કાકડાઓ અને જાંમગીરીવાળા માણસો સાથે, દેખાતી હતી. દરવાજામાં મ્હોટી મ્હોટી સોનારૂપાની છડીવાળા છડીદારો, ન્હાના ભાલાવાળા નેજાદાર જાસુસો અને મ્હોટી બેલના મુખજેવી દેખાતી ભારી પીસ્તોલોવાળા **અફ્ઘાન** અને **રોહીલા**‡ **કરવીનવાળાઓ** હતા. નગારખાનાની બાજુમાં

---

* નિઃસંશય નવા જ બનાવેલા અને વળી હજી માનીતા દેશી રાજાઓનાં લશ્કરમાં આ નિરંતરની ખામી હતી. સારૂં લશ્કર કેમ ઉભું કરવું તે ઘણા જાણતા હતા, પરંતુ તેણે સંપૂર્ણ કેમ રાખવું તે થોડા જ જાણતા હતા. **સિંધિયાઓ** અને **રણજીત** ઘણી સારી રીતે એમાં વિજયી થયા હતા. **સિંધિયાએ ડી. બોઇનને** લશ્કરના નિભાવ માટે મોટી જાગીરો આપી હતી—આ વિશ્વાસ જરા સાંકડા વિચારનો હોય તો ભંગ કરે, કે જેમ પાછળથી **પીરને** કર્યું હતું—અને **રણજીતે** ખાલસાની લશ્કરી પ્રજાસત્તાકનાં નુકસાની મદદથી કર્યું હતું.

† તે સમયના યુરોપીઅન તોપખાનાના કરતાં પૂર્વની ખુદ્દ બનાવટનું તોપખાનું સાધારણ રીતે વધારે બળવાન્ હતું. પરંતુ તે વજનમાં ભારે અને તેથી ધીમે ધીમે ફેરવી શકાય તેવું હતું. ઘોડાને બદલે બલદો તે ખેંચતા હતા; અને જો કે આબાદ ને વળી ઓછું કામ તેની પાસેથી લેવાનું નહતું, છતાં તેની ઝડપ ઓછી હતી. ફ્રેંચોએ હિંદુસ્તાનમાં "પોર્ટ ફાયર"થી ફોડવાની રીત દાખલ કરી ત્યાં સુધી, તોપો, રૂના ધીમેથી બળતા કાકડાથી ફોડવામાં આવતી હતી. તોપોને મનહર રીતે શણગારવામાં આવતી અને તેનો સામન ઘણો રાખતા, તેમ તેની સારી સંભાળ પણ રાખતા હતા. સામન્ય રીતે દરેક તોપને નામ આપવામાં આવતું અને તેનો એક વાવટો પણ ફરકતો. દખ્ખણ કે જ્યાં યુરોપીઓએ ગર્ભછાંટના ગોળા દાખલ કર્યા હતા તે સીવાય અન્ય સ્થળોએ તે જણાયલા ન હતા.

‡ મુસલમાનોની સંખ્યા મોટી હતી. તેમાં થોડા **અફ્ગાનો** અને હિંદમાં પ્રથમ વાસ કરનારા હિન્દુસ્તાની રોહીલા અને **પઠાણો**, તેમ જ દખણી મુસલમાનો અને મોગલ આશ્રિતો હતા તથા સીદી, આરબ વગેરે **ભાઉના** મોટા લશ્કરમાં હતા. પૂર્વની જુની પદ્ધતિપર કામ કરનારા **અફ્ઘાનો** અને **રોહીલાઓ** ઘણું ખરૂં તોપખાનામાં હતા અથવા તો ન્હાની ન્હાની ટુકડીઓમાં તેમના માનીતા હથિયારથી સજ બનાવી, વ્હેંચી નાંખ્યા હતા. એ શસ્ત્રનો ઉપયોગ કરવામાં તેઓ અદ્વિતીય હતા—જેમ માનવામાં આવતું તેમ—તેઓ હતા. એક મોટી 'બ્લન્ડરબસ,' ખાંધપરથી નહીં પણ બગલમાં એક વિચિત્ર આંચકો આપી ફોડતા હતા. તેમાં મુઠ્ઠીભર દારૂ અને ચાલીસ પચાસ છરાઓ ભરવામાં

મરી ગયા અને દુઃખે ભરી ગયા ત્યાંસુધી, ગરદન પાંખમાં ઘાલી, ... ભીંડા સાથે નષ્ટ થઇ બેસી રહ્યા હતા.

મરાઠાઓની પાણીપતમાં આજ હાલત હતી. હિંદના રણમાં મરાઠાઓ ગીધપક્ષી જેવા હતા, અને તેમના સ્વાભાવિક ધસારાની રીતમાં બાધા પડવાથી અને પોતાની હંમેશની રીત પ્રમાણે, નહિ ધારેલાં કારણોથી લડી નહિ શકવાથી, તેઓને સુસ્ત પડી રહેવું પડયું. તેઓનો લોભ અને અનુભવ જેવી રીતે રસ્તા બંધ કરવાની તેમની શક્તિ, તથા ખાવાની શક્તિ, જે દરવખતે તેઓને ... હતી, તે જ અત્ર તેઓને નાશકર્તા થઇ પડી.

---

## પ્રકરણ ૧૨ મું.

## મહાન ભાઉની કચેરી.

સપાટ છાપરાનો, ચારે તરફથી ઉઘાડો, ઘણા સુંદર સ્તંભોવાળો, મ્હોટો તંબૂ ભાઉ સાહેબની કચેરી ગૃહનું કામ સારતો હતો—આ શમીયાનામાં તેઓ સર્વે એકત્ર થયા હતા. શાહજાદા તૈમૂરની સામે પંજાબમાં યશ મેળવનાર રઘુનાથરાવને, શાહનશાહ ગાઝીઉદ્દીન તરફથી મળેલો, કવિયોના કાવ્યોમાં પ્રસિદ્ધિ પામેલો મહાન તંબૂ તે આ હતો.* તંબૂની અંદરની છતની બાજુએ, તેમ જ ચારે તરફની કીનારીઓ ઉપર, આસમાની રેશમની રૂપેરી પટાવાળી કોરણો અને ઝાલરો મૂકેલી હતી, અને કાળા ચળકતા ઓપદાર લાકડાના સ્થંભો ઉપર પણ, ચાંદીની સુંદર નકશીવાળી ઢાલો મૂકેલી હતી અને તેમાં બત્તીઓ મૂકી શકાય તેવી વ્યવસ્થા રાખી હતી.

લગભગ પચાસ કદમ દૂર, ચારે તરફ ફરતી, રાતી કનાતની દીવાલ બનાવેલી હતી અને તેમાંથી એક દરવાજો રાખેલો હતો. દરવાજાની બેય તરફ બે ન્હાના તંબૂઓ, રાતી કનાતના જ બનાવેલા હતા. આમાંના એકની અંદર ન્હાની વેદી ઉપર મૂકેલો, ન્હાના સીધા સ્થંભ ઉપર લગાડેલો, પુષ્પો અને હારોથી શૃંગારેલો, મહાન શિવાજી મહારાજના ગુરુનો આપેલો મરાઠા પ્રજાનો 'ભગવો ઝુંડો'† દેખાતો હતો; અને તેની સામે ન્હાના સુવર્ણના પાત્રમાં ધૂપ બળતો હતો. આની બંને તરફ સુંદર તકીયાઓ ઉપર બે યુવાન દક્ષણી સરદારો—જેનો વંશપરંપરાનો હક્ક દખ્ખણની કીર્તિના ચિહ્નરૂપ આ ઝુંડાનું રક્ષણ કરવાનો હતો તેઓ—ખોળામાં નગ્ન તરવારો લઇને બેઠા હતા, અને દરવાજા પાસે ગાર્દીના શિક્ષિત સીપાઇઓમાંના બે—સબળા કેળવાયેલા સીપાઇઓની માફક અંદર શું થાય છે તેની જિજ્ઞાસા દેખાડ્યા વગરજ—શાંતપણે આમથી તેમ પાહરો ભરતા હતા. સામેના તંબૂમાં પેશ્વાનું નગારખાનું હતું. તેમાં કેટલાંક નગારાં અને ત્રાંસાઓ, જે જુદી જુદી જાતના સ્વર કહાડતા હતા તે—તથા કેટલાક, મુરલી, શરણાઇ, રણશિંગા, પીપોડી વગેરે વગાડનારાઓ—બેઠેલા હતા. આ બે તંબૂની બેય તરફ શમીયાના તરફ મુખ રાખીને—ઇબ્રાહીમખા-

---

* "ઝાવણીનો સામાન રઘુનાથરાવ હિંદુસ્તાનથી લાવ્યો હતો." "તેમાં રેશમની ઝાલરવાળા ઉંચા અને મોટા તંબૂ વિગેરે હતા." ગ્રાંટ ડફ.

† રાતા ગેરવા રંગની સોનેરી દોરીઓ, પાટાઓ વગેરેથી શોભાયમાન કરેલો સરખો રંગેલો વિશાળ પટ તે એ હતો.

બે પલટણો ઉભેલી હતી.* તેઓએ તે વખતના ફ્રેંચ સીપાઇઓ જેવો જ પોશાક ...તો. પછવાડેથી કાપવાળા સફેત કોટો, જેને છાતીએ આગળથી ભૂરી મખમલ ...હતી, તથા બાંહ્યોના છેડાઓ પીળી મખમલના બનાવેલા હતા—પગ ઉપર ...બુત બંધો બાંધેલા હતા, અને માથા ઉપર તપખીરીઆ રંગના મ્હોટાં ...ણીદાર બે ગાડાની માફક બાંધીને, તેના છેડા મ્હોટા પિત્તળના પટાથી ...લા હતા. તેઓના હાથમાં ચકમકતી ન્હાની બંદુકડીઓ અને બેયોનેટો, ...ળા પટાઓ ને તેની સાથે ગોળીને માટે વળગાડેલી કોથળીઓ સાથે હતાં. ...મે દરવાજા તરફ મુખ રાખીને ગોઠવેલી બે મ્હોટી,—૨૪ રતલીઆ ગોળા ...પિત્તળની તોપો—† તેની સુંદર લીલા રંગની સોનેરી ચિત્રવાલી ગાડીમાં રાખેલી, પાસે ફોડવાને તૈયાર ઉભેલા હાથમાં બલતા કાકડાઓ અને જાંમગીરીવાળા માણસો સાથે, દેખાતી હતી. દરવાજામાં મ્હોટી મ્હોટી સોનારૂપાની છડીવાળા છડીદારો, ન્હાના ભાલાવાળા નેજાદાર જાસુસો અને મ્હોટી બેલના મુખજેવી દેખાતી ભારી પીસ્તોલેવાળા **અફ્ઘાન** અને **રોહીલા**‡ કરબીનવાળાઓ હતા. નગારખાનાની બાજુમાં

---

* નિઃસંશય નવા જ બનાવેલા અને વળી હજી માનીતા દેશી રાજાઓનાં લશ્કરમાં આ નિરંતરની ખામી હતી. સારૂં લશ્કર કેમ ઉભું કરવું તે ઘણા જાણતા હતા, પરંતુ તેણે સંપૂર્ણ કેમ રાખવું તે થોડા જ જાણતા હતા. **સિંધિયાઓ** અને **રણજીત** ઘણી સારી રીતે એમાં વિજયી થયા હતા. **સિંધિયાએ ડી. બોઇનને** લશ્કરના નિભાવ માટે મોટી જાગીરો આપી હતી—આ વિશ્વાસ જરા સાંકડા વિચારનો હોય તો ભંગ કરે, કે જેમ પાછળથી **પીરને** કર્યું હતું—અને **રણજીતે** ખાલસાની લશ્કરી પ્રજાસત્તાકનાં નુકસાની મદદથી કર્યું હતું.

† તે સમયના યુરોપીઅન તોપખાનાનાં કરતાં પૂર્વની ખુદ બનાવટનું તોપખાનું સાધારણ રીતે વધારે બળવાન્ હતું. પરંતુ તે વજનમાં ભારે અને તેથી ધીમે ધીમે ફેરવી શકાય તેવું હતું. ઘોડાને બદલે બલદો તે ખેંચતા હતા; અને જો કે આબાદ ને વળી ઓછું કામ તેની પાસેથી લેવાનું નહતું, છતાં તેની ઝડપ ઓછી હતી. ફ્રેંચોએ હિંદુસ્તાનમાં "પોર્ટ ફાયર"થી ફોડવાની રીત દાખલ કરી ત્યાં સુધી, તોપો, રૂના ધીમેથી બળતા કાકડાથી ફોડવામાં આવતી હતી. તોપોને મનહર રીતે શણગારવામાં આવતી અને તેનો સામન ઘણો રાખતા, તેમ તેની સારી સંભાળ પણ રાખતા હતા. સામન્ય રીતે દરેક તોપને નામ આપવામાં આવતું અને તેનો એક વાવટો પણ ફરકતો. દખ્ખણ કે જ્યાં યુરોપીઓએ ગર્ભછાંટના ગોળા દાખલ કર્યા હતા તે સીવાય અન્ય સ્થળોએ તે જણાયલા ન હતા.

‡ મુસલમાનોની સંખ્યા મોટી હતી. તેમાં થોડા **અફગાનો** અને હિંદમાં પ્રથમ વાસ કરનારા હિન્દુસ્તાની **રોહીલા** અને **પઠાણો**, તેમ જ દખણી મુસલમાનો અને મોગલ આશ્રિતો હતા તથા સીદી, આરબ વગેરે **ભાઉના** મોટા લશ્કરમાં હતા. પૂર્વની જુની પદ્ધતિપર કામ કરનારા **અફઘાનો** અને **રોહીલાઓ** ઘણું ખરૂં તોપખાનામાં હતા અથવા તો ન્હાની ન્હાની ટુકડીઓમાં તેમના માનીતા હથિયારથી સજ્જ બનાવી, વ્હેંચી નાંખ્યા હતા. એ શસ્ત્રનો ઉપયોગ કરવામાં તેઓ અદ્વિતીય હતા—જેમ માનવામાં આવતું તેમ—તેઓ હતા. એક મોટી 'બ્લન્ડરબસ,' ખાંધપરથી નહીં પણ બગલમાં એક વિચિત્ર આંચકો આપી ફોડતા હતા. તેમાં મુઠ્ઠીભર દારૂ અને ચાલીસ પચાસ છરાઓ ભરવામાં

હદ્રામાવતના* જંગલી દેખાતા જાતુની કાળા શીહારંગના, કંઠમાંથી બોલતા ચોઘરા અવાજવાળા આરબો, ચલમ પીતા દેખાતા હતા. તેઓએ પીળા ફેંટા બાંધેલા હતા તથા બાંહી વિનાના લાલ કબજાઓ પહેરેલા હતા, તેમની કમ્મર ઉપના જાડા પટામાં રૂપેરી મુંઠવાળી કટારો અને છરીઓ લટકતી હતી. તેમના ખભા ઉપર રૂપાના પતરાવાળો પહોળો પટો, તેમાં લટકાવેલા મ્હોટા પીતલનાં દારૂ ભરવાનાં શીંગડાં સાથે, નાંખેલો હતો, અને તેમની સામે જમીન ઉપર તેમની લાંબી પણ ન્હાના મ્હોડાવાળી પીસ્તોલો પડેલી હતી.

શામીઆનાના ઉપલા ભાગમાં–બરોબર મધ્યમાં–દરવાજાની સામે એક મ્હોટા તખત ઉપર, દેશમાંના ન્હાના મ્હોટા સ્ત્રી પુરૂષ સર્વને જાણીતો થયેલો લોકમાં "ભાઉ ગર્દીકા વખત"† ની કહેતીને જન્મ આપનાર, નિઝામને જીતનાર, પેશ્વાનો પિત્રાઈ ભાઇ, મહાન યોદ્ધો સદાશીવરાવ–ઇતિહાસમાં ભાઉ સાહેબના નામથી વધારે પ્રખ્યાતિ પામેલો–મરાઠા સૈન્યાધિપતિ બેઠેલો હતો.

સદાશીવરાવ પુર યુવાનીમાં આવેલો, સેહેજ જાડા શરીરનો, ગૌર વર્ણનો અને મુખ ઉપર આરોગ્યદર્શક લાલીવાળો 'નરબચ્ચો' હતો. શ્વેત મ્હોટો જામો, અને આજે પણ મરાઠા બ્રાહ્મણોના માથા ઉપર જોવામાં આવતી ગાડીના પૈંડા જેવી મ્હોટી શ્વેત પાઘ, તેના માથાપર હતી–તે વેળાના સઘળા પ્રખ્યાત માણસોની માફક તે પણ સોરીઆની વજેનો પોશાક પેહેરતો હતો. જે મહાન યુદ્ધનો વિચાર કરવાને તેઓ મળેલા હતા અને જેના પરિણામે આખા હિંદની સલતનત આ એક માણસના હાથમાં આવવાનો સંભવ હતો એવા આ મહાન નરના શરીરપર, તેની પદવી, દોલત અને સ્થિતિસૂચક એક હીરો અને લીલમનો કિમતી હાર, અને મોગલ શાહનશાહના લાલમહાલના ખજાનામાંથી ચોરી લીધેલો કિમતી બાજુબંધ, માત્ર હતાં. આવું મહાન સૈન્ય, જેની સંખ્યા અધાપિ પર્યંત કોઈ પણ કહી શક્યું નથી, તેના સૈન્યાધિપતિપણાના સૂચક, તેનો એક જડીત બીછવો અને તેવી જ જડાવ મુઠ અને મ્યાનવાળી જહાજી તરવાર, અગાડી ગાદી ઉપર પડેલાં હતાં.

તેની બરોબરની સ્થિતિસૂચવનારના સ્થાનપર, તે જ કોચ ઉપર, તેની જમણી બાજુએ એકત્રીસ બાત્રીસ વર્ષનો, ઘઉં વર્ણો, સમ અવયવી, કાળી નરમ આંખોવાળો, લાંબો, પતલો અને દેખાવડો, યુવાન બેઠો હતો. તે જ્યારે બોલતો અથવા ભાઉ જ્યારે તેને કાંઈ કહેતો ત્યારે, પોતાના વડીલ રક્ષકને તથા અધિકારીને જેમ માન

---

આવતા. આ ટુકડીઓ જો કે માંહોમાંહેની લડાઇઓમાં અને ગીચ વસ્તીવાળા લત્તાઓમાં કે મહેલોના ચોગાનોમાં ઘણી કામ લાગતી હતી, પણ તેમની નિર્વિવાદીત વીરતા છતાં, રણક્ષેત્રમાં નિયમિત યુદ્ધ લડવામાં નિરૂપયોગી હતી.

* અરબસ્તાનના પૂર્વે કિનારાના.

† ગાર્દીનો અર્થ સમજાવે એવો શબ્દ નથી. કોઇ પણ આશ્ચર્ય ઉત્પન્ન કરે અને અસાધારણ એવો અતિશય તોફાની અને મારફાડ કરનારો બનાવ એવો એનો અર્થ થાય છે. જેવા કે તોફાન, વાવાઝોડું, બળવો, રાજ્યક્રાંતિ, મરકી, વંટોળીયો, ધરતીકંપ, ચિંતા ઉત્પન્ન કરે એવો સમય. એનો ધાતુ ગર્દ એટલે ધુળનું વાદળ હોય એમ લાગે છે. જેમકે 'મર્દકી ગર્દ મેં રહેના, નામર્દકી સરહદ મેં ન રહેના.'

આપે તેમ, તે ભાઉ તરફ નમીને જોતો. તેના ઉપલા હોઠ ઉપર નરમ સુંવાળી સહેજ કાળાસ પડતી રેખા દેખાતી હતી; તેના છોકરી જેવા મુખ ઉપર આનંદ અને ઉત્સાહ પ્રકાશી રહ્યાં હતા; તેના સુંવાળા; વળ ખાતા સુગંધી તેલથી બ્હેકી રહેલા વાળો અને પાતળું નાજુક શરીર, કોઇ પણ સ્ત્રીને યોગ્ય શોભા આપે તેમ તેના શરીરને શોભા આપતા હતા; તેણે મોતીયા રંગનો પારદર્શક ઝીણો અંગરખો અને નીચું બનારસી કીનખાબનું બદીયાંન પહેર્યું હતું; તેના માથા ઉપર ઘેરા રાતા રંગનો, બુટ્ટીદાર સોનેરી કિનારીવાળો, રેશમી પટકો, હલકે હાથે બાંધેલો હતો; તેના ગળામાં છેક છાતી સુધી નીચે-કિમતી હીરા માણેકના હારો અને ચમેલીના સુગંધી પુષ્પની માળાઓ-લટકતી હતી: તેની કમરમાં લટકતી સેરોવાળો, સુવર્ણનો ગુંથણનો કંદોરો હતો; તેના હાથમાં સુવર્ણના રત્નજડીત કડાંઓ અને બાજુબંધો પહેરેલાં હતાં; અને ડાબા પગમાં, ઘુંટીની ઉપર જાડી સોનાની કડીઓવાળું સાંકળું હતું. યુદ્ધોમાં ઘવાયલા લોખંડી હૃદયના યોદ્ધાઓ-જેઓ તેને હાલ છેલબટાઉમાં ગણીને હસે છે તેઓ-જ્યારે રણભુમિ ઉપરથી વ્હીલે મુખે પાછા પગલાં ભરીને પલાયનમઃ કરી જશે, ત્યારે એક મહાન્ યોદ્ધાને યોગ્ય શૌર્ય અને વીરતા, તેમજ સ્વામિભક્તિ બતાવતો, હાથમાંની તરવાર, અને યોદ્ધાના રક્તમાં તેને લાલ કરતો કરતો, આ મહાન નર, પણ યુવાન બાળક, પોતાના કાકાની પાસે ઉભો રહીને, તેના અને હિંદના રક્ષણમાં પોતાનો દેહ અર્પશે એવું સૂચનારી, આ વખતે તેની પાસે એક ન્હાની કત્તી* જાતની તરવાર અને ન્હાની બંદુકડી સિવાય, કાંઈ પણ એવું નહોતું કે જેથી કોઇ પણ એમ જાણી શકે કે તે **બાલાજી પેશ્વાનો** પુત્ર **વિશ્વાસરાવ** છે.

ચક્કર ભમ્મર ડોળા ખાતું **મરાઠા** રાજ્ય-જેનું તખ્ત ઘોડાનું પલાણ જ હતું,† તેની કીર્તિને પચાસ વર્ષ સુધી ટકાવી રાખનાર લગભગ સઘળા **મરાઠા** સરદારો તેની બેઉ તરફ-જમણી અને ડાબી તરફ-બેઠેલા હતા. તેમાં ગયા જમાનામાંના, સામ્પ્રતકાળના અને ભવિષ્યકાળના સઘળા વીરો, દૃષ્ટિએ પડતા હતા. **નિઝામને** નમાવનારા, **મોગલને** લૂંટનારા, **પોર્ટુગીસોને** ભગાડનારા, **અફઘાનો**, **રોહીલાઓ**, **રાજપૂતો** અને **મૈસૂરીઓને** ત્રાહે ત્રાહે પોકરાવનારા અને **ફીરંગીઓની** સાથે **જયની** આશા વગર હાથ મેળવનારા‡ સઘળા ત્યાં હતા. કાવત્રાંબાજ અને મશ્કેરો પણ શૂરવીર અને યુક્તિબાજ, તુરતનો વધેલો લૂંટારો, **મલ્હારરાવ હોલ્કર**-તેની દૃઢતા સૂચક-પણ ગામડીયા જેવી આંખો ફેરવીને, તીખાં, પણ કટુ વચન સંભળાવનાર; **વડોદરા** રાજ્યના સંસ્થાપક, ચંચળ અને શૂરો **દામાજીરાવ ગાયકવાડ**; ઉત્સાહી અને બહાદુર **પેશ્વાનો** મુસલમાન **ઓરમાનભાઇ શમશેર** બહાદુર; **દત્તાજીના** મરણ પછી **સિંધિયા** કુટું-

---

* ન્હાની પાતળી સીધી તરવાર-કેટલીક વાર તેનો છેડો સહેજ વળેલો હોય છે.

† આપણી વાર્તા પૂર્ણ થયા પછી કેટલેક વરસે જ્યારે લૉર્ડ **લેકે મરાઠા** સેનાપતિ **જશવંતરાવ હોલ્કરની** પૂઠ પકડી હતી ત્યારે, **ભરતપુરના જાટ** રાજાએ પોતાના કીલ્લેબંધ નગરમાં આશરો આપવા માંડયો ત્યારે, **જશવંતરાવે** કહ્યું, "તમારું તખ્ત ભલે તમારા કિલ્લામાં હો; **મરાઠા** રાજાનું તખ્ત ઘોડાના સાજમાં જ છે!"

‡ **સદાશિવરાવના** પિતા **ચિમનાજીરાવે**, **કોંકણનો** ઘણો ભાગ, **પોર્ટુગીઝ** પાસેથી જિતી લીધો હતો.

બાનું વટપાણ ધરાવનાર, ઝુનીનો ભાઈ શાહ પહેલા જયાપ્પાનો પુત્ર* જનકોજીરાવ; તેમ જ સદાશિવરાવનો જીવતન દોસ્ત, પડછંદ, બહાદુર યોદ્ધો બળવંતરાવ ગણપત મેંહદળે; ધારનો જશવંતરાવ પવાર; વિંચૂરનો સરદાર વિઠ્ઠલ શિવદેવ; પુરંધરનો ત્ર્યંબક સદાશીવ; આપાજીરાવ ઉટવલે અને અંતાજી માનકેશ્વર, તથા નિંબાળકરો અને પાટણકરો; જાદવો અને શાસ્તેઓ; ભોંસલાઓ અને ગોખલાઓ; ઘાટગીઓ અને ધેંડેરાઓ અને ઘોરપૂરાઓ વગેરે, મરાઠાઓના ન્હાના મોટા અનેક સરદારો, એકઠા મળેલા હતા.

આ વખતે ગણત્રીમાં નહિ ગણાય એવો ન્હાનો દેખાતો, પણ સરદારોની બીજી હરોળમાં બેઠેલો, હિંદના જુજ રાજાઓએ મેળવેલું અંગ્રેજોના 'લાલ કુડતા-વાળા' સિપાઈઓને હાર પમાડવાનું માન† પાછળથી મેળવનાર,—વીચારશીલ મુદ્રાવાળો યુવાન બ્રાહ્મણ, બાલાજી જનાર્દન—પછવાડેથી નાના ફડનવીસરૂપે પ્રસિદ્ધિ પામનાર પુરુષ પણ હાજર હતો. તેના પોતાના કરતાં પણ ઘણા નીચા દરજ્જાના માત્ર બે યુવકો ત્યાં બેઠા છે—જેઓ ભાઉ સાહેબની સામે હમણાં આવેલા દુશ્મનના કરતાં પણ વધારે બળવાન શત્રુની સામે, તેના સરદારો થઇ લડવાના છે. તે દુશ્મન એવો છે કે, જેની "ત્રણ ખુણાની ટોપી' સામે ઉભય શત્રુનું સૈન્ય, મરાઠાની ચપલાઇ, ચીવટપણું અને વ્યવહારીક તત્પરતા, સાથે અફઘાનનો દૃઢ નિશ્ચય, કારસ્થાની પુરુષનું વાચાલપણું અને નિડર ધીટતા જોડાશે. આ બે યુવકો તે હરિપંત ફડકે અને રામચંદ્ર ગણેશ હતા.

સમુદ્રના મોજાની માફક, દેશમાં સમુદ્રમાંથી જ ઉભરાઇ આવતી નવી પ્રજા—‡ ફીરંગી—ના જેવો જ દેખાતો એક તેમનો શિષ્ય, સફેત મખમલનો તદન ભરેલો ભારી પોષાક પહેરીને તથા શાહામૃગના પીંછાવાળી ઉભી ટોપી પહેરીને, તરવાર ઉપર નામનો ટેકો દઇને—પણ અદ્ધર ભાઉ સાહેબની ડાબી તરફ ઉભેલો એક યોદ્ધો હતો. તેની પદવી પ્રમાણે તે બેસી શકતે, પણ તેના પોશાકને લીધે તેને ઉભું રહેવું પડયું હતું. આ યુવાનને કોઇ ઉપરટપકે જોનાર ઓળખી શકે નહિ કે તે કેઇ જાતનો છે, પણ બરોબર જોનાર તેની કાળી ગુચ્છાદાર દાઢી, મ્હોટી ઉંચી વાળેલી મૂછો અને રતુંમડા, પણ લાંબા નાક અને મુખપરથી જાણી શકે—કે ઇબ્રાહીમખાન ગાર્દી કોઇ ઓલાદનો છે, તે ભાઉ સાહેબનો માનીતો સલાહકાર સરદાર—મરાઠીઓના શિક્ષિત સૈન્યનો અને તોપખાનાનો ઉપરી છે—જેના બળવડે ભાઉ સાહેબે ધર્માંધ અને બહાદુર અફઘાન સ્વારોને, મોગલોની લોખંડી બખતરવાળી કેવલરીને અને નાદીર કુલીખાનના અનેક યુદ્ધોમાં અજિત થયલા જીવતા યોદ્ધાઓને—હરાવવાની હામ લીધી હતી.

---

* મહાદાજીનો મોટો ભાઈ, અને રાણોજી સિંધિયાનો પુત્ર, પાણીપતના યુદ્ધ પૂર્વે, અજમેરમાં ઘાયલ થયો હતો.

† અંગ્રેજોને તોબા પોકરાવનારામાં હૈદર, જશવંતરાવ હોલ્કર ને શેરસિંગ પ્રમુખ છે. સને ૧૭૭૯—૮૦ ની વારગામ ને કોલાપુર વગેરેની લડાઇમાં નાના ફડનવીસે નામ કહાડયું હતું.

‡ અઢારમી સદીની આખરીમાં, હિંદની અજ્ઞાન જાતોમાં એવો વહેમ હતો કે અંગ્રેજો સમુદ્રમાંથી ઉત્પન્ન થતી જાત—મગરમચ્છો કે દરિયાઈ સર્પ—ના વંશના છે. આ વિચારનું કારણ તેમની ઉપરાઉપરી જે જિત થતી હતી તેથી ઉત્પન્ન થયું હશે.

## પ્રકરણ ૧૩ મું.

## પ્રતિસ્પર્ધી ભરવાડો.

થોડીક ઘડીમાં, સર્વ સરદારો આવ્યા અને પોતપોતાની પદવી પ્રમાણે જગ્યા (ભાઉનો ચોપદાર, રીવાજ પ્રમાણે જે પ્રમાણે પદવી સૂચવતો હતો તે પ્રમાણે) લીધી. થોડા વખત સુધી તો મરાઠા "યુદ્ધની સભામાં" કોઈ અનિશ્ચિત ભાવી-દર્શક મૌન્ય પથરાઈ રહ્યું. જોનારને સ્પષ્ટ જણાતું હતું, કે કોઈ ભારી મહત્વનો વિચાર કરવાને સઘળા મળેલા હતા, અને હિંદુ યોદ્ધાઓના મુખ ઉપર ગયા પ્રકરણોમાં જણાવી ગયેલી બીનાઓને લીધે, શોક દેખાતો હતો તથા તેઓનો ઉત્સાહ મંદ થતો જણાતો હતો.

છેવટે **ભાઉ** સાહેબ બોલ્યો–"ન્હાનો અને મ્હોટો દરેક સરદાર આવી ગયો?"—તેણે પૂછ્યું.

લોકો આસપાસ જોવા અને કાનમાં ગુસપુસ વાતો કરવા લાગ્યા.

ચારે તરફ જોઈ રહીને, **વિશ્વાસરાવે** જણાવ્યું; "**મ**હાદાજી સિવાય સર્વે જોવામાં આવે છે."

"પરશુરામ અવતાર! તે છાવણીમાં નથી ને મ્હેં તેને માટે બધે માણસો દોડાવ્યાં, પણ તેનો કાંઈ પત્તો મળતો નથી"—**જં**કોજીએ કહ્યું.

"કાંઈ ચિંતા નહિ!"—**ભાઉ** સાહેબે કાંઈક ઉચ્ચ મને કહ્યું–"આપણે તેના વગર ચલાવી લઈશું."—પછી ચારે તરફ જોતાં તેણે બોલવું ચાલુ કીધું—"મ્હેં, તમને સર્વેને આ વખતે અહીં શા માટે બોલાવ્યા છે, તે કહેવાની કાંઈ જરૂર નથી. લશ્કરની હાલત તમો બધા જાણો છો એટલે વગર ફોકટની વાતો વધારવામાં કાંઇ સાર નથી. હવે મને જણાવો કે આપણે કેમ કરવું?"

એકઠા થયેલા સરદારો એક બીજાનાં મ્હોં જોવા લાગ્યા, કેમકે કોઇ બોલવાને ઇચ્છતા ન હોય, તેમ સર્વે એક બીજાને જોઇ રહ્યા અને સભામાં પુનઃ ઘોર શાંતિ પથરાઇ રહી.

તેનો પડોસી સાંભળી શકે તેવા જ અવાજે **મ**લ્હારરાવ હોલ્કર બરબડયો; "આજે એ સલાહ માંગે છે!" અને પછી તે બોલ્યો–"મ્હારો મત છ મહિના ઉપર આપેલો જ હતો." પછી કાંઇક તુચ્છકારદર્શક અવાજે તેણે છેલ્લા શબ્દો ઉમેર્યા–"પણ બીજા ભરવાડો મેંઢા સાચવવાને વધારે લાયક ગણવામાં આવેલા હતા."

**સ**દાશીવરાવની આંખમાં નૂર ચમકી આવ્યું, પણ વખત વિચારીને તે આ અપમાન સાંખી ગયો.

કાંઈ હસવા જેવો ડોળ ઘાલીને, વાત મશ્કરીમાં ઉરાડવાનો પ્રયત્ન કરતાં તે બોલ્યો,–"ફીકર નહિ; ભલા ભરવાડો પણ રસ્તો ભૂલી જાય છે અને તેથી રાહ પૂછવો પડે છે. મ્હારી હાલ તેવી સ્થિતિ છે."

"રાવ સાહેબ કંઇક ખરૂં કહે છે"–પોતાના અન્નદાતાની સહાયતાર્થે, ઈબ્રાહીમ-ખાને ઉમેર્યું. તેની અને હોલ્કરની વચ્ચેનો અણબનાવ જગપ્રસિદ્ધ હતો, અને તેણે ચાલુ રાખ્યું. "ભૂલ થોડા વખત પહેલાં થઇ હતી. મ્હેં પહેલેથી જ કહ્યું હતું કે, તે લોકોને નદી ઉતરવા ન દ્યો, પણ આપણી રખડવાની રીતિથી આપણે બાજી

છે. મ્હારા ઉસ્તાદ ખુરશી સાહેબ, રોજ કહેતા હતા કે, ફ્રાંસીસો હંમેશા જયવંત થાય છે, કેમકે તે પહેલો હલ્લો કરે છે."

"તે તમારી ટોપીવાળાઓને પાલવે"—મલ્હારાવે કાંઇક તુચ્છકારથી જવાબ આપ્યો—"પણ મ્હારા બાપદાદાની કે મ્હારી તે રીતિ નથી. અમો એક જ લડાઇના પરિણામ ઉપર આખું ભવિષ્ય લટકતું રાખવાને ઇચ્છતા નથી. પણ"—

અત્રે ફીરંગીઓની રીતિ સમજાવવાના વિચારથી, ઈબ્રાહીમખાન વચમાં બોલવા માંગતો હતો, પણ પવાર, વિંચુરકર આદિ ન્હાના સરદારો તરફથી ઉત્તેજન મળવાથી, હોલ્કરે જોશભેર બોલવું ચાલુ રાખ્યું.

"ખાન સાહેબ! તમારા અને તમારા ફીરંગીઓના વિચારોને આવી વખતે માન ન આપતાં જો અમારા ભાઉસાહેબે અમારા લડવાની રીત ચલાવી હોત ને તમોને ભરતપુર કે દિલ્હીનું સંરક્ષણ કરવા રાખીને, અમને છૂટા રાખત તો, હમો ચારે તરફ ઘોડા ફ્હાવીને આ કાબુલી ચાબૂઓને* તોબા તોબા પોકરાવતે અને ભૂખ્યા તરસ્યા એના પર્વતોમાં ભરાઇ જવાની જરૂર પાડતે."

"અને ત્યારે તમો તમારા લાંબા ભાલાઓવડે કુંજપૂરા લેતે, કેમ?"

સદાશિવરાવ અને તેમના પિતા ચિમનાજીરાવ તથા બીજા પુનેગરાઓની પ્રમાણે જ, નવી જાતના લશ્કરી બળને માન આપનાર અને મરાઠાઓની જુની રીતિ–હિચકારા પેરે અને કીર્તિ ન મળે તેવી રીતે 'ગરીલા'–નાસભાગની લડવાની રીતિ–નો તિરસ્કાર કરનાર શમશેર બહાદુરે† કહ્યું.

"તમારા કુંજપૂરાએ શું લાભ આપ્યો છે તે બતાવશો?" હોલ્કરે ટોણો માર્યો. "જો તમોએ શાહનો રસ્તો બંધ કીધો છે, તો તેણે તમારો રસ્તો બંધ કરીને, વ્યાજમાં એક ન્હાના ખુણામાં કેદ પુરી દીધા છે."

"અને તેનું કારણ તમારી ઢીલ, ધીરજ અને લૂટ મેળવવાની તથા આગળ જવાની અને પાછા આવવાની ગરબડમાં જ થયું છે. જો પરશુરામ અવતારે હઠ મન રાખીને એવી રીતે કર્યું ન હોત, ને શમશેર–બુ–હસ્ત–હાથમાં તરવાર લઇને ધસ્યો હોત તો, આ વિલાયતીઓને ક્યારના જમુનાજીમાં વહેવડાવી દીધા હોત!"—ક્વાયદી પલટણના ઉપરીએ કહ્યું.

સભ્યતાથી ‡ મિશ્ર આ અપવાદથી મલ્હારરાવનો પિત્તો ઉછળ્યો, તેનાં ભવાં ચઢી ગયાં, આંખોમાં ખુન ભરાઇ આવ્યું અને મૂછો ઉભી થઇ ઉડવા લાગી–એકદમ ક્રોધના આવેશમાં તેણે જાુનથી જવાબ આપ્યો—"હું ખરા બોલો સીપાઇ છું: કોઇનું બુરૂં તેની પછવાડે બોલતો નથી: પણ મુખ ઉપર જ કહી દઉં છું, ખાન સાહેબ! મને જણાવવા દ્યો કે તમે જ અમારા સૈન્યના નાશના મૂળ થઇ

---

* ભાર ઉંચકનારા મજુરો.

† શમશેર બહાદુર બાજીરાવની રાખેલી મુસલમાનીના પેટનો હતો અને બાલાજીના સાવકા ભાઇ થતો હતો.

‡ "મરાઠાઓનો વિચાર બીજે દિવસે હલ્લો કરવાનો હતો. પણ "હોલ્કર પોતાની અસલ લુટારાની યુક્તિ વાપરવાને હઠ આતુર હતો. આ તકરારો ઘણી મુશ્કેલીથી દાબી દેવામાં આવી હતી અને જ્યાંસુધી તે ચાલી ત્યાંસુધી છુટી છવાઇ લડાઇ લડતાં મરાઠાઓ પાણીપતપર પાછા ફર્યા." ગ્રાંટ ડફ.

પડશો. જો મ્હારૂં કહ્યું માનો તો દરેક મરાઠા સરદારે આ વખતે જ નગારૂં ઠોકી, પોતપોતાની ટુકડીઓ લઇને ઘર તરફ ચાલી જવું જોઇએ, કે જણાય કે તમારી વાજા સાથે નાચતી કુદતી ચાલતી પલટણ કેવી રીતે પોતાનો છુટકારો કરે છે!"

"અલ્લાહના પયગામ્બર સાહેબના કસમ!" હોલકરના જેટલો જ ગુસ્સે થઇને, ઇબ્રાહીમખાન બરાડ મારી બોલ્યો; "હજરત જીસસ્‌ દરોઝની દરગાહના કસમ લઇને હું કહું છું કે, જે પણ પાગા આવી રીતે મને અને મ્હારા માણસોને, માણસાઇ વેગળી મૂકીને જવાનો પ્રયત્ન કરશે, તેના ઉપર મ્હારી ગોળીઓનો વર્ષાદ વર્ષાવીને હું મ્હારૂં વૈર લઇશ. અલ્લાહુએ અકબર! એક દિવસ બધાને જ મરવું છે, પણ મરતાં પહેલા હું અનેકને મારીશ." *

બેય બોલનારા એટલા તો ઝનુનમાં આવી ગયા હતા કે, હોલકરે પોતાનો હાથ તરવાર ઉપર નાંખ્યો; અને મુસલમાન સરદાર ગાર્દીએ પોતાની પીસ્તોલના ઘોડા ઉપર નાંખ્યો અને જો વિશ્વાસરાવે ઉઠીને તેનો તથા જશવંતરાવ પવારે હોલકરનો હાથ ન પકડયો હોત તો, અત્ર જ લોહી રેડાત–આ વખતે પોતાના હંમેશના શાંત અને દૃઢ અવાજે, સદાશિવરાવે બોલવા માંડયું! તેની આ ધીરજને લીધે જ તેની ભૂલો અને અહંપદપણું છતાં આવા નિરાશીના, ભયના, હારના સમયમાં પણ છેક અંતકાળ સુધી તેની સત્તા સર્વના ઉપર તે રાખી શકયો હતો.

"ખામોશ! કચેરીમાં શાંતિ રાખો!" તેણે હુકમ કીધો. "અત્રે લડવાનું સ્થળ નથી, તેમ જ આજે તેવો વખત પણ નથી. જે બન્યું તે બન્યું, આપણે નાદાન બાલકો નથી કે ગઇ વસ્તુ માટે રડીએ અને તે આપણા જેવા યોદ્ધાઓને શોભે તેવુંએ નથી. હવે તો આપણે આપણી ભાગ્યદેવીએ જે સ્થિતિમાં લાવીને નાંખ્યા છે, તેમાંથી શૂરવીરની પેઠે બહાર નીકળવાનો રસ્તો શોધવો જોઇએ. બધા એક સંપ કરો, એક માણસ બનો ને વિજય મેળવવાનો રસ્તો શોધો."

"શત્રુની તરવાર સામે કોણ વધારે ફાવે છે તે આપણે જોઇશું, તે આપણા કજીયાનો ફડચો કરશે."–વૃદ્ધ બળવંતરાવે કહ્યું–"પ્રભુ જાણે, પણ બધી વાતનો વિચાર કરતાં મને તો લાગે છે કે હવે તો આ પાર કે પેલે પાર, પણ જેમ જલદીથી થાય તેમ સારૂં."

એટલામાં બધાનું ચિત્ત બીજી તરફ ખેંચાયું. મહાદાજી સિંધિયા તંબુમાં આવ્યો. તે જોતામાં જ બધો ભાવાર્થ કળી ગયો. તે બેય જણાની વચમાં આવીને ઉભો રહી, જલદીથી ભાઉને નમન કરીને બોલ્યો; "મ્હેં કર્યું છે તેમ કરો! જો લડવા માંગતા જ હો તો મ્હારી માફક વર્તો. રણથંભપર જાઓ અને તુર્કશાહને દ્વંદ્વયુદ્ધ માટે બોલાવો. આપણે માંહોમાંહે શમશેર ચલાવીને શું લાભ મેલવવાનો છે?"

"જય માતા!" કેટલાકોએ બરાડયા,–"પણ મ્લેચ્છ રાજા તે માંગણી સ્વીકારશે?"

"જો તે નહિ સ્વીકારશે તો આપણે તેની નામર્દાઇના અખબારો, પૂર્વ અને પશ્ચિમના સર્વ રાજાઓને પહોંચાડીશું"–પાંચ સાત જણ બોલ્યા.

એ બરોબરીઆ પ્રતિસ્પર્ધી સરદારોમાં જોવામાં આવતી ઇર્ષ્યા, મલ્હારરાવના દીલમાં સિંધિયા તરફ હતી અને તેના એક બાળકના આવી રીતે માન ખાટી

---

* ગ્રાંટ ડફ.

જવાના આ પ્રયત્નથી, તેનું ધ્યાન તે તરફ આકર્ષાયું; અને ઇબ્રાહીમખાન ગાર્દીના ચાકુ-ચુક્કાને તે પલકવાર ભૂલી ગયો. એ અરસામાં, શમશેર બહાદુર, બલવંતરાવ મેંઢલે, ત્ર્યંબકરાવ, સદાશિવરાવ અને બીજાઓ, પોતાની જગ્યાથી ઉઠ્યા ને બે તકરારીઓની વચ્ચે જઇ ઉભા; એટલામાં ભાઉએ પંત, ઇબ્રાહીમખાનનો હાથ તાણીને તેના કાનમાં કહ્યું,—

"ખાનસાહેબ, મ્હારે ખાતર અને ઇશ્વરને ખાતર, હાલ ધીરજ રાખજો, આપણે એકદીલીની જરૂરીયાત છે, નહિતર આપણે બધા પાયમાલ—જમીનદોસ્ત થઇ જઇશું. પડછાયા વધે છે અને ઘટે છે—આવે છે અને જાય છે, પણ ખાન સાહેબ, ધીરજ આકરથી ગળી છે."

આ સાંભળીને ઇબ્રાહીમખાને હાથ પાછો ખેંચ્યો અને શાંત મ્હોડું બનાવી, જમીન ઉપર ટીકીને જોઇ રહ્યો, તેટલામાં બીજાઓએ મલ્હારરાવને શાંત કીધો અને પછી તેને મુસલમાનની સામે જોયું ત્યારે તેના ડોળમાં કાંઈ પણ લડવાની ઇચ્છા ન દેખાવાથી, તે પણ ચૂપ બેસી ગયો.

આ નાપસંદ બનાવ પછી પાછી કચેરીમાં ઉદાસીનતાથી વ્યાપેલી શાંતિ ફેલાઇ. સૌ પોતપોતાના ભુલાઇ જવાયલાં વિચારો એકત્ર કરવા લાગ્યા. ગરબડમાં બધા ગુંચવાયા હતા; કારણ કે વાંધો આગળ વધ્યે તો સર્વે કોઇ એક બીજાના પક્ષમાં વહેંચાઇ જતે; અને એક ક્ષણમાં કોના પક્ષમાં રહેવું, તેનો વિચાર કરવામાં તેઓ પડ્યા હતા.

પાછો સદાશિવરાવના શબ્દે શાંતિનો ભંગ કીધો. પોતાનું પદ ગુમાવીને હલકા પડ્યા સિવાય જેટલી નમ્રતા અને મધુરતા, વચનમાં ઉમેરી શકાય તેવા આજીજી દર્શક અવાજે તે બોલ્યો—"જો મ્હારા સૈન્યમાં સંપ આવીને વાસો કરશે તો હું ઇશ્વરને હોમ કરીશ અને ખંડોબાને સો બકરા ચઢાવીશ ! હું મ્હારા સરદારોને સલાહ પૂછું છું ને તેઓ મને શૂર દેખાડે છે!"

"તેઓને જોઇએ તેમ કહે અને ચાહે તેમ કરે,"—બલવંતરાવ મેંઢલેએ શાંતિ ભાંગી—"પણ આ આફતમાંથી બચવાને આપણને લડવું તો પડશે જ, તો જેમ જલદીથી થાય તેમ સારૂં."

"તો આપણે જલદીથી એકમન થઇએ અને એક બાજી ગોઠવીએ તે જ સારૂં"—મ્હાદાજીએ કહ્યું—"જે કોઈ મને વિજયના મુખમાં લઇ જાય તે મ્હારો સરદાર છે; અને હું તેની આજ્ઞામાં રહેવાને તૈયાર છું!"

"શાબાસ ! હું પણ તેમ જ કહું છું !" શમશેર બહાદુરે ઉમેર્યું.

"અને હું પણ"—અંતાજી માનકેશ્વરે કહ્યું.

"અને સિંધિયાની વાત મને પણ કબુલ છે,"—મહાન ભાઉએ કહ્યું—"પણ કોઇ મને રસ્તો બતાવીને હવે બોલશે."

"મ્હેં તો એકવાર કહ્યું, પણ તેનું પરિણામ તો માત્ર પરસ્પરની લડાઇમાં જ આવ્યું"—ઇબ્રાહીમખાન ગાર્દીએ કહ્યું—"હું તો માત્ર નાચવાને જ યોગ્ય છું તો હવે જે જાણે છે ને લડી શકે તેવા છે તથા લડવાને રાજી છે તેને બોલવા દ્યો."

"ખાનસાહેબ, ઠીક કહે છે"—શમશેર બહાદુરે ટાપસી પૂરી.

પોતાને મારવામાં આવેલા ટાંણાથી ચ્હીડાઇને, **મલ્હારરાવે** કહ્યું,—"જો કોઈ એમ માનતા હોય કે ખાનસાહેબની મુર્ખાઇ ભરી લડવાની વાતથી હું ડરૂં છું, તો તે ભૂલે છે. આપણે જે હાલતમાં છીએ તેમાંથી કાઢવાને વિજય કે મૃત્યુ જ શક્તિવાન છે. **મલ્હારરાવ** પોતાનું માથું આપવાને તૈયાર છે અને જે કોઇ મ્હારી સાથે લડવાને તૈયાર હો તો બોલો—હું વિજય અથવા મૃત્યુ બેમાંથી એક અપાવીશ. દરેક સાચા મરાઠાએ ઉભા થવું ઘટે છે, અને **મલ્હારરાવની** સાથે ચાલશો તો આપણે છાવણીનું અને સ્ત્રીઓનું રક્ષણ કરવાને **ગાર્દી** સાહેબને રાખીશું."*

ઉપલા બોલો બોલતાંજ તે ઉભો થયો અને તરવાર મ્યાનમાંથી કાઢીને માથા ઉપર ત્રણ વાર ફેરવી. જાતિના ધર્મની અને ગર્વની લાગણીને આમ ઉશ્કેરવાથી, એક પૂઠે એક સઘળા **મરાઠાઓ** ઉભા થયા ને **હોલ્કરની** માફક જ તલવાર હલાવીને "જય ભવાની! હર, હર મહાદેવ!" નો ઘોષ કીધો.

પોતાના મિત્ર અને સાહચકોને, **હોલ્કરના** શબ્દોથી ઉત્તેજિત બની, તેના પક્ષમાં ભળેલા જોઇને, તેઓના ઉત્સાહને, પોતે **મુસલમાન** હોવા છતાં **મરાઠાઓના** મહાન કાર્યમાં ભેલાયા છે તેથી તેમનો હેતુ તે તોડી પાડવા માંગે છે એવું કહેવડાવવાને નહિ ઈચ્છનાર, પણ **હોલ્કર**—પોતાના હરીફના છેલ્લા ચાણાખ્ય ભરેલા શબ્દોથી તેની ફતેહ થાય, તે સહન ન થવાથી ગુસ્સે થઈ, શૂરો **ઇબ્રાહીમ**, એકદમ અગાડી વધીને તરવાર ખેંચતો હતો ને આગલ વધતો હતો તેટલામાં, ગરબડમાં કોઇનું પણ ધ્યાન ખેંચ્યા વિના, **ભાઉ** સાહેબે તેને પોતાની તરફ ખેંચ્યો, 'ખાન સાહેબ, ધીરે!" એ **સદાશિવરાવના** શબ્દો હતા, જે ગરબડમાં કોઇના સાંભળવામાં આવ્યાં નહિ—"ખાન સાહેબ! સબૂર કરો! એ બધા મૂર્ખા છે? **શાહની** અને તેના માણસોની સામે એકલા તેઓ ફાવનાર નથી. તેઓને તેમનું માથું તેમની સામે ફોડવા ધો! અને તેમનું કહેવું બરોબર છે—તમારે પછવાડે રહેવામાં દિલગીર થવાનું નથી. તેઓ ઉદ્ધતાઇથી માર ખાઇને પાછા ફરશે ત્યારે, તેમને સહીસલામત છાવણીમાં દાખલ કરવામાં તમારી મદદ જોઇશે. **હોલ્કર** જાણી જોઇને આગમાં ધસે છે, તો એને ઝાળમાં પડવા ધો. એકવાર માર ખાધા પછી તેનું મગજ ઠેકાણે આવશે અને પછી આપણે વિજયી થઇએ એ બનવા જોગ છે."

**ઇબ્રાહીમખાને** તરવાર મ્યાન કીધી અને જ્યારે સફળ પાસો નાંખનારા **હોલ્કરે** તેની તરફ જોયું ત્યારે, તે પોતાને સ્થાને શાંતપણે, ગર્વ સહીત, જમીનપર નજર ઠેરવીને પોતાના આશ્રયદાતાની પડોસમાંજ ઉભેલો દેખાયો. પછી પોતાના પક્ષકારોની નિરાશી અને પ્રશ્નસૂચક દૃષ્ટિ જોઇને, મક્કમ અવાજે અને ધીરે—આસ્તે—ચીરી લશ્કરી કુચની સાથે પગ ઉપાડતો હોય તેમ—વિચાર કરતાં કરતાં **ઇબ્રાહીમખાન** બોલ્યો; "મ્હારે માટે—મ્હારે કહેવું જોઇએ કે હું માત્ર નસીબ અજમાવનાર સેનાની છું—મ્હારા ઉપરીની આજ્ઞા પ્રમાણે વર્તનારો ધનાર્થી લડવૈયો છું. પણ જો કોઈ એમ ધારતા હો કે"—અહિયાં તેણે **મલ્હારરાવના** ભાષણને અન્વય કીધો—"**મલ્હારરાવ હોલ્કરની** યોજના ભૂલ ભરેલી ધારીને ડરનો માર્યો હું **વિલાયતીઓ** સામે

* "**હોલ્કરે** સુચવ્યું કે ઘોડેસ્વાર લઈ આપણે હલ્લો કરવો અને **ગાર્દી**ને છાવણી સંભાળવાનું કામ સોંપવું આ ટાંણો સાંભળી **હોલ્કરની** સૂચના મંજુર રાખી **ભાઉ**એ પોતાને શ્રેષ્ઠ દેખાડયો." **ગ્રાંટ ડફ**.

આવતો નથી, તો તેમ માનવું ખોટું છે. ઇર્ષ્યા અથવા ભયને લીધે નહિ, પણ મ્હારા સ્વામિના હુકમને લીધે-ભરવાડના ઘેઠાના ટોળાંને જ્યારે વરૂઓ પાછા કાઢશે ત્યારે તેમને સહીસલામત પાછા લાવવાને-પછવાડે રહીશ. આખરે મ્હારીજ યુક્તિ ગ્રહણ કરવાથી મલ્હારરાવની સ્તુતિ થઇ છે! અલ્લાહ તેને ફત્તેહ આપો!"

તેના લક્ષ્યાર્થ મિશ્રિત શબ્દોથી પુનઃ ગરબડ થાય અને ગોઠવાયલી આવી સરસ (સરસ છતાં ઘણી ખરાબ) બાજી રદ્દ ન થાય તેવા ભયથી, ભાઉએ કહ્યું,-"બસ! ખામોશ!-છાવણી, તોપો, અને સ્ત્રીઓના રક્ષણાર્થે કોઇને પછવાડે રહેવાની પણ જરૂર છેજ. તેમ જ હોલ્કરને અને તેને સાથે પરવડશે નહિ, તેથી મ્હેં ખાનસાહેબને છાવણીમાં રહેવાની વર્દી આપી છે, અને હોલ્કર, હવે તમને તમારી ઈચ્છા પ્રમાણે વર્તવાની છૂટ મળી છે, તો તમો તમારે જોઇએ તેવી સગવડ અને ગોઠવણ, બને તેટલી જલદી કરી લ્યો."

"ત્યારે"—તે વૃદ્ધ પ્રતિસ્પર્ધીએ કહ્યું-"રાવસાહેબ બળવંતરાવ બરોબર કહે છે કે આપણને લડવું જ પડશે ને જેમ જલદીથી લડીશું તેમ સારૂં. અમો રાત્રે છાવણીના પાછલા ભાગમાં એકઠા થઇને-હું, મ્હારા માણસો અને પવારના માણસો સાથે-બાહેર પડીશું. અમારી પછવાડે પાએક ગાઉપર રહીને, શમશેર બહાદુર અને વિંચૂરકર અમને મદદ આપશે. શાહના નાના તંબૂ પાસેના દરવાજેથી અમે હલ્લો લઈ જઇશું. ઈશ્વર ઈચ્છા હશે તો આપણે તે તુરકડા રાજાને ઉંઘતો પકડી શકીશું, અથવા તો તેના તંબૂમાં જ જઇને તેને ચોંકાવીશું, અથવા તો અણચિંતવ્યા 'શબ-ખૂન' (રાત્રિના હલ્લાથી)થી આપણે આખા પઠાણ સૈન્યને ગભરાટમાં નાંખીને ભગાડી દઇશું. જંકોજી અને મહાદાજીએ, ન્હાના માનકરીઓ સાથે પૂર્વ તરફ જવું, અને સામાન્ય રીતે રણખંભની ડાબી તરફ રાખવામાં આવતાં ઉત્તીખાન અને તેના પાંચ હજાર સ્વારોને ઘેરીને કાપી નાંખવા,* અને હવે ભાઇઓ! મને દેખાડો કે મ્હારી સાથે આવનારામાંનો કોઇ પણ ઉંચા મનથી આવતો નથી. જતી વખતે જેમ વખત ન જવો જોઇએ, તેમ જ કોઇ પણ જાતની ગરબડ પણ ન થવી જોઇએ. રણશિંગા ફુંકતા નહિ, ઢોલ વગાડતા નહિ, તેમ જ ઘોડે ચડતાં પહેલાં માણસોને કાંઇ પણ કહેશો ના. માતાજીની કૃપાથી આપણે વિલાયતીઓને થોડી રમત દેખાડીશું અને મરાઠાના ભાલાઓ સહવાર પહેલાં તેમના લોહીથી રંગીશું."

"જય ભવાની"-બારેક જણાએ જવાબ આપ્યો.

કંટાળેલા માણસની માફક સદાશિવરાવે ચોબદારને કચેરી બરખાસ્ત કરવાની નિશાની કીધી.

"કચેરી બરખાસ્ત ઝાલી"-ચોબદારે પોકાર કીધો અને હરેક મરાઠા સરદાર એક પછી એક જવાને ઉઠયો. તુરત જ છત્રીઓ અને પગરક્ષકો સાથે માણસો ચારે તરફથી દોડતા આવવા લાગ્યા અને દરવાજા બાહેર ઘોડાવાળાના જૂદી જૂદી આપાના અવાજેથી, ઘોડાઓની દોડધામથી અને માજુંઓની શોધાશોધથી આટલી રાત્રે પણ શાન્તિનો ભાજી રહ્યો.

* "રાત્રીના ૫૦૦૦ માણસો, શત્રુથી સાવધ રહેવા માટે પીકેટીંગ માટે જવાની ગોઠવણ કરી હતી."—ગ્રાંટ ડફ.

**ભાઉ** સાહેબ અને **વિશ્વાસરાવ** જ માત્ર બેઠેલાઓમાંથી અને ઈબ્રાહીમખાન જ ફક્ત ઉભેલાઓમાંથી–હવે રહ્યા હતા. **ભાઉએ ખાન** તરફ જોયું.

"**ખાન**સાહેબ,"–તે બોલ્યો–"તમોએ બધું સાંભળ્યું છે, તમે સઘળું જાણો છો. હવે જો તેઓ પાછા ફરે તો તમને યોગ્ય લાગે તેવા રક્ષણ માટે ઘટતો બધી જાતનો બંદોબસ્ત રાખજો. હવે તમને રજા છે."

યુરોપી ઢબે, નિયમિત લશ્કરના જનરલે સલામ કરીને, તે પોતાની રીતિ પ્રમાણે, તે ધીરે અને સરખે પગલે અત્રના લોકોની રીતિથી જુદી ઢબે ચાલતો ચાલતો તે ત્યાંથી બહાર આવ્યો. અત્રેના લોકોની રીતિ પ્રમાણે–કે જે રીતિ **મરાઠા** લશ્કરથી જુદીજ હતી–ડોલતા ડોલતા ચાલનારા યોદ્ધાઓને આ રીત નવાઇ જેવી લાગતી હતી, કારણ કે તેઓ ડોલવામાં જ વીરતા માનતા હતા.

"આ બધું ક્યારે પૂરૂં થશે!" **ભાઉ** અને તેનો ભત્રિજો એકલા પડયા ત્યારે તેણે કહ્યું–"આનો છેડો ક્યારે અને કેવો આવશે? હું જાણતો નથી કે વાંક કોનો છે. બચ્ચા! મારો, કે તેમનો, કે ભવિષ્યનો, પરંતુ મને પરિણામ સારૂં લાગતું નથી. મ્હારો અથવા સૈન્યનો, અથવા તો બેયનો કાળ મને નજીક દેખાય છે."

"અને જો તેમ જ થશે તો"–પોતાનો ડાબો હાથ તેના ગળામા નાંખતાં ઉત્સાહ અને તેજી શબ્દોમાં **વિશ્વાસરાવે** કહ્યું,–"હું તેની કે તમારી પૂંઠે રહેનાર નથી."



## પ્રકરણ ૧૪ મું.

### પૃથ્વીને પણ કાન!

ગયા પ્રકરણના બનાવોથી, મારા વાચકે જાણી લીધુ હશે કે, જે મરાઠા સ્વારોની નજર આપણી ન્હાસતી ટોળી ચુકાવી શકી હતી તે, **ઉત્તીખાતનો** નાશ કરવાને અર્થે, અથવા તેમ ન થાય તો તેનું ધ્યાન પોતાની તરફ રોકીને, **હોલ્કરને** વિના હરકતે **શાહ**ની છાવણીમાં જવાને શક્તિવાન્ કરવાને અર્થે નિકળેલા **સિંધિયાના** સ્વારો હતો.

ઉપર જણાવેલી હરકતો સિવાય કોઈ પણ નવીન આફત **લુતુફ઼ઉલ્લાહ**ની ટોળીપર આવી નહોતી અને તે સહીસલામત છાવણીમાં પહોંચ્યો. અત્રે પહારિગીરોએ તેમને અટકવ્યા. પણ **લુતુફ઼ઉલ્લાહ**ના અવાજે તેમને વિના હરકતે અંદર જવા દીધા અને બધાની વચમાં, છુગામાં વિંટાળેલી **લાલન**ને, સરદારના તંબૂના છેક અંદરના ખંડના ખુણામાં મૂકી નહિ ત્યાં સુધીમાં કોઇનું પણ ધ્યાન તેણીની તરફ ખેંચાયું નહિ.

તેણીએ દર્શાવેલી સ્પષ્ટ વિરૂદ્ધતા, તેણીની રડી રડીને સુંઝી આવેલી આંખોમાંથી સરતી અશ્રુની ધારાઓ, તેણીની મુદ્રા ઉપર પ્રકટ દેખાતી ભય અને દુઃખની છાપો છતાં પણ, **પોપલઝાઈ** સરદારે બાકીની રાત્રિ તેણીના સંગમાં કાઢી હોત; પરંતુ રસ્તામાં જોયલા બનાવોથી, છાવણીના લોકો બીલકુલ અજ્ઞાત હોવાનાં ચિહ્નો સર્વત્ર સ્પષ્ટ દેખાતાં હોવાથી, તેણે **ખુરાશાનના બાદશાહ**ને ચેતવણી આપવાની આવશ્યકતા જોઈ અને તેથી **લાલન**ને, **જમરૂદ**ના તથા બે **તાજક** ગુલામો અને એક કાફ઼ર ગુલામડીની સંભાળમાં મૂકીને, છાવણીમાં ગરબડ મચાવ્યા વિના, **મરાઠાઓ** આવે તો તેમને

એક **તાજક** નાસી ગયો; પણ બીજો ગુલામ, તરવાર ખેંચી, જમરૂદને મદદ કરવા ઉભો છે; કાફર સ્ત્રી નીચે મોંઢે નાંખેલી વચમાં અથડાઈ ગઈ, પણ હબસી-જમરૂદ, દરવાજાપરથી બીજે પગલે તંબુમાં ગયો, બીજા ઉપરથી ન્હાની ઝગારજ્યોત પીસ્તોલ શીશી અને ગોળી વગેરે સામાનનો પટો લઈ, દરવાજા પાસે આવ્યો અને ઝટ ઝટ ગોળી ભરીને, બરાબર તાકીને, ત્રણ ચાર ફેરા ને ફરીથી ભરવા લાગ્યો. તેણે બરાબર નિશાન તાકવાની ગોઠવણ કીધી.

પણ એટલામાં સામી તરફ ફલાંગ મારીને ઉછળી પડ્યો, બંદુક નાંખી દીધી, અને કમરમાંના પટામાંથી લાંબી છરી કાઢીને પડદામાં, ઉપરથી નીચે સુધીનો, લાંબો ચીરો પાડ્યો; હથિયાર કમરમાં પાછું મૂક્યું અને તરફડતી, ચીસો મારતી પણ બંધનમાં રહેલી **લાલન**ને ખભા ઉપર નાંખીને તે ચીરા તરફ ધસ્યો: પણ હવે બહુ મોડું થઈ ગયું હતું: દરવાજામાંથી તરવારના ઘાથી કપાઈ ગયેલ પટકાવાળો, ચારે તરફ ઉડી રહેલા વાળવાળો, રાતી ભયંકર ખુનશથી ભરેલી આંખોવાળો, ચારે તરફ જોતો, હાથમાં નાગી તરવાર લઈને ધસતો એક **મરાઠો** "હર હર મહાદેવ !" ના ઘોષ સાથે તંબુમાં પેઠો. તેનો શ્વેત ઝગો અને બદન લોહીથી ખરડાયેલાં હતાં અને તરવાર મ્યાન કરીને જમણા હાથમાં મૂઠ સુધી ખરડાયેલો કીરચનો "ધૂપ" ફેરવતો જમરૂદ તરફ ધસ્યો.

"વેશ્યા પુત્ર ! ઉભો રહે ! થોભ ! બદબખ્ત, ગૌઘાતી ઘાતકી થોભ—હું આવ્યો છું."—તેણે હબસી તરફ ધસતાં બરાડ પાડી.

"**જાફર**, તેને અટકાવ,"—જમરૂદે, **તાજક**ને બુમ મારી કહ્યું—"એટલામાં હું આ વેરાગણને લઈ જાઉં છું, નહિ તો મીન સાહેબ (મીયાં સાહેબ) તને ને મને બન્નેને ફાંસીને લાકડે લટકાવશે."

બીકથી અને ટેવથી વશ વર્તનાર **જાફર** વચમાં પડ્યો ખરો, પણ અહોરાત્રિ ગુલામગીરીમાં પડી રહેલા થરફડીયા મજુરનું જોર, આસપાસ દેખાતી હાર અને નિરાશાથી, તદ્દન જતું રહ્યું હતું અને વિજય મેળવી પ્રવેશ કરનાર, પૂર ક્રોધમાં આવેલા, અનેક યુદ્ધમાં ઘડાયલા નિપુણ દક્ષણી આગળ તેનું કાંઈ પણ જોર ચાલે તેમ નહોતું. બે ત્રણ ક્ષણ સામો થયો, બે ત્રણ ફટકા વિજળીની ત્વરાથી તેના ઉપર પડ્યા, પણ તેમાંથી છટક્યો, પણ પાછો ગરદનપર ઝટકો લાગતાં જ, **તાજ**ક ચીસ મારીને જમીન ઉપર પટકાઈ પડ્યો.

નિકળતા જતાં પાછળથી ઘા પડવાના ભયે જમરૂદ અટક્યો ને વેરાગણને નીચે મૂકું કે નહિ, તેના વિચારવમળમાં પડતાં, પોતાના પહેરાપર મક્કમ રહી, એક હાથ છૂટો કરીને કમરમાંથી છરી ખેંચી કાઢી.

**મરાઠો** ધસતો હતો ત્યારે પોતાની તરફ આવે છે એવું ધારી, ભયથી ધ્રુજતી કાફર સ્ત્રીએ તેના ઘુંટણ પકડીને જીવતા મૂકવાને—આજીજી કીધી. પણ તેની આ ગરબડથી તેણીએ મૃત્યુને આમંત્રણ કીધું, નહિતર **મરાઠો** તેના તરફ ધ્યાન આપ્યા વિના, જમરૂદ તરફ ધસતે. પણ તે હબસીને બચાવવાને તેણી વચમાં અંતરાયરૂપે આવી છે, એવું ધારીને અને તે વિલાયતી છે જેથી મારવા યોગ્ય જ છે એવું વિચારીને, યુદ્ધના વેગમાં અર્ધઝનુની બનેલો હોવાથી, હબસીપર નજર દ્રઢ રાખી, તુરત જ પોતાની તરવારનો છેડો નમાવ્યો અને એક જ ઝટકામાં તે ગુલામડીનો

અંત આણ્યો-તેણી પહોળા હાથોએ ચીસ પાડતી ચત્તીપાટ પડી. દક્ષિણી તેના શરીર ઉપર થઇને પુનઃ જમરૂદ્દ તરફ ધસ્યો.

પછવાડે, બીજા મિત્રોની મદદવાળા, પોતાનાથી ચઢિયાતા શસ્ત્રોવાળા વીર સાથે લડવું એ મરણને બોલાવવા જેવું જ હોવાથી, જમરૂદે પોતાના મનમાં ન્હાસવાનો ઠરાવ કીધો; અને પીઠ ઉપરના ભાર સાથે ન્હાસવું મુશ્કેલ હોવાથી તેણે લાલનને નીચે પટકી અને તેને મારવાને છરી ખેંચી-ખંજર હવામાં ઉંચકાયું-તે પાછું પડે તે પહેલાં તો મરાઠો તેની પાસે આવી પ્હોંચ્યો અને લાલનની બંધનવાળી તથા સામી થતી હાલત ઉપરથી તે કોઇ કેદ પકડાયેલ મિત્ર હશે એમ તેણે અનુમાન કીધું અને તેને બચાવવાને, તરવારના બે ચાર ફેરા આમ તેમ લગાવીને, જમરૂદ્દના હાથમાંની છરીને બીજી તરફ વળાવી દીધી; એટલું જ નહિ, પણ પોતાના જીવનું રક્ષણ કરવાને માટે વેરાગણને ફેંકી દેવી પડે તેવી હાલત જમરૂદ્દની કરી નાંખી. મરાઠાની તરવાર વાગે તેટલામાં તો એક છલાંગ મારીને તે સીધી ભાઇ, પટદામાં જે ચીરો પડયો હતો, તે ચીરામાંથી ગેબ થઇ ગયો.

"પંઢરીનાથાચી આણ! મી રણસ્થંભા પાસૂન મોહનપ્યારીચ્યા મઠ પર્યંત જ્યા પૂર્ગીલા ઘેહુન ગેલો હોતો, તીંચ હા હાય"-બેભાન થયેલી અને શ્રમથી હાંફી રહેલી લાલન તરફ, પોતાની તરવારની મુંઠપર ટેકવીને ઉભો રહીને, તે મરાઠો જોવા લાગ્યો અને બોલ્યો. તેટલામાં બીજા મરાઠાઓ ત્યાં આવી પહોંચ્યા અને તેમને તેણે લાલનના બંધ છોડવા માટે કહ્યું.

આવે સમયે વિનય કે માનનો વિચાર રહેતો નથી, અને મરાઠા સીપાઇઓમાં જ્યાં ખુમરાણ, ભય ને મારો કાપોના અવાજ થતા હતા, તેવે પ્રસંગે એક નિરાધાર પણ સંબંધ રહિત બાળાને માટે, એક મરાઠા અધિકારીએ આટલી પણ ચિંતા દર્શાવી, એ તેને માટે ઘણું જ પ્રશંસનીય હતું. સીપાઇઓએ તેને જોરથી હલાવીને તથા મ્હોટા ઘાંટા પાડીને સાવચેત કરવાને પ્રયત્ન કીધો; અને લાલને જ્યારે આંખ ઉઘાડી ત્યારે તેણે બપોરે જે સિંધિયા સરકારના દફેદારે, તેણીને મઠમાં પહોંચાડી હતી તેનાજ હાથમાં પડેલી જોઇ અને તેણે આસપાસ લોહીથી ખરડાયેલા, વિકાળ પશુની ઉપમાને વધારે યોગ્ય એવા પાંચ સાત સિપાઇઓને ઉભેલા જોયા. બહાર લડાઇનું જોર વધતું જતું ખુલ્લું માલમ પડતું હતું અને ટુંક સમયમાં થયેલા ફેરફારથી તેણીના વિચારો છિન્નભિન્ન થઇ ગયા અને હવે તેણી કાંઇક સ્વસ્થતાથી વિચારવા લાગી.

"હા રાવ સાહેબ તુમ્હીંચ આહે કાય!" આંખ ઉઘાડતાં પોતાના રક્ષકને જોતાં જ તેણી બોલી,-"ભગવાનની માઝી રંકાચી પ્રાર્થના આઇકલી આણિ રક્ષણ કેલા!"

"આહા હા!"-એક સિપાઇએ હસતાં હસતાં કહ્યું-"યેથેં તો ઓળખ નિઘાલી હાણૂનચ વૃદ્ધ મહિપત હ્યા કન્યા સાઠીં એવઢી કાળજી કરતો!"

મહિપતે, તે સિપાઇના બોલવાના ભાવાર્થ તરફ લક્ષ્ય ન આપતાં પૂછ્યું. "કાં બરે! તું યેથે કશી રીતિની ફસલી, આણિ તુલા બાંધલી કોણિ હોતી?"

"તે જાટ-"

"હા ત્યાચી આઇલા આણિ બહિનીલા કૂતરા-એ ચોર કમબખતાવર મલા વેહેમચ હોતા, આણિ આતાં જર મલા ભેટલા તર ત્યાચી સેવા કેલ્યા સિવાય રાહણાર નાહિ. બરેં! આતાં ગોષ્ટીચી વેળ નાહિંચ-દરવાજા આપલ્યા માણસાચ હાતાંત આહે-

બાપૂન જરા તુઝાની હોતે નવી રીતિને યેઉન નિઘૂન જા. યશ તો તુઝ્યી નજર આણિ રક્તાચી નદ આહે."

આવી ગરબડમાંથી સ્વહસ્તે આટલા શ્રમ પામી નહાસી છૂટવામાં કેવળ અશક્ત બાળાએ, રણગુણે પોતાના પ્રિયતમના નામનો ઉપયોગ કરવાનો દૃઢ ઠરાવ કીધે અને બોલી–"મહાદાજી શિંદિયા યેથે હાય કાય!"

"નાહિ, સરકાર બાહિર મૈદાનાંત ઉત્તીખાનાશિં યુદ્ધ કરતે, આણિ આજ પાગા, પવાર સાહેબાલા દીલી આહેત. તું ત્યાલા જાણતી કાય? સરકારશીં તુલ કાય કામ હાય?"

"મલા ત્યાંચાશીં કામ હાય, મીં ત્યાલા લશ્કર મધ્યાં પાહ્યાલા ગેલી હોતે ત્યાં મુલીગ માઝ્યા વરતી સંકટ આલા!"

"સરકારશીં કામ–હે નિરાળીચ વાત હોય. યેથે યા સકુબા બારણા,–હયા પૂર્ણી દરવાજ્ત બાહેર સંભાળૂન ઘેઉન જા, આણિ જર તુઝ્યાની હોતે તર લશ્કરાંત ઘેઉન જા. બાઈચ્યા માઝી આંગે યા"–પછી "હર, હર, મહાદેવ જય જય ભવાની' કરતો જ તે પોતાના સાથીઓ સાથે બાહર યુદ્ધમાં ભાગ લેવાને ધસ્યો.

તંબૂમાંથી બહાર ચોગાનમાં આવતાં જ, હિંદુ બાળાની દૃષ્ટિએ જે ખુનખાર, હાથોહાથથી થતી ઝપાઝપી ને ગડબડનો દેખાવ પડયો તેવા યુદ્ધના ભયંકર બનાવોનું વર્ણન કરવાની શક્તિ મ્હારી કલમમાં કે પીંછીમાં નથી.

અત્યાર સુધી તો **મરાઠાઓ** વિજયી જ હતા. વૃદ્ધ અને અનુભવી હોલ્કરની અણચિંતવી આ રચનાથી ચતુર **શાહ** પણ ઠગાયો. જે વખતે કુતુબ્દીશાહ, તેના તંબૂમાં પહોંચ્યો તે જ વેળાએ સિંધિયાના સૈન્યમાંથી રસ્તો કાપીને રણખંભથી આવેલા સ્વારો પણ ત્યાં આવ્યા અને તેઓની ખબરથી **શાહે** ધાર્યું કે, ગોવિંદપંત બુંદેલાની હારનું વેર લેવાને તેઓ **ઉત્તીખાન** ઉપર ધસ્યા છે, તેથી તેની મદદમાં તેણે પોતાના ચુનંદા સ્વારો અને **સુજાઉદ્દૌલાના** મોગલ સ્વારોને મોકલાવ્યા અને કામ પડે તો પોતાની છાવણીનું રક્ષણ કરવાને તેણે કેટલાક **અફઘાન** પાયદળ માણસોને અને **હાફીઝ** રહેમતના રોહીલાઓને સજ્જ કીધા. **મહાદાજી** અને **જંકોજીનો** હલ્લો **વઝીરના** પુત્રપર નથી, પણ હોલ્કરને છાવણીપરના હલ્લામાં સુગમતા કરી આપવાની આ યુક્તિ માત્ર છે એવું નહિ જાણવાથી, કુતુબ્દીશાહે પોતાની તરફની રક્ષણ માટે કરેલી ગોઠવણ તેણે પુરતી ધારી અને પોતાનું ધ્યાન ઉપયોગી જણાતી બાબત ઉપર જ દોડાવ્યું.

**શાહની** આ ભૂલને લીધે, કુતુબ્દીશાહે જોયલી સ્વારોની મારામારી, રણખંભ આગળ બેય પક્ષની હારજીત સાથે ચાલતી હતી તેવામાં, સંભાળપૂર્વક પણ દૃઢ મનથી અને ઝડપથી અને બીલકુલ શાંતિથી હોલ્કરનું સૈન્ય છાવણી ઉપર, વગર હરકતે ધસી આવી શક્યું. અને ભોર વેળાએ સૂર્યના રાતા કિરણો ટાબી તરફની દૃષ્ટિમર્યાદા ઉપર દેખાવા લાગ્યા તે પૂર્વે તો, તે છાવણી આગળ આવી પહોંચ્યો હતો અને વિઠ્ઠલ શિવદેવ, વિંચૂરકર અને શમશેર બહાદુર તેની પૂંઠે બરોબર ચાલ્યા આવતા હતા.

મુસલમાન પહેરેગીરોનો મ્હોટો ભાગ લડાઇમાં ભાગ લેવાના વિચારથી અથવા તો શત્રુની હીલચાલની તપાસ રાખવાની ધારણાથી, લડાઇના મેદાન તરફ ચાલી ગયો હતો તેથી, અને તે વખતે ઉત્તર હિંદુસ્થાનમાં ધુમસની ૠતુ હોવાથી, હોલ્ક-

રનું સૈન્ય જે ટેકરી ઉપર શાહનો રાતો ન્હાનો તંબૂ હતો તેનાથી બસોવાર જેટલા અંતરે, લૂતુફઉલ્લાના તાબામાં જે દરવાજો રક્ષણ માટે સોંપ્યો હતો ત્યાં આવી પહોચ્યું ત્યાંસુધી, કોઇએ પણ તેને જોયું નહિ.

પહેલો ગોળી બાર થતાં વિજળીની ઝડપે બનાવો બન્યા ગયા. પઠાણોની ગોળીનો વરસાદ ખાંચો નાંખી થતો હતો. મરાઠાઓએ ચીચીયારી પાડી જવાબ આપ્યો અને પછી આંખમીંચી જોરથી ધસ્યા. પ્રથમથી ઘટના ઘડવામાં આવી હતી તેવી રીતે, એક ઘોડેસ્વાર ટુકડી રાતા તંબૂ અને દરવાજાની વચમાં કુદી પડી અને તે બાજુમાં દુશ્મનોને પાછા હટવાનો માર્ગ બંધ કરી દીધો. બીજી ટુકડીએ ટેકરીની બાજુમાંથી ચક્કર લીધું અને સપાટાબંધ ઉપર ચહડીને તે ઓલંગી ગઇ અને તેનો બચાવ કરનારા એકેએક મનુષ્યને ભાલાથી વિંધી નાંખ્યા અને મોટા લીલા ઝુંડાને ફાડી નાંખ્યો. પરંતુ ધક્કામુક્કી કરતા ઝનુનમાં આવી ગયેલા માણસો અને ઘોડાઓની ધાડી અને દેખીની રીતે અનંત લંધારોવાળું મૂળ લશ્કર ઝરીપટકો પોતાની આગળ ફરકાવતા હોલ્કરની પોતાની સરદારી તળે, હલ્લો કરવાને ઉશ્કેરતા અને ગડગડાટ કરતા તેના મોટા ડંકાઓ સાથે, પર્વતપરથી ધસ્યા આવતા પ્રવાહના અનિવાર્ય બળ સાથે, સિધેસીધું આગળ વધીને મુખ્ય દરવાજાપર તુટી પડયું. મરાઠાઓના પાછલા ઘોડેસ્વારોનાં દબાણથી ચાહોમ ઝોકાવી દેનારા, ઘોડેસ્વારોની આગલી હારોને, અફગાનોએ, શત્રુના એકાએકી હલ્લામાંથી બચવાને, અણીદાર કાંટાવાળા તારની વાડ કરી હતી, તે સાથે, કચડી નાંખવામાં આવતા હતા અને તેઓ તેની નીચે પીડાતા અને બુમો મારતા ઢગલો થઇ પડતા હતાં તે છતાં, બાજુએથી ચકરાવો ખાઇને પાછળથી ધસનારાઓ તેમની આગળ ધસ્યા જતા હતા અને લડાઇની ખીણમાં ગગડતા હતા એટલે અફગાનોની બચાવની યુક્તિ નિરર્થક થઇ પડી. જ્યારે આ મુદ્દો સિદ્ધ થયો ત્યારે ત્રણ તોપોએ લોખંડના ભાંગા તુટા કકડા અને ત્રાંબાના સિક્કાનો હુમલો કરનારાની સૌથી આગળની ટોળીઓમાં વરસાદ વરસાવ્યો તે પણ નિરર્થક હતો; કારણ કે તોપોને તરત જ ઘેરી લેવામાં આવી અને તેમના તોપચીઓને ભાલાથી વિંધી નાંખવામાં આવ્યા, કાપી નાંખ્યા અને તેમનાપર થઇને ઘોડા દોડાવી જવામાં આવ્યા. હુમલો લઈ જતા જ લશ્કરની પાંખોની કિનારીની ટુકડીઓને 'અબાટી'ની સામે ફેંકવામાં આવી; તે બુમો મારતી અને પાછા હટવાને નિષ્ફળ પ્રયત્ન કરતી, તીક્ષ્ણ ખટબચડી ડાળીઓમાં, ઘોડાઓને દોડાવવાને જોખમે અને ડગલે ડગલે આગળ વધતાં માણસોને શાપ દેતી પડી એટલે તે પણ અફગાનોને નકામું થઇ પડયું હતું, કારણ કે બુમો પાડતાં ઝનુની યોદ્ધાઓનો ન્હેલો જે દયા વગર આગળ ધકેલતો હતો અને જે સામસામો ધક્કા મારતો હતો તેમાં કંઇ પણ દયા ન હતી અને તેનામાં ફાજલ પડે એટલી શક્તિ પણ નહતી. ખાઇની અંદરની બાજુએ કૃત્રિમ ટેકરાઓપરથી જંગી તોપો, ધુમાડીયા રંગના વાતાવરણમાં રક્ત જ્વાળાઓ સાથના ભડકાઓ બહાર કહાડતી હતી અને ગાંડા થયલા ઘોડેસ્વારોના ધાડા જુથમાં પોતાના ગોળાઓ ફેંકી જતી હતી તે પણ આ સમે નિરર્થક થઇ પડી, કારણ કે હાથોહાથનું યુદ્ધ કરવાને પોતાનો રસ્તો કરવા મંડેલા મરાઠાઓ, તેની પરવા પણ કરતા નહતા, તેમ તેનો જવાબ પણ આપતા નહતા.

દરવાજા સામેના ગાડાઓ અને વચમાંના બાકોરાઓમાં રાખેલી તોપોનો અને બંદુકોનો સામટો વર્ષાદ, તેની પછવાડે તૈયાર થઈ ઉભેલા છરાઓ અને ખંજરો-

તંબૂઓના દરવાજાઓમાં, ગલીઓમાંથી, અનાજના અને ઘાસના ઢગો ઉપરથી અને પછવાડેથી, જ્યાંથી બની શકે ત્યાંથી, **પઠાણો** ભયંકર રીતે ગોળીઓ વર્ષાવતા હતા. અને હવે **ખોરાશાનનો બાદશાહ**, પોતે પોતાના **વજીર** અને **અહમદખાન બંગેશ**, કુતુબુદ્દીન વગેરે સરદારો સાથે, રણભૂમિ ઉપર આવી પહોંચ્યો હતો; તથા **મરાઠાઓ**ની રીતભાત જાણનાર બહાદુર **રોહીલ્લાઓ**ને, **હોલ્કર**ની સામે ગોઠવી દીધા હતા—જ્યારે ડાબી બાજુ ઉપરથી **નજીબુદ્દૌલા** પોતે જ, શીખવેલા અને કેળવેલા પાશ્ચાત્ય રીતે બંદુકો વાપરનારા "**નજીબ**" *પાયદળો લઇને, પોતાના ઘોઘરા સાદે, તેમને ઉત્તેજન આપીને ગોળીઓથી તેને વધાવી લેતો હતો! **મલ્હારરાવે** જોયું કે, હવે બાજી ફેરવાય છે અને તેથી પોતે પોતાના માણસો સાથે આગળ વધવાનો ઢોંગ દૃઢપણે રાખીને, પાછળવાળાઓને જેમ બને તેમ ત્વરાથી, પણ હરોળબંધ થઇને; છાવણીમાંથી નિકળવાનો ગુપ્ત હુકમ આપ્યો અને પોતે કીધેલા નુકશાનથી સંતોષ માન્યો.

ચારે તરફ ઘવાયલા ઘોડાઓ બૂમો પાડતા અને લાતો મારતા પડેલા હતા, ઠેકાણે ઠેકાણે બન્ને સૈન્યોના મરેલાં અને ઘવાયેલાં માણસો પડેલાં હતાં, ભાંગેલા તંબૂના થાંભલાઓ અને દોરીઓ જ્યાં ત્યાં પગમાં ભરાઇને અટકાવ કરતી પડેલી હતી, છુટા થઈ ગયેલા ને પોતાની લાંબી ડોકો આમતેમ હલાવતાં ઉંટો ચારે તરફ ફરતાં હતાં, સ્વામી રહિત થયેલા તેજી ઘોડાઓ, રસ્તો કરવાને ચારે તરફ ફાંફાં કરી રહેલા હતા અને વચમાં હરકત કરતા દરેક પદાર્થોનો નાશ કરતા હતા. ઘવાયલી અને ગભરાયલી સ્ત્રીઓ રક્ષણ માટે જ્યાં ત્યાં ભરાઈ જતી અને રક્ષણ શોધતી નજરે પડતી હતી. ટુંકમાં, **લાલને** જ્યારે દરવાજામાંથી નિકળતાં પાછળ જોયું ત્યારે, આવો હૃદયને ફાડી નાંખે તેવો ખુનખાર દેખાવ નજરે પડતો હતો.

**સદોબા બાલુ મરાઠાને** પોતાનો ઘોડો નહિ મળવાથી, મહા મહેનતે એક બીજો બીનસ્વાર ઘોડો પકડીને—કેમકે તેની પેઠે જ બીજા દક્ષણીઓ પણ ઘોડા લઇ ગયા હતા—તે ઉપર ચઢયો તથા હાથ આપીને **લાલને** પોતાની પછવાડે બેસાડીને એક કપડાથી મજબુત બાંધી લીધી; અને દરવાજા તરફ જવાને ઘોડાની રેણુ ખેંચી. તે ત્યાં પહોંચ્યો ત્યારે તો પાછલો ભાગ **હોલ્કર**ના ગુપ્ત હુકમ પ્રમાણે, બહાર નીકળવા લાગ્યો હતો. **વેરાગણે** પાછું ફરીને જોયું તો **મરાઠાઓ**ને ટેકરીઓ ઉપરથી પાછા હઠતા અને જેઓને તેઓએ ઘેરેલા હતા તેમનો માર ખાતા, કેટલાકોને કાંઇક લૂટ બાંધતા, કેટલાકને ઘાયલ થયેલા મિત્રો અથવા સંબંધીઓને ઉપાડતા, તો કેટલાકને પાછા ફરવામાં મદદ મળે તેવા હેતુથી રખડતા ઘોડાઓને પકડવાને મથતા, દીઠા. દૂરમાં તંબૂઓની હારોની પછવાડેથી નિકળતા ધૂમાડાના ગોટાઓએ તથા સામસામા નિકળતા સાંગ્રામિક શબ્દોએ જણાવ્યું કે, વેર વાળવાને ઉશ્કેરાયલા અને વિજયી થયેલા મુસલમાનો સામે, હજુ **મલ્હારરાવ** ચીવટપણે ટકી રહેલો હતો.

પણ અફ્ગાનોનો ગોળીનો મારો ક્ષણભર અટક્યો ન હોતો. તે આરંભથી જ જબરો હતો અને હવે જેમ જેમ માણસો ચોમેરથી ઉમેરાતાં ગયાં તેમ તેમ વધતો ગયો. ગોળીઓ હવામાં ચોમેર શરણાઇ વગાડવા લાગી—અને તેથી મરાઠાઓના માણસો એક પછી એક પડતા ગયા. આથી નિકળવાના માર્ગ તરફ ધસારો થયો અને રસ્તો લગભગ રોકાઈ ગયો.

ભીડ અને ધસારો ભારી હતો અને હાંફતા, ખંખારતા અને કરડતા ઘોડાઓ અને તેમને જ અનુસરતા, ઘાંટા પાડતા, સોગંદ ખાતા અને નીકળવાને લડતા તેમના સ્વારોની વચમાંથી નિકળતા સદોબા અને લાલન ઘોડા ઉપરથી પડી જતાં, ઘણીકવાર બચ્યાં. કેટલીક વખત તો તેમનો ઘોડો હવામાં ચારે પગ ઉપર ઉછળતો, પરંતુ મ્હોટો કદાવર પાંચાલી ઘોડી, તેવાજ મજબૂત અને દૃઢ મનના સ્વારના અંકુશ નીચે હોવાથી, કેટલાક સ્વારોની ઉપર થઇને અને કેટલાકને આચકા મારી તેમને ઘોડા ઉપરથી નાંખી દઇને, મહા મુશીબતે હાંફતો હાંફતો બહાર આવ્યો. એક વખતે નજીકમાંની ટેકરી ઉપરથી આવેલી ગોળીથી તેઓ સહેજમાં બચી ગયાં, પણ તેની અગાડીના સ્વારને જમીનપર, તેમની આડે પટકી દીધો. પાંચાલી ઘોડી પછવાડેથી ધસારો આવતાં ચક્કર ખાઇને પડી, પણ સમયસૂચકતા વાપરી સદોબાએ તેની લગામ ખેંચી, લાકડીએ અને પાવડાઓ, જોરમાં મારી, ચીસ પાડીને ઉઠાડી તેવીજ તે અગાડીના ઘોડાની તથા છુટવાને મથી રહેલા સ્વારની ઉપરથી એક છલાંગે કૂદીને નાઠી.

કટેરાઓ અને વાડની બાહર નીકળતાં જ, લોકોનો ધસારો ઓછો થયો અને સદોબા બાલોબા, ઘોડાને ઠેકડા મરાવીને અફ્ગાનની છાવણીથી બસો ત્રણસો વાર દૂર નીકળી ગયો. તે ઉછળતા હથિયારોની હદ બાહર આવવાથી—સંપૂર્ણ તો નહિ, પણ થોડોઘણો—ફરીને તે પાછા શું થાય છે તે જોવા તથા કેમ કરવું તેનો વિચાર કરવા લાગ્યો.

અકસ્માત તેને માલમ પડ્યું કે પટ્ટા ઉપરનો ભાર વધી ગયો છે* અને અત્યારસુધી ગળાને દૃઢ બાઝી રહેલી લાલનના હાથો, કંઠમાંથી સરી ગયા છે તથા તેણીનું માથું નિચું ઢળ્યું છે ને તે જમણી તરફ લટકી પડી હતી. તે ચમકીને બોલી ઉઠયો, "શું એને ગોળી લાગી છે? શું એ મરી ગઈ કે?"

---

## પ્રકરણ ૧૭ મું.

### પીછી હટ.

નહિ, લાલન મરણ પામી નહોતી. લાગલાગટ બે રાત્રિઓ અને દિવસોમાં તેને અનુભવેલી અથાગ ચિંતા, ભય અને પરિશ્રમની અસર થઇ હતી તે, તેના કુમળા અને બાળક શરીર ઉપરથી ભય અને ચિંતાનું કારણ ક્ષણભર દૂર થતાં જણાયાથી, તે માત્ર પુનઃ ચેતના રહિત થઇ ગઇ હતી.

તેને હલાવીને, ઢંઢોળીને, બુમો મારીને અને ચુંટીઆ ખણીને જાગ્રત કરવાને માટે બહુ જ નાખુશીથી અને અપશબ્દોથી, ઘોડાને થંભાવ્યો અને તેટલામાં તેની

*કાઠિયાવાડી ઘોડા—ઘોડીઓની જેઓને જાણ છે તેઓ આ વર્ણનભાગ સારી રીતે સમજી શકશે. મરાઠાઓ આવી જાતના ઘોડાપર સ્વારી કરતા હતા.

આસપાસથી હજારો સ્વારો અને પેદલો ઠરવાજામાંથી નિકળીને ન્હાસતાં તેનું જીવ તથા લડાઇના નજીક. આવતાં સ્હેરણકોર ઉપરથી તેનું સૈન્યના સર્વથી પછવાડેને ભાગ આસમાનીજ થયલા અને ઠેઠ બાઝેલા મુસલમાનોની સાથે ટક્કર લેતા મલ્હારરાવની સરદારી નીચે, પોતાની નજીકને નજીક આવતો નિહાળ્યો, એટલામાં વેરાગણ સાવધ થઇ પોતાના હાથ સદોબાના કંઠમાં મજબુત ભેરવ્યા અને એ, શું જોઇથી ઘોડાના ઝનને જોરથી દબાવ્યું; અને તેણે પોતાની દોટ શરૂ કીધી ત્યારે તે હજારો મરાઠાઓ પોતાની સાથે લીધેલી લુટ સાથે તેની સાથે નહાસતા જણાયા, તથ પાછવાડે અનેક સરદારો પોતાના ઝુંડાઓ અને નોબતો લઇને, ઠેકાણે પોતાના માણસોને એકઠાં કરવાનો પ્રયત્ન કરતા તેની નજરે પડ્યા.

આવી વખતે વધતી જતી ભીડમાંથી નહાસવું અસંભવિત લાગવાથી, તેમ જ આ પાછા હઠવામાંથી કદાચ જીવ સાથે નહાસવું પડે એવો વખત આવી જાય તેવો ભય વ્યાપવાથી, તેણે જ્યાંથી એકાદો સ્વાર પસાર થઇ શકે, પરંતુ નહાસતું કે પૂઠે આવતું સ્વારોનું ટોળું જ્યાં આવી નહિ શકે તેવા, મરાઠી છાવણીની જમણું તરફના રીસ્કીના ઉંચાં ઝાડવામાં પોતાનો ઘોડો ચપલતાથી દોડાવ્યો.

લાંબાં પગલા ભરતા મજબુત જનાવરે, વેરાંગણને બે ત્રણ મીનીટમાં ઝાડીની સરહદમાં લાવીને મુકી દીધી; અને હવે રસ્તો રેતાળ અને રેતી અને ઘાસથી ઢંકાઇ રહેલા મ્હોટા મ્હોટા છુપા ખાડાઓવાળો હોવાથી, તેમ જ બરૂઓ માથા કરતાં પણ ઘણા ઉંચા હોવાથી, અને તેના કાંટાવાળા સાંકડા લીલા પાંતરાઓ, માર્ગમાં ચાલતા ઘોડાના તથા ઉપરના બંનો સ્વારોના અવયવો અને મુખો ઉપર ઘસારા પાડતા હોવાથી, તેને બહુ જ સંભાળથી અને ધીરજથી, વચમાંનો રસ્તો શોધી શોધીને ઘોડાને ચલાવવો પડ્યો.

આમ થોડો વખત અગાડી વધતાં, વચમાં વચમાં નહિ દેખાતા, પણ અવાજ કરીને દોડી જતાં વરૂઓ, અજગરો, શિયાળવાંઓ, સર્પો, અથવા શાહુડીઓ જેવા વન પશુઓના સણસણાટથી; તેમનો ઘોડો અટકતો, ધ્રુજતો અને ખંખારતો ત્યારે, દીશા જોવાને, બરૂઓની ઉપરથી દેખાતા તુરતના ઉગેલા સૂર્યના કીરણો તરફ સદોબા જોતો હતો. પછવાડેથી–અગાડીથી–બાજુથી પરથી–ચારે તરફથી–ઘણા દૂરથી–સીસોટી જેવો હવામાં અવાજ કાઢતા આવતા ગોળાઓથી, માણસોની કીકીયારીથી, બુમોથી અને ચીસોથી, ઘોડાની ખરીઓના ધમધમાટથી, માણસોના બડબડાટથી, રણશિંગાના નાદથી, નગારાઓના અવાજથી, તેણે જાણ્યું કે હલ્લા કરવાનું અને બચાવ કરવાનું,–આગળ વધવાનું અને પાછલ હઠવાનું,–ન્હાસવાનું અને પૂંઠ પકડવાનું–અને કોઇપણ પ્રકારે યમને તેનો ખોરાક પોરવાનું કામ, ધમધોકાર ચાલતું હતું.

છેવટે ઓછા થતા બરૂઓના ઝાડવાઓ ઉપરથી તેણે જાણ્યું કે, તે હવે મેદાનમાં આવશે અને ડાબી તરફથી આવતા નગારાના અને માણસોના અવાજો ઉપરથી તેણે માન્યું કે, તે કોઈ મ્હોટા સૈન્યની બાજુમાં આવે છે.

સદોબાએ લગામ ખેંચી.

"નકારા તર મરાઠાચ્યાં દીસતો" તે બોલ્યો! "પરંતુ ચોકાસી કેલ્યાંત લાભ આહે! પૂર્ણી! મ્હીં બાહેર નિઘુન તલાસ કરૂન યેતો, તેવઢી વેલ ઘોડ્યાલા થાંબશીલ કાય?"

વેરાગણના હા કહેવાથી, તેણે કમર ઉપરનો પટકો છોડયો, નીચે ઉતર્યો, લાલનને પોતાની જગ્યામાં લગામ મજબૂત પકડીને બેઠેલી જોઈ, અને પછી આસ્તે આસ્તે ચારે તરફ પૂરી નિગાહ કરતો કરતો, તે બહુજ સંભાળથી આગળ વધ્યો અને અદૃશ્ય થઈ ગયો.

થોડી જ પળમાં તે ખુશાલી ભરેલે ચ્હેરે દોડતો દોડતો આવ્યો.

"તે આપણ્યાંચ લોક આહે!" તે શ્વાસભરે બોલ્યો—"સિંધિયા સરકારચી પાયગા આહેત. તનકે નકો—ચલ મલા બસૂંધા"

ઘોડાની પીઠ ઉપર પછવાડે સરકતાં લાલનનું હૃદય આલ્હાદથી ધરક્યું, અને ફદકો મારીને સદોબાએ પોતાની જગ્યા લીધી. ઘોડાને જોરથી એડી મારી, તે મૂંગું પ્રાણી ઉઠ્યું અને બે પળમાં તો તેઓ રણખંભની પાસેના મેદાનમાં આવીને ઉભા રહ્યા. તેમની જમણી તરફ ત્રણસો વારને અંતરે રણખંભ રોપેલો હતો.

ઝાડવાંની જમણી તરફ, થોડે દૂરથી પાણીપત તરફ જતો બે છાવણીઓ વચ્ચેનો ધોરી રસ્તો, રણખંભ પાસેથી જતો હતો અને આ માર્ગેથી, હલ્લો લઈ ગયેલા, પણ માર ખાતા હજારો મરાઠાઓ હવે પાછા ફરતા હતા અને તેઓ માર્ગમાંથી લૂટમાં લાવેલી ચીજો, ઘવાયલા મનુષ્યો અને થાકેલા ઘોડાઓને, નિશાનીરૂપે પરતાં નાખી નાસતા જતા હતા. તેમનાથી ઘણે દૂર સૂર્યના પ્રકાશમાં ચળકી રહેલા બખતરોપરથી જ માત્ર પોતાની અસ્તિ જણાવી રહેલા મુસલમાનો, જણાતા હતા.

મોખરેજ ખીચોખીચ ઉભેલા અને બે હારમાં વેહેંચાયલા, અર્ધા, ઉપર રહેલા મુસલમાનો તરફ મુખ રાખીને ઉભા રહેલા અને અર્ધા, જમણી તરફના 'સીરકી'-ના જંગલો તરફ મુખ રાખીને હોલ્કરના ન્હાસવાના માર્ગમાં હરકત નાંખવા ઉભા હોય તેનો દેખાવ આપતા, ડાબી બાજુના માણસો રણખંભની પાસેનાં ઝાડો અને મકાનોને અડીને ઉભેલા એવા સિંધિયાના મરાઠાઓ હતા.

રસ્તાની બીજી તરફ, પાણીપતના માર્ગમાં, વચમાં આવેલી જાવલીની ઝાડીઓ તરફ, વચમાં વચમાં અટકીને શાંતપણે, પણ વગર લડે પાછા ફરતા ચિંચૂરકર અને શમશેર બહાદુરના અશ્વો, નિયમિત રીતિએ ચાલતા હતા.

આ મેદાનમાંથી પૂર્વથી પશ્ચિમ તરફ આગલી રાત્રે સિંધિયાએ, મલ્હારરાવ હોલ્કરનો રસ્તો મોકળો કરવાને, ઉત્તીખાનના લશ્કરને ભગાડયું હતું. હોલ્કરના રાત્રિના અણચિંતવ્યા હલ્લાનું પરિણામ આપણે જોઇ ચૂક્યા છીએ, અને છાવણીમાં થતી મારામારીની ખબરથી કુમકે આવેલું શાહનું નવું લશ્કર નાહિંમત થઇ ગયું હતું છતાં, મહા પ્રયાસે જીવપર આવી જઈને; બાથંબાથી કરીને, અફગાન વજીરે પોતાનો રસ્તો સહિસલામત કરી લીધો હતો. મરાઠાઓની બે છાવણીઓ વચ્ચેનો માર્ગ ઉઘડી ગયો હતો, પરંતુ હવે અગાડી વધવાને બદલે—હોલ્કરના સાહસના પરિણામ સંબંધે સંશયી હોવાથી, જંકોજી ને મહાદાજી, ઉત્તીખાનપર હલ્લો કરવાનું માંડી વાળી, પોતાના ઘેરાયલા માણસોને એકઠા કરવા મંડયા; અને આપણે ઉપર કહી ગયા તેમ, પ્રભાત થતા જેવો સમય દેખાય તે પ્રમાણે વર્તી શકાય તેમ—રણખંભ આગળ પોતાના માણસોને તૈયાર ગોઠવીને રાખ્યા. પણ અફગાનો એટલામાં તૈયાર બની ગયા અને સુજાઉદૌલાના બખતરીયાઓના આવી પહોંચવા પછી, વજીરના પુત્રે સંભાળપૂર્વક આગળ વધીને, પોતાની પ્રથમની જગ્યા હાથ કરી લીધી.

આપણે વાત કરીએ છીએ તે વેળાએ, બન્ને તરફના આવા હાલ હતા. આખી રાત્રિ ભયંકર યુદ્ધ ચાલ્યું હતું; મારામારી છેવલેણ અને સખ્ત હતી એમ વેરાણની ચારે તરફ જોતાંને વાર ખાત્રી થઈ. અંધારામાં અનાયાસે સામસામા થઈ ગયેલાઓના બાઝોટાની–છુટાછવાયા ટોળાંઓની મારામારીની–કોઇ પણ નિયમ કે ધોરણ વિના કરવામાં આવેલી–અગાડી ધસવાની કે પાછળ હઠવાની ફુચોની–બીલકુલ ચકિત થઇ ગયેલા શત્રુઓની અણધાર્યા રિપુઓ સાથની ઉજાણીની, વગર વિચારે અનાયાસે આવી ચઢેલા વિરોધી ટોળાઓના બાજુઓ ઉપરના કે પીઠ ઉપરના હલ્લાની–વગર ગણત્રીના વૈરી દળોના બચાવની અને હલ્લાની સખ્ત ઝપાઝપીથી ઘવાયલા–મરેલા અને લોહીમાં ખરડાયેલા ચારે તરફ પડેલા મનુષ્યો નિશાની આપતા હતા–ખાડાઓમાં અને ખાહીઓમાં સ્વારોની એડીના મારથી ઉત્તેજિત થયલા અશ્વો એક ઉપર એક એમ ઢગલાબંધ પડેલા હતા–બાજુ ઉપરની કાંટાની વાડોમાં ગુંચવાયલી મરાઠાઓની પાઘડીઓના અને ભેરવાયલા ઝુંડાઓના ટુકડાઓ હવામાં, ધ્વજાની માફક ફરફર ઉડી રહ્યા હતા; મ્હોટા મ્હોટા ઉંચા ઘાસો, ખરુઓ અને ઝાડના ઠુંઠવાઓ, સ્વારોના ઘસારાથી જમીનદોસ્ત થયેલા જણાતા હતા; ઘેરા રાતા રંગના જીનોમાં ઉભેલા લાંબા લાંબા ભાલાઓની અણીઓ, તાપમાં ચળકી રહી હતી; અને દૂર દૂર સુધી ચારે તરફ મરાઠાઓનાં રાતાં બદિચાનો અને સફેત અંગરખાઓ, હિંદુસ્થાનીઓના ચલકતાં સાંકળીયાં બખ્તરો, વિલાયતીઓનાં ભૂરાં બદીયાનો અને પીલા રંગના મેંઢાના ચામડાના અથવા તો તપકીરીયા પટુઓના ટુકડાઓ, પૃથ્વી ઉપર આચ્છાદન કીધેલાં હોય એમ લાગતાં હતાં. કેટલેક ઠેકાણે બચવાની આશાથી વિમુખ થયેલા હોવાથી, જીવ ઉપર આવીને બાથેબાથ લડનારા અશ્વો અને તેના સ્વારો–હિંદીઓ કે પર્વતવાસીઓ–વિલાયતીઓ કે મોગલો કે રોહીલાઓ કે દક્ષિણીઓના મરેલાઓના અને ઘાયલોના ઢગલે ઢગલા એક જ સ્થળે એકત્ર પડેલા હતા.

સદોબા અને લાલન આવી પહોંચ્યા ત્યારે, મરાઠાઓનો દેખાવ ધ્યાન ખેંચનારો હતો. કાળા અને તપકીરીઆ રંગના અશ્વોરૂપી વાદળામાં, તેના ઉપર બેઠેલા પાતલા પણ કાળા અને હથિયારબંધ અને રંગબેરંગી પાઘડીઓ અને સફેદ ધોતી અથવા પાયજામાઓવાળા, પણ ભયંકર જણાતા શસ્ત્રધારી સ્વારોના હાથઓના લાંબા અને પાતળા ભાલાના ચળકતા અસંખ્યાત લીટાઓ, ગુસ્સામાં આવેલી, પોતાના કાંટાદાર ક્વીલ પીછાંઓ ઉભી કરીને ઉભેલી શાહુડીઓ જેવા અથવા તો કોઇ મ્હોટા બંદરમાં ભયંકર તોફાનને લીધે અથડાઇ ફુટાઇને ભાંગી ગયેલા અસંખ્યાત વહાણોના સઢો જેવા, દેખાતા હતા. પોતાના માણસોને કાંઇ પણ નીયમીત વ્યવસ્થા વિના પોતાની આસપાસ એકઠા કરીને, જમણી તરફ ઝુંડો ઉચકનાર દફેદાર અને ડાબી તરફ નગારાવાળો સિપાઇ રાખીને ઉભેલા સરદારોના ભારે ભારે ઝુંડાઓ, *હવામાં ઉડતા દેખાતા હતા–જો કે લશ્કર ઉભેલું હતું તોપણ તેવી સ્થિતિમાં ઉભેલા જણાતા. યુરોપીય સ્વારોના જેવી દૃઢ શાંતતા અથવા તો અહમદ

---

* મરાઠાઓના ઝુંડા મ્હોટા અને ભારે ને બહુધા ત્રિકોણાકૃતિના હતા. ઉચકનારાઓ તે તો ત્રિકોણાકારની નોંક લશ્કરની બાજુએ રાખતો, એથી પવન વાતો ત્યારે તે ઉડતા અને વિમાન જેવા જણાતા હતા.

શાહ અબદાલીના વૃદ્ધ સિપાઇઓના જેવી ત્રાસજનક સ્થિરતા, તેમનામાં દેખાતી નહોતી. પોતાનું મ્હોડું જમીનને અડકાડીને, વેદનાથી કંપતા ઉભેલા ઘાયલ ઘોડાઓ સિવાય-કે થાકેલા અને તેથી અર્ધ નિશ્ચેત હાલતમાં આવવાથી, જીનના અગાડીના હાથાની ઉપર માથું ટેકવીને વાંકા વળી બેઠેલા સ્વારો સિવાય, પશુ કે માણસ કોઇપણ અત્ર એક ક્ષણભર પણ સ્વસ્થપણે સ્થિર, નિષ્ક્રિય દેખાતું નહોતું. સેનાનીઓ પરસ્પરમાં વાતો કરતા-મશ્કરી કરતા-હસતા અને સોગંદ લેતા હતા-તથા વચમાં વચમાં વિનાપ્રયોજન ઘોડાને ફટકાવતા-લગામ તંગ કરતા, અથવા એડીઓથી તેમનાં પેટ દબાવતા હતા. ઘોડાઓ પણ ખોંખારતા, કુદકો મારી બેસી જતા, ઉભા થઈ જતા, સન્નિપાત થયો હોય તેમ ડાબા જમણી વળી જતા, કુદતા, અગાડી ધસતા ને વળી પાછા હઠતા, હણહણાટ કરતા, ફુંફાડા મારતા, ખરીઓ ઠોકતા અને પડોસીને કરડતા દેખાતા હતા. કેટલાક એક ટોળામાંથી બીજામાં જતા, કેટલાક પોતાની હરોળની બાહર ચાલી આવતા, કેટલાક આસપાસ મીનીટ બે મીનીટ ફરી પોતાના ભાલા હવામાં ફેરવીને, જાણે કોઇક વાઘ માર્યો હોય તેમ આવીને પાછા હરોળમાં ગોઠવાઈ જતા, કેટલાક બાજૂ ઉપર થઈ જઇને સાથે લાવેલા શેકેલા દાણા કે ઠંડી રોટલી અને કાચા કાંદા ખાતા હતા. ટુંકમાં, તોફાની વાદળાંની આગલી હરોળની માફક, મરાઠા સૈન્યના છેડાના ચારે તરફના ભાગો, એક ક્ષણ પોતાની જગ્યા કે શાંતિ સાચવી શકતા નહોતા અને કોઈ વિદેશીય પ્રેક્ષકને તો તે એક નહિં અંકોશમાં રાખી શકાય તેવું ઉશ્કેરાયલા જનોનું ટોળું જ હોય એવું લાગતું હતું.

પણ કેટલીક વિગતમાં આમ ધારવું ભૂલ ભરેલું હતું. જો કે 'કવાયદ' અથવા 'ડ્રીલ' જેવું તે સમયમાં કાંઈપણ નહોતું, તોપણ આખું જીવન ઘોડાની પીઠ ઉપર અને રણમાં કાઢનાર, તરવાર અને ભાલા, તેમ જ બીજા પણ શસ્ત્રોનો ઉપયોગ કરવામાં નિપુણ અને કુશળ, તેજી ઘોડાઓ ઉપર પાકો અંકોશ ધરાવનાર આ ચંચલ યોદ્ધાઓ, શાસ્ત્રીય રચના પ્રમાણે યુદ્ધમાં ન જાય તેવા નહોતા. દરેક જણ પોતાના સરદારના ઝુંડા ઉપર નજર રાખતો હતો, અને સરદારની આજ્ઞા મુજબ જેમ તે ફેરવવામાં આવતો તેમ, તથા જેમ તેનો નગારાવાળો "આગળ વધવાના," "પાછળ હઠવાના," "એકઠા થવાના કે હલ્લો કરવાના" જૂદા જૂદા હુકમો આપતો તેમ તેઓ બરોબર વર્તતા હતા. પાંચ અથવા છ જણના સમૂહો, જેને "પુરા" કહેતા તે પ્રમાણે તેઓના વિભાગો કીધેલા હતા; અને આ લોકો જેમ જરૂર પડતી તેમ અગાડી, વળની માફક પથરાઈ જઇને, શત્રુની તરફ ગોઠવાઈ જતા, અને યુદ્ધમાં પંખાના પછાડી, ડાબી તરફ કે જમણી બાજુ ઉપર કે પછવાડી આવી જતા.

આ વ્યવસ્થા-પૂર્ણતા, આપણી નાયિકા અને સદોબાએ તુરત જ જોઈ.

મોગલ અને પઠાણ ઘોડેસ્વાર લશ્કર, જે લાલનની ડાબી તરફ હતું તેમને, કાંઇક હુકમ અથવા ખબર મળી હશે તે પ્રમાણે, તેઓ ઝડપથી ચાલવા લાગ્યા, અને પાછા ફરતા હિંદુઓ 'સીરકી'ના રક્ષણમાંથી હવે બહાર પડ્યા અને ઘડીમાં ઉભા રાખી યુદ્ધના નગારા વગાડી, અફઘાન છાવણી તરફ મુખ કરી, હાથમાંની તરવાર, ચારે તરફ ફેરવતો, ઘેલા જેવો જણાતો, પણ ઠરેલ હોલ્કર, પોતાના ઝુંડા સાથે સહુથી પછવાડે રહીને, હિંદુ લશ્કરને સલામત લાવવા મથતો હતો.

તુરત જ સિંધિયાના લશ્કરમાંની મોખરેની ટુકડીમાંથી એક સ્વાર તીરની માફક જોત જોતામાં હોલ્કર પાસે આવ્યો–કાંઈક વાત કરી–અને પાછો ફર્યો. કેટલાક તુરત જ પાણીપત તરફ રણખંભ આગળથી ઘોડા કુદાવી ગયા અને પછી સિંધિયાના નગારામાંથી, કોઈ નવી જાતનો જ અવાજ નિકળ્યો–જે તેની સાથેના સરદારોએ તેમનો તેમ ઉપાડી લીધો–હવે જુદા પછવાડે જુદા ચાલવા લાગ્યા અને પાણીપતમાં જવાને રણખંભ તરફ જવા લાગ્યા–તેવારે જમણી તરફની ધીચ હમેલી સ્વારોની પલટણે, પોતાની જ જમણી તરફ ધસી આવતા મુસલમાનોની તરફ ચાલવા માંડયું અને ડાબી તરફના માણસોનો જમણી તરફનો ભાગ, ધીરે ધીરે, પણ યુક્તિ પુરઃસર, પછવાડે હઠવા લાગ્યો અને સઘળા રણખંભની આસપાસ કુંડાળામાં ગોઠવાતા હોય તેમ, પાછા હઠવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૮ મું.

### મહાદાજીની મુદ્રા.

“તે પહા! તે પહા!”–મરાઠાએ આપણે પૂર્વે કહી ગયા તેવા સ્વારોના એક ન્હાના ગુંછળા તરફ (આંગળી) બતાવતાં તે મરાઠાએ કહ્યું. “તે સરકાર હાય, આણુ ત્યાંચી બાજૂપર જંકોણા હાય! તું આતાંચ ત્યાલા ભેટાયલા માંગતીસ કાય?”

“દાદા, મલા આતાંચ તેથે નેહ”–પોતાના પ્રિયતમને મળવાના વિચારમાં, સમયનો વિચાર કીધા વિના કે તે તેને કેવી રીતનો આવકાર, આવે વિષમ સમયે, આપશે તેનો કાંઇપણ ખ્યાલ કીધા વિના જ, તેણે કહ્યું.

તેની આતુરતાનું ખરું કારણ નહિ જાણનાર સદોબાને મન તો તેણી કાંઇ સરકારી મહત્વના કામ માટે મળવા માંગતી હશે એમ તેણે ધાર્યું. તેના ઉપરી અમલદાર મહિપતરાવે પણ તેને લશ્કરમાં લઇ જવાને કહ્યું હતું અને તેણે સાંભળ્યું હતું કે, તેણીને તરૂણ મહાદાજી સિંધિયા સાથે કાંઇક જરૂરી કામ છે–તેથી જો બને તો રસ્તામાં તેમનો મેલાપ કરાવવામાં કાંઇ હરકત નથી ને તેમ કરવાને માટે મરાઠા સૈન્ય સાથે ભેળાઇ જવામાં પણ તેણે લાભ જોયો; કારણ કે તેને ભય હતો કે, કોઇ પણ અફઘાન પછવાડે આવતા હશે. હવે લાલન, જ્યારે તે દક્ષણી સરદાર મહાદાજીને મળશે ત્યારે તેણી તેને શું કહેશે તે જોવાનું છે. સદોબાએ પોતાના ચારેક્ષા ટોળા તરફ જવાને, બમણા બોજા સાથે ફરીથી ઘોડાને કુદકા મારતી ચાલે ચલાવ્યો.

આ વખતે જ વળી લડાઇએ નવું રૂપ લીધું. છાવણીમાંથી આવતી મદદ નહિ જોઇ શકવાથી, ઉત્તીખાને જાણ્યું કે, મરાઠાઓ આવી રીતે સામે આવવાનો ડોળ ઘાલીને, બાજુ ઉપરથી તેના ઉપર ધસવાનો વિચાર કરે છે, અને તેથી તેણે છુટા છવાયા ટોળાઓને ‘સીરકી’ની ઝાડી તરફ મોકલ્યા. આ જોતાં જ સિંધિયા, જે દિશામાંથી લાલન આવતી હતી તેની સામી તરફ પોતાના સૈન્યની બાજૂ ઉપર દોર્યો. નગારાં ફરી વાગ્યાં, માણસો ડાબી તરફ ગોળાકારમાં વળ્યાં, અને આખું લશ્કર, સીધી હરોલમાં ગોઠવાઇ ગયું તથા મુસલમાનો તરફ ઝડપથી ચાલવા માંડયું.

બારૂના જંગલના મોખરામાં, રણખંભથી સીધી હારમાં–મેદાનમાં–સિંધિયાના સૈન્યની સાથે; કાટખુણો બનાવતું બીજું મરાઠા લશ્કર, તેટલામાં તો એક હારમાં

ગોઠવાઇ ગયું અને તેણે પણ ઉગ્ર નાદ કીધો. આ નાદના જવાબરૂપે **શમશેર બહાદુર** અને **વિંચૂરકર**ના માણસો, જેઓ ડાબી તરફના ઢળાવ ઉપર ગોઠવાયા હતા તેમણે, ઘોષ કીધો. તેમની સામેની 'સીરકી'ના વનમાંથી છૂટાં છવાયાં મુસલમાન ટોળાંઓ નિકળતાં હતાં, અને તેમની પછવાડે તેમનાં મેલાં વસ્ત્ર અને શસ્ત્રો ઉપરથી, તથા મ્હોટા કદાવર પણ હાડપિંજર જેવા દેખાતા ઘોડાઓ ઉપરથી, દૂરાની જેવા લાગતા સ્વારોનું મ્હોટું બળ દેખાયું. આમાંના કોઇ કોઇ સિપાઇઓ દૂરમાં, કોઇ મરેલા કે ઘાયલ થયલા શત્રુને જોતાં તે હરોળમાંથી બાહર આવીને તેનું માથું કાપીને લઇ લેતા, કારણ કે **એસીરીયા**ના અને **ઇરાન**ના પુરાતન બાદશાહોની માફક, **ખોરાસાન**નો બાદશાહ **અહમદશાહ** પણ, માથાદીઠ પારિતોષિક આપતો હતો.

આ નવા આવેલા માણસોથી, **મહાદાજી** અને **જંકોજી**એ પાછું હઠવાનું ફરીથી શરૂ કીધું, અને **ઉત્તીખા**ને આગળ આવવું ચાલુ કીધું. **રણખંભ**ની પછવાડેના નાળામાં થઇને **શમશેર બહાદુર** અને **વિંચૂરકર**ના સરદારની બાજુમાંથી, **હોલ્કર**નું અવ્યવસ્થિત સૈન્ય **પાણીપત**ના રસ્તા ઉપર પાછું ગોઠવાઇ ગયું હતું; અને **ત્ર્યંબક સદાશીવ પુરંધર** તથા **અંતાજી માનકેશ્વર**ના હાથ નીચેના **સિંધિયા**નાં માણસો પણ, **રણખંભ**ની આગળથી ધીરે ધીરે અંદર દબાવા લાગ્યાં. **દૂરાની**ઓ મેદાનમાં આવ્યા અને તેમની પછવાડેની હરોળો અગાડી વધી શત્રુની સામા ગોઠવાઇ ગઇ. પરંતુ લશ્કરનો પાછળનો ભાગ બહુ જ પછવાડે રહ્યો હતો અને છાવણીમાંથી ન્હાસનાર સૈન્યને બદલે હવે સામે, તાજું આવેલું વિજયી સૈન્ય જોઇને, તેઓ પણ હલ્લો કરતા અટક્યા.

**ત્ર્યંબક સદાશીવ** પછવાડે હઠતો ગયો, તેમ **સિંધિયા રણખંભ** પાસે આવતો ગયો અને **મરાઠા** સૈન્યની વચમાં પડવામાં ભારે જોખમ હતું તે જોઇને, **ઉત્તીખા**ને પાછળ આવવાનું ચાલુ રાખવા છતાં પણ, છાવણીમાંથી આવતું દુરાની લશ્કર હવે તેના જોવામાં આવવાથી, તેની સાથે જોડાવાને માટે તે પોતાની જમણી તરફ વળ ખાતો ગયો. **સિંધિયા** પાછળ આવનારા બધા શત્રુને એકદમ પછવાડે રખડતા નાંખવાની આ તક મળતાં, ઘર તરફ જતાં જતાં, પોતાની ડાબી તરફ ધીરે ધીરે વળ ખાતો ગયો. આ હીલચાલનું પરિણામ એ આવ્યું કે, **મહાદાજી**ને **ઉત્તીખાન** સામે જતો જોઇને, તેને મળવાનો વિચાર મૂકી દઇ, તેણે **પાણીપત**નો માર્ગ લીધો હતો, અને **રણખંભ**થી જમણી તરફ અગાડી વધી ગયો હતો. ત્યાં નજીકમાં જ **સિંધિયા**ના **મરાઠા** લશ્કરની ડાબી તરફ તેઓ આવી પહોંચ્યા. આ ટુકડીની પછવાડે જ આગળ ચાલતા "જરીના પટકા"થી જણાઇ આવતાં, જરીના કપડામાં આચ્છાદિત થયેલા, અવાજ કરી રહેલા નગારાઓથી પરખાઇ જતા, તેમના ચટીયાતાં વસ્ત્રો અને શસ્ત્રોવાળા માનીતા સિપાઇઓ અને દશ બાર તનના વિશ્વાસુ નાયકોથી વિંટાયલા **સિંધિયા**ઓ—કાકા ભત્રિજાઓ—આવતા હતા. પરસ્વેદથી ભીંજાયેલી—ઉગતા સૂર્યના કિરણોમાં કાંઇક આસમાની રંગનો આભાસ આપતી, ગરદન ઉપરના ફીણના સમૂહથી શ્વેત દેખાતી, લગામની મુખમાંની કડિયોના અંતરાળમાંથી, ફીણના ફીસોટા કાઢતી—નાજુક જણાતા પાતળા પગો ઘૂંટણ સુધી ધૂળ અને કાદવથી ખરડાયલા હોવાથી—તે માટીના જ હોયની તેવો દેખાવ આપતી—આગળનો પગ છેક જંઘા સુધી કાળા રાતા રંગનો હોવાથી, ને ત્વરામાં લોહીથી ભરેલા

ખાડામાં પડ્યા હતો એવું જણાતી હતી—લગામની દોરીની હારમાં જ સાથે અને ગરદન સિધી કરીને, થઇ આવી શકિ સ્વપ્ત પ્રવાસ બેઠેલા છે એવું દર્શાવી દેતી–ગહેળા થઇ ગયેલાં નસકોરામાંથી વરાળના ગોટા કાઢતી, પરંતુ પોતાની વિકસિત થયલી મ્હોટી–ચારે તરફ ફરી રહેલી–આંખોવડે, પોતાની ઉત્તમ જાતિનું પ્રેક્ષકને સ્મરણ કરાવતી–લાંબાં લાંબાં પગલાં ભરીને ચાલતી, પ્રખ્યાત મહાદાજી સિંધિયાની કાઠીઆવાડી ઘોડી, સદોબાની દૃષ્ટિએ પડી. મહાદાજીની દબાઇ ગયલી અને વિખરાઇ ગયલી પાઘ–ખરડાયલો, ફાટેલો અને ચીરાડાવાળો તેનો શ્વેત પાયજામો; અર્ધું ફાટેલું અને અંગરખો–ઝગુ ઠેઠ સુધી લોહીથી ખરડાયલો તેનો લાંબો ભાલો, તેના રાત્રિભરના શ્રમને પ્રગટ કરતા હતા–તોપણ તરવારના હાથાના ઉપર પગ દબાવીને દૃઢપણે તે બેઠેલો જણાતો હતો. તેના કાળા, ઉત્સાહી અને નિર્ભયતા દર્શાવનારાં મુખ ઉપરની, વૈરાગણને વશ કરી દેનારી તેની મ્હોટી રાતી આંખો, પ્રથમ આપણી નાયિકાએ દીઠી હતી તેના કરતાં પણ અત્યારે વધારે તેજસ્વી અને વધારે રોષભરી દેખાતી હતી; અને તેના મુખ ઉપરની ખોડાની-માંથી તથા ગાદીવાળી, રેશમની તડકો દૂર રાખવાને માટે આગલા છેડાને નીચા વાળી દીધેલી તેની ટોપી તળેથી તે ચમકી રહી હતી.

થાકથી કંટાળેલી બાળા, અનેક સંકટો પછી આવી રીતે પોતાના પ્રિયતમને દેખતાં જ, ભાન ભૂલી ગઇ અને સદોબાના સ્કંધો ઉપરથી જેટલા બને તેટલા લાંબા પોતાના હાથોને પસારતાં સમયનો–કે મનુષ્યોના હૃદયમાં શા શા વિચાર રમે છે તેનું ભાન રાખ્યા વિના, એકદમ બોલી ઉઠી; "અય ધણિ! અય કંથ! મુજ ઉપર કરો નજરીઆ–મીં હજારો સંકટ સહુન તુમચ્યાં કરિતાં આલી હાય. તાપીચ્યાં કિનારા વરલ્યા જંગલાંત પાણી પાણારી મ્હીં જાનકીદાસ બાવાંચી લ્હાન વૈરાગણ પૂર્ણી આહે! આપુન માંજ્યાવર કામમય લાઉન આલે હોતે અને મ્હણાલે હોતે કીં મીં તુમચ્યાં માંગી જરૂર યેણાર, મીં તસીચ રીતિને આલી આહે. મલા આતા બચવા. પિયે! તુમ્હી વાંચુન કોણી મલા આતાં બચવનાર નાહિ."

"મૂર્ખી મર! પૂર્ણી! સરકારલા અસત રીતિની બોલાયલા કાય ભય વાટત નાહિં કાં બરે–વેડી ઝાલી હાય કાય?" તેણીના આવા વર્તનથી પોતાના ઉપર આફત આવી પડવાના ભયથી ગુસ્સે થયેલા સદોબાએ, તેના મુખ ઉપર પોતાનો હાથ દબાવતાં કહ્યું.

પરંતુ મહાદાજીએ ઉપલા શબ્દો સાંભળ્યા હતા. ઘોડીની લગામ હાથેથી ખેંચીને એડીથી તેણીને પાછલા પગો ઉપર ગોળ ફેરવીને, એક ક્ષણમાં તેણે પાંચાલ ઉપરનો બેવડો ભાર જોયો–તેણે વૈરાગણને દીઠી અને એક ક્ષણમાં તો તેણીને ઓળખી કાઢતે; પણ નજીક આવવાનો હુકમ સદોબાને આપવાને તે મુખ ઉઘાડતો હતો તેટલામાં જ, આવા વિષમ સ્થળ અને સમયે એક આવી અર્ધ–વિસ્મૃત થયલી બાળાના કરતાં સહસ્રગણા વધારે ઉપયોગી બનાવે તેનું ધ્યાન, તુરત વેળા આકર્ષ્યું.

મુસલમાન સ્વારોનું ટોળું હવે માત્ર બસો વાર જેટલું જ દૂર હતું અને જો કે તેઓ પાછા હઠતા મરાઠાઓપર હલ્લો લાવવાને આતુર હતા, પરંતુ મરાઠાઓની મ્હોટી સંખ્યા-ને લીધે, તેમ જ જાવલીના સઘન વનમાં ઉભેલા વિંચૂરકરના અને શમશેર બહાદુરના

સ્વારોની હીલચાલને લીધે, તેઓ અટકયા. ઉપલું મરાઠા બળ એવી રીતે ગોઠવાયું હતું કે, સિંધિયા અને ત્ર્યંબક સદાશિવનાં માણસોને નહસાડવાનો પ્રયત્ન કરનાર શત્રુદળની બાજુ ઉપરથી તે સખ્ત હુમલો લાવી શકતે. આથી મુસલમાનો સ્થંભ્યા, પણ તેટલામાં તેમનામાંથી એક ઉંચો પોશાક પહેરેલો સ્વાર, મ્હોટા કદાવર અને બળવાન તુર્કોમાની અશ્વને કુદડી પડતી રવાલ ચાલ ચલાવતો અને હાથમાંની પરશુને ચારે તરફ હવામાં હલાવતો, ત્વરાથી બહાર આવ્યો. આ નિશાની રણખંભ આગળ દ્વંદ્વ યુદ્ધ રમવાની છે, એમ બેય તરફવાળા સારી રીતે જાણતા હતા.

પૂર્વ તરફના દેશોમાં બેય તરફનાં સૈન્યો સામ સામે તૈયાર ઉભાં હોય ત્યારે તેઓને નિરૂદ્યમી રાખી મૂકીને—રૂસ્તમ અને સોરાબની માફક દ્વંદ્વ ખેલવાનો ચાલ, સર્વ સામાન્ય છે. અને તેમાં પણ આ વખતે ધર્મની વિરૂદ્ધતાને લીધે, અને સ્વદેશવાત્સલ્યતા તથા અભિમાનને લીધે, પૂરા શૌર્યમાં આવેલા—યુદ્ધનું મહત્વ પરિપૂર્ણપણે મનમાં સમજનારા—વિજયની પૂર્ણ ખાત્રી પોતપોતાના હૃદયમાં રાખનારા—આ બે પ્રતિસ્પર્ધી સૈન્યોમાં, દ્વંદ્વની લાગણી અતિશય પ્રબળ વર્તતી હતી.

આથી સદોબા અને લાલનનો ભાવ પૂછવાને બદલે, વજ્રની ત્વરાથી આવનાર આ યોદ્ધો શું કહેવા માંગે છે, તે જાણવાને ઉત્સુક થઇને, મહાદાજી બે પગલાં અગાડી આવીને ઉભો.

દશેક વારને અંતરે મુસલમાને પોતાના અશ્વને રોકયો અને ઘાંટો પાડીને બોલ્યો;—

"અય કાફર! તુમેરા અયસા કૌન ગર્વિષ્ઠ સરદાર હય જો સારા ખોરાસાનકા પાદશાહકું ખૂદકું દ્વંદ્વકા કહેણ ભેજતા હય? જહાંપનાહ—પનાહ—એ—આલમ! દરિયાએ હાફેઝકું મીલનેકું કૌન તુમ્હારા લશ્કરમેં લાયક હય? યહાં દેખો, ઉનકા ગુલામોકા ગુલામ મય હયાં હાજીર હું. ઔર જો કોઈ મેરા માલિકકા ઉપર હાથ ઉઠાનેકું માંગતા હોવે ઉસકા કલેજા ખાનેકું મૌજુદ હું! યહ કીસકી અંગુઠી હય? યહ મહોર કીસકી હય, તુમ જાન શકતે હો?"—અને પૂર્વ દિવસે રણખંભ આગળ, લાલનને મુકવાને ઘોસ મહમદ આવ્યો હતો તેને આપેલી મહાદાજીની મુદ્રા, તેણે પોતાની આંગલીમાંથી ખેંચી કાઢીને, પોતાના માથા ઉપર ઉંચે ધરી.

ચોધરા પણ મ્હોટા અવાજે હાથમાંનો ભાલો ધ્રુજી રહે તેવા વેગમાં મરાઠા સરદારે જવાબ આપ્યો; "લાયકાત—ના લાયકાતકી બાત તો પરમેશ્વરકું માલુમ હય. પર મહાદાજી સિંધિયાકી સાથે હાથ મીલાનેકી ઇચ્છા કરનેવાલે ઔર એ મુદ્રા દીખાનેવાળા તુમ કૌન હો? યહ મુદ્રા મેરી હય!"

"મય શાહકી બીરાદરીકા, પોપલઝાઇઓકા અમીર—ફેઝઉલ્લાહખાનકા બેટા લૂતુફઉલ્લાહખાન હું—દૂરાની માત્ર ઉમદા અસીલ—હય. તું મેરેસે લડેગા?"

"જો બીબી નહિ તો લૂંડી જ સહી" હસીને લોકમાં પ્રચલિત કહેવત બોલતા મહાદાજીએ કહ્યું—"જો તુર્કોકા શાહ મેરા દ્વંદ્વકા કહેણ કબૂલનેકું આપકું નાલાયક સમજતા હય વા આપને દીલમેં ડરતા હય તો ઠીક ક્યાં હય. મય તેરેકુંહી મેરી પ્રસાદી દેઉંગા!" આટલું કહેતાં—તેણે ઘોડી, લૂતફઉલ્લાહખાન તરફ લીધી અને વીંટી પાછી (છીનવી) લીધી. ૧૯૭૩૪

પહેલા હુમલો બેગાન કરેલો, તે જગ્યાએ જ્યાં આગળ બે સૈન્યો હતાં ત્યાં જ તે સ્થિર થઈ ગયા. શાહુબાબ જેવા હુમલાને માટે જ ખાસ રાખેલા પવિત્ર સ્થળ આગળ, લોહી ઉકાળી વહેવું, અથવા તો બે જબ્બા હુમલા રમતા હોય ત્યાં કોઈપણ ગ્રહણવાળાએ વચમાં પડવું, એ પૂર્વ દેશોમાં અધર્મ ગણાય છે. તેમ જ આ જગાએ તો આ આસને અનુસરવામાં બે પક્ષકારોને લાભ દેખાતો હતો. મુસલમાનો તેઓને જરૂરી ચીજ મદદને આવી પહોંચવાની રાહ જોતા હતા, અને હિંદુઓ હોલકરના માણસોને પાણીપતને માર્ગે પડી ગયલા જોવાને ઇચ્છતા હતા–તેમ જ પાછળથી માલમ પડશે તેમ તેમાં બીજો પણ ભેદ હતો.

મહાદાજી પોતાની ઘોડી લઇને પાછો ફર્યો–બારેક વાર જેટલે દૂર ઘોડીને ઝુલાવતો ઝુલાવતો લઈ ગયો; અને પોતાના લાંબા ભાલાને મસ્તક ઉપર બે ત્રણ વાર તેને સમતોલપણે સ્થિર કરતો હોય તેમ ફેરવ્યો–તેની ઘોડી પણ જરાક ક્ષુબ્ધ–જોરથી દમ ખેંચવા લાગી–ખરીઓ અફાળવા લાગી–દાંતમાંની લગામ કરડવા લાગી–અને શું થવાનું છે તે સમજતી હોય તેમ પોતાના સ્વારના હાથો તરફ જોવા લાગી.

"હોશિયાર હોના" નો તેણે નાદ કીધો–ઘોડીનું માથું છૂટું ઝટકાથી મૂકી દેતો તે લુતુફઉલ્લાહ તરફ ધસ્યો.



## પ્રકરણ ૧૯ મું.

## "નેજાં બાજી."

આટલું આટલું રખડેલી–અનેક જાતના સંકટોમાંથી પસાર થયલી પોતાની આસપાસ અનેકને લડતા જોવાની બે દિવસ થયા ટેવ પડેલી હોવા છતાં પણ, લાલનને આવું ભયાનક સમરસ્થળ પૂર્વે અનુભવ્યું ન હોતું, અને જે હૃદયમાંની મૂર્તિને માટે તેણીએ આટઆટલા સંકટ વેઠયાં હતાં, તેને જેમ તેમ કરતાં જોતાં અને તેનાથી ઓળખાવવાની અણી ઉપર આવતાંજ, તેને આવી રીતે મૃત્યુના મુખમાં પોતાની નજર સામો ધસતો જોતાં જ, લાલન ભય અને નિરાશથી કંપી ઉઠી. સદોબાનું મન પાછળ હઠતા લશ્કરમાં ભળી જવાનું હતું, પરંતુ અનેક રીતે રડીને–કાલાવાલા કરીને–હાથ જોડીને–તેણીએ આ ભયકારક બનાવનો અંત, પોતાની નજરે જોવા દેવાને તેને સમજાવ્યો, અને છેવટે, ન છૂટકે, તે જંકોજીના અશ્વની પછવાડે, મહાદાજીનાં માણસો અને લશ્કર ભેગો ઉભો રહ્યો.

મહાદાજીએ જોશભેર ઘોડીને દોડાવીને નજીક આવતાં જ તેને ધીરી પાડવા માંડી અને છેવટે એટલી તો લગામ તંગ કીધી કે, તે તેજી પ્રાણી ધીરે ધીરે પોતાના પાછલા પગો ઉપર કમાન વળે તેમ વળી વળીને, ઠેકા ઠેકડા મારવા લાગ્યું. તેનો લાંબો ભાલો બે ત્રણવાર માથા ઉપર ઘૂમ્યા પછી, તેનો પાતળો ભાગ ધ્રુજતો ધ્રુજતો, જમણી તરફ નીચો વળેલો અને જાડો ભાગ છાતી આગળથી ડાબી તરફ ઉંચે, માથા ઉપર થઇને સ્થિર થયો.

બીજા હાથપર, લુતુફઉલ્લાહ ધસવાને માટે તૈયાર થઇને તેના ઉંટા ઈરાની તર્મા–પાવરામાં પગ મજબુતપણે ટેકાવીને–લગામ ડાબા હાથમાં એકઠી કરીને,

છાતી આગળ ઉંચી પકડીને–તેના અણિયાળા ચોખંડા પાવડા ઘોડાની બાજુમાં લગાવવાને તૈયાર રાખીને, મારવામાં અથવા બચાવ કરવામાં ઉપયોગી થઇ પડે તેવી રીતે તૈયાર થઇને–શાંતપણે બેઠેલો જોવામાં આવતો હતો.

ઉપર વર્ણવેલી વિગતો તમાસગીરો જોઇ લે તેથી વધારે ત્વરાથી બંને યોદ્ધાઓ, એક બીજાને ભેટ્યા અને પ્રથમ ફટકાઓ સામ સામા લગાવ્યા. "યા અલ્લાહ"ની બૂમ મારતા લૂતુફઉલ્લાહે હાથ હવામાં મારવાને ઉંચો કરીને **મ**હાદાજીની સામે એકાએક ધસ્યો અને જોરથી એક જીવલેણ ફટકો તેને લગાવ્યો અને જો **મ**રાઠાની સારી રીતે કેળવાયલી ઘોડીએ પોતાના પાછલા પગ ઉપર ડાબી તરફ વળ ન ખાધો હોત તો, આ ફટકાથી જ દ્વંદ્વનો અંત આવતે. પણ ઘોડીના ફરવાથી તેનો ફટકો અદ્ધર હવામાં જ ગયો અને તેનો ઉત્તેજીત થયલો અશ્વ–એટલા તો જોરથી અગાડી ધસી ગયો કે **મ**હાદાજીના ભાલાનો નીચે રહેલો છેડો તેની કાખ આગળ આવી ગયો અને **મ**હાદાજીએ ત્વરાથી તે છેડો તેના બખ્તરમાંના કાખ આગલના ઉઘાડા ભાગ તરફ ઠબાવ્યો, પણ તેટલામાં તેના ઘોડાના કૂદવાથી, ભાલાનો છેડો બખ્તર સાથે પીઠપાછળ અફળાયો અને ભાલો પાતલા વાંસનો હોવાથી વચમાંથી કમાનની માફક વળી ગયો. પોતાનો ફટકો ખાલી જવાથી, હાથને લાગેલા આંચકાને લીધે, તેમ જ પછવાડેની તરફથી આવેલા ધક્કાને લીધે, દૂરાની સરદાર પોતાના જીનપર બીલકુલ વળી ગયો તોપણ, પોતાનું સમતોલપણું, તેણે જાળવી રાખ્યું. તેણે પોતાના ઘોડાને લગામ તથા એડીઓના મારથી, જલદીથી પાછો ફેરવ્યો–એ ઘણું સારૂં થયું; કારણ કે **મ**હાદાજીની ઘોડી તો તેટલામાં ગોળ ચક્કર ફરીને તેની બાજૂ ઉપર આવી ગઇ હતી અને **મ**હાદાજીએ કમાન વળેલો ભાલો સીધો થાય તેટલામાં તો, હાથ ઉંચો કરીને તેના વજનદાર પાછલા ભાગથી એક સખ્ત ફટકો તેની જમણી પીઠપર લગાવ્યો જે, સાવચેત **અ**ફઘાને, પોતાની ઢાલના પાછલા ભાગ ઉપર ઝીલી લીધો અને તેટલી જ ત્વરાથી પોતાની પહોલી પરશુ જેવી તરવારનો બીજો ફટકો તેના ઉપર ઉગામ્યો; પણ તે તેના ભાલાના હાથા સાથે અથડાવાથી વ્યર્થ ગયો અને તે તેના પ્રાણઘાતક, પણ વજનદાર અને સરળતાથી ફેરવી નહિ શકાય તેવા શસ્ત્રને, સમતોલપણે ગોઠવે તેટલામાં તો, **મ**રાઠાની તેજી પણ ખબરદાર ઘોડી, તેની બાજુપરથી સરી ગઈ અને લગામ ઢીલી થતાં જ, એક લાંબી છલાંગ મારીને, તેનો હાથ પહોંચે તેથી દૂર જતી રહી–અને તેટલી જ ત્વરામાં એ યોદ્ધા પાછા એક બીજાની સામે ઉભા થઈ ગયા–અને બીજી વેળાના હાથ બતાવવાને માટે તૈયાર થઇ ગયા.

રોષે ભરાયેલા **પો**પલઝાઇ **વિ**લાયતીએ, ઘોઘરે પણ મ્હોટે સાદે બરાડ મારી! "બંદરકા બચ્ચા! તેરી મદારીકા ખેલમે વાપરનેકી યહ છોટી સી લાકડી ફેંક દે, ઔર મરદકી માફક તરવાર હાથમેં લેકર આ જા!"

"અભી નહિ, અભી નહિ!" તેના ચ્હીડાયલા પ્રતિપક્ષીને હસીને, ઠંડે કલેજે તેણે જવાબ આપ્યો–"હમારા લોગમે સ્ત્રીઓકું ઔર બચ્ચાઓકું શિક્ષા દેનેકે લીયે એસી પતલી લકડી બાપરનેકાહી શીરસ્તા હય!"

પ્રથમના કરતાં વધારે ઉશ્કેરાયલા અને ઓછા સાવધ મને, એક ક્ષણમાં બેએ પોતપોતાના જાનવરને એક બીજાની સામે દોડાવ્યા–**વિ**લાયતીએ એકાએક ઝનુનમાં

આવી રીતને પ્રસંગે કરીને ફટકો મારવાને હાથ ઉંચક્યો, પણ મહાદાજીએ બાજુ ઉપર ખસી જઈને તે છટકાવ્યો અને તેટલી જ ત્વરાથી પોતાનો લાંબો ભાલો, સોનાના અણુપાનનાં કાર્યના સોનાના હાર પહેરેલા ઉઘાડા ભાગમાં નેમ તાકીને, તે શત્રુ તરફ જોરમાં માર્યો. પણ ઘોડાના ચામડાની ઢાલમાં તે ફટકો ઝીલ્યો અને મહાદાજીનો ભાલો આરપાર નીકળીને તેમાં ખુંતી રહ્યો; અને તે જ ક્ષણે બેવના ખૂબ કેળવેલા અશ્વોએ એક બીજાની આસપાસ ગોળ કુદકી કરી, તેથી મહાદાજીના હાથમાંથી ભાલો છટક્યો અને પઠાણનો આવતો ફટકો છટકાવવાને જેવો તે ઘોડાની પીઠ ઉપર વાંકો વળ્યો કે તે તેની છાતી આગળ સુધી આવ્યો અને ઘોડીની ડોક ઉપર તથા તેની કમ્મરબંધના પટકામાં ભરાઇ જઇને, જોરાવર ઉછાલન દંડની માફક લાંબો થઈ ગયો, અને આંચકા સાથે મહાદાજીને તેના જીનમાંથી બાજુ ઉપર ફેરવી નાંખ્યો. તેના આ ક્ષણિક ગભરાટનો લાભ લેવાને ચપળ લુતફુલ્લાહે, તે પાછો ટટાર થાય તે પહેલાં તો, ઘોડાને એકદમ આગાડી ધસાવીને પોતાની પરશુથી સખ્ત ફટકો લગાવ્યો. પરંતુ મહાદાજી આવા સમયને માટે યોગ્ય પુરૂષ જ હતો. તેણે ત્વરાથી પોતાની બે કોણીઓ ઉંચી કરી લગામના ઝટકાથી ભાલાનો છેડો છૂટો કરી નાંખ્યો અને તે જોરથી છટકેલી કમાનની માફક ઉડીને, પોતાના માથામાં ન વાગે માટે, માથું એકદમ નમાવીને ઘોડીની ચાળને લગાડ્યું. પઠાણની પરશુ—કડેલા ભાલાના આંચકાથી અને મહાદાજીના જમણા હાથની વજ્રમૂઠના આંચકાથી, નિર્બળ થયલી, તેના જમણા ખભા ઉપર પડી. તેના ઝટકાથી, મહાદાજીની વજ્રમુષ્ટિ ઉપરના સોનાના તથા હીરાના કટકાઓ અને કુરતા ઉપરની મુદ્રાઓ અને વીંટીઓ ચૂરો થઇને ખરી પડી, અને જો તેના ખભાઓ ઉપર ચામડાના રૂના ભરેલા ગદેલાઓ ન હોત તો, તેનું હાડકું કપાઇને તેનો હાથ નિરૂપયોગી થઇ જતે. પણ આ કારણોને લીધે, ફટકો નિર્જીવ જેવો થઈ ગયો અને છૂટા થયલા ભાલાનો બીજો છેડો, પઠાણની ઢાળમાં ખૂંતેલો હોવાથી, તેના ઉડવા સાથે, પઠાણને પણ પાછળ ઉથલાવી નાંખ્યો અને તેને ખૂંતેલા ભાગમાંથી કાપી નાંખીને છૂટા થવાના કાર્યમાં તે રોકાયલો હતો તેટલામાં તો, પોતાના જીનમાં સ્વસ્થપણે બેસી જઇને, ઘોડીને ગોળ ચક્કર કુદકીમાં ફેરવીને, તરવાર મ્યાન-માંથી ખેંચી કાઢીને, "સંભાળોની" બૂમ પાડતો, મહાદાજી તેના ઉપર ધસી આવ્યો.

આપણે ત્રીસ ગણીએ તેટલો વખત બન્ને યોદ્ધાઓ એક બીજાના જમણા હાથ તરફ રહીને સાવધપણે એક બીજાની આસપાસ તરવારનો ફટકો મારવાની કે બોસી દેવાની તક જોતા ફેરકુદકી કર્યા. એક બે ખાલી ઝટકાઓ દેખાયા, ઘોડાઓ સહજ આગાડી ધસ્યા અને વળી ખૂબ ખેલેલા અશ્વો પાછા હઠયા અને એકદમ—એક જ વખતે—સામસામા ઉડયા અને પ્રેક્ષકો જોઇ શકે કે કેમ બન્યું તેની પૂર્વે તો, દ્વંદ્વનું પરિણામ માલમ પણ પડી ગયું. લુતફુલ્લાહે, મહાદાજીના માથા ઉપર સખ્ત ફટકો ઉગામ્યો, પણ વાંકા વળી જઇને તેની પરશુને ચૂકવીને, તેટલી જ ત્વરાથી અને જોરથી મહાદાજીએ પોતાની તરવારવડે તેના ઉંચા કીધેલા હાથ આગળ, છાતીમાં સખ્ત પ્રહાર કીધો, અને તરવાર, તેના "બખ્તરે ચાર આયના"ના લોહના પડદા સાથે અફળાઈ ચોપલઆઈ પોતાના ઘોડાના પાવડામાં ત્વરાથી ઉભો થયો, પરંતુ તે તેની વજનદાર પરશુને ફેરવે તે પહેલાં તો મરાઠાની ન્હાની અને હલકી જણાતી તાર, તેના માથા ઉપર થઇને તેની છાતી ઉપરની ઢાલ સાથે ધસાઇને, વજ્રમય-

વાળા હાથમાંની લગામોના છેડાને કાપીને, તુર્કીમાની ઘોડાની ગરદન ઉપર સેહેજ ઇજા કરીને, બીજા ફટકા માટે તેના ધણીના હાથમાં ફરી પાછી આવી. આ યોગ્ય જ હતું. લગામના અંકોશથી રહિત થઈ ગયલો, વેદનાથી વ્હીડાયલો ઘોડો, હવે ગોળ ગોળ બે ત્રણ આંટા ફર્યો અને બાજૂ ઉપરથી થઇને, પૂછડી **મ**હાદાજી તરફની કરીને ધસ્યો. **લુ**તુફઉલ્લાહે, **મ**હાદાજીના વીજલીની ત્વરાથી આવતા ઉપરાચાપરી ફટકાઓ છટકાવવાને, ફરવાનો વ્યર્થ પ્રયત્ન કીધો, પણ સખ્ત મનવાળા **મ**હાદાજીના ઝડપથી આવતા પ્રહારો આગળ તેનું કાંઇપણ વળ્યું નહિ—તે ઘુમરી ખાઇ ગયો, અને જીનપરથી—પ્રહારમાંથી બચવાના પ્રયત્નો કરતાં ખસી ગયો. પાવડાના ચામડાની અંદર તેના પગો ભેરવાઈ ગયા અને જો તેનો ઘોડો તેને તેવી જ હાલતમાં લઇને પોતાના માણસો તરફ નાહો નહોત તો, ત્યાં જ તેનું આયુષ્ય પૂરૂં થઈ જતે.

વિજયનો અને પ્રશંસાનો કાન ફાડનાર એક શ્હોર **મ**રાઠા સૈન્યમાંથી ઉઠયો અને તેના પ્રત્યુત્તરમાં **મુ**સલમાન સૈન્યે નિરાશા અને રોષદર્શક સાદ કાઢયો. તુરત જ **ઘોસ મ**હમદ, **જ**મરૂદ, **ખ્વાજા રોશન તા**તોરી વગેરે સ્વારો બહાર ધસી આવ્યા. ઘોડાને પકડયો અને **લુ**તુફઉલ્લાહને છુટો કીધો. વિજયી **મ**રાઠાએ "જય ભવાની"ની જય ગર્જના કીધી અને તરવાર માથા ઉપરથી એકવાર ફેરવીને શાંતપણે તેને પાછી મ્યાન કીધી અને પછી ધીરે ધીરે પોતાના સૈન્ય તરફ ઘોડીને ચલાવી. બે યોદ્ધાઓની ઉચ્ચ સ્થિતિને લીધે તથા ખુદ **શા**હને મોકલવામાં આવેલા દ્વંદ્વના કહેણને લીધે, આ વાત બેય સૈન્યોમાં કાલથી પ્રસરી રહી હતી અને તેમાં પણ જેવી સ્થિતિમાં અને જેવાં પ્રસંગે આ દ્વંદ્વ થયું હતું તેથી કરીને, ત્યાં રમાયલા અનેક દ્વંદ્વોમાં,* આ દ્વંદ્વ ખાસ ધ્યાન ખેંચનારૂં હતું. બન્ને સૈન્યો જો કે ધર્મમાં એક બીજાથી વિરૂદ્ધ મતના હતા, તોપણ આવા યુદ્ધોના પરીણામ ઉપરથી બંધાતી વિજય અથવા પરાજયની આશાઓ અને નિરાશાઓ ઉપર બેઉ બાજૂવાળાઓનો મત એકસરખો હતો; અને તેથી કરીને આ દ્વંદ્વના પરીણામે **મ**રાઠા સૈન્યમાં કેટલો નવો ઉત્સાહ આવ્યો હશે અને **મુ**સલમાનોમાં કેટલી ગ્લાનિ વ્યાપી હશે, તથા એકને તેથી કેટલું શૂર ચડયું હશે અને તે પ્રમાણમાં બીજામાં કેટલી નાહિમ્મત આવી હશે, તેનો વિચાર બાંધવાનું હું મારા વાચકને સોંપીશ.

આપણી નાયિકા—આ બધો વખત શ્વાસ બંધ થઈ જાય તેવા ભય સહિત અથવા તો હર્ષઘેલી થઇ જવાય તેવી આશાઓ અને ખુશાલી સહિત—ક્ષણમાં આનંદ આપવાથી ત્વરાયમાન ચાલતા, ક્ષણમાં બીલકુલ બંધ થવા જેવાં થઇ જતાં હૃદયે—ઘોડા ઉપરથી જોતી, બેઠી હતી. તે હવે પ્રેમના પ્રવાહમાં, અભિમાનથી અને વિજયી યોદ્ધાના આગમનને અન્તે મળનારા ભવિષ્યના સુખના વિચારથી, ઘેલી જેવી થઈ ગઈ હતી. હવે **મ**રાઠા સૈન્યે પાછા હઠવાનું ચાલું કીધું. તેની સાથે સાથે **સ**દોબાએ પણ ચાલવા માંડયું. પરંતુ પ્રેમઘેલી બાળા તો પછવાડે જ જોતી હતી, અને **મ**હાદાજીએ પોતાના ભત્રિજા સાથે તથા પાસેના માણસો સાથે કાંઇક ખુશમીજાજમાં વાત કરીને જ્યારે તેણીની તરફ આંગલી કરતાં કાંઇક પૂછ્યું;

---

* "(રણખંભમાં) દરરોજ "ન્હાની ન્હાની ઝપાઝતી થતી અને તેમાં **મ**રાઠા સ્વારો પોતાના શત્રુઓને મારી નાંખતા." **ગ્રાંટ ડફ.**

ત્યારે તેણીના હર્ષનો પાર રહ્યો નહી, અત્યાન્ત સ્નેહભાવક વૃત્તિ બતાવતી, મહારાજ ચિરંજીવીને કૃપાળુ ખાંડે મસ્તકીને, શ્રદ્ધાળુ નાના સ્નેહાન્વિત આરતીની પાછળમાં ઉભેલ.

"તુમ્હી કોણ્ આહે ?" તેણે શિપાઈને પૂછ્યું.

સરકારચ્યા હુકમ !" સહેબાએ કહ્યું—"મહિપતરાવ અહેબાચ્યા સેનાપતિ આણીક હુકમ્યા પ્રમાણ !" બે હાથ જોડી ગરદન ઝુકાવી વંદના કરીને તે બાઈ અને સૈનિકને પણ તે જ પ્રમાણે નમસ્કાર કર્યા.

શરમ, તેનાજ મનમાં ઉત્પન્ન થતી કોઈ નવિન પ્રકારની લાજ અને ચિંતાની લાગણીથી, મુખ ઉપરની રતાશ છુપાવવાને હાથ કાંઈક આડો ધરીને ઓરતી લાલ-નનું મુખ નિહાળતાં તેણે કહ્યું,—"એ બાયકો કોણ્ આહે ?"

"મને ખબર નથી, મહારાજ !" સહેબાએ કહ્યું,—"સરકારની પાસે તેણીને લઈ આવવાનો મને મહિપતરાવ સાહેબનો હુકમ થયો હતો અને સાહુકારોના તંબુઓથી ઘણા વખતે તેણી જડી હતી. એને હજુર સાથે કામ છે એવું જણાવ્યાથી અત્ર મારી સાથે મોકલાવી છે."

"બાપરે બાપ, મારી સાથે વળી શું કામ હશે ?" તે મનમાં ગણગણ્યો—"અરે, ઠીક ! કાલે સંધ્યા સમયે રણથંભ આગળ જે બાળકીને જોઈ હતી તે જ આ છે ! વારૂ પુછું તો ખરો કે તેણીને શું કામ છે." આટલું મનમાં જ બોલતાં, તેણે વેશ-ગણ પ્રતિ મુખ ફેરવી પૂછ્યું; "બાવારે, તુમ્હી કોણ હય અને મ્હાઝી સાથે તુઝા કાય કામ હય ?"

જે બાળાએ ઉત્સાહ અને ધૈર્યને આજ સુધી અપ્રતિમપણે નીભાવી રાખીને પોતાના પ્રેમના આસ્વાદને અર્થે અનેક વિટંબણાઓ વેઠી હતી—તે બાળા નિઃસ્પૃહ-તાથી સંપ્રત્યયાત્મિક પ્રીતિની આજે અધિદેવી બનેલી હતી; આર્યાવર્તની સામાન્ય સ્ત્રીગણોમાં પ્રચલિત નિરૂપયોગી ઐહિક સંસારમાંનાં અનેક શુભાશુભ કાર્યોમાં વિઘ્ન-કર નિવડતી બાલ્ય લગ્નથી જે અદ્યાપિપર્યંત દૂર રહેલી હતી—જેના સંસ્કારો જ્ઞાતિની મર્યાદાને અનુસારે જન્મથી, એવો બાહ્યપણે દર્શાવવામાં આવતો પ્રેમી-જનના હૃદયને અનેક વેળાએ સ્ખલિત કરતો ચાલ દૂર રાખવાના જ કાર્યમાં સાહયતા આપે એવા હતા—જેને મળેલું શિક્ષણ પણ જ્ઞાતિના અનુસારનું સર્વત્ર નિરંકુશિત-પણે વિચરવાના અને સર્વ સંઘાતે નિર્બાધપણે વ્યવહાર રાખવાના વેરાગી વર્ગના ધર્મને અનુકૂળનું જ હતું—જે શુદ્ધ ધર્મપરાયણ નિઃસ્વાર્થી પ્રેમ સદ્પાત્રને અર્પણ કરીને પ્રબળ શકિત યદુકુળેન્દુનંદનના આકર્ષણથી આવા વિષમ સ્થાને પણ એકાકિની ચાલી આવી હતી—છેલ્લી વખતે પોતાના પ્રિયતમનાં દર્શન થયા પછી જે હર્ષઘેલી થઇ જઇને વૃદ્ધ મોહનપ્યારીના આગળ પોતાનું વિતક સંભળાવતી, પ્રેમી વીરના સંગમની નવિન આશાજન્ય સુખેચ્છાની વૃત્તિઓથી દોરવાઇને, આનંદ મસ્ત થઈ ગઈ હતી; તથા ત્યાર પછીના બનાવોથી જે નિરાધાર બાળા પોતાનાં હૃદયના સ્વામીથી નિરંતરની વિખુટી પડવાના ભયથી શોકમગ્ન થઈ અશ્રુ સારી રહી હતી—વૃદ્ધ મહિપતના હાથમાં પડવાથી અને તેણે દેખાડેલી દયાથી જે હાલ પોતાના હૃદયમણિને મળવા આતુર થઇ જઇને અનેક ઇચ્છાઓથી પૂર્ણ હૃદયે તેના મુખચંદ્રનાં દર્શન થતાં જ, સર્વ લજ્જાનો ત્યાગ કરીને ઉંચ્ચા મૃદુ સ્વરથી બોલવા મંડી પડી હતી—પોતાના હૃદયને મદનતંત્રની જાળમાં ફસાવનારની કઈ વિધાના

અધિષ્ઠાતાને મૃત્યુનાં વિકસિત થયલા મુખમાંથી નિર્વિઘ્નપણે પોતાની તરફ આવતો જોઇને, જેનો અંતરાત્મા પરમ કૃપાળુ અનેક બ્રહ્માંડાધીશ પુરૂષોત્તમ નારાયણને સ્તવી રહ્યો હતો—જેની ત્રાસ, દુઃખ અને કંટાળાની લાગણીઓ આ મનહરણ કરનાર વિજયી વીરના મુખશ્રીનાં સામિપ્યથી દૂર થઈ ગઈ હતી—એવી આ તરૂણ બાળાની જીવ્હાએ—લાલન પોતાના ચિત્તમાં આરામગૃહ કરીને વસેલા આ યોદ્ધાના શબ્દોને સાંભળતાં જ—નજરેનજર એક થતાં જ—તેનું કામ કરવાની ના પાડી—પોતાની જ્ઞાતિની અધમતા અને પોતાના પ્રિયતમની તેના પ્રમાણમાં સ્પષ્ટ જણાતી ઉંચ્ચતા—તેના હૃદય સન્મુખ ઉભી થઈ તેવારે અને તેની પૂર્વના સમયમાં પોતાના કરતાં પણ અનેક રીતે અધમ સ્થિતિ ભોગવતી સ્વરૂપવતી લાવણ્યમયી યુવતીઓએ, રાજ્યગૃહને અને રાજ્યાસનોને વિભૂષિત કરેલા હોવાની વાત જો કે તે જાણતી હતી, તોપણ આવા અપ્રતિમ પ્રભાવવાળા, શૌર્ય અને ઉત્સાહથી ભરેલા વીરના હૃદયમાં, યત્કિંચિત્ પણ સ્થાન પોતાને મળી શકશે એવું માનવામાં તે હવે પોતાને મૂર્ખ ગણવા લાગી. આટલા આટલા ઉન્મત્ત જેવા જણાતા શૂરા યોદ્ધાઓ જેના વચનને પુષ્પવત્—આશિર્વાદવત્—ધારણ કરે છે, જેના પ્રબળ જણાતાં આજાનબાહુમાં ફરફરી રહેલી તરવારની પ્રભા અને પ્રતાપ, વીરતાથી પૂર્ણ, વિજયી થવાની આકાંક્ષાથી ગ્રહીત યવનોને પણ થરથર ધ્રુજાવે છે—તેવો મહાન્ વીર, તેણીને આવા ઉન્મત્ત જેવા કાર્ય માટે શું કહેશે અને કેવી રીતે તેણીનું સન્માન કરશે, તે આ વખતે તેણી વિચારવા લાગી. આર્યાવર્તમાં હિંદુ પાદશાહત સ્થાપવાને મથી રહેલા આ બાહાદૂર નરના શબ્દો શ્રવણગોચર થતાં જ, આ સહનશીળ અને ઉત્સાહી, પણ મુગ્ધા બાળા કંપવા લાગી—તેનું મુખ લજ્જાથી નિચું વળી ગયું—અને જીવ્હા બંધ પડી ગઈ.

"બોલ—બ્હીણુ નકો"—તેના મૌન્યતું કારણ કળી જનાર મહાદાજીએ ઉત્તેજીત કરતાં, ધીરા પણ ત્વરિત સ્વરે કહ્યું, "બ્હીશ મા, તારે જે કાંઈ કહેવું હોય તે સુખેથી કહે!"

"શું આ સવાલ પૂછવાને સરકાર લાયક છો!" ઉપલા શબ્દો સાંભળતાં જ વજ્રઘાત થયો હોય વા કોઇએ સખ્ત વાગબાણથી અપમાનિત કીધી હોય તેમ, રક્તતાથી આચ્છાદિત થયલા મુખને સહસા ઉંચકીને, મુખને ગુપ્ત કરી રહેલા નાજુક કમળના ડાંડા જેવા હાથોને ઉંચા કરીને, બોલવાને ભારે પ્રયાસ કરતી બાળા બોલી"—શું સરકાર તાપીના એકાંત તટ ઉપરના વેરાગીના મઠને વિસરી ગયા છો? શું ત્યારે તૃષાશાંત કરનારી વેરાગણની પૂર્ણ વિસ્મૃતિ જ થઈ ગઈ છે! સરકારે કહ્યું હતું કે, 'તારા ઉપર હું ટુચકો નાંખતો જાઉં છું અને તેને વશવર્તીને તું મ્હારી પછવાડે આવીશ,' તે વાત ધ્યાનમાંથી શું સમુલગી જ ભૂસાઇ ગઇ છે? તે આપનો મદનમંત્ર મને અત્રે ખેંચી"—

સ્મરણશક્તિ આવી રીતે એકાએક ઉત્તેજીત થવાથી—પૂર્વની વાતનું સ્મરણ કરતા મહાદાજીએ સહસા પોતાના હૃદય ઉપર હાથ ફેરવતાં અને ક્વચિત્ ક્વચિત્ ત્યાં આગળ ધીરે આસ્તે મુષ્ટિપ્રહાર કરતાં, મ્હોટેથી પણ પ્રીતિસૂચક હાસ્ય કરી તેનું વાક્ય અર્ધું મૂકાવ્યું, અને વિસ્મિત થતાં તેના વદન ઉપર પૂર્વની ઓળખાણ કરાવનારું મંદ હાસ્ય રમતું જણાયું.

## પ્રકરણ ૨૦ મું.

### પાણીપતના માર્ગમાં.

"જંકોજી ! જંકોજી ! ઇકડે યે બચ્ચા!" ખુશાલીનો પ્રથમ વેગ નરમ પડતાં જ, મહાદાજીએ બૂમ પાડી અને જેમ જેમ તેનો યુવાન ભત્રિજો નજીક આવતો ગયો તેમ તેમ તેને તેણે બૈરાગણને બતાવતાં, મ્હોટે સાદે બોલવું ચાલુ રાખ્યું–"દીકરા આમ જો, આ કેવી નવાઈ જેવી વાત છે. પ્રેમનો પ્રવાહ આ યુગમાં પણ વહે છે અને આખ્યાનકારો માત્ર વાતોના ગપ્પાં જ મારતા નથી. તું માન કે ન માન પણ પેલી પોર્ગીએ જે દહાડાથી મને ખાનદેશના વનોમાં શિકાર કરતાં દીઠો છે તે સમયથી જ પોતાનું મન કામદેવને આધીન કરી દીધું છે, અને તે દીવાનીને મ્હેં મશ્કરીમાં કહ્યું હતું કે, 'મ્હેં તેના ઉપર એવો ટુચકો નાંખ્યો છે કે તેણી મ્હારી પાછલ જ ભમશે' એ વાત ઉપર વિશ્વાસ રાખીને, તેણી આટલે સુધી મ્હારી પછ વાડી પછવાડી આવી છે."

"ગમે તેમ, પણ તે કાંઈ ખરાબ માલ નથી, અને ન્હાઈ ધોઇને, શીર સમારીને નવાં વસ્ત્રમાં તો તે દીપશેજ. કાકા ! હું બહુ ખુશી થયો છું!"–વિચાર વાયુથી દૂર રહેનાર કાર્યે કુશળ જંકોજીએ, એક આતુર સિપાઇની, એક હિંદી અમીરની, અને ખાસ કરીને એક વિજયી મરાઠા સરદારની રીતિ પ્રમાણે, તેણીને પગથી માથા સુધી બેચારવાર નિહાળી નિહાળીને કહ્યું.

ઘોંઘાટવાળી અર્ધ જંગલી જેવી અને કાંઇક તિરસ્કાર યુક્ત રીતિએ લાલનને પ્રથમથી જ આવકાર આપનાર મહાદાજી, જંકોજીના આવા જવાબથી કાંઈક દુઃખાયો.

"પરંતુ, બચ્ચા ! આ કાંઇ થોડી વાત નથી". તેણે કહ્યું–"આવા ઘોર કળિકાળમાં શુદ્ધ હૃદયના પ્રેમથી આકર્ષાઇને, પોતાની પછવાડે પછવાડે વલખાં મારતી ફરતી સ્ત્રી પ્રાપ્ત કરવી, એ મોટા નશીબની વાત છે ! બેટા ! શું તને આવો આનંદપ્રદ અનુભવ પૂર્વે પ્રાપ્ત થઈ ચુકયો છે કે તને આ વાત તદ્દન સામાન્ય જેવી જ લાગે છે?"

"કાકાજી! આપ મ્હોટા સરદાર છો, અને સેંકડો સ્ત્રીઓ અને પુરૂષો આપની પછવાડે આમ ભટકયા કરવાને તૈયાર થશે!"–જંકોજીએ ટોણો માર્યો.

"હા, જેઓ મને જાણતા હોય તે પણ એ–એ તો મારા નામઠામથી અજ્ઞાત જ હતી કે હું કોણ છું. પરંતુ માશુક! તને કોણે કહ્યું કે જે શીકારીને ત્હેં પાણી પાયું હતું તે હું જ હતો."

કયાં તો પોતાનો પૂર્ણ પ્રેમથી સ્વીકાર કરવામાં આવશે અથવા તો કોઇ પણ પ્રકારની લાગણી વિના તિરસ્કાર કરવામાં આવશે એવાજ ખ્યાલો ધરાવી રહેલી લાલનને, મહાદાજી તરફથી મળેલો વિચિત્ર જણાતો આવકાર ગુંચવાવનારો થયો, અને તેથી પોતાનેજ પૂછવામાં આવેલા આ સવાલથી જાણે ભર ઉંઘમાંથી જાગી ઉઠી હોય તેમ, આ ગભરાયલી વૈરાગણે જવાબ આપ્યો,—

"આહા! સરકાર સાહેબ ! આપના પવિત્ર મસ્તકના સોંગન લઇને કહું છું, કે કાલે પેલા મેદાનનાં આવી ત્યાં સુધી આપના નામઠામ વગેરેથી હું બીલકુલ અજાન હતી."

"પ્રિયે! તે જ વખતે તેં કેમ મ્હારી સાથે વાત કીધી નહિ?"

"મ્હારા નાથ! તે વારે મ્હારાથી આપ દૂર જ રહ્યા હતા ને વળી હું–હું તે વારે શરમાતી હતી."

"ત્યારે આ વખતે કેમ તને શરમ લાગી નહિ? હમણાં મ્હારા કાકાને જોતાં જ તેં બહુ મ્હોટેથી બુમો પાડી હતી–" **જંકોજી**એ કહ્યું.

"આહ હુજુર! રાત્રે જે જે વિટંબણાઓ મ્હેં વેઠી હતી, તે જો આપ જાણતા હોત તો આપ સરકારનાં દર્શનથી, ઉદ્ભવેલા મારા અત્યાનંદનું કારણ સ્હેજ જ આપ સમજી શકતે.

"રાત્રિની વિટંબણાઓ!" **મહાદાજી**એ વચમાં જ પ્રશ્ન કીધો–"કેવી વિટંબણાઓ! મ્હેં રાત્રે જ તને **મહિપતરાવ**ની સાથે લશ્કર તરફ જતાં જોઇ હતી, છતાં તું પાછી મ્લેચ્છ છાવણીમાં ક્યાંથી જઇ પ્હડી?"

"જી સરકાર! જે **વિલાયતી** સરદારને આપના વિજયી શસ્ત્રે હાલમાં જ સર્વ સન્મુખ પરાજિત કીધો છે, તેણે જ કામાંધ બનીને, રાત્રિએ **મોહનપ્યારી**ના મઠમાંથી મ્હારૂં હરણ કીધું હતું!"

"દેવાચી આણ! કેવી અદ્ભુત વાત! આ એક ક્હાણી કીસ્સા જેવું લાગે છે. બેટા **જંકોજી**! અહિં આવ, અને પોર્ગી! તું બધી વાત અમને અથેતિ, ચાલતાં ચાલતાં સંભળાવ. પણ પેલા મ્લેચ્છ હુક્કરો, વળી ત્યાં શું ગરબડ ચલાવે છે?" એમ બોલતાં જ સાહસિક અને ચપળ, પૂર્વ દેશોના સરદારોમાં જ જોવામાં આવતી સમયસૂચકતા પ્રમાણે, **મહાદાજી** અને **જંકોજી**, આ વાગ્વિલાસને છોડીને, શત્રુની હીલચાલનું બારીકીથી નિરીક્ષણ કરવા લાગ્યા.

આ દરમ્યાનમાં **સિંધિયા**ના સૈન્યના બેય ભાગો ઝાવલીની ઝાડીઓમાંથી બહાર નીકળી, તુરતનાં લણાયલાં ખેતરોમાંનાં ઝાંખરાંઓ અને છોડવામાંથી પસાર થઇને, ચોગાનમાંથી પાછા **પાણીપત** તરફ હઠતા હતા, અને તેમની ડાબી તરફના પાછલા ભાગમાંના **શમશેર બહાદુર** અને **વિંચૂરકર**ના માણસો પણ ધીરે ધીરે પાછા હઠતા હતા. ઉત્તીખાનના માણસો, ઉપર કહેલા સરદારોની પૂંઠે પૂંઠે આવતા હતા અને જો કે નવા માણસો તેને આવી મળ્યા હતા, તોપણ તે **મહાદાજી** અને **જંકોજી**ના સૈન્ય ઉપર ધસતાં બહીતો હતો; કારણ કે તેને તેમ કરવા જતાં પોતાના ઉપર પુંઠેથી તથા બાજુથી ધસારા આવવાનો ભય રહેતો હતો! આ ભયને લીધે તે **શમશેર બહાદુર**વાળી ટુકડીની પછવાડે, બસો વારને છેટે ચાલ્યો આવતો હતો, અને **જંકોજી**નું ધ્યાન ખેંચાયું ત્યારે, તે તેમનાથી ચારસો વાર જેટલે દૂર હતો.

કોઇ પણ જાતની મારામારી થવાનો પ્રસંગ તત્કાળમાં ન જણાતાં, **મહાદાજી**એ **વેરાગણ**ને પોતાની વાર્તા ચલાવવાને કહ્યું.

"હાં, ચલાવ! તારી વાત સાંભળવાથી અમને માર્ગમાં ગમ્મત થશે!" પોતાના વીતકની વાતો કરતાં ઉદ્ભવતી અનેક પ્રકારની જૂદી જૂદી વૃત્તિઓને લીધે, ઘડીકમાં અશ્વ ઉપર ટટાર થતી, તો ઘડીકમાં ધ્રુજતી, જે યોદ્ધાએ **તાપી** ઉપરના પોતાના પિતાના મઠમાંથી આકર્ષીને અનેક રણવગડામાંથી અને સંકટોમાંથી પોતાને અત્રે ઘસડી આણી હતી, તે પોતાના હૃદયમાંના રત્નના સામીપ્યથી, નૂતન પ્રકારનો પ્રેમાનંદ અનુભવતી અને તે પ્રેમના પ્રબળ વેગને વશ થયેલી બાળા, વધારે સ્પષ્ટપણે

વાચાળ બનતી, હૃદયને ભેદનારી, પણ અક્ષરે અક્ષર સાચી અને સાદી પોતાની વાત, બારીકમાં બારીક વિગતો સાથે કહેવા લાગી.

આનંદદર્શકમુદ્રાએ, એકાગ્રચિત્તે, મહાદાજી આ વૃત્તાંત સાંભળતો હતો અને વચમાં વચમાં એકાદ બે ઉત્તેજક શબ્દો બોલીને, અમૃતભરી દૃષ્ટિએ, તેની સામું જોતો હતો. આનંદયુક્ત હૃદયે અને નિર્મળ ચિત્તે, પૂર્ણ વિશ્વાસ રાખીને, પોતાનું વિતક સંભળાવનારી આ યુવાન બાળા પ્રત્યે તેનાં અંતઃકરણની આ વેળાએ કેવી વૃત્તિ હશે?

પાશ્ચાત્ય નવલકથાનાલેખકો આવે પ્રસંગે જેવા વિચારો પોતાના નાયકોના મુખમાં મૂકે છે, તેવા તાત્કાળમાં ઉદ્ભવેલા પ્રતિપ્રેમના વિચારો, કિંવા શૌર્ય અને ઉત્સાહજનક એનાં કૃત્ય પ્રત્યે, માનની વા ઉપકારની વૃત્તિઓ, આપણા નાયકના હૃદયમાં ગુંચવાડા કરતી હતી એમ કહેવું ખોટું છે; અથવા તો સ્ત્રી જાતિમાં રહેલા, સામાન્ય લજ્જા અને વિનયના ગુણોને દૂર કરીને, હૃદયમાં ઉત્પન્ન થઇ ગયેલા પ્રેમના વશમાં વર્તીને, પિતાના આશ્રયનો ત્યાગ કરીને, કોઇ પણ પ્રકારનું ઉત્તેજન નહિ મળવા છતાં પણ એકતરફી પ્રેમથી દોરાઇને, સ્વચ્છંદપણે વિચરણ કરીને, અનેક સંકટો સહીને, પોતાનો પ્રેમ પોતાના પ્રિયતમ આગળ પ્રકાશ કરનારી યુવતીઓ પ્રતિ તે નવલકથાના નાયકો જે અસ્વાભાવિક વૃત્તિથી પ્રેમ લીન આ ધીટતાને, સ્ત્રીજાતિના સ્વભાવ વિરૂદ્ધની ગણીને, તે પ્રત્યે તિરસ્કાર કિંવા કંટાળાની વૃત્તિઓ જણાવે છે, એવી હતી—એમ કહેવું, અથવા તો તેણીના મનની નિર્બળતાથી ઉદ્ભવેલા આ એક તરફી પ્રેમનો ગેરલાભ લઇને, તેણીના અંતરના પ્રેમનો કે બાહ્ય શરીરનો સ્વીકાર કરવાથી તેણીનાં હૃદયને આઘાત થશે કે તેણીનો અધઃપાત થશે, એવા તરંગો તેના મસ્તકમાં દોડાદોડ કરી રહ્યા હતા એમ કહેવું—એ અતિશયોક્તિ જ કહેવાશે. પહેલા કે બીજા પ્રકારના વિચારો પાશ્ચાત્ય સંસારમાં સામાન્ય પ્રચલિત છે, અને આપણા સંસારમાં તો તેમાંના પ્રથમ દર્શાવેલા બનાવો, જ્યારે ક્વચિત્ ક્વચિત્ જ દર્શન દે છે ત્યારે, બીજા વિચારો તો અસ્વીકૃત જ છે. ત્રીજા પ્રકારની વૃત્તિઓ આટલી ઉમ્મરના, પચરંગી દુનિયાના નાના પ્રકારના અવનવા તરંગોના અનુભવવાળા મહાદાજી જેવા મરાઠા સરદારના હૃદયમાં ઉદ્ભવે, એ અસંભવિત જ હતું. સત્તરમી કે અરાઢમી સદીમાં, બાલ્યાવસ્થામાંથી જ શસ્ત્રસંગ્રામ અને રતિસંગ્રામમાં ટેવાયેલા એક હિંદના સરદારના અથવા યોદ્ધાના મનમાં આવા કોઈ પણ વિચારો આવે એમ નહોતું જ. તેના મનમાં કોઈ પણ સ્ત્રીની પ્રાપ્તિ થતાં, પછી તે પોતાની કુલાંગના હો, કે પણ્યાંગના હો, કે પ્રેમ વિવશ થયેલી ઉપપત્ની 'અંગવસ્ત્ર' હો, કે નારિણી હો, જે વિચાર આવે તે એ જ કે, તેણી તેના લાયકની લાવણ્યવતી બાળા છે કે નહિ? શરીરનું સૌંદર્ય એ જ તેના વિચારોમાં પ્રાધાન્ય પદ ભોગવતું હતું અને આપણે જોઈ ગયા છીએ તેમ, આપણી નાયિકા અનુપમ સૌંદર્યથી અલંકૃત હતી—અદ્ભુત રીતે મેળાપ થઈ જવાથી, ઉત્પન્ન થયેલા પ્રથમ પ્રેમના પ્રબળ વેગને વશ તે બાળા હતી—એ વિચારે યુવાન અવસ્થામાંના અતિ ઉચ્છૃંખલપણાંને મારી સ્ત્રી પ્રતિના કંટાળાની તેના મનમાંની વૃત્તિઓ, આ અવસરે, મહાદાજીના મનમાંથી દૂર થઇ ગઈ અને તેના વૃદ્ધ હૃદયને પુનઃ પ્રેમના માર્ગમાં ચઢવાને સતેજ કીધું. તેમ જ સાદા અને અસંસ્કૃત જણાતા, પણ સ્વાભાવિકપણે વાચાળ મનના મહાદાજીના મનમાં, તેણીએ સહેલાં સંકટો અને દુઃખોને લીધે દયા આવી અને કોઇ પણ પ્રકારે તેનું મન

દુઃખવવું, એ તેને નિર્દય થવા જેવું અથવા તો કૃતઘ્ની થવા જેવું લાગ્યું! અને તેથી પાશ્ચાત્ય કાદંબરીમાંના નાયકોની માફક પ્રેમનો ઉભરો જણાવનારા ઉદ્‌ગારો ન કાઢતાં, તેના જેવા મોટી ઉમ્મરના–દુનિયામાં ઘડાયલા અને સ્થિતિએ ઉંચ્ચ માણસને યોગ્ય લાગે તેવી રીતે તેણે, તેના પ્રેમનો સ્વીકાર કીધો. તેના હૃદયમાં જેમ પ્રતિપ્રેમની તીવ્ર વેગવાળી વૃત્તિ ઉદ્‌ભવી ન હોતી, તેમ જ શુદ્ધાંતઃકરણના પ્રથમ પ્રેમનો અસ્વીકાર કરવાની વૃત્તિ પણ થઈ નહોતી: જેમ તેના આ કર્મથી તે બાળિકાના ભવિષ્યના જીવન ઉપર શી અસર થશે એનો તેને વિચાર નહોતો, તેમજ તાત્કાળમાં પ્રાપ્ત થયલો યોગ સ્વીકારીને, પછવાડે તેણીને રખડતી મૂકવાનો નિષ્ઠુર ખ્યાલ પણ નહોતો. જો તેને પોતાના વિચારોનું અને વૃત્તિઓનું પૃથક્કરણ અથવા સ્પષ્ટીકરણ કરવાને કોઇએ આ સમયે કહ્યું હોત તો, તે અવશ્ય કરીને હિંદુઓમાં સર્વ સામાન્ય આ વિચારો જ પ્રગટ કરતે–'પરમેશ્વરે તેણીને મોકલી છે. તેણી ખરા પ્રેમથી મને ચાહે છે, તો મ્હારે શા માટે તેણીનો અનાદર કરવો જોઇએ! તેણી પોતાનું સર્વસ્વ મને અર્પણ કરે છે તો, મારી શક્તિ પ્રમાણે હું પણ તેણીનું પાલન કરીશ. અગાડી માટે પરમાત્મા મ્હોટો છે. સર્વ વસ્તુની વ્યવસ્થા તે સ્વેચ્છાનુસાર જ કરે છે. કોને ખબર છે કે કાલે શું થશે? કદાચ હું પોતે જ આ યુદ્ધમાં ખપી કાં ન જાઉં!"

હવે લાલનના પોતાના હૃદયમાં તો આટલા વિચારો પણ આવ્યા નહોતા. તેના હૃદયમાંની મૂર્તિ હવે પ્રત્યક્ષ થઈ હતી–જેને માટે આટઆટલો પરિશ્રમ અને સંકટો સહ્યાં હતાં તે મનમોહક ફાંકડો સરદાર, તેની સાથે માયાળુપણે અને આનંદથી વાત કરતો હતો–તેણે, તેણીનો અનાદર કીધો નહોતો–તે તેની ઠંડી છાયામાં હવે ઉભી હતી. તેની ઈચ્છા હવે પૂર્ણ થઈ હતી. યાત્રાને અંતે યાત્રાનું ઇચ્છિત ફળ પ્રાપ્ત થયું હતું. હૃદયમાં રમી રહેલી મનમોહન મૂર્તિ–તેના અનનુભવી નિર્દોષ હૃદયમાં ચિત્રવિચિત્ર વૃત્તિઓને પ્રસરાવનાર, તેના ઉપર કોઇક અતર્ક્ય મોહનમંત્ર વાપરનાર પ્રેમ મૂર્તિનાં પ્રત્યક્ષ દર્શનથી–સહવાસથી–સફળ થયલી પ્રાપ્તિની આશાથી–આ પ્રેમાંધ બાળાના મનમાંથી બીજા સર્વ વિચારો દૂર થઇ ગયા હતા; તેનાં શરીરમાં કાંઇક નવું જ ચેતન આવ્યું હતું; અને તે વધારે ચપલ, વધારે ચંચળ, વધારે વાચાલ બની ગઇ હતી. તેનું સ્વરૂપ આ નવીન ઉત્સાહને લીધે વધારે ખીલ્યું હતું, અને તેના નિર્દોષ ચિત્તમાં, થાકની કે ભૂખતરસની, ભૂતની કે ભવિષ્યની, જીવનની કે મૃત્યુની–ચિંતાને રહેવાને માર્ગજ ન હતો. તાપીતટ ઉપર તેના પિતા જાનકીદાસના મઠમાં બનતા અનેક નવીન અમાયિક ચમત્કારોના કરતાં, આ તેનો તીવ્રતમ વેગવાળો પ્રથમ પ્રેમ, વધારે પ્રાકૃત જણાતો હતો.

આ સઘળો વખત તેઓ દૃઢ પગલે પાછળ હઠતા જતા હતા અને હવે પાણીપત અને લશ્કર દૃષ્ટિગોચર થયાં હતાં. કાને પડતા હથિયારના અવાજ ઉપરથી, અહીં તહીં કિલ્લાની બહાર ફરતા છાવણીમાં રહેલા દામાજીરાવ ગાયકવાડના માણસોની દૃષ્ટિ સન્મુખ થવાથી, દિવાલો ઉપર પોતપોતાની તોપો પાસે સજ્જ થઇ ઉભેલા વીરોના તડકામાં ઝળકી રહેલા હથિયારો ઉપરથી, દરવાજાઓ આગળથી ઉડતા ધૂમાડાના અને જનોના ગોટગોટાથી, તેઓ જાણી શક્યા કે, છાવણીમાં સર્વ પૂરતી રીતે સાવચેત થઇ ગયા છે.

છાવણીમાં ધસી આવેલા મરાઠાઓને પાછા ફેરવવા ઉપરાંત વધારે પરાક્રમ જણાવવાની ઇચ્છા હોય તો, હમણાં જ સાનુકૂળ સમય છે, એમ પૂર્વે આવનારા

મુસલમાનોને પણ હવે જણાઈ ગયું. મલ્હારરાવના આકસ્મિક હલ્લાથી, છાવણીમાં જે અવ્યવસ્થા થઇ ગઇ હતી તે હવે ફરીથી ઠરીઠામ પડવા લાગી હતી, અને જેમ જેમ મુસલમાનોના મનમાંથી ગભરાટ ઓછો થતો ગયો, તેમ તેમ તેઓ અશ્વારૂઢ થઇને ઉત્તીખાનને તથા સુતુફઉલ્લાહખાનને આવીને મળતા ગયા અને તેથી તેઓનાં માણસો હવે પૂરતાં થયાં હતાં. સુતુફઉલ્લાહનું મન પણ હવે પુનઃ શાંત થયું હતું અને તે પાછો અશ્વારૂઢ થયો હતો. આથી ખુરશુરદરખાન અને તેના ઉગ્ર રોહીલાઓ તેને તથા ઉત્તીખાનને, મરાઠાઓ ઉપર ધસવાને આગ્રહ કરવા લાગ્યા અને જણાવ્યું કે, તેઓ કિલ્લા ઉપરની તોપોના રક્ષણ નીચે પહોંચી જાય તે પૂર્વે, તેમના ઉપર એક જોસભેર ધસારો લઇ જઇને તેમને અસ્તવ્યસ્તપણે ન્હાસભાગ કરાવવી.

રક્ષણ મેળવવાને ઉત્સુક હોલ્કરના સૈન્યનો પાછલો ભાગ, હવે પાણીપતમાં દાખલ થવા લાગ્યો હતો. વિંચૂરકર અને ન્હાના ન્હાના માનકરીઓ, તેમનાં માણસોનાં ટોળાંઓ સાથે, અને બીજા નિરૂપયોગી માણસોના સમૂહ સાથે, સિંધિયા અને ત્ર્યંબક સદાશિવ, પીઠના રક્ષણાર્થે બસ છે એવું ધારીને, અથવા તો મલ્હારરાવ હોલ્કર તરફના કાંઇક ગુપ્ત આદેશને અનુસરીને, ત્વરાથી પાછળ હઠતા હતા— અને હવે સ્થંભી જઇને અવ્યવસ્થિતપણે, તોપોના મુખ આગળ હરોળમાં ગોઠવાતા હતા. પરંતુ પુનાવાળાઓ જે ઉત્તરના યોદ્ધાઓને પોતાના કરતાં શરીરબળમાં, તેમ જ યુદ્ધનિપુણતામાં ઉતરતા માનતા હતા તેવા યોદ્ધાઓના દેખતાં, ન્હાસવાનો દેખાવ કરવામાં હીણપત સમજનાર શૌર્યવાન્ શમશેર બહાદૂર, પોતાના ચૂનંદા અને સજ્જ થયેલા ઘોડેસ્વાર સહીત, સિંધિયાની જમણી તરફની પોતાની જગ્યા દૃઢપણે સાચવીને ચાલતો હતો.

પાછા હઠતા પૂરંધરના સરદારની ટુકડીની સહેજ ડાબી તરફ, તેના માર્ગની સાથે તીરકસ ખૂણો કરતી એક નીચી ભાંગી તૂટી માટીની ભીંત હતી; તથા અહીં તહીં ખેતરની હદ જણાવવાને વાળેલી ન્હાની ન્હાની ઝાડીઓ જણાતી હતી. શમશેર બહાદૂરની જમણી તરફ, આજુબાજુનાં ખેતરો કરતાં કાંઇક નીચાણમાં આવેલી "ઝીલ" હતી—વરસાદનું પાણી સૂકાઇ ગયેલી જમીનમાં ન્હાના ન્હાના કાંટાળા ગોખરૂ બાવળ આદિના ઝાડવાંઓ ઉગેલાં હતાં; અને આ આટલી 'ઝીલ' સિવાયની બે સૈન્યો વચ્ચેની બાકીની સર્વ જગ્યા, તદ્દન ઉઘાડી અને સાફ હોવાથી, જોશભેર ધસી આવવાને માટે મુસલમાનોને બહુ જ લાયક હતી.

આ કુદરતી લાભ જોઇને, પાછળના ઉશ્કેરનારાઓની દબાણથી ઉત્તેજિત થઇને, ઉત્તીખાને આગળ ધસવાનો હુકમ આપ્યો અને વૈર લેવાની તીવ્ર લાગણીથી દોરવાયેલો સુતુફઉલ્લાહ—જે સર્વથી મોખરે, બે અશ્વો જેટલા તફાવતે ધસ્યો જતો હતો તેની પછવાડે—"યા અલ્લાહ"—"યા અલી"—"દીન દીન"ના પોકારોથી સર્વ જગ્યાને ગજાવતું તે સૈન્ય હવે પૂર જોશમાં અગાડી ધસ્યું.

જેવો "યા અલ્લાહ"નો પ્રથમ શબ્દ તેને કાને પડયો કે, મહાદાજી સિંધિયા ચોંકયો અને લાલનની પ્રેમકથાને છોડી દીધી.

"આહાહા! આખરે તેઓ આવે છે અને જ્યાં આપણે તેમને લાવવા માંગતા હતા ત્યાં જ."—પાછળ જોઇને તે બોલ્યો—" સદુબા! જલદીથી જા—પૂળના કોટની પાછે ત્વરાથી ચાલી જા અને લશ્કરમાં મ્હારે માટે થોભજે, જા, જા!"

યુરોપી રીત પ્રમાણે નકામો હતો. સાત ફુટ ઉંચા બે સ્થંભોના ઉપરથી એક જાડા મજબુત સુતરાઉ કપડાને બેય તરફ લઇને, મજબુત દોરડાઓવડે, લાકડાના ખીલા સાથે બાંધ્યો હતો. તેનો આકાર આવો A હતો. તંબૂના ખૂણામાં જીન વગેરે અશ્વનો સામાન, કાંઈ પિત્તલનાં વાસણો, જુનાં પુરાણાં કાપડાંઓ, ખાસડાંઓ, સાદડીના કટકાઓ, પાવડાઓ, કોદાળીઓ વગેરે પડેલા હતા—વચમાં ભૂરા અને સફેદ ચટાપટાની એક જાડી દેશી શેતરંજી પાથરેલી હતી; અને તેના એક છેડા ઉપર, તંબૂની ક્નાતોને આધારે પથારીઓના ગોળ વીંટાઓ, તકીઆની ગરજ સારે તેમ ગોઠવીને મૂકેલા હતા. સ્થંભો ઉપર હાથિયારો અને બખ્તર બાંધેલાં હતાં; તથા બેય સ્થંભોની વચમાં બાંધેલી દોરીના ઉપર પહેરવાનાં કાપડાંઓ લટકાવેલાં હતાં. તંબૂનું મુખ "**પાગા**"નાં અશ્વો બાંધેલા હતા તે તરફ હતું. હાલના લશ્કરમાં જોવામાં આવે છે તેમ બધા તંબૂઓ એક હારમાં કે બધા અશ્વો એક સ્થળમાં બાંધેલા નહોતા; પરંતુ દરેક આશ્વિકનો અશ્વ પોતાના તંબૂની સામે જ બાંધ્યો હતો.

તંબૂની બાજુમાં એક સ્તંભની ઉપર **મ**હીપતરાવની "**પાયગા**"નો વાવટો બાંધેલો હતો, તેની પાસે એક લાકડાંના ત્રણ કટકા ઉપર પાણીની ગોળી મૂકેલી હતી; તથા બાજૂમાં કાંઈ બાવળના લાકડાના કટકાઓ તથા છાણાંઓ અને ઊંટની લીંડીઓ, તેમ જ ઘોડાને માટે લાવેલા જુવાર અને બાજરીના કડબના પૂળા તથા એક ફાટેલી સાદડી નીચે થોડુંક અનાજ પડેલાં હતાં. તેની પેલી તરફ—ખૂણામાં—જમીનમાં ખાડો ખોદીને એક ચૂલો બનાવીને, તેની ચારે તરફ માટીની ન્હાની પાળ બનાવીને, તે 'ચોકા'માં એક અર્ધજંગલી જેવો જણાતો માણસ, "ચપાટીઓ" બનાવતો હતો.

**લા**લનને જન્મથી જ આવી જાતની ઝુંપડીમાં રહેવાની ટેવ હોવાથી, તેને આ કોઈ પણ રીતે દુઃખકર લાગ્યું નહિ. વળી અતિશય લાંબા પ્રવાસને અન્તે, છેલ્લા બે દિવસમાં પડેલી વિટંબણાઓથી, તેને પુષ્કળ થાક ચઢયો હતો—એમાં કાંઈ નવાઈ જેવું નથી; અને તેથી તંબૂમાં જતાંને વાર જ—ઈશ્વર કૃપાથી નિર્ભય સ્થળમાં આવી જવાથી—તેણીએ હવે ઉંઘવાનો વિચાર કીધો, અને પથારીઓમાંની એક તુરત જ ત્યાં પાથરીને, દોરી ઉપરથી વૃદ્ધ **મ**હીપતની એક પીછોડી લઇને, પગથી માથા સુધી ઓઢીને તે સૂઈ ગઈ; અને એક દીર્ઘ, શાંત અને સુષુપ્તિરૂપ નિઃસ્વપ્ન નિદ્રામાં તે પડી.

વૃદ્ધ **મ**રાઠાએ આવીને તેને ઉંઘમાંથી જાગૃત કીધી ત્યારે સૂર્ય પોતાનો પ્રવાસ પૂર્ણ કરી રહેવા આવ્યો હતો અને આંખ ઉઘાડતાં જ તેણીની નજર પિતા સમાન પ્રેમથી પરિપૂર્ણ આંખો ઉપર પડી.

"બેટા, ઉઠ"—તેણે કહ્યું—"સાંજ પડી ગઈ છે અને હવે તું હાથ મ્હોં ધોઈ લે, ને કાંઇક ખા. શું તને હજુ ભુખ લાગી નથી?"

**લા**લને માથે ઓઢયું, અને વૃદ્ધ **મ**હીપતના પગને સ્પર્શી. તેણે તેણીને માથે હાથ ફેરવ્યો અને ધીમેથી તેને ઉઠાડીને પોતાની સાથે તંબૂની બહાર લઈ ગયો. અહિં ત્રણ લાકડીની ખુંટીઓ ઉપર એક ફાનસ સળગાવીને મૂકેલું હતું, અને તેની સામે જ બે પિત્તલની થાળીઓમાં ચપાટીઓ, દાળ અને દક્ણીઓને ઘણી પ્રિય લશણની ચટણી* પીરસીને બે ભાણાં તૈયાર રાખેલાં હતાં.

---

* 'દક્ણીકી ચટણી' એવી કહેવત છે.

હવે વૃદ્ધ યોદ્ધાનો હસવાનો વારો હતો અને તેણે પોતાના સરદાર તરફ એક પાપમય-અર્થસૂચક દૃષ્ટિ ફેંકી. મહારાજ કાંઈ તેનાથી ગાંજ્યો જાય તેવો નહોતો, અને તેણે પ્રત્યુત્તરમાં તેના મરાઠા અમલદારની તરફ તેવી જ દૃષ્ટિ ફેંકી.

"મ્હોટી ખુશી સાથે, સરકાર;"—તે મરાઠાએ કહ્યું—"આપના સુખાર્થે હું કાંઇ પણ કરવાને અચકાઇશ નહિ; અને વળી મેં જે વખતથી આ છોકરીને દીઠી છે, ત્યારથી મ્હારા હૃદયમાં કોઇક પ્રકારની અવર્ણનીય વૃત્તિ તેણી તરફ ખેંચાઇ રહી છે. મ્હારા સ્વામીની પ્રેમમૂર્તિ તે મ્હારી પુત્રીને સ્થાને છે; અને તેણીને સુખી કરવાને હું મ્હારાથી બનશે તેટલું કરીશ."

"કેમ, બાળક!" મહારાજે લાલન તરફ ફરીને પૂછ્યું; "હાલ તુરત તું મહિપતરાવની સાથે રહીશ કે? તેના તંબૂમાં તેની રસોઇ કરવાને માત્ર એક ઘરડો ચાકરો જ છે, અને મ્હારા રાણીવાસ કરતાં તને અત્ર વધારે ગમ્મત પડશે!"

"જો મને સરકાર પોતાની સાથે નહિ જ રાખી શકતા હો તો"—લાલને પ્રતિઉત્તર આપ્યું—"વધારે સારૂં છે કે કોઇ બીજાની સાથે રહેવા કરતાં, હું આ વૃદ્ધ રાવસાહેબ પાસે રહીશ. તેણે અફઘાન છાવણીમાંથી મ્હારૂં રક્ષણ કીધું છે, અને તે મારા પિતાજી છે. જાનકીદાસ દૂર છે અને એ તો સમીપમાં જ છે."

તુરત જ ગોઠવણ થઇ ગઈ અને આપણી પ્રેમઘેલી નાયિકાને મહીપતરાવને સોંપીને, મહારાજ ત્યાંથી ત્વરાથી ચાલી ગયો.

મહીપતરાવ જુના જમાનાનો માણસ હતો. આધુનિક સમયના અંગ્રેજી રીતિ નીતિ—આચાર વિચારોથી તે બીલકુલ અજ્ઞાત હતો. મુસલમાનોમાં પણ, આર્યજનોના જેવી જ કેટલીક રીતિ અને વિચારો રહેલા હતા અને તેમ તે વેળાના લોકોમાં "મ્હોં બોલી સગાઇ" પાળવા ઉપર વધારે દૃઢ શ્રદ્ધા હતી. યુરોપી કેળવણીએ, જેમ અપવાદ લાયક અને હાનિકારક વિચારોને આર્ય પુરૂષોના અને સ્ત્રીઓનાં અંતઃકરણમાંથી દૂર કરવા માંડયા છે, તેમ જ કેટલાક સ્તુત્ય, અનેક રીતે સુખદાયક અને ઉચ્ચતમ નીતિ રીતિનું ભાન કરાવનારા નિયમોને પણ તેમાંથી ખસેડી નાંખ્યા છે. આર્યાવર્તવાસીઓમાં સગાઇસૂચક શબ્દોનું પવિત્રપણું ઘણું જ જળવાયેલું હતું. કહેતી પણ છે કે,

"મા જણે બારબાર જીભ જણે એકબાર"

મહિપતરાવમાં આર્ય સંસારની છાપ પૂર્ણાંશે વ્યાપી રહી હતી અને તેથી જ્યારે તેણે લાલનને પોતાની 'પુત્રી' તરીકે સ્વીકારી, અને લાલને તેને જાનકીદાસની જગ્યાએ પોતાના પિતા તરીકે પ્રમાણ્યો, એટલે જેમ મહારાજનું મન નિશ્ચિંત થયું, તેમ જ લાલન અને મહીપતના મનમાં પણ કોઇ જાતનો પડદો રહ્યો નહિ. લાલન હવે જેમ જાનકીદાસની સેવા કરે તથા તેના ઘરમાં વર્તે, તેમ છુટથી અને સરળતાથી, વર્તવા માંડી; અને મહીપત પણ જેમ બાપ પોતાની છોકરી સાથે વર્તે તેમ વર્તવા લાગ્યો. લાલન પહેલી મહીપતની પાસે ગઇ અને તેને પગે પડી તથા ઉતાવળને દૂર કરીને તેનો પાટો પોતાને હાથે ધીરેથી અને સંભાળથી બાંધવા બેઠી, અને પાટો બાંધ્યા પછી કોઇ પણ પ્રકારની મનમાં અણખટ રાખ્યા વિના, તંબૂમાં

મહીપતરાવનો તંબૂ ન્હાનો, એક માણસના વસવાટ માટેનો હતો, અને

યુરોપી રીત પ્રમાણે નકામો હતો. સાત ફુટ ઉંચા બે સ્થંભોના ઉપરથી એક જાડા મજબુત સુતરાઉ કપડાને બેય તરફ લઇને, મજબુત દોરડાઓવડે, લાકડાના ખીલા સાથે બાંધ્યો હતો. તેનો આકાર આવો A હતો. તંબૂના ખૂણામાં જીન વગેરે અશ્વનો સામાન, કાંઈ પિત્તલનાં વાસણો, જુનાં પૂરાણાં કાપડાંઓ, ખાસડાંઓ, સાદડીના કટકાઓ, પાવડાઓ, કોદાળીઓ વગેરે પડેલા હતા—વચમાં ભૂરા અને સફેદ ચટાપટાની એક જાડી દેશી શેતરંજી પાથરેલી હતી; અને તેના એક છેડા ઉપર, તંબૂની કનાતોને આધારે પથારીઓના ગોળ વીંટાઓ, તકીઆની ગરજ સારે તેમ ગોઠવીને મૂકેલા હતા. સ્થંભો ઉપર હાથિયારો અને બખ્તર બાંધેલાં હતાં; તથા બેય સ્થંભોની વચમાં બાંધેલી દોરીના ઉપર પહેરવાનાં કાપડાંઓ લટકાવેલાં હતાં. તંબૂનું મુખ "પાગા"ના અશ્વો બાંધેલા હતા તે તરફ હતું. હાલના લશ્કરમાં જોવામાં આવે છે તેમ બધા તંબૂઓ એક હારમાં કે બધા અશ્વો એક સ્થળમાં બાંધેલા નહોતા; પરંતુ દરેક આશ્વિકનો અશ્વ પોતાના તંબૂની સામે જ બાંધ્યો હતો.

તંબૂની બાજુમાં એક સ્તંભની ઉપર **મ**હીપતરાવની "**પા**યગા"નો વાવટો બાંધેલો હતો, તેની પાસે એક લાકડાના ત્રણ કટકા ઉપર પાણીની ગોળી મૂકેલી હતી; તથા બાજૂમાં કાંઈ બાવળના લાકડાના કટકાઓ તથા છાણાંઓ અને ઊંટની લીંડીઓ, તેમ જ ઘોડાંને માટે લાવેલા જુવાર અને બાજરીના કડબના પૂળા તથા એક ફાટેલી સાદડી નીચે થોડુંક અનાજ પડેલાં હતાં. તેની પેલી તરફ—ખૂણામાં—જમીનમાં ખાડો ખોદીને એક ચૂલો બનાવીને, તેની ચારે તરફ માટીની ન્હાની પાળ બનાવીને, તે 'ચોકા'માં એક અર્ધજંગલી જેવો જણાતો માણસ, "ચપાટીઓ" બનાવતો હતો.

**લા**લનને જન્મથી જ આવી જાતની ઝુંપડીમાં રહેવાની ટેવ હોવાથી, તેને આ કોઈ પણ રીતે દુઃખકર લાગ્યું નહિ. વળી અતિશય લાંબા પ્રવાસને અન્તે, છેલ્લા બે દિવસમાં પડેલી વિટંબણાઓથી, તેને પુષ્કળ થાક ચઢયો હતો—એમાં કાંઈ નવાઈ જેવું નથી; અને તેથી તંબૂમાં જતાંને વાર જ—ઈશ્વર કૃપાથી નિર્ભય સ્થળમાં આવી જવાથી—તેણીએ હવે ઉંઘવાનો વિચાર કીધો, અને પથારીઓમાંની એક તુરત જ ત્યાં પાથરીને, દોરી ઉપરથી વૃદ્ધ **મ**હીપતની એક પીછોડી લઇને, પગથી માથા સુધી ઓઢીને તે સૂઈ ગઈ; અને એક દીર્ઘ, શાંત અને સુષુપ્તિરૂપ નિઃસ્વપ્ન નિદ્રામાં તે પડી.

વૃદ્ધ **મ**રાઠાએ આવીને તેને ઉંઘમાંથી જાગૃત કીધી ત્યારે સૂર્યે પોતાનો પ્રવાસ પૂર્ણ કરી રહેવા આવ્યો હતો અને આંખ ઉઘાડતાં જ તેણીની નજર પિતા સમાન પ્રેમથી પરિપૂર્ણ આંખો ઉપર પડી.

"બેટા, ઉઠ"—તેણે કહ્યું—"સાંજ પડી ગઈ છે અને હવે તું હાથ મ્હોં ધોઈ લે, ને કાંઇક ખા. શું તને હજુ ભુખ લાગી નથી?"

**લા**લને માથે ઓઢયું, અને વૃદ્ધ **મ**હીપતના પગને સ્પર્શી. તેણે તેણીને માથે હાથ ફેરવ્યો અને ધીમેથી તેને ઉઠાડીને પોતાની સાથે તંબૂની બહાર લઈ ગયો. અહિં ત્રણ લાકડીની ખુંટીઓ ઉપર એક ફાનસ સળગાવીને મૂકેલું હતું, અને તેની સામે જ બે પિત્તલની થાળીઓમાં ચપાટીઓ, દાળ અને દક્ષણીઓને ઘણી પ્રિય લસણની ચટણી* પીરસીને બે ભાણાં તૈયાર રાખેલાં હતાં.

---

* 'દક્ષણીકી ચટણી' એવી કહેવત છે.

રતા અને ખરીઓ ઠોકતા અશ્વો; ગાડાઓની સાથે બાંધેલા હોવાથી આસપાસ માથું હલાવતા ઉભેલા બળદો, જાણે કે આસપાસ કાંઇ પણ બનતું જ ન હોય તેમ નિશ્ચિન્તપણે બેસીને વિચારના પ્રબળ પ્રવાહમાં આનંદ કરનારા—મહાન્ તત્ત્વવેત્તાઓની ચિંતાની મુખ ઉપર છાપ રાખ્યા વિના—દાઢ હલાવતા બેઠેલાં ઊંટો દૂર સુધી દેખાતાં હતાં. વચમાં વચમાં રસોઈ કરવામાં રોકાયલા સિપાઇઓના અગ્નિનો રાતો પ્રકાશ, જ્યાં ત્યાં જણાતો હતો; અને તેની પછવાડે જણાતા લાલ પ્રકાશમાં, તથા આવતા જતા મનુષ્યોના અવાજ ઉપરથી માલમ પડતું હતું કે, ત્યાં લોકોનો બજાર ભરાયલો છે. થોડી થોડી વારે "સતાર"ના રણકા કરતો કોઇક માણસ આમથી તેમ જતો નજરે પડતો, તો વચમાં વચમાં માથા ઉપર બબ્બે ઘડાઓ ચઢાવીને લટક-મટક કરતી અને વાતો કરતી જતી પણિયારીઓ, કોઈ સરદારના ઘરને માટે પાણી લઈ જતી દૃષ્ટિગોચર થતી હતી. નજીકના જ એક તંબૂમાંથી સારંગીના, નૃત્યના, ઝાંઝરના અને ગાનના જૂદા જૂદા નાદો આપણી નાયિકાને કાને પડતા, તો બીજી તરફના એક તંબૂમાંથી મદ્યપાનથી મસ્ત બનેલા અને રમતમાં, વચમાં વચમાં કોલાહલ મચાવી મૂકનારા માણસોના, કાનને અપ્રિય અને અવિનયી શબ્દો આવવા લાગ્યા. ચારે તરફ દૂર સીમમાં કોલાહલ મચાવી રહેલાં શિયાળવાંઓને પ્રત્યુત્તર આપતા મનુષ્ય માંસ ખાનારા કૂતરાઓ, જાણે કે સ્મશાન ભૂમિમાંથી ઉઠી આવેલા પ્રેતો વા ભૂતો હોય કે ધર્મ મહારાજના દૂતો હોય તેમ, ચારે તરફ ભ્રમણ કરી રહ્યા હતા.

**લાલનનો** થાક દૂર થઈ ગયો અને દેહ ઉપરનો મેલ ઉતરી જઇને સ્વચ્છ તથા હલકું શરીર થયું ત્યાં સુધી તેણે ન્હાવું શરૂ રાખ્યું અને પછી પોતાના કટિ પર્યંત પહોંચતા રેશમ જેવા સુંવાળા, કાળા નાગની ફેણ જેવા વાળોને, લુછીને કોરા કરી નાંખ્યા ને કાંસકીથી તેને સમારી તે ઉભી થઈ, અને હિંદની સ્ત્રીઓમાં જ જોવામાં આવતી પોતાના વિનય અને લજ્જાનું રક્ષણ કરવાની કુશલતાથી પરિધાન બદલ્યું. પછી **મહાદાજીએ** મોકલેલાં નવિન વસ્ત્રોમાંથી એક પહેરી લીધું.

તે પોતાની કોમળ આંગળીવડે કેશનું પીડન કરીને, તેનો અંબોડો લેતી હતી તેટલામાં જ, કોઈકના આવવાના પગના ધબકારાથી તથા તેને ચેતવવાની ઇચ્છાથી કરેલા ખોંખારાથી, તે ચમકી ને ગભરાયલી હરિણીની માફક, તંબૂમાં કૂદકો મારતી પેશી ગઈ.

તેણી જેમ બને તેમ ત્વરાથી શૃંગાર સજવા લાગી. તે ઝાંઝર પહેરતી હતી તેટલામાં તો તેણીની કાને **મહાદાજીરાવના** પરિચિત શબ્દો પડયા. તુરત જ પેલો વૃદ્ધ ગુલામ, હાથમાં ઈરાની પાણીનો એક શીશો તથા બે ચાંદીનાં પ્યાલાંઓ અને જાડા કાગળમાં વિંટાળેલી એક ટોપલી લઈને અંદર આવ્યો. તે ચીજો નીચે મૂક્યા પછી બહારથી એક બત્તી લાવ્યો; અને વચમાં બરોબર ગોઠવીને મૂક્યા પછી, ત્યાં આગળની સારામાં સારી પથારી શોધીને બીછાવી તથા તેની પાસે શીસો, પ્યાલાંઓ અને ટોપલી મૂકીને બહાર નિકળી ગયો. નિકળતાં નિકળતાં તે દરવાજાનો પડદો જોરથી નાંખતો ગયો.

હવે જ આપણી નાયિકાની ધીરજ ઘટવા લાગી—જે પ્રિયતમને અર્થે આટ આટલું ભ્રમણ કરીને, સંકટ વેઠીને, તે અહીં સુધી આવી હતી, જે હૃદયમણિની શોધમાં ટાઢ કે તડકો, ભુખ કે તરસ, કાંઈપણ ગણકાર્યું નહોતું, તે મનની અંદર રમી રહેલો

મદનાવતાર જ્યારે પ્રત્યક્ષ પધાર્યા, જ્યારે હૃદયમાંની આશાઓ પરિપૂર્ણ થવાની અણિ ઉપર આવી, જ્યારે મનમાં ને મનમાં કલ્પેલા અનેક સુખોનો અનુભવ લેવાનો સમય આવ્યો, ત્યારે જ આપણી મુગ્ધ બાળાએ જાણ્યું કે, મદન-રતિપતિની કુશળતા અગાધ છે; ત્યારે જ તેણીએ અનુભવ્યું કે, પ્રિયતમની શોધમાં પડતાં સંકટો-આ વખતની મનમાં ઉઠતી વૃત્તિઓની આગળ નિર્જીવ હતાં.

તેની આંખોએ આંસુ વળ્યાં અને તેમાં જળ ભરાઇ આવ્યું. તેની કોમળ દેહલતા, વિના વાયુએ પણ કંપવા લાગી. તેનું હૃદય જોરથી—ઓ હમણાં ફાટી જશે તેવી રીતે ધબકારા કરવા લાગ્યું,—તેનું શરીર અગ્નિથી શેકાતું હોય તેમ ઉષ્ણ થઈ ગયું, નાડી ત્વરાયમાન થઇ ગઈ, કંઠ રૂંધાવા લાગ્યો, તથા લજ્જા અને ભયની મારી તે ભીરૂબાળા, મહીપતરાવની એક ચાદર લઇને પથારીના અંધારા ખુણામાં, લોટપોટ થઇને ભરાઈ ગઈ.

તે જ ક્ષણે **મહાદાજીએ** પડદો ઉચક્યો. તે અંદર આવ્યો. આ વખતે તેણે શ્વેત મલમલનો અંગરખો પહેરેલો હતો અને માથા ઉપર મોતીયા રંગનો સોનેરી તારોવાળો ફેંટો બાંધેલો હતો; કંઠમાં ચમેલીના પુષ્પનો બ્હેક બ્હેક કરી રહેલો હાર હતો અને તેની ઉપર એક મોતીનો સુંદર હાર પહેરેલો હતો. આ પુખ્ત ઉમરના નવિન મદનદેવે, શસ્ત્રમાં, પંચશરને સ્થાને એક લાંબી કરવાળ અને એક ન્હાની પણ ઉંચી બનાવટની પીસ્તોલ રાખેલાં હતાં.

અંદર પેસતાં જ તેણે **લાલનને** માટે ચારે તરફ દૃષ્ટિ ફેરવી અને તેને ખુણામાં ભરાયલી જોઇને મ્હોટેથી હાસ્ય કીધું.

"હા! હા! હા! હા!" તેની પ્રતિ જતાં જતાં તે બૂમ મારી ઉઠ્યો. "વાહ! વાહ! શું મારી માશૂક આટલી બધી ભીરૂ છે, કે એક ચમકેલી હરિણીની પ્રમાણે આમ ખૂણામાં સંતાય છે! અને પ્રીયે! જો એમ જ કરવું હતું તો, આટલે સુધી મ્હારી વાંસે આવવાની શી ગરજ હતી? **તાપીના** કિનારા ઉપર જ **જાનકીદાસના** મઠમાં કેમ ન રહી?"

આવાં આવાં પ્રણય અને પ્રેમથી પૂર્ણ વચનો ઉચ્ચારતો તે તેણીની પાસે ગયો અને ધીરેથી બે હાથમાં તેણીને ઉપાડી. **લાલનનું** આખું શરીર ટાઢથી કંપતું હોય તેમ ધ્રુજવા લાગ્યું અને બે હાથ તેના ગળામાં વિંટાળી દઇને, માથું છાતીમાં સમાવી દીધું. પોતાના હાથો તેની આસપાસ વિંટાળતો રણશૂરો—કામકળામાં નિપુણ નાયક બોલ્યો; "આવ્ય! આવ્ય! પ્રિયે ગભરાના; હું કાંઇ વાઘ નથી કે ત્હારા જેવી મૃગાક્ષીને મૃગ સમજીને ખાઇ જવું."

ઉપલા પ્રીતિથી ઉભરાઇ જતા શબ્દોના પ્રત્યુત્તરમાં **લાલને** પોતાનું મુખ વધારે જોરથી તેના વક્ષઃસ્થળમાં દબાવ્યું અને એક હુસકો મૂક્યો તથા તેના હાથમાંથી છુટવાને નિર્બળ પ્રયત્ન કીધો. **મહાદાજી** સર્વ વાતે નિપુણ હતો અને શૃંગારીક વિષયમાં અપરિચિત નવોઢાના આવા વિનીત ભાવથી ઠગાઇને છોડી દે તેવો નહોતો. દૃઢ, પણ પ્રેમી હાથોએ તેણે એને ઉપાડી અને પોતાની પાસે પથારી બેસાડી.

**લાલને** પોતાનું મુખ વસ્ત્રથી આચ્છાદિત જ રાખ્યું.

"આ શું નવું તૂત!" તેણે નમ્ર અવાજે, હસતાં હસતાં બોલતાં, પોતાને હાથે, **લાલન**ના મુખ ઉપરથી વસ્ત્ર દૂર કીધું.

**લાલન** અવનત મુખે પોતાના પગના અંગુઠા ઉપર દૃષ્ટિ રાખી બેસી રહી. પણ મુગ્ધ બાળાઓની પ્રથમ સંગમની વ્રીડા દૂર કરવામાં કુશળ **મહાદાજીએ**, પોતાનો હાથ લાંબો કર્યો અને **લાલન**નું મુખ ઉંચું કરી, પોતાનો હાથ તે ઉપર ફેરવતો ફેરવતો તથા પોતાની તરફ ખેંચી, પ્રેમથી મુદ્રિત કરતો કરતો બોલ્યો; "આ શું વળી! આમ તે કેમ ચાલશે? શું આટઆટલા કોશપરથી મ્હારી પૂઠે પૂઠે ચાલી આવી તે આમ કરવાને વાસ્તે કે? સામું જોતી નથી-બોલતી નથી-એ તે કેવા અબોલા! પ્રિયે! હવે એ શરમ જવા દે! ગાંડી ન થા! ચાલ લે આ એક પ્યાલું પીજા, કે કાંઇક ધૈર્ય આવશે!"

અને પોતાના શબ્દોને અનુસાર જ, તેણે શીશામાંથી એક પ્યાલુ ભરીને, તેના મુખ આગળ ધર્યું.

"આપની રંક દાસીને આવું ઉન્માદક પાણી પીવાની ટેવ નથી!" ધ્રુજતા પણ મધુર અવાજે **લાલન** આ પહેલી જ વાર બોલી;-"શું મ્હારા પ્રેમાળ પતિ મને આટલી ક્ષમા નહિ બક્ષે? નાથ! હું એક જંગલી વેરાગીની બાળકી છું અને રાજ-દરબારના રીતિ રીવાજથી તદન અજાણ છું; તેમ જ આપ જેવા મહાન્ સરકારને મ્હારી પાસે જોઇને કાંઇક ગભરાયલી હોઉં, એ શું આપના માનવામાં નથી આવતું? પણ સ્વામિનાથ! જરાક ધીરજ રાખો ને નહિ ધારેલી આશાના ફલીભૂત થવાથી ઉત્પન્ન થયેલી હર્ષજન્યવૃત્તિની અસ્થિરતાને તથા એક મહાન્ નરવીરના દર્શનથી ઉત્પન્ન થયલી ભીતિને જરાક શાંત થવા ધો! પ્રાણેશ! આ હૃદય, આ જીવન, અને આ દેહ-સર્વ હવે આપતું જ છે અને જો કે હું કોઇ ઉચ્ચ કુળમાં જન્મેલી કે મહાન્ રાજ દરબારની જાહોજલાલીમાં ઉછરેલી નથી, તોપણ હું આપને ખરા અંતઃકરણના પ્રેમથી ચ્હાઉં છું. મ્હારા હૃદયમાં ઉભરાઇ જતી પ્રીતિ, આપ સ્વાર્થી, કે કૃત્રિમ ન જાણશો. હું આપને અર્થે ઘરબાર, ન્યાત જાત અને પિતા-સર્વનો ત્યાગ કરીને અત્ર આવી છું અને હવે મ્હારે આપનો જ આધાર છે. મારે તો નીચે આપ અને ઉપર પરમેશ્વર જ હવે રક્ષક છે!"

"તે બધું ખરૂં છે. પણ સુંદરી, મ્હારી પ્રેમમૂર્તિ! આ પ્યાલું તો ત્હારે ખાલી કરવું જ પડશે. જ્યાંસુધી તું આ પીશે નહિ ત્યાં સુધી તારી ભીતિ દૂર થશે નહિ જ. મ્હારા સમ, જો આ પી જા."

"આ પ્રમાણે મને સમજાવવાની કાંઇ પણ આવશ્યકતા નથી"-વેરાગણે કહ્યું-"મ્હારા પ્રભુની આજ્ઞા મ્હારે શીરને સાટે છે. આ તો મદિરા છે, પણ વિષ હોય તોય શું થયું. આપના મુખમાંથી બોલ નિકળતાં જ હું અત્યંત પ્રસન્ન મને તે પી જાઉં."

અતિશય સખત મધના પ્રથમ સમયના પાનથી ઉન્નત થયલી કંઠમાંની બળત્રાની તીવ્ર વેદનાથી શીર કંપાવતી, ઉધરસ ખાતી અને નેત્રમાં જળ ભરતી **લાલને** પ્યાલું ખાલી કરીને નીચે મૂક્યું કે **સિંધિયાએ** કહ્યું-"જો કે તું રાજ દરબારની તથા છાવણીઓના રીતિ રીવાજથી અજ્ઞાત છે, તથાપિ આ પ્યાલાના પ્રત્યુત્તરમાં

ત્હારે મને એક પ્યાલાનું પાન કરાવવું જોઈએ! એ સાધારણ નિયમથી તો તું અજ્ઞાત નહિ જ હોય !"

"શું આપ મને છેક મૂર્ખીજ સમજ્યા કે? પરણ્યા નહિ હોઈએ તો પછી તો એટલુંજ કહીશું! અદ્યાપિ પર્યંત મ્હેં મદિરાનું એક ટીપું પણ હોઠે અડકાડ્યું ન હોતું, તોપણ મ્હારા પ્રવાસમાં મ્હેં અનેક પ્રિતમ પ્યારીઓને તેનો ઉપયોગ કરતા તો જોયાં છે. સર્વત્ર આશાપૂરી પાલણ કરનાર ભગવાન્ આ પ્યાલાને અમૃત બનાવો!' કહેતાં જ તેણીએ પ્યાલું ભરીને, મહાદાજીના હોઠોને અડકાડ્યું.

બીજી વખત ઉપલી ક્રિયા થતાં જ, આપણી અપરિચિત નાયિકાના ઉપર તેની બળવાન્ અસર જણાઈ. તેની લજ્જા અને ભીતિ દૂર થઈ ગયાં ને તેને સ્થળે કાંઇ પ્રગલ્ભતા આવેલી દેખાઇ. તેની આંખો હવે ચમક મારતી ચંચળપણે મહાદાજીના શરીરનું વારંવાર નિરીક્ષણ કરવા લાગી, હૃદય વેગથી ઉછળવા લાગ્યું, અને મુખ ઉપર નવિન પ્રકારની આકર્ષક-મોહક-સૌંદર્યતાની છાપ દેખાઇ-ખુણામાં બળતા અસ્થિર દીપકના આવજાવ કરતા પ્રકાશ અને છાયામાં, નવા આવેલાં વસ્ત્રો અને શૃંગારમાં સજ્જ થયેલી આ કોમળ કુમારિકાનું સૌંદર્યવાન્-પણ કૂશ શરીર નિહાળતાં, મહાદાજીએ જોયું કે, થાક અને ઉજાગરાથી કંટાળેલી, ફાંટાંતૂટાં વસ્ત્રોવાળી વૈરાગણના કરતાં આ તેની હાલની સાથી, નવયૌવના, તેને માટે ખરેખર યોગ્ય જ હતી.

તેને પોતાની તરફ ખેંચતો અને પાસે પડેલી ટોપલીમાંથી સ્વાદિષ્ટ સુખડી તેણીના મુખમાં મૂકતો, મહાદાજી બોલ્યો-"મ્હારી મધુરી! જ્યારે તારા પિતાના મઠ પાસે મ્હેં તારૂં હાસ્ય કીધું ત્યારે મને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો કે, તે શબ્દોથી વિંધાયલી તું, આમ મ્હારી પાછળ પાછળ આવીશ, તેમ જ તું આવી રૂપ લાવણ્યે યુક્ત હોઇશ, અથવા તો મારૂં મન આમ હરણ કરવા જેટલી ત્હારામાં શક્તિ હશે, એ મને તે વખતે બીલકુલ ભાસ્યું નહોતું!"

"હા, નાથ!"-લાલને એક પ્યાલું ફરીથી ભરીને તેના હોઠ આગળ ધરતાં કહ્યું,-"મનોમન સાક્ષી છે અને પ્રેમથી પ્રેરાયલી, અંધશ્રદ્ધાથી દોરાયલી, કોની શોધમાં જવું તે પણ નહિ જાણનારી-મ્હારા જેવી રંક અને ભોળી બાળાને, પરમદયાળુ ભગવાન્ નિરાશ ન જ થવા દે!"

"ત્યારે હવે તું સુખી છે, કેમ રમણી?" તેણે માથા ઉપર તથા વાંસા ઉપર હાથ ફેરવતાં કહ્યું.

"સરકાર! હવે તેમાં શું ખામી હોઇ શકે?" તેણીએ પ્રતિ ઉત્તર દીધું- "પરંતુ સ્વામિનાથ! હવે મ્હારે એક આપનો જ આશ્રય છે-હું સર્વ જગતને મૂકીને, એક આપનાં જ ચરણને અનુસરી છું અને મને ભવિષ્યમાં પશ્ચાત્તાપ ન કરવો પડે એમ કરશો."

"પશ્ચાત્તાપ? પશ્ચાત્તાપ શામાટે કરવો પડે?" તે સરદારે કહ્યું "શું મહાદાજી સિંધિયાને ત્યાં, ત્હારા જેવી એક પ્રેમપૂર્ણ વિશ્વાસી બાળાના નિભાવનાં સાધન નહિ રહે, અથવા શું જે તરવાર અનેકોનું રક્ષણ કરે છે તે તને કોઇપણ તરફથી હરકત આવવા દેશે? ખરી વાત છે કે—"

**મ**હાદાજીએ **લા**લન પાસે આવતાં પૂર્વે પોતાને ઉતારે વાળુને અંતે મદિરાનો સારો સત્કાર કીધેલો હતો, અને અત્ર ત્રણેક પ્યાલાં ચ્હડાવેલાં હોવાથી, હવે તે પણ સહજ વાને ઘેર જવા લાગ્યો હતો; અને તેથી આ ઉન્મત્ત અવસ્થાને વશ રહીને, તેણે આ પ્રસંગે નહિ બોલવાનું કાંઇક બોલવા માંડયું. પણ તુરત જ તે વાતનું ભાન આવતાં તે બોલતાં અટક્યો ને ઉપલું વાક્ય પૂરૂં કીધું નહિ.

"શું? શું? મ્હારા નાથ?"–સ્ત્રીની સ્વાભાવિક ઇર્ષ્યા અને અવિશ્વાસથી પ્રેરાઇને **લા**લને કહ્યું–"શું, મ્હારા નાથ! મ્હારી આગળ પોતાનું મન ખોલતાં અચકાવ છો? મારી સાથે અંતર રાખવાની જરૂર સમજો છો? હું જે અનેક સંકટો વેઠીને મૃત્યુના મુખમાં થઇને અહીં સુધી પછવાડે પછવાડે આવી છું, અને ગમે તેવે સમયે મ્હારો પ્રાણ–મ્હારો દેહ–આપની સેવામાં અર્પણ કરવાને તૈયાર છું, તેની સાથે પણ આપ અંતર રાખો છો?"

"મધુરી! તે વાત જાણવાની ત્હારે જરૂર નથી."–તેણે કહ્યું, કંઇક શોકાર્ત હૃદયે–"હું જે બોલવા જતો હતો તે સર્વ સામાન્ય વિષયને લગતું હતું અને આપણ બન્ને જ્યારે અત્ર ખાવાપીવા અને આનંદ ભોગવવાને મળેલાં છીએ ત્યારે એ વાતને વચમાં લાવીને, મનને ચિંતામાં નાંખવાની કાંઇ પણ આવશ્યક્તા નથી."

"મ્હારા સમ! મારા ગળાના સમ!" તેણીએ પોતાનો એક હાથ તેના કંઠમાં પરોવીને, મૂંછોને આમળો દેતાં અને બીજે હસ્તે તેનાં ચરણને સ્પર્શતાં કહ્યું.

"જ્યારે હું બોલતો હતો," કાંઇક ગંભીર અને દિલગીરી ભર્યાં અવાજે તેણે બોલવું શરૂ કીધું–"જ્યારે હું મ્હારી તરવારની વડાઈ કરતો હતો, ત્યારે મને હાલની સૈન્યની સ્થીતિની સ્મૃતિ થઈ આવી; તથા હાલ મ્હારા પોતાના મસ્તકનું કે મ્હારી સાથે આવેલાં સ્ત્રીઓ અને બાળકો–જેઓને ત્હારા અને મ્હારા કરતાં પણ સંરક્ષણની વધારે જરૂર છે–જેઓએ ટાઢ કે તડકો જોયાં નથી–*જેણે દુઃખ કે છાયો દીઠો નથી–તેવાઓનું રક્ષણ કરવાને પણ તે શક્તિવાન્ રહેશે કે નહિ, તે વિચાર થઈ આવ્યો," પ્રિય! આ વેળાએ આવી બાબત ઉપર વાત કરતાં તેનું મન દુઃખાતું હતું, તે **લા**લન સમજી શકે એટલી શોકસૂચક વાણીમાં તે ઉપલાં વાક્યો બોલ્યો.

**મ**હાદાજીના ઉપલા ભયસૂચક તથા **મ**રાઠા સૈન્યની ભયંકર સ્થીતિસૂચક શબ્દો કાને પડતાં જ **લા**લનનો હર્ષ જતો રહ્યો.

"શું ત્યારે આપણી સ્થીતિ આટલી ભયંકર છે?" ધારતીનું સૂચન કરતાં ઉશ્કેરાયેલા અવાજે **લા**લને પૂછ્યું–"શું આ વીરતાથી ઉન્માદ થયેલા શૂરા યોદ્ધાઓ, તેજી અશ્વો, રોનકદાર શસ્ત્રો, મ્હોટી મ્હોટી તોપો, આ વિલાયતી લૂટારાઓને પરાજિત કરવાને અસમર્થ છે? શું જયથી નિરાશ કરનારા અપશુકનો આપને જણાય છે? **મ**લ્હારરાવને આજે સહવારે પાછા ફરવું પડયું તો શું થઈ ગયું? મ્હેં નજ-

---

* "જીસ બેગમને ધૂપ નહિ દેખી, ચલતન દુઃખી હજારી" આવું એક ગીત ૧૮૫૮ માં ગવાતું હતું. એ સત્ય છે. જનાનામાં રહેતી બેગમો ને રાણી એટલી અજ્ઞાત છે કે, અઠ્ઠાવનમાં એક અંગ્રેજ સાથે નાસતાં, ઘઉંનું ખેતર જોઈ પૂછ્યું કે, "આ શાના છોડવા છે?" "ઘઉંના!" "એમ કે! હું તો ધારતી હતી કે, આટલા બધા દાણાવાળા ઘઉંનાં મોટાં ઝાડ હશે!"

સેનજર જેવું હતું તેમ, તેણે અફઘાન છાવણીમાં ભારે નુકશાન અને ગભરાટ શું કરી નહોતા મૂક્યા? મેં સાંભળ્યું તે પ્રમાણે, કાલે રાત્રિના યુદ્ધમાં–મેદાનમાં આપનાં શસ્ત્રો શું વિજયથી ભૂષિત થયાં નહોતાં? શું આપે પેલા જંગલી અને પાપી અમીરને પરાજિત કર્યો નથી? અને આપણી પછવાડે આવતાં અફઘાન સૈન્યને, ગાર્દીઓની તોપોના થોડાક બારાઓએ જ, શું અસ્તવ્યસ્તપણે નસાડ્યું નહોતું? આ બધા પરાજયનાં ચિહ્નો નથી, પણ ભવિષ્યનો વિજય સૂચવે છે."

મહાદાજીએ મંદ સ્મિત કરીને માથું કંપાવ્યું–"એ બધું ઠીક છે, પણ ભાઉ સાહેબ કહે છે તેમ છેવટે સહવારના યુદ્ધમાં આપણી હાર જ થઈ હતી, અને ભવિષ્યમાં આના કરતાં વધારે જયવંત આપણે નિવડીએ, એમાં મને શંકા રહે છે."

"પણ શંકા શામાટે?" લાલને પૂછ્યું–"આપનાં માણસો કસાયલાં, અને વીરતાથી પૂર્ણ છે; આપનાં શસ્ત્રો અને અશ્વો ઉંચા પ્રકારનાં છે; આપની પાસે તોપો પણ પુષ્કલ છે, અને આપનું સૈન્ય શત્રુના જેવડું કે તેનાથી મ્હોટું છે, તો પછી આપને વિજયી થવામાં શંકા શા માટે રહે છે!"

"આપણા યોદ્ધાઓ –"મહાદાજીએ કહ્યું–"શૂરા, હિમ્મતવાન્, ચપળ અને નિપુણ છે, અને આપણો શસ્ત્રાદિક સામાન પણ જોઇએ તેવો સંપૂર્ણ અને ઉત્તમ છે; આપણું સૈન્ય સંખ્યામાં અફઘાનોને ગળી જવાને પૂરતું છે; પરંતુ પુરાણો અને ઇતિહાસવેત્તા વિદ્વાન્ બ્રાહ્મણો, ભાટો અને ચારણો કહેતા આવ્યા છે તેમ, આપણે–ભરતખંડના યોદ્ધાઓ, લોકોને હાનિ કર્તા ને તેમના શત્રુઓને પુષ્ટિ આપનાર દુષ્ટ નિશાચરીના પંજામાં ઝપડાયલા છીએ–ઇર્ષ્યા, અભિમાન, ગર્વ, કુસંપ અને સ્વાર્થપરાયણતા–રૂપી નિશાચારીઓએ–શાપોએ–આ દેશને અનેક વખતે પરદેશી, પરધર્મી અને ત્રાસદાયક શત્રુના પંજામાં સપડાવ્યો છે! આ જ–પવિત્ર કહો કે હિંદના શૂરા પુત્રોના લોહીનું તરસ્યું કહો–દેશના ઉદયથી વિરક્ત કહો કે વિધર્મી અને વિદેશીઓની સરભરા–પરોણાગત કરવામાં આસક્ત કહો–જમે તેવું કહો.–પણ આ જ કુરૂક્ષેત્રમાં, એક કરતાં વધારે વાર આર્ય માતાની વીરશ્રીથી વિભૂષિત–દેશાભિમાનથી પૂર્ણ, દેશના રક્ષણ માટે ઉત્સાહી યોદ્ધાઓ અને સરદારો, રાજાઓ અને રાણાઓ, મહારાજાઓ અને પાદશાહોએ, આ શાપોને–દુષ્ટ નિશાચરીઓને–આ ઉન્માદ જનક મદિરાથી પણ વધારે કેફી ઘેલછાઓને–વશ વર્તવાથી, હાથમાંનો વિજય ગુમાવ્યો છે. તે જ ઘેલછાઓ–તે જ વૃત્તિઓ આજે આ વીરશ્રીથી ઉભરાઇ જતાં–વિજયની પૂર્ણાશાથી ઘેલા બનેલા–સગર પુત્રોના કરતાં પણ બળમાં અને સંખ્યામાં ચઢતા મરાઠા યોદ્ધાઓનો, નાશ કરાવે છે. પ્રથમ તો ભાઉને જ જો! અનેક વર્ષો ઉપર પેલા ધર્મ ઝનુની–ધર્માંધ–પિતૃ સંતાપક પાદશાહ આલમગીરે, હિંદુઓનાં પવિત્ર તીર્થ સ્થળોમાં–આર્યોનાં પવિત્ર ધર્માલયોમાં અને દેવાલયોમાં–ગૌવધનું અધમાધમ કૃત્ય કીધું હતું. તેનું વૈર લેવાને–તેના વિનિમય રૂપે, મુસલમાનોની પવિત્ર મસીદોમાં ડુક્કરોને કાપવાને તે આવેલો છે એવું તે છડે ચોક, ચારે તરફ કહેવડાવવામાં મહત્તા સમજે છે. તેની આ ઉદ્ધતાઇને પરિણામે પંજાબના, હિંદુસ્થાનના અને પૂર્વના લઠ્ઠ પઠ્ઠ શરીરના બહાદુર મુસલમાનો તથા મરાઠાઓ સાથે ગાઢી મિત્રાચારી રાખનારા હાફેઝ રહેમત અને સુજાઉદૌલા–જેઓ ખરા મનથી મરાઠા વાવટા નીચે ઉભા રહીને લડતે

અને જેઓ આપણા કરતાં આ વિલાયતી કૂતરાઓ પ્રતિ વધારે તિરસ્કાર ધરાવે છે તેઓ, તેના સૈન્યને જઇ મળ્યા છે. આટલાથી જ નહિ ધરાતાં, દિલ્હીમાંના પાદશાહી તાજને-તખ્તને અને પ્રાચીન ચૌહાણકુળ તિલકથી ઉતરી આવેલું-તૈમુરલેન, જંગીસખાન અને નાદિરશાહ જેવાએ પણ પવિત્ર ગણીને અક્ષય રહેવા દીધેલું પાદશાહી છત્ર, આ હિંદુ પાદશાહત સ્થાપવાનો દાવો કરનારે-ગાળી નાંખ્યું; વિશ્વાસરાવને મોગલ પાદશાહના તખ્તપર બેસાડવાનો પ્રયત્ન કીધો અને તેવી રીતે શૂરા અને આર્યોના વંશપરંપરાના રણના પુત્રો રાજપૂતો-જેઓ મહાન્ તૈમુરના વંશજો સાથે લગ્નાદિક સંબંધથી જોડાયલા હોવાથી, તેના વંશના હાથમાંથી પાદશાહત જતી જોવાને સ્વાભાવિક રીતે જ નારાજ થાય-તેઓને અવમાનિત કીધા; અને આ યુદ્ધમાંથી દૂર કીધા. તે ઉપરાંત વળી "જાટ" મહારાજાને "ખેડુત"ના ઉપનામથી હસી કાઢ્યા, મલ્હારરાવને "ભરવાડ, ભરવાડ" કહીને, વિરક્ત બનાવ્યા છે! અને રોષે ભરાયલો અવમાનિત મલ્હારરાવ, ઇબ્રાહીમખાન અને પૂનાવાળાઓ પ્રતિ ઇર્ષ્યાથી બળે છે, અને ઇબ્રાહીમખાન, મલ્હારરાવને ધીક્કારે છે, અને પરિણામે બેઉની યુદ્ધની વ્યવસ્થા અને રચના—જે દરેક બહુ જ લાભપ્રદ અને ઉત્તમ છે તે બેઉ, પરસ્પરની ઇર્ષ્યાને લીધે—લડાલડીમાં પડતી મૂકે છે, ને એક પણ રચના પરિપૂર્ણપણે અમલમાં મૂકાતી નથી. જ્યારે પરિણામ અસંતોષકારક અથવા વિરૂદ્ધ આવે છે ત્યારે એક બીજાના ઉપર દોષ મૂકવા માંગે છે અને છેવટે બધી તરફથી ભાઉના ઉપર ટોપલો ઢોળી પાડવામાં આવે છે. બીજી તરફ શમશેર બહાદુર અને તેના પૂનાવાળાઓ એવી શંકા રાખે છે કે, "અમો" ઉત્તરમાંના મ્હોટા મ્હોટા સૂબાઓ સ્વતંત્ર થવા ઇચ્છીએ છીએ; મલ્હારરાવ ધારે છે કે, પૂનાવાળાઓ મારી, જંકોજીની અને સુજાઉદ્દૌલાની સાથે મળી જઇને, તેનો નાશ કરવા માંગે છે. આ સિવાય જંકોજી વળી એવો ભય રાખે છે કે, હોલ્કરને નજીબૂદ્દૌલા જોડે બહુ જ મેળ છે ને તે અમ લોકોને ઉખેડવાને તથા પોતાના સ્વાર્થને અર્થે, આખા મરાઠા સૈન્યને વેચવાની યુક્તિ રચે છે. ભાઉ તો વળી અમારા બધાની તરફ સંશયથી જોય છે અને માત્ર વિશ્વાસરાવ, ઇબ્રાહીમખાન અને તેની પલટણનો જ વિશ્વાસ રાખે છે. અમે બધા એકમતે કહીએ છીએ કે, ભાઉ સાહેબ અત્યંત ગર્વિષ્ઠ છે અને મહાન સૈન્યના અધિપતિપણાંને માટે લાયક નથી. અને જેમ પણ્યાંગનાઓ બનાવટી શૃંગારથી અને શરીરની ટાપટીપથી સૌંદર્ય ધારણ કરીને માર્ગે જનારાઓને અને સિપાઇઓને આકર્ષે છે, તેમ સુજાઉદ્દૌલા, ભાઉની અને આ લોકોની સાથે, અને નજીબૂદ્દૌલા મલ્હારરાવની સાથે બાજી રમે છે. રણથંભને રસ્તે દૂતો, જાસુસો અને ચારો આવે છે અને જાય છે અને ત્યાં આગળ આપણા સૈન્યના નાયકો અને સરદારો, શત્રુના નાયકો અને સરદારોને મળે છે; અમે કચેરીમાં પરસ્પરમાં વાગ્ યુદ્ધ કરીએ છીએ, અને પછી શૂરાતનનો વ્યર્થ ઉપયોગ કરવાને નિષ્પ્રયોજન-આજ સવારની માફક-એકદમ હલ્લો લઇ જઇએ છીએ-તથા હડકાયા કૂતરાની માફક માર ખાઇને પાછા આવીએ છીએ. હવે પરમેશ્વર પ્રીત્યર્થે કોઇ મને કહેશે કે, આવું પરસ્પરમાં વિરોધવાળું-કુસંપી-સ્વાર્થરત સરદારોવાળું-સૈન્ય, વિજયી કેવી રીતે થશે ?"

"પરંતુ મુસલમાનોમાં પણ જૂદી જૂદી જાતો અને જૂદા જૂદા સરદારો છે!" લાલને કાંઇક જાણવાની ઇચ્છાથી પ્રશ્ન કીધો.

હોવાને લીધે, તથા વિચિત્ર સંજોગોમાં ઉત્પન્ન થઇને પોષાયલા પ્રેમના પ્રબળ અંકુરથી, બાહ્ય સ્થીતિ વિષે કાંઇ પણ ચિંતા હૃદયમાં નહિ આવી શકવાને લીધે, તેણી છાવણીની દુર્દશા જોઇ કે જાણી શકી નહિ. જય વિરૂદ્ધના અનેક બનાવોથી, તેમજ પોતાને અને પોતાના પ્રિયતમને તથા તેના સેનાનીઓને માથે ઝુઝુમી રહેલા સંકટના અપશુકનીયાલ વાદળાંઓથી, તેણી તદ્દનજ અજ્ઞાન રહી.

પરંતુ તે અજ્ઞાન કે તેણીના હૃદયનો સંતોષ, તે તંબૂની બહાર રહેતા અસંખ્યાત મરાઠાઓના ભૂખ્યા પેટને સંતોષી શકે તેમ નહોતું; તેમજ તે એકલા જ, તંબૂમાં ડોકીયા કરી રહેલો અલ્પકાળનો આનંદ, બહાર ભમી રહેલા શોક અને ચિંતાને દૂર કરી શકતો નહોતો. તેમજ આ નિર્દોષ બાળાના મનમાં રહેલી વિજયની આશાઓ, બહાર બનતા અનેક બનાવોને લીધે, નિરાશાને, સૈન્યના કે સરદારોના મનમાંથી દૂર કરી શકતી નહતી.

યુદ્ધના આસપાસના સંજોગોની અસર બેઉ તરફના સેનાનીઓ ઉપર નહિ ધારીએ તેવી વિચિત્ર થઇ હતી. **શાહ**ની ચોંપથી તથા પાકા બંદોબસ્તથી, તેમજ ઉત્તીખાન, **શાહ** પસંદખાન, લુતફઉલ્લાહખાન અને બીજા **અફઘાન** સરદારોની હિંમત અને સમયસૂચકતાથી—દક્ષિણીઓનો, છુટીછવાઈ ઝપાઝપીમાં કુશળ હોવાનો વિશ્વાસ શનૈઃશનૈઃ નષ્ટ થતો જતો હતો; અને હવે તેઓ એટલા તો ભીતરા બની ગયા હતા કે, તોપોના રક્ષણથી દૂર જવાની હિંમતજ કરતા નો'તા. બીજા હાથ ઉપર ટાપલોના રાત્રિના યુદ્ધમાં મળેલી—ઘોડેશ્વારોની—વગર પરિશ્રમની ફત્તેહથી; પૂનાવાળાઓ એવી શ..પછવાડે આવેલા **અફઘાન** સૈન્યમાં ઈબ્રાહીમખાનની તોપોએ થવા ઇચ્છીએ છીએ; **મ** કેરથી,* અને ઉપર જણાવેલી **હોલ્કર**ની આખરની હાર સુજાઉદ્દૌલાની સાથે મળ...ન છાવણીમાં હલ્લો લઇ જઇને જે દારૂણ ત્રાસ વર્તાવ્યો વળી એવો ભય રાખે ... ખંભ આગળ થતાં વારંવારના દ્વંદ્વ પરિણામોથી, **મરાઠા**અમ લોકોને ઉખેડવાનો ...સો હતો કે, હાથોહાથની ઝપાઝપીમાં નિઃશંક તેઓ **વિલાય**વાની યુક્તિ રચે છે. ...જિત કરશે. સામાન્ય રીતે તે વખતના, તેમજ આજકાલના, માત્ર **વિશ્વાસરાવ**...ખુખંભની ઝપાઝપીમાં વપરાતી શસ્ત્ર કળાથી એવો વિચાર તો બધા ... રહેલો હતો,—જો કે ખરી હકીકતથી ઉલટો—કે તરવારવડે વા ભાલાવડે અધિ

* **ઔરંગજેબ**ના સમયમાં એક **મોગલ** અમલદારે, એક લખોટામાં અંગ્રેજો વિષે શાહનશાહને લખ્યું કે "તેઓ વહાણો અને દારૂગોળાના હથિયારોનો ઉપયોગ કરવામાં ચતુર છે, તોપણ તરવાર સામે તેઓથી ઘણું બ્હીવાનું નથી." આ જાતીય શસ્ત્રની શ્રેષ્ઠતા માટે હજી પણ હિંદીવાનોને અનહદ વિશ્વાસ છે અને તેઓમાંના કેટલાકો અંતરથી માને છે કે જો યુરોપીયનો યુક્તિ પ્રયુક્તિ, તોપો અને બંદુકોના ઉપયોગથી મળતો લાભ ત્યજી દે તો, હાથોહાથની લડાઈમાં અમુક સંખ્યાના હિંદીવાનો તેટલીજ સંખ્યાના અંગ્રેજોને જરૂર મારી હઠાવે. તેટલા માટેજ અંગ્રેજોની સામે પડેલા દરેક હિંદી રાજા, જે અસ્ત્રનો ઉપયોગ કરવામાં પોતાને ઘણા નબળા માનતા તે અસ્ત્ર—તોપખાનું—મજબુત કરવાને મોટા પણ ઉલટી દિશામાં પ્રયત્નો કરતા હતા.

† **ગ્રાંટ**—ડફ લખે છે કે, "દરરોજ સજ્જડ ઝપાઝપી થતી હતી, અને તેમાં **મરાઠા** ઘોડેશ્વારો, પોતાના શત્રુઓને મારી નાંખતા હતા."

સંપૂર્ણ કરવામાં અથવા તો શુજાઉદ્દૌલાની ખાનગી કરવામાં; દુર્રાનીઓની બીકા-ણ તેવી અને ચરિત્રનો વિચાર ન કરનારી મંડળનાથી, અને નિંદના આવ્યાથી ન મેળવાયેલા ખેલાડીઓની લીધે, કોઈ પણ દેશના લોક તેમને મહાત કરી શકશે નહિ. કોઈ પૂછે કે એમ માનવાનું કારણ શું? તેનો ઉત્તર જ એટલો છે કે, કોઈ કોઈ મરાઠા સરદારો હંમેશાં પોતાના શત્રુને ઘાયલ કરતા, કે ઘોડાપરથી હેઠળ પાડતા, તો સંગ્રામે યુદ્ધમાં અંગ્રેજોમાં કેમ જય નહિ પામે? એ કે, મુસલમાનો યુદ્ધવિદ્યામાં ને બાબતમાં તેમના કરતાં કેટલા ચઢીઆતા છે, તેનો વિચાર જ કરતા નહતા.

તેજ પ્રમાણે પ્રતિપક્ષીઓના મનમાં પણ તેવો જ વિચાર દૃઢપણે ઠસી ગયો હતો. તેઓના મનમાં મરાઠાઓની શક્તિ વિશે માન વધતું જતું હતું અને હવે તેઓ પણ આખરના જય વિષે સંશયી થવા લાગ્યા હતા. પરંતુ શાહે પોતાના વિચારો કે ધારણાઓ ફેરવ્યા નહિ. તે પોતાનું બળ તથા શત્રુનું બળ બરાબર જાણતો હતો, શું કરવું તે જાણતો હતો, અને પોતાના યુદ્ધની બધી બાજી તેણે પ્રથમથી જ રચી રાખી હતી; અને તેને જ તે હમેશાં પણ વળગી રહ્યો અને મિત્રોની કે શત્રુઓની* સલાહની કે કાચા સરદારને ચોંકાવી દે તેવા બનાવોની, તેના ઉપર કાંઇપણ અસર થઇ નહિ.

પરંતુ ઉપર વર્ણવી ગયલા જુદા જુદા બનાવોની અસર મરાઠા છાવણીમાં થયા વિના રહી નહિ. મલ્હારરાવની નિષ્ફળતાને લીધે, તેની લોકપ્રિયતામાં, તેમ જ લાગવગમાં ઘટાડો થયો હતો, જ્યારે ઈબ્રાહીમખાનની અને સિંધિયાની ફતેહને લીધે, તેઓનું તથા પૂનાવાળાઓનું જોર, પ્રમાણમાં વધી ગયું હતું. અને હવે જ્યારે પ્રાસંગિક વૃત્તિઓ શાંત પડી ગઇ છે, અને આપણે સઘળી બાબતો ઉપર શાંતપણે વિચાર કરી શકીએ છીએ, ત્યારે આપણે સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ કે, લશ્કરને આવી સંકડામણમાં લાવીને નાંખ્યા પૂર્વે, તેની (મલ્હારરાવની) સલાહ ગમે તેવી ઉપયોગી અથવા યોગ્ય હતી તોપણ, ફસાયા પછી, હવે તેને વળગી રહેવું વા તેને અનુસરણ કરવું, તે યશની આશા બીલકુલ મૂકીને કાર્ય કરવું એમ કહેવા જેવું કહેવાય અને પોતાની પ્રથમની સલાહને વળગી રહેવામાં કેટલું ખોટું હતું, તે તેના પોતાના અફઘાન છાવણી ઉપર રાત્રિના લઈ જવામાં આવેલા હલ્લા ઉપરથી, તેણે સ્વીકાર્યું હતું એમ કહીએ તો એ વિચાર ખોટો હતો, એમ તો નહિ જ કહેવાય અને તેથી બીજી તરફથી બતાવવામાં આવતી સલાહને નહિ સ્વીકારવામાં તથા તેની વિરુદ્ધ ગુપ્તપણે મથ્યા રહેવામાં, તે માત્ર પોતાના સ્વાર્થને જ સાચવતો હતો; તથા ઈર્ષ્યા, અદેખાઈ તથા પરસ્પરના ખાનગી વૈરનો જ તે ભોગ થઈ પડયો હતો !†

---

* "રોહીલાઓ ને સુજાઉદ્દૌલા, કાંઇપણ નિવેડો ઝટ લાવવાને સલાહ આપતા, પણ અહમદશાહે દૃઢતાથી ના પાડી, પોતાના સરદારપણાની, કસોટી બતાવતો, તે સાથે મનુષ્ય હૃદયને યુદ્ધકળાની નિપૂણતા પણ દર્શાવતો."—**ગ્રાંટડફ.**

† **મરાઠાની** હાર માટે **મલ્હારરાવ હોલ્કર,** વિના બીજો કોઇ સરદાર ઠપકા-પાત્ર નથી. એના દેશવાસીમાંનો કોઈ પણ તેની હિમ્મતની કીંમત ઓછી આંકતો નથી, પણ તેણે પોતાના રાજાને માટે કંઇપણ કીધું નથી, ને કેટલાક તેનાપર દગાનો આરોપ મૂકે છે.—**ગ્રાંટ ડફ.**

આટલું છતાં પણ, ઇબ્રાહીમખાન, બળવંતરાવ ગણપત મેંઢળે અને શમશેર બહાદૂરની સલાહને અનુસરીને, શત્રુને હાંકી કાઢવા ને તેના ઉપર હલ્લો લઈ જવાને ભાઉ હજુ તૈયાર નહોતો અને તેમાં તેને વિશ્વાસરાવનો અને સિંધિયાનો પૂર્ણ ટેકો હતો. ભાઉને અને સિંધિયાને હોલ્કર સાથે ખુલ્લી રીતે વાંધો નહિ પાડવા માટે, ઘણાંક કારણો હતાં—તે અને તેઓ બધા, દક્ષિણમાંથી મદદ આવી પહોંચવાની ખાત્રી રાખતા હતા; અને તેઓને સૂરજમલ સાથે સલાહ થવાની તથા સુજાઉદ્દૌલાના શત્રુપક્ષને છોડી જવાની આશા હતી; અને જ્યારે પાછલાઓને સુરજમલ ઉપર પૂર્ણ વિશ્વાસ હતો, ત્યારે ભાઉને સુજાઉદ્દૌલા ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. આપણે જોઇ ગયા છીએ કે, બેઉ સેનાઓ અંદરખાનેથી ખટપટોથી ભરેલી હતી, અને અહમદશાહ, જે દેખીતી રીતે શાંત અને બેદરકાર રહીને, પણ ખરેખરી રીતે પાકી નજર રાખીને, તે ખટપટોમાંથી લાભ મેળવતો હતો તે સિવાય, દરેક જણ પોતપોતાના સ્વાર્થની ખટપટો કરી રહેલા હતા—દરેક જણને શત્રુના દળમાં પોતાના પક્ષકાર હતા, અને જ્યારે કેટલાક શુદ્ધાંતઃકરણથી વર્તતા હતા, ત્યારે કેટલાક માત્ર સ્વાર્થ સાધવામાં જ કુશળ હતા અને કેટલાક તો વળી પોતાના ઉપર રાખવામાં આવતા વિશ્વાસનો ભંગ કરીને, બધી ખબર પોતાના ઉપરીને પહોંચાડતા પણ હતા.

સુજાઉદ્દૌલા, ભાઉ પ્રત્યે મિત્રાચારી દર્શાવતો હતો, એટલું જ નહિ પણ મરાઠા પ્રજા તરફ પણ સામાન્ય રીતે સ્નેહ ભાવ જણાવતો હતો;* અને તેવી જ રીતે તે અહમદશાહને પણ પોતાની વફાદારી વારંવાર દર્શાવતો હતો. ટુંકમાં, એની બાજી એવી હતી કે, 'જિતે તેનો તે સગો થાય ને હારે તેને મારવા જાય' અને તેને પોતાને કોઇપણ પક્ષ જિતે તેમાં કાંઇ જવદાર લાભ કે હાનિ જણાતાં નહોતાં. બીજા હાથ ઉપર તેનો શાહ ઉપર વગ હોવાથી લડાઇની પૂર્વે તેમ જ પછી, તે મધ્યસ્થ તરીકે કામ લાગે તેવા વિચારથી, અને હાર થાય તો તેના મુસલમાન સરદારો ઉપરના કાબૂને લીધે, ભાઉના અને સિંધિયાના સ્ત્રી વર્ગને સહીસલામત ઘેર પહોંચાડવામાં તે પોતાનો વગ વાપરે—આ બે હેતુથી,† તેઓ

---

* ભેગા મળેલા સૈન્યોમાંના (કોનફીડરેટોમાં) સુજાઉદ્દૌલાનો, સૌથી વધારે મરાઠા તરફ ભાવ હતો.—ગ્રાંટ ડફ.

† આ જાતની કોઈ પણ આશા યુરોપીયનોને તદ્દન વિચિત્ર લાગવી જ જોઇએ. પરંતુ હિંદીવાનનું મન જુદા જ પ્રકારનું છે. જે લોકોને પિતા પુત્રને વારંવાર સામસામી હરોળમાં ઉભા રહીને—જ્યારે કટ્ટા દુશ્મનો, તાત્કાળમાં મિત્રો તરીકે કાર્ય કરતા હોય ત્યારે—અત્યંત શાંતિથી લડતા જોવાની ટેવ પડી છે, તે લોકોના મનમાં, ખાનગી વિરોધતાથી રાજદ્વારી દુશ્મનાવટ અને વળી મોટામાં મોટા દુષ્ટ કાર્યો એટલા બધા તો છુટા પડી ગયલા છે કે, તેમના મનમાં ઉક્ત વિચાર તદ્દન સ્વાભાવિક જ છે. નહીં, નહીં. આપણે જોઇએ છીએ કે ચાલુ દાખલામાં તો તે વિચાર સકારણ હતો. કારણ કે જો કે સુજા-ઉદ્-દૌલાએ પોતાના લાભ સંભાળવા માટે મરાઠાના વિશ્વાસનો ભંગ કર્યો હતો અને તેમના નાશનું કારણ તે હતો તોપણ, યુદ્ધ પૂર્ણ થતાં, તેમની તરફથી જે કંઈ પ્રયત્ન, સલામત રહીને અથવા જે કંઈ મુસલમાન રૂઢી કે વિચાર તેને કરવા દે તે દરેક પ્રયત્ન તેણે કર્યા હતા.

તેની સાથે વ્યવહાર ચાલુ રાખતા હતા—જો કે સિંધિયાને તેનો કોઇ પણ રીતે વિશ્વાસ આવતો ન હોતો—ભાઉનો તેના આ મિત્ર ઉપર પૂર્ણ વિશ્વાસ હતો અને તે તેને બારે બારે ભેટ સોગાદો મોકલવા લાગ્યો અને માનતો હતો કે, તે માત્ર વખતની જ રાહ જોતો હતો.

મલ્હારરાવનો પણ ખાનગી મિત્ર શાહના સૈન્યમાં હતો અને પછવાડેના બનાવોથી માલમ પડશે તેમ, લખનોરના સૂબાના કરતાં તે વધારે વિશ્વાસનીય હતો. નજીબૂદૌલા અને મલ્હારરાવના વચમાં અંતર થોડો હતો અને તેમનો વિશ્વાસ એક બીજા ઉપર પૂરતો હતો. તેઓનો સંબંધ દૃઢ કરાવનાર, બેઉનો સિંધિયાઓ પ્રતિનો અણગમો પ્રથમ કારણ હતું—નજીબૂદૌલા સિંધિયાઓને ધિક્કારતો હતો અને હોલ્કર તેમના ઉપર ઇર્ષ્યાથી બળતો હતો—અને બધા જાણતા હતા કે, હોલ્કરને રોષિત કરવો, એ નજીબૂદૌલાને રોષિત કરવાનું જ હતું, અને નજીબૂદૌલા ઉપર શાહનો પૂર્ણ વિશ્વાસ હોવાથી તથા તે તેનો ખરો સલાહકાર હોવાથી, યુદ્ધની પૂર્વે કે પછી તેનો વગ ઘણો કામનો તેઓ સમજતા હતા.

આ સિવાય, ભવિષ્યમાં સુજાઉદ્દૌલા અથવા નજીબૂદૌલાની સામે થતાં, સાલ મેળવવાની તથા મરાઠાઓના હુમલાથી તેનું, પેશ્વાના દરબારમાં પોતાનો વગ મોટો હતો તે બતાવીને રક્ષણ કરવાની કબૂલાત આપીને, સિંધિયા, હાફેઝ રહેમતને શાહના સૈન્યમાંથી 'હમણાં જ' છૂટા થવાને તથા "ભવિષ્યમાં" પોતાને, હોલ્કરની સામે મદદ આપવાને, જાળ પાથરતો હતો. આ વખતે પણ મહાદાજી ઉત્તર હિંદુસ્થાનમાં સ્વતંત્ર ગાદી સ્થાપવાને કોશીશ કરતો હતો અને યુદ્ધની પછી તે સ્થાપી કરવાને તે શક્તિવાન્ થયો હતો; જે પોતાના વંશોને વારસામાં આપી છે.

વળી જો કે ખોરાકી કે માણસો ભાઉને પહોંચાડવામાં મુશ્કેલી નડતી હતી તોપણ, સંદેશા લાવનારને તેટલી હરકત પહોંચતી ન હોતી; અને તેથી ચારો, ખબર લાવ્યા કે, નારૂશંકર અને વિંચૂરકર, દિલ્હીની આસપાસથી માણસો અને ખોરાકી એકઠી કરતા હતા, પેશ્વા પોતે મહાન્ સૈન્ય સહિત મદદે આવતો હતો,* સૂરજમલ સમજ્યો હતો અને તેણે નાણાની રકમ મદદમાં મોકલી હતી તથા પોતે પણ તુરત આવવાને બંધાયો હતો, અને રાજપૂત રાજાઓ, હિંદના મહાન્ સૈન્યની, પરદેશી પરધર્મીઓના આગળ આવી દુર્દશા જોવાથી કંપી ઉઠ્યા હતા અને મદદે આવવાની તૈયારી કરતા હતા.

આ બધાં કારણોને લીધે, તથા પોતાનું મુખ્ય બળ આશ્વિકોનું હતું તેમને, પાકા બંદોબસ્તથી પડેલા અફઘાનો સામે મોકલીને, એક યુદ્ધના ઉપર બધું નશીબ નક્કી કરવાની ભાઉની ઇચ્છા નહોતી. સાંજે કે સવારે સુજાઉદ્દૌલા કે હાફેઝ રહેમત, શાહથી છૂટા પડી જશે, અથવા તો નારૂશંકરની મદદ આવી પહોંચશે, કે પેશ્વાના સમાચાર આવશે, વા સૂરજમલ કે રાજપૂતો તરફથી મદદ અને ખોરાકી આવી પહોંચશે—એ આશામાં ને આશામાં ભાઉએ દિન ઉપર દિન વ્યતીત કરવા માંડ્યા. તેની આ ધીરજને લીધે ખોરાકીની તંગીએ ભુખમરાનું રૂપ લીધું. લડાયક

* નવેંબર માસમાં તે (બાલાજી) અહમદનગર તરફ વધ્યો ને ત્યાંથી તે ગોદાવરીના તટ તરફ ગયો. ડીસેંબરમાં ઘણી ભય ભરેલી ખબર આવી કે, તેનું લશ્કર હિંદુસ્તાન તરફ વધે છે.—ગ્રાંટ ડફ.

અશ્વોના રક્ષણાર્થે, બળદોને, ઉંટોને અને બીજા ભાર બરદારી પ્રાણીઓને, ખોરાકી આપવી બંધ કીધી, અને આ હિંદુઓના સૈન્યમાં આવા દુષ્કાળ જેવા ભુખમરામાં પણ, આ પ્રાણીઓના માંસનું ભક્ષણ કરે એવા સીપાઇઓ ન હોવાથી, સ્થળે સ્થળે ભુખમરાથી અને દુઃખથી મરતાં આ પ્રાણીઓનાં શબો ગંધાતાં અને ચારે તરફ પોતાની દુર્ગંધને ફેલાવતાં પડેલાં હતાં! છાવણીમાંનાં હલકાં વર્ગનાં સ્ત્રી અને પુરૂષોએ, રાત્રિને સમયે કે વેશ બદલીને, અફઘાન સૈન્યમાંથી નાસી છૂટવાના પ્રયત્નો કીધા, પણ તે સર્વ વ્યર્થ ગયા. ચારે તરફથી ભુખમરાની મળેલી ખબરને લીધે, અફગાનો હવે બેવડા જાગૃત થયા અને આવી રીતે આવતા માણસોને પકડીને મારી નાંખવા, ગુલામ તરીકે વેચવા, કે પાછા મરાઠા સૈન્ય તરફ હાંકી કાઢવા લાગ્યા. સામાન્ય સીપાઇઓને પણ તેમનો નિયમિત ખોરાક હવે મુશ્કેલીથી મળવા લાગ્યો, અને તેઓ ખુલ્લી રીતે, પોતાના સરદારોના છુપાવી રાખેલા ખોરાક ઉપર પોતાનો નિર્વાહ કરતા જણાવા લાગ્યા, અને પોતાના સરદારોપર આપસ્વાર્થીપણાનો આરોપ મૂકવા લાગ્યા. હવે માણસો કોઈના પણ કાબૂમાં કે કરપમાં રહ્યા નહોતા–તેઓએ પાણીપતનું શહેર લૂટ્યું તથા રહ્યા સહ્યા પ્રજાજનોને છુપાવી રાખેલો અન્નનો જથો બતલાવવાની ફરજ પાડવા લાગ્યા; અને જાહેરમાં જણાવ્યું કે, જો ભાઉસાહેબ તેમને ખાવાનું નહિ આપે તો તેઓ તેને તડકામાં તોપને મ્હોડે, નગ્ન કરીને બાંધશે*–"નહિ તો યુદ્ધે લઈ ચાલો"–તેઓએ બૂમ મારી–"હાથમાં તલવાર લઇને શત્રુદળને સંહારતાં મરવાનું વધારે શ્રેયસ્કર છે, પણ આમ ભુખથી રીબાઇને, બાયલાને મોતે મરવું યોગ્ય નથી! ભાઉસાહેબ, લખનૌના સૂબા સાથે મળી ગયા છે, ને તેથી આવી રીતે પોતાના સૈન્યનો નાશ કરે છે, નહિ તો આમ અહીં બેસી કેમ રહે? યુદ્ધ! યુદ્ધ!" ઠેકાણે ઠેકાણેથી આ શબ્દો મહાન ભાઉને કાને પડવા લાગ્યા.

શાંતવૃત્તિને જાળવી રહેલો, પોતાના મન ઉપર પૂર્ણ અંકોશ ધરાવનાર બડો ભાઉ, આસપાસની આટલી બધી ગડબડમાં પણ શાંતપણે, દૃઢ મનથી બેસી રહ્યો. તેની આ સમયની ધીરજ અને દૃઢતા કહો કે હઠીલાઈ કહો–તે તરફ જોતાં તેના સમકાલિનોએ આપેલું, પણ ભાવી પ્રજાએ પાછું લીધેલું–મહાન્ ભાઉ–બડા ભાઉનું બીરદ તેને સર્વાંશે લાગૂ પડતું હતું. નિરાશીમાં પણ આશાવંત રહીને, તેણે તેઓને ધીરજ આપી–ભાગ્યદેવી હમણાં ફરી જશે, ઈશ્વર સર્વ સારૂં કરશે, ધીરજના ફળ મીઠાં હોય છે, વગેરે વાક્યોથી તેણે તેઓને શાંત પાડયા.†

---

* આની જાતની શિક્ષા કાંઈ કલ્પિત નથી. તે વખતોમાં તોફાની સીપાઈઓ ચઢેલો પગાર કે ખોરાકી મેળવવાને એ ઉપાય યોજતા અને હૈદરઅલી, અમીરખાન પિંઢારો, શુમરૂ, અને જશવંતરાવ હોલ્કરને આવો ભય ઘણી વખત દર્શાવવામાં આવ્યો હતો અને કહે છે કે, અમીરખાન ઉપર તો એકથી વધારે વાર તે ઉપાય અજમાવવામાં પણ આવ્યો હતો.

† ગ્રંથ કર્તાએ પોતાના વર્ણનમાં ભાઉનું ચારિત્ર્ય બહુ પ્રમાણિકપણે આપ્યું છે. એ ચારિત્ર્ય દર્શાવવામાં એણે મળેલાં સર્વ સાધનનો ઉપયોગ કીધો છે ને તે માને છે કે, આ પ્રસિદ્ધ પુરૂષનો ઇતિહાસ યથાર્થ આપ્યો છે–એક સરખી રીતે તેની મોટાઈ અને નબલાઈ–શક્તિ અને ભુલો બતાવી છે.

પરંતુ બાંધેલું પાણી જ્યારે ઉભરાઇ જાય છે, તેમ જ્યારે, **ભાઉ**નો પૂર્ણ વિશ્વાસુ અને અંગત મિત્ર **બળવંતરાવ** આણુપત મેંઢળે–જે હમેશાં વારંવાર કરવાની સલાહ આપતો હતો તેને તા૦ ૨૨ મી ડીસેમ્બરે ચારોથી ખબર મળી કે આ **શાહ વલ્લી વજીર** મુસલમાનોની છાવણીથી થોડેક દૂર મસીદમાં નિમાજ પઢવા જનાર છે, એ ખબર મળતાંજ તેણે જણાવ્યું કે આ તક **શાહ વલી** સપડાવવાની ઠીક છે, અને **ભાઉ** સાહેબની રજા, તેના ઉપર અણચિંતવ્યો છાપો લઇ જવાને માટે મેળવી; એટલુંજ નહિ પણ ખુદ **ભાઉ**ને, **વિશ્વાસરાવ**ને, અને હમેશાં સળવળાટ કરનાર **હોલકર**ને, તેમાં સામેલ થવાને લલચાવ્યા.

અપાઅપી ખુનખાર થઇ અને બેય પક્ષો તરફથી મદદ આવી પહોંચી, પણ **મરાઠાઓ** પોતાના બચાવ કામથી બહુ દૂર હોવાથી, તેઓ ઘોડેસ્વારજ હતા–અને **નજીબુદ્દોલા**ના બંદુકધારીઓ આવી પહોંચવાથી, તેઓને પોતાના રક્ષણ નીચે પાછું હઠવું પડયું. આ પ્રસંગમાં વૃદ્ધ **બળવંતરાવ**ને સખ્ત ઘા લાગ્યો અને તેનો આત્મા સ્વર્ગમાં પોતાના શુદ્ધ પરાક્રમનું ફળ ભોગવવાને ચાલ્યો ગયો–તેની ઇચ્છા પરિપૂર્ણ થઈ અને **સદાશિવ ભાઉ**સાહેબનો એક પૂરો વિશ્વાસુ, નિમકહલાલ, અને જીવજાન મિત્ર જતાં, તેણે તેના શબ પાસે બેસીને ચોધાર આંસૂઓ સાર્યાં.*

દશ દિવસ પછી, છાવણીમાંના કેટલાક રક્ષણીયજનો અને નીચી પાયરીના સીપાઇઓ, રાતના છાવણીમાંથી જીવ ઉપર આવીને નીકળ્યા: ભુખમરો નહિ વેઠાવાથી ન્હાસી છુટવાના વા મરવાના દૃઢ સંકોચથીજ તેઓ નિકળ્યા હતા અને સવાર પહેલાં તો **અફગાનો**એ તેમાંના મોટા ભાગને પકડીને શાંતપણે કાપી નાંખ્યા.†

**ભાઉ** પોતાના તંબૂમાં સ્ત્રી વર્ગથી વિંટાઇને બેઠેલો હતો ત્યારે તેને કાને છડીદારોના દૂર કરવાના, અને કપાઇ ગયેલા માણસોની સ્ત્રીઓના રડવા કકળવાના અવાજો આવ્યા અને તેમાં દૂરથી પુરૂષ વર્ગોના, **ભાઉ**ના નામ સાથે એકાદ અપશબ્દ કે નિરાશાથી ભરપૂર શબ્દ બોલતા–કઠોર અવાજો મિશ્રિત થતા જણાયા.

"બહાર આવો, બહાર આવો!–મહારાજ! શું આ સમય આપના બાળબચ્ચાંઓ સાથે પડદામાં બેસવાનો છે કે? શું અમો તમારા વિશ્વાસે અહીં આવ્યા તે શું આ સારૂ? અમે માણસ છીએ કે કુતરા?–અમે આમ તરફડીને મરશું નહિ! અમને તે દુષ્ટ મ્લેચ્છ સામે લઇ ચાલો. જય કાળિકા! જય ભવાની! જય ચંડી! હર હર મહાદેવ! ઉઠો મહારાજ! અપ્સરાઓ સ્વર્ગમાં અમને વરવાને રાહ જુએ છે. ઉઠો. જૂઓ, તેઓના હાથમાંની વરમાળો અમારા કંઠોમાં પડવાને તત્પર થઇ રહી છે. અમને યુદ્ધે દોરવો–યુદ્ધે! કેસરીઆ રંગો, મહારાજ કેસરીઆ! જે પરમેશ્વરની

---

* **બળવંતરાવ**ના મરણથી **ભાઉ**ને ઘણું લાગ્યું, અને પોતાના મિત્રના શબ સાથે તે છાવણીમાં આવ્યો.–**ગ્રાંટ ડફ.**

† તેના રક્ષણીયનો મોટો ભાગ, ભુખમરાથી નફકરો ને સાહસિક થયો હતો. તેઓ, પોતાને અને કુટુંબ માટે ખોરાક શોધવા માટે રાત્રિના છાવણીમાંથી નિકળ્યા, પણ તેઓ જ્યારે પકડાઇ ગયા ત્યારે કસાઇની માફક **અફગાનો**એ તેમને કાપી નાંખ્યા.–**ગ્રાંટ ડફ.**

ઈચ્છા હશે તેમ થશે–હાર કે જીત–તેમની ઇચ્છા મુજબ મળશે, પણ અમે આમ નહિ મરીશું!"

પોતાના આસન ઉપરથી ઉઠીને તંબૂના દરવાજા પાસે જતાં જતાં **ભાઉ** બોલ્યો, "બાજી રમાઇ ચૂકી છે!" અને જાસુસને કહ્યું–"જાઓ, **મહાદાજી સિંધિ**યાને બોલાવી લાવો!"

---

## પ્રકરણ ૨૪ મું.

## મરણિયો ભાઉ.

**મહાદાજી, મહીપતરાવ**ના તંબુમાં પોતાની પ્રિય **લાલન** સાથે વિલાસ રમતો હતો. ત્યાં આવીને તેના માણસે જણાવ્યું કે, મહાન **ભાઉ**નો 'જાસૂસ' આપને તેડવાને આવ્યો છે. તત્ક્ષણેજ **મહાદાજી** પોતાના તંબૂમાં ગયો, વસ્ત્ર બદલ્યાં, અને ઘોડેસ્વાર થઇને, **પરશુરામાવતાર**ની સાનિધ્યમાં જઇને ઉભો રહ્યો.

તે ધારતો હતો કે યુદ્ધના સલાહકારક મંડળને આમંત્ર્યું હશે, પરંતુ તેને બદલે તેની અજાયબી વચ્ચે, પોતાને એકલાનેજ **ભાઉ**ના ખાસગૃહમાં ઉભેલો જોયો, અને તેમાં તે પેઠો. આજે તેણે, શાંતમૂર્તિ, ભભકાદાર અને પ્રથમ જોનારને ગર્વિષ્ટ અને ઉદ્ધત જણાતા **ભાઉ**ના દર્શન ન થયા પણ તેને સ્થાને ઉઘાડે માથે, ચોળાયલા અને વેરણખેરણ થયેલા વસ્ત્રો સહિત, ખાડામાં પડી ગયેલી પણ જનુનમાં આવી ગયેલી ચારે તરફ ફરી રહેલી આંખોવાળા, અસ્વસ્થચિત્તના, **ભાઉ**ને, રૂપાના પાયાવાળા સુવાના સાધારણ ખાટલા ઉપર બેઠેલો જોયો–તેની આજની આ ફેરવાયલી સ્થીતિથી ચોંકેલી તેની પત્નિ **પારવતી** બાઇ, તેની બહેનો, તેના છોકરાઓ અને છોકરીઓ, તેની આસપાસ ગુંછળું વળીને ઉભેલાં હતાં, જ્યારે તે જ ઉદાસીનતા અને ચિંતાની છાપો, તેના ઘરમાંની દાસીઓના મુખ ઉપર દેખાતી હતી અને તેઓ પણ બધી એકઠી થઇને દૂર ખૂણામાં ઉભેલી હતી.

**મહાદાજી**, તંબૂમાં પેસતાં જ, આ સઘળું જોઇને, તેનું કારણ કળી ગયો. આશા, પોતાની શક્તિપર દૃઢ શ્રદ્ધા અને તજ્જન્ય સંતોષ, તથા હઠીલાઇની હદપર આવી પહોંચતી **ભાઉ**ની સ્વેચ્છાનુસાર વર્તવાની દૃઢતા–એણે જ અત્યાર સુધી સૈન્યને પણ તેવી જ રીતના દૃઢ ઠરાવવાળું રાખ્યું હતું–પણ તેની આ અવસ્થા થતાં જ, તે બાહ્ય દૃઢતા, વંટોળીઆની સાથે આવેલા ગ્રીષ્મના વાદલની માફકજ, અદર્શ થઇ ગઇ. તે પોતાના વિચારો અને રચનાઓ ઉપરની શ્રદ્ધાની, હવે દૂર થઇ જવાથી, તેના મનપર નિરાશાનું સામ્રાજ્ય ઉપરિપદ ભોગવતું હતું; અને તેવી અવસ્થામાં હવે તેણે બહારના ટોળાની માંગણી સ્વીકારીને યુદ્ધ કરવાનો ઠરાવ કીધો હતો. બચપણમાંથી ભયંકર અવસ્થાઓનું ભાન કરાવનારી લડાઇઓમાં ઉછરનાર, શૌર્ય અને વીરતાથી પૂર્ણ, **મહાદાજી**ના શરીરમાં કોઇક વીજલીક આંચકો લાગ્યો હોય તેમ એકાએક કંપારી છૂટી, અને નિત્યના શાંત, ગંભીર, અને સ્થિર મનવાળા **ભાઉ**ની એકાએક આવી અર્ધઘેલા જેવી સ્થીતિ, તેના અસ્વસ્થ અસ્થીરપણે ચારે તરફ દોડાદોડી કરી રહેલા નેત્રો–જોતાંજ, તેના હૃદયમાં પણ સખત ફટકો લાગ્યો! તેને હવે સ્પષ્ટ લાગ્યું કે હિંદની પાદશાહતને માટે જે મહાભારત પ્રયત્નો ચલાવવામાં આવ્યા હતા તથા જેના પરિણામમાં આ આજનું યુદ્ધ–ભીષણ યુદ્ધ–ઉદ્ભવ્યું હતું–

તે મહાભારત પાદશાહત સ્થાપન કરવાની બાજીમાંનો છેલ્લો અને નહિ ફેરવી શકાય તેવો જીવરનો દાવ, કાલ સવારમાં રમવામાં આવશે—જે ભયંકર પરિણામ અટકાવવાને આજ સુધી દૃઢ મનથી ભાઉએ બીજા પ્રયત્ન કીધા હતા, તે અંતની ઘડી હવે આવી પહોંચી છે! સામાન્ય સીપાઈઓએ પણ જે આશા—જે ભય રાખ્યો હતો તે ભય—ભાઉસાહેબ જેવા નિપુણ સરદારના મનમાં આજ સુધી આવ્યો નહોતો એ કહેવું અનુચિત છે ખરું, તોપણ આટલું કહેવું તો અસ્થાને નહિજ ગણાય કે જે સમયની હૃદયમાં ચિંતા હતી તે કટોકટીનો—બારીકીનો સમય આટલો જલદીથી આવી પહોંચશે એમ તો તેણે ધાર્યું નહોતુંજ; અને મહાન ભાઉ—ધૈર્યવાન ભાઉ—ગર્વિષ્ઠ ગણાતો ભાઉ—જેના એક શબ્દ ઉપર આખા સૈન્યનો—રે ભારતવર્ષની હિંદુ પાદશાહતનો—આર્યપુત્રોની લજ્જાનો—દેશના ભાવિનો—આધાર કાચા સુતરના તાંતણે બાંધેલી તરવારની માફક લટકી રહ્યો હતો તે, સદાવિજયી પણ હવે નિરાશાથી ઘેરાયલા ભાઉની મુખમુદ્રા જોતાં જ, તેને પોતાની અને સૈન્યની સ્થીતિનું ખરું ભાન થઈ આવ્યું. હવે જ તેને પૂછવામાં આવનાર ભયંકર પ્રશ્નનું ખરું સ્વરૂપ સમજાયું. હાં, જય કે મૃત્યુ! આજ કાલના કહેવાતા યુદ્ધોમાં વપરાય છે તેમ, રૂપક કે ઉપમાવાચક આ શબ્દો નહોતા, પરંતુ આમાં જનારાઓને માટે તો તે શબ્દશઃ અર્થવાળા હતા. આધુનિક સમયના રણસંગ્રામોમાં ધસનાર યોદ્ધાઓમાંથી માત્ર કેટલાક જ પંચત્વને પામે છે, જ્યારે મ્હોટો ભાગ તો માત્ર એક પણ બંદુકની ગોળીને અડક્યા વગર—વિજેતા સ્વરૂપે કે પરાજીતરૂપે કે પાછા ફરનારાને વેશે, પાછું રંગભૂમિપર દર્શન દે છે અને બીજા યુદ્ધ માટે તૈયાર થાય છે! પરંતુ આ વખતે તો વાત જુદી જ હતી. આજે તો શત્રુ—બળવાન શત્રુ—આજે સર્વશક્તિમાન જણાતો—વિજેતારૂપે દૃશ્યમાન થતો શત્રુ—મરાઠાઓની પોતાની—અને પોતાની માતૃભૂમિની વચમાં 'રાહુ' રોકીને પડેલો હતો. તેઓની પ્રિય ભાર્યાઓ—પ્રિયતમ બાળકો—સર્વ સમૃદ્ધિ—આ સંસારમાંની તેમની દરેક વસ્તુ—આ વખતે અહિંયા જ હતી અને તે તેમને શત્રુના—કઠણ શત્રુના—પંજામાં પડેલા હમણાં દેખાયાં. જો યોદ્ધાઓ કદાચ લડતા લડતા પોતાને અર્થે શત્રુદળમાંથી માર્ગ કરી લે, તોપણ આ નિરાધાર લલનાઓ—જેઓએ ટાઢ કે તડકો અનુભવ્યો નહોતો—જેઓએ ઘરની બહાર એકલા કદી પણ પગ મૂક્યો નહોતો—જેઓએ સ્વપ્નમાં પણ દુઃખને કે વિપત્તિને જોયાં નહોતાં—જેમનો સઘળો આધાર તેમના રક્ષક વીરપતિઓ ઉપર જ હતો—તેઓ તેમના પ્રિય બાળકો અને બાળકીઓ, ભાઇઓ અને બહેનો, સહિત હવે અત્ર જ ફસાયેલા તેને દેખાયા! તેમનું જીવન—જીવનથી પણ વધારે પ્રિય તેમની લજ્જા—અફઘાન જેવા શૂરા, પણ ક્રૂર અને દયા કે વિચારહીન—અર્ધપશુઓના હાથમાં જવાની! આ વિચારે તેનું મસ્તક કંપાવ્યું. પણ આટલા વિચારથી કાંઈ તે અટક્યો નહિ. તેને સ્પષ્ટપણે પ્રતીત થતું હતું, કે જો તેઓ આ ભારત યુદ્ધમાં પરાજિત થયા તો, હિંદુસ્થાનની પાદશાહત માટે—સ્વદેશના કે સ્વધર્મના રક્ષણને માટે—અફઘાનો સાથે બાથ ભીડવા માટે; બીજું આવું સૈન્ય, મરાઠાઓ કદી પણ એકત્ર કરી શકશે નહિ જ! આ પરાજય કાંઈ એક યુદ્ધમાંનો કે એક લડાઇમાંનો પરાજય નહોતો, પણ આ તેમના સર્વનો અંતકાળ હતો અને મરાઠા પ્રજાની વૃદ્ધિનો—સ્વતંત્રતાનો નિત્યનો નાશ હતો. મૃત્યુ કે વિજય! તેમનો, તેમની સર્વ પ્રિય વસ્તુઓનો, તેમના હૃદયમાં પોષેલા મહાન વિચારોનો, તેમના દેશનો, ધર્મનો અને સ્વતંત્રતાનો નાશ—કે ઉદ્ધારથી તે

સેતુબંધ રામેશ્વર સુધીની-સિંધથી તે સીલહત સુધીની-હિંદુ પાદશાહતનો અંત, તેને આમાં પ્રત્યક્ષ જણાયાં અને આવતી કાલે સૂર્યનારાયણ પોતાનો પ્રવાસ પૂર્ણ કરીને પશ્ચિમ સમુદ્રમાં પોતાનો શ્રમ ઉતારવાને સ્નાન કરવાને તથા આરામ લેવાને જશે તે પહેલાં તો, આ બેમાંથી એક વાતનો નિર્ણય થઈ જશે એ તેને સ્પષ્ટ ભાસ્યું. આ બધા વિચારો તેના મસ્તકમાંથી વિજળીને વેગે-વાયુને વેગે પસાર થઈ ગયા.

મહાદાજીએ તંબૂમાં આવીને ભાઉને નમન કીધું.

"આમ આવ, મહાદાજી! અને મારી પાસે બેસ!" જલદીથી અને ધ્રુજતે અવાજે, તેના નમનના ઉત્તરમાં ભાઉએ કહ્યું,-"આ વખત કાંઈ દરબારના રીતિ-રીવાજો પાળવાનો કે બીજા મૂર્ખતા ભરેલા ઢોંગો કરવાનો નથી. મ્હારી પાસે બેસ અને શુદ્ધાંતઃકરણથી એક મિત્ર મિત્રની સાથે વાત કરે તેમ વાત કર."

"જેવી મહારાજની આજ્ઞા!" સિંધિયાએ ઉત્તર આપ્યો, અને ખાટલાના પગ તરફ, પથારીના છેડા આગળ, માનપૂર્વક બેસીને, સદાશિવરાવ કહે તે સાંભળવાને, આતુરતાથી તેના મુખ તરફ જોઈ રહ્યો.

થોડીકવાર સુધી ચૂપકીદી પથરાઈ રહી. આ વખતમાં પોતાની હમેંશની નીતિ અવશપણે ફેરવવી પડતી હોવાથી, તેના વિચારો છિન્નભિન્ન થઇ ગયા હોય ને તેને બરોબર ગોઠવવાનો તે પોતાના મનમાં પ્રયત્ન કરતો હોય એમ તેની મુદ્રા ઉપરથી લાગ્યું.

છેવટે તે એકાએક બોલી ઉઠયો-

"મહાદાજી મને ખરેખરૂં કહેજે-જો મને ખરેખરૂં નહિ કહેતો તને ગૌહત્યા-બ્રહ્મહત્યાનું પાપ છે! હું ખુશામત માંગતો નથી, મ્હારી પોતાની સમયસૂચકતા કે સૂક્ષ્મદર્શીપણા વિષે હું કોઈ પણ જાતના પ્રશંસા સૂચક શબ્દો સાંભળવા માંગતો નથી. મહાદાજી! મ્હારૂં ડહાપણ જતું રહ્યું છે, મ્હારી બુદ્ધિ ઉડી ગઈ છે-હવે મને મ્હારા પોતાના વિચારો ઉપર કે મ્હારી શક્તિ ઉપર વિશ્વાસ રહ્યો નથી,-અને મને કોઈ સત્યવાદી-વિશ્વાસુની સલાહની જરૂર છે. વિશ્વાસરાવ બાળક છે; શમશેર બહાદૂર બંકો* છે; ઈબ્રાહીમખાન એક સિપાઈ છે અને તોપો ફોડવા કે બંદુકો ઉરાડવા સિવાય રાજ્યનીતિમાં કાંઈ પણ સમજતો નથી-ગણપતરાવ ગયો છે અને જો હોત તોપણ તેની બુદ્ધિ કરતાં બાહુ વધારે પ્રબળ હતા-દામાજી માત્ર સ્વાર્થપરાયણવૃત્તિનો અને પેટભરો છે; પવાર મ્હારા કરતા વધારે નિરાશ અને ચિન્તાગ્રસ્ત થઈ ગયો છે; બીજા બ્રાહ્મણો નિર્બળ મનના-કાયરો છે; મલ્હારરાવ?"-આ નામ લેતાંજ તેના મુખ ઉપર ગ્લાનિ પથરાઇ ગઈ-"વિશ્વાસનીય નથી; અને તેથી જ મ્હેં તને બોલાવ્યો છે. તને સુજાઉદૌલાના વચનો ઉપર વિશ્વાસ આવે છે કે તે માત્ર મને ઉડાવતો જ રહ્યો છે? તે આપણો ખરો મિત્ર છે કે નહિ?"

આવી રીતે નિખાલસપણે પૂછવામાં આવતાં જ, મહાદાજી વિચારમાં પડી ગયો; થોડીવાર વિચાર કરીને તે બોલ્યો-"મને લાગે છે કે સુજાઉદૌલા આપણા

---

* પ્રાચીનકાળમાં બંકાનો અર્થ શૂરો ને યુરોપના 'નાઇટ' જેવો થતો; અત્ર તો 'બંકા'નો અર્થ, ઉદ્ધત, ચપળ એવા ભાવમાં છે.

પ્રતિ નિમકહલાલ થશે કે—કે અફગાનો કરતાં આપણું વધારે મહત્વ છે અને તે પોતાને ભયમાં નાંખ્યા વિના મદદ આપી શકાય તો આપવાને રાજી છે—અહમદ શાહ તથા રોહિલાઓ માટે તેના મનમાં તિરસ્કાર છે, અને "વજીરાત"નું પદ આપવાને આપેલી આપની પ્રતિજ્ઞા, તેને લલચાવવાને પૂરતી છે. પરંતુ હાલના સમયમાં તે આપણે માટે કંઈક પણ કરી શકશે એમ હું માની શકતો નથી."

"શા માટે ?"

"સાંપ્રતમાં જેવી આપણી સ્થિતિ છે તેવા અવસરે, અને દિલ્હીમાં આપે ઉચ્ચારેલા વચનો અને કરેલાં કામોને લીધે, તે હાલમાં શુદ્ધ મુસલમાનોનો પક્ષ છોડીને, આપણી તરફ આવવાની હિમ્મત કરે એ અસંભવિત છે. જો તે આપણા પક્ષમાં આવે તોપણ જાતે એકલો જ. તેના પોતાના સિપાઇઓમાંનો મ્હોટો ભાગ પણ તેને મૂકી કે ફસાવી દે એ વધારે બનવા જોગ છે તે ઉપરાંત—"

અહિં તે જરાક અચકાયો.

"ચલાવ,–ચલાવ–ભલા માણસ"–અધિરાઈથી ભાઉએ કહ્યું.

"જો મને રજા છે તો આશા છે કે પરશુરામાવતાર રોષે નહિ ભરાશે !"–

"ચલાવ–ચલાવ–મારી રજા છે. મેં તને કહ્યું છે કે, મેં તને ત્રણ કોલ આપ્યા છે! તું કહેશે તેથી હું રોષે ભરાઈશ નહિ !"–જરાક ખીજવાઈને ભાઉએ કહ્યું.

"ત્યારે મહારાજ, સર્વ હિંદુસ્થાનમાં 'અઝાન'* બંધ કરાવવાનો આપનો વિચાર છે એવું જાહેરમાં જણાવ્યા પછી, રાતા કિલ્લાને† લુટ્યા પછી અને તખ્તે-તાઉસ‡ ઉપર વિશ્વાસરાવને બેસાડયા પછી, કોઈ પણ મુસલમાન હવે આપણા પક્ષમાં રહેશે એ આપ કેમ માની શકો છો ? સુજાઉદ્દૌલા મનમાંથી આપણને ગમે તેટલો વ્હાલો હોય, તથા 'વજીરાત' માટે તેના મનમાં ગમે તેટલી પ્રબળ ઇચ્છા હોય તોપણ, છેલ્લા બનાવો પછી, આપણે હવે તેને માત્ર લાલચમાં ફસાવીને ઠગવાનાજ પ્રયત્ન કરીએ છીએ, અને એકવાર અહમદશાહ અને તેના વિલાયતીઓને મારી કાઢીને પૂરેપૂરા યશવંત નિવડીશું તો, આ પ્રતિજ્ઞાઓનો ભંગ કરતાં અને દિલ્હીમાં હિંદુ પાદશાહાત તથા હિંદુ 'વજીરાત' સ્થાપતાં વિલંબ નહિ કરીએ એમ તે ભય કાં ન રાખતો હોય ?"

ચંચળ અને નિપુણ સિંધિયાએ આવી રીતે સ્પષ્ટપણે બોલીને સમજાવવાથી, સદાશિવરાવે પોતાની ઉદ્ધત અને ઉતાવળી રાજ્યનીતિનું વિપરીત પરિણામ જોયું, અને દીર્ઘનિશ્વાસ મૂકતાં છાતીમાં હાથ અફાળ્યો.

"ત્યારે તેની તરફથી આપણે કાંઇ પણ આશા રાખી ન શકીએ !"–ભાઉ બોલ્યો.

---

* મુસલમાનોની પ્રાર્થના. પંજાબમાં રણજીતસિંહે તે અટકાવી હતી. હિન્દુસ્તાનમાં તે અટકવાનો ભાઉનો હુકમ તેની મૂર્ખતા ને નાલાયક ગર્વનું પરિણામ હતું.

† દિલ્હી અને આગ્રાના કિલ્લાઓ ઉત્તર હિન્દુસ્થાનમાં "રાતા કિલ્લા"ને નામે પ્રખ્યાત છે, કારણ કે તે તદ્દન લાલ પથ્થરના બાંધેલા છે.

‡ મયુરાસન ! અસલ મયુરાસન તો આ વેળાએ દિલ્હીમાં નહોતુ, કારણ કે તે ઇ. સ. ૧૭૩૭ માં નાદિરશાહ લઇ ગયો હતો, પણ તેને બદલે એક બીજું નહાનુ બનાવીને મુક્યું હતું તે.

"વિલાયતીઓની સામે થઇને આપના પક્ષમાં આવે તેટલો વિશ્વાસ તેના મનમાં આપના પ્રતિ નથી-અને જો કદાચ હોય તોપણ તે તેના સીપાઇઓને આપણી તરફથી લડવાને સમજાવી શકે એ તદન અસંભવિત વાત છે!"-મહાદાજીએ કહ્યું.

"પણ તેને આટલી વખતે વારંવાર વચનો આપ્યાં છે તેમ કોઈ પ્રકારની સંધિ કે ગોઠવણ કરવામાં પણ આપણી મદદ નહિ કરી શકે!"-ભાઉએ કહ્યું.-

"નહિ!"-મહાદાજીએ ઉત્તર દીધું. "અહમદશાહ પોતાના મનમાં પૂરેપૂરૂં જાણે છે કે, લખનૌનો સૂબો અંદરખાનેથી આપનો મિત્ર છે, દુરાનીનો નહિ; અને તેથી તેના કહેવા ઉપર કાંઈ પણ લક્ષ્ય આપતો નથી. તે તો માત્ર જેમ લખનૌનો સુબો આપને મીઠા મીઠા વચનથી સમજાવી કાઢે છે, તેમ તેને પણ સમજાવી કાઢે છે. બે જણા માત્ર મોઢાની જ વાતો કરે છે, અને હવાઈ કિલ્લાજ બાંધે છે!"

"અને યુદ્ધને અંતે-ધારો કે આપણો પરાજય થયો ને આપણને આ કિલ્લાનો પાછો આશ્રમ લેવો પડયો તો આપણે માટે નહિ તોપણ આ-નિરાધારોને માટે પણ તે કાંઈ નહિ કરી શકે?"-ઉપલા શબ્દો બોલતાં બોલતાં તેણે પોતાનો હાથ સ્ત્રીઓ અને બાળકો તરફ હલાવ્યો.

"કદાચ, કાંઈક કરી પણ શકે-પણ કેટલું તે તો ઈશ્વર જાણે. મુસલમાનોની તિરસ્કારવૃત્તિ તેને કેટલો ફાવવા દેશે તે તો પ્રભુને માલમ-એમ તો આપણા સઘળાના મિત્રો, શત્રુના દળમાં છે. આપનો મિત્ર સૂબો છે, અમારો કાફેગ રહેમત છે, હોલ્કરનો નજીબૂદ્દૌલા છે. તેઓથી બનશે તે તેઓ આપણા રક્ષણાર્થે કરશે; પણ તે સિવાય તો આપણો આધાર ઇશ્વર અને પુનઃ વિધાતાના ઉપરજ છે."

ભાઉએ પોતાનું માથુ હાથો ઉપર ટેકવ્યું અને પુનઃ દીર્ઘનિશ્વાસ મૂકયો.

"મહારાજ! આમ તદન નિરાશ કેમ થઈ ગયા?" તેની પ્રિય પત્ની-જે થોડે દૂર બેઠી બેઠી એકાગ્ર ચિત્તે ઉપલી વાતચીત સાંભલી રહી હતી-તે એકદમ તેના પગમાં માથુ મૂકતી બોલી-"જો અમો સ્ત્રીઓ આપના કાર્યમાં વિઘ્ન કર્તા થતી હોઇએ અને જો અમારા લીધે આપની કીર્તિને કલંક લાગવાનો ભય હોય, તો તો આપ કેસરીઆં કરો તે પૂર્વે, અમારા 'જોહાર' (શસ્ત્રથી કાપી નાંખો!) કરી દો! શું રાજપૂતાણી પ્રમાણે બ્રાહ્મણીને મરતા નહિ આવડે?"

"જોહાર!" આ શબ્દે મહાદાજીને પણ ધ્રુજાવ્યો-તેના મગજમાં તુરત જ આવ્યું કે જો આ વિચારને અનુસરવામાં આવશે તો તેના તંબૂમાં પણ ઘણીક નિરાધાર સુંદરીઓ છે કે જેમને સ્વહસ્તે મૃત્યુને શરણ કરવી પડશે.

સદાશિવરાવે ફરીથી અતિદીર્ઘનિશ્વાસ મૂકયો, પણ તુરતજ માંથુ ઉંચુ કરીને બોલ્યો-"બ્રાહ્મણી! ઉઠી જા! 'જોહાર' આ છાવણીમાં થશે નહિ. તે અમારો દક્ષિણીઓનો સ્વભાવ કે ધર્મ નથી! જો અમો હારીને તમારૂં રક્ષણ કરવાને અસમર્થ નિવડીશું તો તમારૂં ભાગ્ય તમારૂં રક્ષણ કરશે?"

ઉચ્ચ કુળની આર્યબાળા જ્યારે તેનાં હૃદયમાંની વિશુદ્ધ લાગણીઓ-વશવર્તી પોતાનો શુદ્ધ ધર્મ-આત્મસમર્પણદ્વારા પાળવા માંગે છે અને તે ઈચ્છા જ્યારે નિષ્ફળ નિવડે છે ત્યારે જે રીતે પોતાના દુઃખિત અન્તઃકરણને શાંત પાડે છે, તે રીતિને આ વખતે આ વીરપત્ની પણ અનુસરી. તેણી ?

તંબૂની-માંથી બહાર આવીને, બારણાના પાસે પહેરેગીરથી દૂર જઈ, તંબૂની લગાર પાસે જઈ બેઠો.

"મ્હારા મનમાં એક વાત આવે છે- એક છેલ્લો ઉપાય અજમાવવાની ઈચ્છા થાય છે!"—ભાઉએ કહ્યું,—"હું સુજાઉદ્દૌલાને એક પત્ર લખું; પરંતુ તે લઈને જાય એવો વિશ્વાસપાત્ર મ્હારી પાસે કોઈ પણ નથી. હું કોઈ એવાને મોકલવા ઈચ્છું છું કે, જે મ્હારો નોકર નહિ, પણ પોતાની તરફથી જ ગયેલો હોય તેમ દુરાનીને તુરત તાત્કાળમાં કાંઈ પણ પગલાં ભરવાને સમજાવે અને પ્રત્યુત્તરમાં તેના અભિપ્રાય જ ન લાવે; પણ તેની મુખમુદ્રા, તેની આંખોના ઈશારા, તેના ઉપર પત્રથી થતી અસર, તેના મનમાંના વિચારો, મને લાવી આપે કે જેના ઉપર હું વિશ્વાસ રાખી શકું. જે પગારદાર ચાકરોને હું આજ સુધી આ કામે મોકલતો હતો તેના ઉપર હું આવી વિષમ વેળાએ વિશ્વાસ રાખી શકું તેમ નથી. હું જે પત્રો મોકલું છું તે કાશીરાય* તેને આપવાને બદલે પોતાની પાસે દબાવી મૂકીને મારી ખબરો પોતાની પાસે છુપાવી મૂકતો હોય વા તેને ઉલટું સમજાવતો હોય તો કોને ખબર છે? હું આવો દૂત ક્યાંથી મેળવું?"

મહાદાજી થોડીવાર સુધી વિચારી રહ્યો ને અંતે બોલ્યો—"મહારાજ! મારી જાણમાં તેવો કોઈ પણ નથી, સિવાય કે હું પોતે જ જાઉં!"

"નહિ, તે નહિ જ બનશે!"—ભાઉએ જોરથી કહ્યું—"એ ઘણું ઉદ્ધત અને ભયભરેલું કાર્ય છે. ગમે તેવા છૂપા વેશમાં પણ તમો છૂપા રહી શકો એ અસંભવિત જ છે; અને માલમ પડ્યા પછી સુજાઉદ્દૌલાના તંબૂમાં હો તોપણ, તે તમને નજીબુદ્દૌલાના તિરસ્કારમાંથી બચાવી શકશે નહિ, અને પછી તમારા વિના કાલના સંગ્રામમાં મ્હારા શા હાલ થાય?"

મહાદાજી પુનઃ વિચારમાં પડ્યો. તેના મનમાં એકાએક નવિન વિચાર આવ્યો, અને તુરત જ તેના પરિણામ ઉપર કાંઈ પણ વિચાર કીધા વિના, તથા સદાશિવરાવના આતુર કર્ણો અને નેત્રો તેના મુખ તરફ એકાગ્રપણે ઠરેલા હતા તેનું પણ ભાન રાખ્યા વિના, તેણે તે વિચારને મ્હોડામાંથી બહાર કાઢ્યો—

"કદાચ તે—"

"કોણ? શું? તમે કોનું નામ લીધું?" ભાઉના ઉપલા આતુર શબ્દોએ તેની ભૂલ પ્રગટ કીધી, અને તે કાંઈક દિલગીર થયો.

"પરશુરામાવતાર! કાંઈ જ નથી! એ તો હું માત્ર વિચાર કરતા કરતા જ બબડતો હતો."

"નહિ! નહિ! મહાદાજી! એમ મને ઉડાવવાના પ્રયત્નો ન કર. કોઈ વિશ્વાસપાત્ર માણસની તને સ્મૃતિ થઈ આવી છે, પણ તું તેને આવા ભયમાં મોકલવા ઈચ્છતો નથી."

"મહારાજ! તે વિચાર નિરર્થક છે. તે વાત કરવા જેવી જ નથી."

---

* સુજાઉદ્દૌલાનો હિન્દુ ખાનગી સેક્રેટરી; જેની સુજાપર ઘણી સત્તા હતી. તે દક્ષિણી હતો ને પાણીપતના યુદ્ધ પછી તેની બખર લખી છે, જે સત્તાવાર ગ્ય જે

"પણ શા માટે? એવો તે કોણ છે? મને તેનું નામ ત્હારે કહેવું જ જોઇશે."

"મહારાજ! તેમાં કાંઈ પણ દમ નથી; તે નિરર્થક છે."

"જો તું મને ખરૂં નહિ કહે તો તને ત્હારા વહાલાં બાળકોના અને ત્હારા સ્વર્ગવાસી પિતાના સોગન છે–મને ઠગશે તો કળિયુગનું પાપ–સહસ્ર બ્રહ્મહત્યાનું પાપ–ત્હારે માથે બેસશે!"

પોતાની બેવકુફાઇને માટે મનમાં પોતાને જ ગાળોના વર્ષાદથી ન્હવડાવતા ન્હવડાવતા, **મ**હાદાજીએ છેવટે કહ્યું,–"મહારાજ! એક સ્ત્રી છે–ગરીબ અને ઉતરતા વર્ગની તથા નીચી જ્ઞાતિની એક મૂર્ખ છોકરી મ્હારા પ્રતિ પ્રીતિથી આકર્ષાઇને, **ખા**નદેશથી અહીંઆ, મ્હારી પૂંઠે પૂંઠે આવી છે. તેણી મ્હારે માટે જે કહીશ તે કરશે અને કદી પણ ઠગશે નહિ. હું વિચાર કરતો હતો કે તેને મોકલી હોય તો કેમ? પણ તેમાંથી શું લાભ થવાનો છે? તેણી ત્યાં આગળ જતાં જ, હબકી જાય એ વધારે સંભવિત છે, ને જો કદાચ હોંશિયારીથી જાય તોપણ, એક નાદાન યુવાન સ્ત્રીની હિંમત અને તુલના શક્તિ ઉપર આટલો બધો વિશ્વાસ કેમ મૂકાય?"

"તેણી છેક **ખા**નદેશથી ત્હારી પાછળ પાછળ આવી છે, કેમ?"–**ભા**ઉએ કહ્યું–"ત્યારે તો તેણીમાં હિમ્મત અને ખંત બેય હોવા જોઇએ. તેમજ પ્રવાસને લીધે તેણીને આ દુનિયાનો અનુભવ પણ ઘણો થયો હશે! વારૂ, તેણી જ્ઞાતે કોણ છે?"

"તે એક **વે**રાગણ છે. મહારાજ પરશુરાજ!"

"એ તો બહુ સારૂં–એ વર્ગના લોકો સાધારણ રીતે ચાલાક તથા દુનિયાદારીમાં કુશળ હોય છે.–વારૂ તેની વય શી છે?"

"આસરે સોળ!"

"ત્યારે ઘણુંજ રૂડું! તેણી પુરૂષના પોશાકમાં પણ સજ્જ થઇ શકશે. તેણી સૌંદર્યવાન છે શું?"

"આપ ધારી શકો છો મહારાજ, કે તેમ નહિ હોત તો તેણી મારી પાસે હોત?" **મ**હાદાજીને કાંઇક સ્મિત સાથે ઉત્તર આપ્યો; અને **વે**રાગણના રૂપ વિષે બોલતાં તે આવી વેળાએ અને જગ્યાએ પણ પોતાનો સંતોષ છૂપાવી શક્યો નહિ.

"નહિજ!" કાંઇક તેવાજ સ્વરમાં **ભા**ઉ બોલ્યો. ડુબતો મનુષ્ય તંખલાને પકડતાં જેમ નવિન આનંદ પ્રાપ્ત કરે છે, તેમ આટલી નિરાશામાં પણ કાંઇક તે કરી શકશે એ વિચારથી **ભા**ઉનામાં નવો ઉત્સાહ આવ્યો–"અને એ ઘણુંજ સારૂં ભાગ્યે છે કે તેણી સ્વરૂપવતી છે; કારણકે કદાચ પકડાશે તોપણ સૌંદર્યવતી ભામિનીને દુઃખ દેવાની કે મારી નાંખવાની કોઇને ઇચ્છા નહિ થાય."

આ શબ્દોથી **મ**હાદાજીનું મન કાંઇ ઉત્સાહી થયું નહિ.

**મ**હાદાજીની મુદ્રા ઉપરથી **સ**દાશિવરાવે જોયું કે, તે તેની ઉતાવળ તથા મૂર્ખતા માટે પસતાતો હતો, તથા પોતાની પ્રિયતમાને આવા કાર્યમાં પ્રેરવાને તે બહુજ નાખુશ હતો. પરંતુ **સુ**જાઉદ્દૌલાના મનની ખરી સ્થીતિથી તથા ત્યાંની છાવણીની હાલતથી પૂરેપૂરા વાકેફ થવા ઉપર તેની હીલચાલનો બધો આધાર હતો, અને પતિ સુખને તથા જીવનનેજ પોતાનું સુખ અને જીવન માનનારી; સદ્ધર્માચારિણી, સ્વામિ સેવામાં સ્વાત્માર્પણ કરતાં પણ નહિ અચકાનારી–ધર્મપત્ની કે પ્રિયતમના પોતાના હૃદય મણિના સંતોષમાંજ પોતાનું સુખ સમજનારી, તેના અર્થે પોતાનું

નાગણી—ત્યાંથી ખસી જઈને, ખાટલાના પાસા પાસેથી દૂર જઈ, લમણાંને હાથપર ટેકવી બેઠી.

"મ્હારા મનમાં એક વાત આવે છે—એક ઉત્તમ ઉપાય અજમાવવાની ઈચ્છા થાય છે!"—ભાઉએ કહ્યું,—"હું સુજાઉદ્દૌલાને એક પત્ર લખું; પરંતુ તે લઈને મોકલું એવો વિશ્વાસપાત્ર મ્હારી પાસે કોઈ જણ નથી. હું કોઈ એવાને મોકલવા માગું છું કે, જે મ્હારે નામે નહિ, પણ પોતાની તરફથી જ બોલતો હોય તેમ સુજાને તુરત તાકીદમાં કાંઈ પણ પગલાં ભરવાને સમજાવે અને પ્રત્યુત્તરમાં તેના શબ્દમાત્ર જ ન લાવે; પણ તેની મુખમુદ્રા, તેની આંખોના ઇસારા, તેના ઉપર પત્રથી થતી અસર, તેના મનમાંના વિચારો, મને લાવી આપે કે જેના ઉપર હું વિશ્વાસ રાખી શકું. જે ખબરદાર ચારોને હું આજ સુધી આ કામે મોકલતો હતો તેના ઉપર હું આવી વિષમ વેળાએ વિશ્વાસ રાખી શકું તેમ નથી. હું જે જેને મોકલું છું તે કાશીરાય* તેને આપવાને બદલે પોતાની પાસે દબાવી મૂકીને મારી ખબરો પોતાની પાસે છુપાવી મૂકતો હોય વા તેને ઉલટું સમજાવતો હોય તો કોને ખબર છે? હું આવો દૂત ક્યાંથી મેળવું?"

**મહાદાજી** થોડીવાર સુધી વિચારી રહ્યો ને અંતે બોલ્યો—"મહારાજ! મારી જાણમાં તેવો કોઈ પણ નથી, સિવાય કે હું પોતે જ જાઉં!"

"નહિ, તે નહિ જ બનશે!"—ભાઉએ મોટેથી કહ્યું—"એ ઘણું ઉદ્ધત અને ભયભરેલું કાર્ય છે. ગમે તેવા છુપા વેશમાં પણ તમો છુપા રહી શકો એ અસંભવિત જ છે; અને માલમ પડ્યા પછી સુજાઉદ્દૌલાના તંબૂમાં હો તોપણ, તે તમને નજીબુદ્દૌલાના તિરસ્કારમાંથી બચાવી શકશે નહિ, અને પછી તમારા વિના કાલના સંગ્રામમાં મ્હારા શા હાલ થાય?"

**મહાદાજી** પુનઃ વિચારમાં પડ્યો. તેના મનમાં એકાએક નવિન વિચાર આવ્યો, અને તુરત જ તેના પરિણામ ઉપર કાંઈ પણ વિચાર કીધા વિના, તથા સદાશિવરાવના આતુર કર્ણો અને નેત્રો તેના મુખ તરફ એકાગ્રપણે ઠરેલા હતા તેનું પણ ભાન રાખ્યા વિના, તેણે તે વિચારને મ્હોટામાંથી બહાર કાઢ્યો—

"કદાચ જો—"

"કોણ? શું? તમે કોનું નામ લીધું?" ભાઉના ઉપલા આતુર શબ્દોએ તેની ભૂલ પ્રગટ કીધી, અને તે કાંઈક દિલગીર થયો.

"પરશુરામાવતાર! કાંઈ જ નથી! એ તો હું માત્ર વિચાર કરતા કરતા જ બબડતો હતો."

"નહિ! નહિ! **મહાદાજી**! એમ મને ભરાડવાના પ્રયત્નો ન કર. કોઈ વિશ્વાસપાત્ર માણસની તને સ્મૃતિ થઈ આવી છે, પણ તું તેને આવા ભયમાં મોકલવા ઈચ્છતો નથી."

"મહારાજ! તે વિચાર નિરર્થક છે. તે વાત કરવા જેવી જ નથી."

---

* સુજાઉદ્દૌલાનો હિન્દુ ખાનગી સેક્રેટરી; જેની સુજાપર ઘણી સત્તા હતી. તે દક્ષિણી હતો ને પાણીપતના યુદ્ધ પછી તેની ખબર લખી છે, જે સત્તાવાર

"પણ શા માટે? એવો તે કોણ છે? મને તેનું નામ ત્હારે કહેવું જ જોઇશે."

"મહારાજ! તેમાં કાંઈ પણ દમ નથી; તે નિરર્થક છે."

"જો તું મને ખરૂં નહિ કહે તો તને ત્હારા વહાલા બાળકોના અને ત્હારા સ્વર્ગવાસી પિતાના સોગન છે–મને ઠગશે તો કળિયુગનું પાપ–સહસ્ર બ્રહ્મહત્યાનું પાપ–ત્હારે માથે બેસશે!"

પોતાની બેવકુફાઇને માટે મનમાં પોતાને જ ગાળોના વર્ષાદથી ન્હવડાવતા ન્હવડાવતા, મહાદાજીએ છેવટે કહ્યું,–"મહારાજ! એક સ્ત્રી છે–ગરીબ અને ઉતરતા વર્ગની તથા નીચી જ્ઞાતિની એક મૂર્ખ છોકરી મ્હારા પ્રતિ પ્રીતિથી આકર્ષાઇને, ખાનદેશથી અહીંઆ, મ્હારી પૂંઠે પૂંઠે આવી છે. તેણી મ્હારે માટે જે કહીશ તે કરશે અને કદી પણ ઠગશે નહિ. હું વિચાર કરતો હતો કે તેને મોકલી હોય તો કેમ? પણ તેમાંથી શું લાભ થવાનો છે? તેણી ત્યાં આગળ જતાં જ, હબકી જાય એ વધારે સંભવિત છે, ને જો કદાચ હોંશિયારીથી જાય તોપણ, એક નાદાન યુવાન સ્ત્રીની હિંમત અને તુલના શક્તિ ઉપર આટલો બધો વિશ્વાસ કેમ મૂકાય?"

"તેણી છેક ખાનદેશથી ત્હારી પાછળ પાછળ આવી છે, કેમ?"–ભાઉએ કહ્યું–"ત્યારે તો તેણીમાં હિમ્મત અને ખંત બેય હોવા જોઇએ. તેમજ પ્રવાસને લીધે તેણીને આ દુનિયાનો અનુભવ પણ ઘણો થયો હશે! વારૂ, તેણી જ્ઞાતે કોણ છે?"

"તે એક વેરાગણ છે. મહારાજ પરશુરાજ!"

"એ તો બહુ સારૂં–એ વર્ગના લોકો સાધારણ રીતે ચાલાક તથા દુનિયાદારીમાં કુશળ હોય છે. વારૂ તેની વય શી છે?"

"આસરે સોળ!"

"ત્યારે ઘણુંજ રૂડું! તેણી પુરૂષના પોશાકમાં પણ સજ્જ થઇ શકશે. તેણી સૌંદર્યવાન છે શું?"

"આપ ધારી શકો છો મહારાજ, કે તેમ નહિ હોત તો તેણી મારી પાસે હોત?" મહાદાજીને કાંઇક સ્મિત સાથે ઉત્તર આપ્યો; અને વેરાગણના રૂપ વિષે બોલતાં તે આવી વેળાએ અને જગ્યાએ પણ પોતાનો સંતોષ છૂપાવી શક્યો નહિ.

"નહિજ!" કાંઇક તેવાજ સ્વરમાં ભાઉ બોલ્યો. ડુબતો મનુષ્ય તંખલાને પકડતાં જેમ નવિન આનંદ પ્રાપ્ત કરે છે, તેમ આટલી નિરાશામાં પણ કાંઇક તે કરી શકશે એ વિચારથી ભાઉનામાં નવો ઉત્સાહ આવ્યો–"અને એ ઘણુજ સારે ભાગ્યે છે કે તેણી સ્વરૂપવતી છે; કારણકે કદાચ પકડાશે તોપણ સૌંદર્યવતી ભામિનીને દુઃખ દેવાની કે મારી નાંખવાની કોઇને ઇચ્છા નહિ થાય."

આ શબ્દોથી મહાદાજીનું મન કાંઇ ઉત્સાહી થયું નહિ.

મહાદાજીની મુદ્રા ઉપરથી સદાશિવરાવે જોયું કે, તે તેની ઉતાવળ તથા મૂર્ખતા માટે પસ્તાતો હતો, તથા પોતાની પ્રિયતમાને આવા કાર્યમાં પ્રેરવાને તે બહુજ નાખુશ હતો. પરંતુ સુજાઉદ્દૌલાના મનની ખરી સ્થીતિથી તથા ત્યાંની છાવણીની હાલતથી પૂરેપૂરા વાકેફ થવા ઉપર તેની હીલચાલનો બધો આધાર હતો, અને પતિ સુખને તથા જીવનનેજ પોતાનું સુખ અને જીવન માનનારી; સદ્ધર્માચારિણી, સ્વામિ સેવામાં સ્વાત્માર્પણ કરતાં પણ નહિ અચકાનારી–ધર્મપત્ની કે પ્રિયતમના પોતાના હૃદય મણિના સંતોષમાંજ પોતાનું સુખ સમજનારી, તેના અર્થે પોતાનું

સર્વસ્વ-જીવન-અર્પણ કરવા માટે આતુર, મેવાલ ઉપપત્ની સિવાય, બીજું કોઇ પણ આ દગાબોજોથી ભરપૂર છાવણીઓમાં આ કાર્યને યોગ્ય દૃષ્ટિએ પડતું નહોતું સિંધિયાના બોલવા ઉપરથી લખન આ કામને યોગ્ય તેને જણાઈ, અને ત્યાંની અંગ્રેજી ખબરો ઉપર તેનો સર્વ આધાર લટકેલો હોવાથી, તેણે સિંધિયાના ઉપર આ બાબતમાં દબાણ જ કીધું.

"મહાદાજી, ત્યારે તેને મોકલવીજ પડશે! આપણી છાવણીઓમાંના સર્વ વિશ્વાસુ મનુષ્યોને, તેના ચાર લોકો ઓળખી શકે તેમ છે, અને આવા ભયંકર મામલામાં સામાન્યજનોપર વિશ્વાસ રાખવો ઉચિત નથી. હારા જેવો એક શૂરો અને શૂરવીર મરાઠા બચ્ચો-પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને રાજી હોવા છતાં પણ પેશ્વાની ગાદીનાં સંરક્ષણાર્થે-દિલ્હીની પાદશાહતની પ્રાપ્તિને અર્થે-આ ચારે તરફ વિટલાઇ રહેલા પ્રિય સ્વજનો-નિરાધાર બાળકો અને સ્ત્રીઓ અર્થે-એક આવી નિર્જીવ બાબતનો ભોગ આપતા ડરે છે? શું આ બધાઓ કરતાં તે તને વધારે પ્રિય છે? આ બધાનું રક્ષણ જો તેના એકના જીવના જોખમે પણ થઈ શકતું હોય તો હું તે નહિ કરે?"

છેવટે પણ તેની માંગણી સ્વીકારવી પડશે અને વધારે આનાકાની કરવી વ્યર્થ છે અને તે જોઇને, મહાદાજીએ ક્ચવાતે મને, પણ સંમતિ આપી.

"તે બધું ખરેખર છે મહારાજ!"-કાંઇક શોકમય અવાજે તેણે કહ્યું-"શુદ્ધાંતકરણથી પોતાને ચ્હાનારી સ્વરૂપવતી પ્રિયતમા સ્ત્રીને, પછી તે ઉપપત્ની હોય તોએ શું થયું?-મૃત્યુના કે બંધનના મુખમાં મોકલતા, મન માનતું નથી, પરશુરામાવતાર! જો મ્હારી જગ્યાએ આપ હો તો, આપનું મન પણ તેમજ થાત!"

"હું એ બધું સમજું છું, મહાદાજી!"-ભાઉએ કાંઇક ઉતાવલથી કહ્યું,-"મ્હારી વૃત્તિ તેવીજ થાત તે હું સ્વીકારૂં છું. પણ હુંએ એમજ કરતે. નિરૂપાયે આ છેલ્લો રસ્તો આપણે લેવો પડયો છે; તો પછી તેમાં એક સ્ત્રીનો ભોગ આપતાં શું ડરવું?"

"પરંતુ તેણીએ લખનૌના સૂબાને મળવું શી રીતે? તેણી આપનો માણસ છે તેવું સૂચવનારૂં પત્ર અને રસ્તો દેખાડનાર ભોમિયા ક્યાં છે?" બીજો કોઈ પણ રસ્તો નહિ જ હોવાથી, વધારે વખત વિચારમાં નહિ વ્યતીત કરતાં, કામનો આરંભ કરવાને હવે મહાદાજીએ ટુંકમાં પુછ્યું.

"હું તે બધી વ્યવસ્થા કરીશ, તે માટે ચિન્તા ન રાખ. આ પહેલા મ્હારા બીજા ચારો ત્યાં જઇને આવ્યા નથી શું? પણ તેણી ખુશીથી આ કામ કરવાને તૈયાર થશે ખરી?"

"ના પાડશે? મ્હેં કહ્યું નથી કે તે મ્હારી જ છે!"-ઉચું જોતાં સિંધિયાએ કહ્યું.

"બહુ રૂડું! તેણીને કહેવું કે, ગમે તેમ કરીને પણ તેણીએ પ્હોફાટતાં પહેલા, જવાબ લઇને અત્ર પાછા ફરવું-કારણ કે તેના પ્રત્યુત્તર ઉપર સઘળો આધાર છે. ભોમિયા વગેરે હું અડધા કલાકની અંદર તમારા તંબૂ ઉપર મોકલી દઇશ ને પત્ર હું તમને જ આપું છું. ભીખી! મ્હારૂં દફ્તર અને કલમદાન લાવ્ય."

એક ચાકરડીએ તુરત જ ઉઠીને ખુણામાં પડેલી લાલ ચામડાની જામદાની-

માંથી, એક રૂપાની કલમદાન અને પીળી સાટીનના રૂમાલમાં બાંધેલા કેટલાક કાગલો લાવીને સામે ધર્યા.

એક સારી કલમ લેઇને, ચળકતા પીળા કાગળ ઉપર **ભા**ઉસાહેબે કાંઈક લખ્યું ને તેના ઉપર પોતાની આંગળી ઉપરની મુદ્રાથી મુદ્રિત કરીને, તે પત્ર બંધ કીધો; તથા લાખવતી તેના ઉપર સીલ લગાડીને, શીરનામું કરીને, તે **મ**હાદાજીના હાથમાં મૂકયો.

શોકગ્રસ્ત ચિત્તે **મ**હાદાજી તે લઇને ઉઠયો, અને બે હાથો મસ્તકને લગાડી .મસ્કાર કરીને ત્યાંથી ચાલતો થયો.

---

## પ્રકરણ ૨૫ મું.

## વેશધારી બ્રાહ્મણ.

પોતાના તંબૂએ જતાં માર્ગમાં **મ**હાદાજીએ એક વૃદ્ધ જર્જરીત થયેલા બ્રાહ્મણને, એકઠા થયલાઓ ને આવતાં જતાં પાસે ભીખ માંગતો જોયો.

"બ્રાહ્મણને આપે છે તે દેવતાને જ પહોંચે છે!"–તેણે કહ્યું–"શું કોઇ આ વૃદ્ધ બ્રાહ્મણને ભોજન નહિ કરાવે? એક ભૂખ્યા બ્રાહ્મણને સંતોષનારને સહસ્ર ગૌની રક્ષા કરવા જેટલું મહાન પુંણ્ય થાય છે. હું બે દિવસનો ભુખ્યો છું. અરે રામ! અરે રામ! કોઇ મને ખાવાનું નહિ આપે!"

છાવણીમાં પૈસાની તંગી હતી–પણ ખોરાકની તો તેથી પણ વધારે તંગી હતી. અને તેથી તેની બૂમોની કાંઈ પણ અસર થઈ હોય એમ લાગ્યું નહિ. પેટ આગળ ધર્મ કરવાનું કોને સુઝે? શત્રુથી ઘેરાયલા, .અર્ધા ભૂખે મરતાં માણસોના મનમાં, દ્વિજ ઉપરની દયાને રહેવાને જગ્યા જ ન હોતી!

પોતાના વિચારોના વમળમાં ગુંથાયલા **મ**હાદાજીએ, આ યાચક તરફ જરાએ ધ્યાન આપ્યું નહિ. પરંતુ જો તેનું મન સ્વસ્થ હોત અને પાસેનો દીવો વધારે પ્રકાશવાન હોત તો, આ બ્રાહ્મણને તે ઓળખી શકતે. એક પૈસો નાંખીને તે ત્યાંથી ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો.

"ઓ સ્વાર! લક્ષ્મીજી તહારા ઉપર પ્રસન્ન રહો ને તારે ત્યાં લીલાલહેર વિસ્તારો!"–તે બ્રાહ્મણે મોટેથી બૂમ મારી–"પણ મને ધનનું કામ નથી; મને અન્ન જોઇએ છે; અન્ન."

પરંતુ આ બોલવા ઉપર કાંઈ પણ લક્ષ્ય ન આપતાં, **મ**હાદાજી ત્યાંથી જલદીથી નિકળી ગયો.

પાસે ફરતાં એક સીપાઇને જોતાં જ, તેણે પૂછયું–"તે કોણ **મ**હાદાજીરાવ સિંધિયા છે ની?"

"હા, મહારાજ! તે સરકાર પોતેજ છે." જવાબ મળ્યો.

આસપાસનાઓ પાસે માંગતો .માંગતો તે બ્રાહ્મણ ત્યાંથી ધીમે ને ધીમે અગાડી, જ્યાં શ્વેત તંબૂઓનો સમૂહ, કનાતની દિવાલોની અંદર જોવામાં આવતો હતો ત્યાં, ગયો; અને કનાત નજીક જતાં, દરવાજા ઉપર ખાંધે ભરેલી બંદુકવાળા **બ**ઙુચી પહારેગીરોએ તેને અટકાવ્યો.

"આ બમન ! તુમ અંદર ચલે જાતે હો, ક્યા કામ હય"—સીપાઇએ બૂમ પાડી.

ભિક્ષુકે વાંકાવળીને, એક થીથરહાલ જેવાને ઉપર કાંઇ કુંડળીઓ જેવાં ચિત્ર વાળો, એક પત્ર તેના હાથમાં મૂક્યો અને કહ્યું—"હજુરને આ પહોંચાડો, મલ્હારાવ હોલ્કરને અને કહો કે, ગંગાદાસ બ્રાહ્મણ તમને કંઇ કહેવા ઇચ્છે છે!"—આ શબ્દો તેના કાનમાં કહ્યા.

તે પહેરેગીરે પોતાના ઉપરીને બોલાવ્યો. તેણે એક ક્ષણભર ટીકી ટીકીને આ વેશધારીના મુખ તરફ જોતાં જ, તેને ઓળખ્યો; કેમકે તુરતજ તેને પોતાની પાસે બેસાડીને ચલમ આપી; તથા પત્ર પોતાના માણસ સાથે અંદર મોકલ્યો.

થોડીકવારમાંજ, ગંગાદાસને હોલ્કરની હજૂરમાં લઇ જવાનો હુકમ આવ્યો.

તે વાડાની અંદરના એક ખૂણામાં આવેલા ન્હાના તંબૂમાં—જ્યાં તે સર્વ જાહેરકામકાજ કરતો હતો ત્યાં—હોલ્કરે તેને બોલાવ્યો. હોલ્કર આવો મ્હોટો ને અનેક પ્રકારે સુવિખ્યાત ને પરાક્રમી, વળી વરસનો ખાધેલો હોવા છતાં પણ, બહુજ સાદી રીતે રહેતો હતો અને એક સામાન્ય મરાઠા નાયકના તંબૂમાંથી નિકળે તેવોજ સામાન તેની પાસે જોવામાં આવતો હતો. એક સાદા લાકડાના ખાટલા ઉપર બેસીને તે સાદો જસતનો હુક્કો પી રહ્યો હતો; તેની સામે એક પીતળની દીવી બળતી હતી, અને એક પાણીની સાદી ગોળી, બે સાદડીઓ, રાતા ચામડાનું ઓસીકું, તથા બે પીતળના પ્યાલા, એક લોખંડની સધડી—હુક્કાનો અંગાર ભરવા, તથા છેલ્લે, પણ ઓછા અગત્યના નહિ તેવા મહુડાના દારૂના ત્રણ ચાર લીલા કાચના ઇરાની શીશાઓ—તેની જાતવાળાઓ તે કાળમાં પીતા હતા ને તે પોતે પણ પીતો હતો—ત્યાં આગળ પડેલા હતા. એ ઉપરાંત બાજુ ઉપર એકાદ બે મેલા કાગળના ને લાલ ચામડાના પુઠાંવાળા દેશી ચોપડાઓ ઉઘાડા પડેલા હતા—જે ઉપરથી સમજાતું હતું કે ગંગાદાસના આવવા પહેલાં, તે પોતાના કારકૂનનો હિસાબ તપાસતો હતો—જેઓને નવા આવનારના આવતા સાથે વિદાય કરી દીધા હતા.

હોલ્કરના જેવોજ વૃદ્ધ, બીહામણા દેખાવનો, અવાજમાં, રૂપમાં અને રંગમાં કાંઇક વધારે ગામડીયા જેવો જણાતો એક મરાઠો, પાંચ સાત વાર દૂર ઉભો રહી, આસપાસ ચોકી કરતો હતો.

ગંગાદાસ અંદર આવ્યો ત્યારે મલ્હારરાવ ખાટલા ઉપર પલાંઠી મારીને, એક રાતી રજાઇ ઓઢીને, સોપારી ચાવતો ને સૂડીથી ભાંગતો બેઠો હતો; અને તેની પાસેજ એક બે સોપારી, ઢાળ, ખંજર, અને પીસ્તોલ—તે મરાઠાનો હાથ પ્હોંચે તેટલેજ દૂર, ખાટલાના બીજા છેડા તરફ મૂકેલાં હતાં.

બ્રાહ્મણે નીચા વળીને નમન કર્યું. શું તે ખરેખરો બ્રાહ્મણ હતો? આજના જેવો તે વેળાએ સમય નહોતો અને તે કાળમાં ગમે તેવો મહાન રાજા કે સરદાર કે યોદ્ધો, બ્રાહ્મણને જોતાંજ, એ વૃદ્ધ રૂપીના બાળકને તુરત જ ઉઠીને સામો લેવા જતો અને નમસ્કાર કરતો—પરંતુ તેમ કરવાને બદલે (આજ કાલ જોવામાં આવે છે તેવીજ રીતે) મલ્હારરાવે તેને બેઠે બેઠેજ અંદર આવવા દીધો તથા નમન પણ તેણે મલ્હારરાવને કીધું.

તેના નમનના પ્રત્યુત્તરમાં હોલ્કરે માત્ર માથું હલાવ્યું.

"કેમ, **બીરબલ**! બેઠો, બેઠો! મારા મિત્ર તરફથી શું ખબર લાવ્યો છે?"—તેણે પૂર્વની ઓળખાણ હોય તે રીતે પૂછ્યું. **બીરબલ**! હા, **લુતફુલ્લાહખાન**ના આદેશથી, આપણી નાયીકાની પછવાડે જઇને તેને ફસાવનાર, અને પૈસાથી વેચાઇને જાસુસી કામ માટે, **મુસલમાન સરદાર નજીબૂદ્દૌલા**ની ચાકરીમાં રહેલો દુષ્ટ **બીરબલ**!

તેણે પાછી સલામ કીધી અને તેની રૂની ગરમ ડગલીના ખીસામાંથી કાઢીને એક પત્ર હોલ્કરને આપ્યો.

"મહાન સરદાર, સમર વિજયી, રાજ્યના સ્થંભરૂપ, **નજીબ**ખાન, **નજીબૂ**-દ્દૌલાનો આ પત્ર છે!"—તેણે કહ્યું.

અધિરાઇથી હોલ્કરે તે ઝુંટવી લીધો અને ઉઘાડ્યા, કે જોયા કે વાંચ્યા વિનાં જ, પાસે બળતી સઘડી પડેલી હતી તેમાં તેને ફેંકી દીધો અને તેની રાતી જ્વાળાઓ શાંત થઈ ગઈ ત્યાં સુધી, તેની સામે તે જોઇ જ રહયો—કાગળ રાખ થઈ ગયો.

"મ્હારે તેનું કાંઈ કામ નથી!"—ઘરડા સરદારે ગુસ્સાથી કહ્યું,—"આટલી આટલી વાર સમજાવ્યા છતાં પણ, કાગળ લખનારો ખરેજ મૂર્ખો છે! હું કાળા અક્ષરને કૂટી મારૂં છું અને જો એનો સાર જાણવો હોય તો મ્હારે કારકૂનને તે દેખાડવો જોઇએ—ને આવા વખતમાં ફસાવાનો આ માર્ગ તો બહુ જ સારો! મ્હારા અને **નજીબૂ**દ્દૌલા જેવા લખી વાંચી નહિ જાણનારા વૃદ્ધ યોદ્ધાઓને, વળી કાગળના શા કામ બન્યા છે? તે મ્હારૂં મન જાણે છે ને હું તેનું મન જાણું છું; તો પછી વળી વધારે પંચાત શું કરવા જોઇએ? તેણે શું કહ્યું છે તે જ બોલની!"

હોલ્કરને પત્ર બાળતો જોઇને **બીરબલે** સ્મિત કીધું.

"જે તમે કર્યું તે જ તેણે કહ્યું હતું. તોપણ માત્ર રૂઢીને ખાતર પત્ર મોકલવો જોઇએ માટે તેણે તે મોકલ્યો હતો."

"એવી રૂઢી અને માનને આગ લગાડ!"—તે ભરવાડાએ કહ્યું,—"જો એ પત્રની હકીકત **મરાઠાઓ**માં પ્રસરે તો લશ્કરમાં મારૂં જે કાંઈ માન છે તે તરત જ પૂરૂં થઈ જાય અને મ્હારૂં માથું જાય તે વ્યાજમાં! પણ હું પત્રને બાળી નાંખીશ એ તે જાણતો હોવાથી, તને પૂરેપૂરી વાત તેણે મ્હોડેથી કહેવી જોઇએ. તો હવે બોલ કે તેણે શું કહ્યું છે?"

"તેણે કહ્યું છે, સરકાર!"—**બીરબલે** કહ્યું—"તેણે આપની જુની મિત્રાચારીની યાદ દેવાડવાને કહ્યું છે, અને પૂછ્યું છે કે તમો આપણા જુના કરારો અને પ્રતિજ્ઞાઓને વળગી રહ્યા છો કે ફરી ગયા છો? તે ધારે છે કે તમારા ઉપર તે એક ભાઇના જેટલો વિશ્વાસ રાખશે તો ઠગાશે નહિ જ! હવે વખત નજીક આવતો જાય છે, માટે તેણે યાદ દેવડાવાને (મને) મોકલ્યો છે."

"હું તે પ્રતિજ્ઞાઓને વળગેલો છું! દેવાચી આણ! હા, હું વળગેલો છું. તેને કહે જે કે અમારો મૂર્ખ બ્રાહ્મણ, મ્હારા તરફ અવિશ્વાસની નજરથી જૂએ છે અને મને અવમાનિત કરે છે; અને પેલો મુસલમાન ગધેડો, મ્હારૂં અપમાન કરતો જાય છે ને પોતાની બહાદુરી બતાવવા દોડે છે; અને પેલા બે વગર પૂછડીના વાંદરા **સિંધિયાઓ**, મારી સત્તા પચાવીને મ્હારી હાંસી કરે છે. તે શું પોતાના ભાઇ હોલ્કરને ખરેખર ઓળખતો નથી? હું **ગંગાજી**નું જલ લઇને—સમ ખાઇને

"ભાઈ, તમારો વિચાર પણ રણભૂમિ ઉપર મરવાનો જ છે?" **ભાઉ**એ તત્ક્ષણે પૂછ્યું.

પ્રશ્નનો હેતુ **મલ્હારરાવ** કળી ગયો, પણ **બિસ્માર્ક** જેવો પ્રપંચ કુશળ ઘડાયલો યોદ્ધો, કાંઇ **ભાઉ**થી અંજાઇ જાય તેમ નહોતું. તેણે શાંતપણે, શુદ્ધ મનથી બોલતો હોય તેમજ, જવાબ આપ્યો,—"માણસનું ધાર્યું કાંઇ પણ પાર પડતું નથી."—તેણે કહ્યું—"જો પરમાત્માની ઈચ્છા મને જીવતો રાખવાની હશે, તો જેમ આજ પહેલી વખતે હું રણક્ષેત્રમાંથી સહીસલામત પાછો ફર્યો છું, તેમ તે મને આમાંથી પણ ઉગારશે!"

**ભાઉ** આજ સુધી પોતાના મનમાં એમ માનતો હતો કે, ગમે તેવા મનુષ્યની મુખમુદ્રા ઉપરથી તે તેના ગુપ્ત વિચારો પામી જશે, તેને જેમ આ દૃઢ મનના વૃદ્ધ યોદ્ધાએ તેમાં નિષ્ફળ કર્યો, તેમજ તેના પ્રશ્નોના ઉત્તરથી પણ તે જોઇતો જવાબ મેળવી શકયો નહિ. હવે વિના પ્રયોજનના વાદવિવાદનો વખત નહોતો. કદાચ આ તેઓની છેલ્લીજ એકાંત ગોષ્ટી હતી; અને જો કે **સદાશિવરાવ** પોતાના મનમાં ફાંકો રાખતો હતો કે, ગમે તેવા પ્રસંગમાં પણ તે (સઘળા બ્રાહ્મણો પેઠે) પોતાનું મન શાંત રાખીને, ગમે તેવા માણસના મનમાંથી પણ તેનો ભાવાર્થ જાણી લેવાને શક્તિવાન છે—અને આ વેળાએ પૂર્ણ શાંતિથી કામ લેવાનો તેણે દૃઢ ઠરાવ પણ કીધો હતો; તથાપિ બીજા દક્ષિણી બ્રાહ્મણોનો આ સાધારણ ગુણ—શૂરા અને બુદ્ધિમાન પણ કાંઇક ઉતાવળીયા **ભાઉ** સાહેબમાં નહોતો. આવા ઉડાવનારા ઉત્તરોથી તેનું માથું તપી ગયું, તથા પોતાના પ્રયત્નોમાં નિષ્ફળ નિવડવાથી, તેના મન ઉપરનો તેનો અંકોશ જતો રહ્યો. તે એકદમ ચ્હીડવાઇને બોલ્યો.

"રાવ સાહેબ **મલ્હારરાવ હોલ્કર**! તમો અદ્યાપિ **પેશ્વા**ના વિશ્વાસુ નિમકહલાલ સરદાર છો?"

"એમ કેમ પૂછવું પડયું?"

"મ્હારૂં મન માનતું નથી ને રાવ સાહેબ! હું શંકાશીલ છું!"

"શા માટે! મ્હેં એવું શું કીધું છે? મારા તરફથી એવું શું નિમકહરામીનું કે દગાબાજીનું કામ થયલું છે?"

આ પ્રશ્નનો ઉત્તર આપવો અશક્ય હતો. આવી વખતે બને છે તેમજ, **ભાઉ**ની અધિરાઇ અને રોષને લીધે, **મલ્હારરાવ**નો હાથ ઉપર રહ્યો. **ભાઉ** બોલતો અટકી ગયો, અને પછી જ્યારે બોલ્યો ત્યારે વધારે શાંતપણે તે બોલતો હતો. બીજા હાથ ઉપર **હોલ્કરે** પોતાનો વખત જોઇ લીધો, પરંતુ તેના જેવો વૃદ્ધ અને શૂરો તથા સરળ ગામડીયા સ્વભાવનો યોદ્ધો, અને ઉંચ્ચ પંક્તિનો સરદાર, પોતાનો ઉપરી આવું અપમાન થતાં, **ભાઉ** તરફથી **પેશ્વા**ના વડા સેનાપતિ તરફ, જે ક્રોધ દર્શાવે તેને સ્થળે, તેણે આ વેળાએ માત્ર **ભાઉ**ની સ્થીતિ માટે તથા શબ્દો માટે, પોતાની દિલગીરી દર્શાવી તથા જે કારણોને લીધે **ભાઉ** આજે આવી રીતે વર્તતો હતો તે માટે પણ તેણે પોતાને ચિંતાતુર જણાવ્યો.

"નહિ! નહિ! હું દગલબાજીનું કહેતો નથી. પણ મ્હારૂં કહેવું એમ છે કે, તમો અમારી સાથે એકમત નથી—તમારૂં મન દુઃખાયલું છે—તમો મારી ઉપર રોષે ભરાયેલા છો!—ઇબ્રાહીમખાન તથા **શમશેર બહાદૂર**થી પણ દૂભાયલા છો—**સિંધિયા**ઓ સાથે

વર્ત્યા હતા. પરંતુ **મલ્હારરાવ**! હાલ જેણે આપની પાસે ક્ષમા માંગી છે તે પણ હું જ-**બાજીરાવ** મહારાજનો પૌત્ર-**ચિમનાજીરાવ**નો પુત્ર અને **પેશ્વા**નો ભત્રિજો-**સદા**શિવરાવ **ભાઉ** છું. તમોએ અહુણાંજ કહ્યું છે કે તમો **પેશ્વા**ના નિમકહલાલ સેવક છો; તમોએ મને પૂછ્યું કે મ્હારી પાસે આપની દગલબાજીનો શું પૂરાવો છે? તમો જે બોલ્યા તે શુદ્ધ અંતઃકરણનું સત્ય છે કે નહિ; તમો જેમ બોલો છો તેમજ વર્તવા માંગો છો કે નહિ; તમો તમારાથી બની શકતી સઘળી સહાયતા અમને આપશો કે અમને શત્રુના પંજામાં ફસાવી દેશો, તે હું કહી કે જાણી શકતો નથી-એક ઈશ્વરજ તે જાણે છે. પરંતુ રાવસાહેબ! હું જે જાણું છું તે આપને કહું છું. મનુષ્યનું મન ચંચળ અને અસ્થિર છે,—કયી વખતે તે કેવી રીતે વર્તશે તે કોઇથી પણ અગાડીથી કહી શકાતું નથી તેથી, કાલે જો રણક્ષેત્રમાં હું તમારા કૃત્યમાં કોઇ પણ પ્રકારનું કપટ જોઇશ તો, મ્હારો માણસ આપની પાસે આવશે ને મારી તરફથી માત્ર આટલું જ કહેશે-**મલ્હારરાવ હોલ્કર! મ્હેં કહ્યું છે તે કરવાનું યાદ રાખજો**! તે સમયે જેમ તમને તમારા કુળદેવતા સુઝાડે તેમ વર્તજો. પણ જો મ્હારા તરફની તમારા હૃદયમાંની વિરૂદ્ધતા કે શત્રુતાને વશ વર્તિને, તમો આખા **મરાઠા** સૈન્યનો નાશ કરાવશો-**મરાઠા**ના રાષ્ટ્રની કીર્તિને ધૂળમાં રગદોળશો-**પેશ્વા**ઇના સૂર્યને અસ્તમિત કરશો-તો કળિજુગનાં સર્વ પાપ તમારે માથે પડજો-તમને સહસ્ર બ્રહ્મહત્યાનું મહા પાપ લાગજો-તમો એક લક્ષ જન્મ સુધી નરકમાંના કીડારૂપે જન્મ લેજો-અને પરમાત્મા તમારા વંશમાં શ્રાદ્ધાંજલિ આપવાને કે **હોલ્કર**નું નામ ચલાવવાને કોઇ પણ પુરૂષને રાખે નહિ! યાદ રાખજો કે એક બ્રાહ્મણ-મરણોન્મુખ થયલો-સતના જોમમાં આવલો-વિશુદ્ધ કુલમાં ઉત્પન્ન થયેલો-બ્રાહ્મણ આ શબ્દો ઉચ્ચારે છે!!"

તે પાષાણ હૃદયના વૃદ્ધ સિપાઇ બચ્ચાએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ, તથાપિ જેવા **ભાઉ**ના મુખમાંથી ઉપલા શબ્દો નિકળ્યા કે, તેના અંગમાં કંપારી છૂટી અને તેના મુખ ઉપર વધારે કઠણતા અને દૃઢતાસુચક રેષાઓ ઉપસી આવી.

"બીજું"-ભાઉએ ચાલુ રાખ્યું-"હું આજે તમારી પાસે એક મરણોન્મુખ થયેલા-મૃત્યુના મુખમાં પેઠેલા મનુષ્ય તરીકે બોલું છું-જો કાલે યુદ્ધમાં હારીશ તો હું **આર્યાવર્ત**માં સૂર્યોદય પુનઃ જોવા રહીશ નહિ. જો તેમ થશે તો મ્હારૂં કુટુંબ મલેચ્છોના હાથમાં જશે અને તમો **નજીબૂદ્દૌલા**ના મિત્ર છો તથા **નજીબૂદ્દૌલા** ઉપર **તુર્કશાહ**નો પૂર્ણ વિશ્વાસ છે. તમો મ્હારાં ઘરનાં સ્ત્રી અને બાળકોની સંભાળ લેશો? આ રક્ષણ આપવાની વિનતિ એક સરદાર નથી કરતો, પણ મરણને કાંઠે પડેલો એક મનુષ્ય-એક બ્રાહ્મણ કરે છે! **મલ્હારરાવ**! તમો મને સાંભળો છો?"

"હું સાંભળું છું, મહારાજ!, અને જો તેવો વખત આવ્યો તો, હું મ્હારાથી બનતું કરીશ!"-હોલ્કરે કહ્યું.

ઉપલા શબ્દો તેના સ્વચ્છ અંતરણમાંથી દૃઢતાથી ભરેલા નિકળતા હતા એમ સ્પષ્ટ માલમ પડ્યું અને તેથી કરીને **ભાઉ**ના હૃદયમાં વિશ્વાસ* વસ્યો.

---

* **ભાઉ**ની ઇચ્છા પોતાની પત્નિ **પાર્વતીબાઇ**ને કોઇ પણ પ્રકારે નસાડી મુકવાની હતી.

"આપનું વચન પૂરતું છે,"—હોળકરે કહ્યું—"જે ઇરાદા હું જાણવા માગું છું, તો તે હું છું, પણ તેમાં લોભ અને આળસનો છાંટો નથી જ. આ વાત યાદ રાખજો, અને આપણા બેઉના અંતરના પરમેશ્વર સાક્ષી છે તેને સંભારજો. કાલના યુદ્ધની ક્રમ ઘડવાને માટે એક કલાકમાં કચેરી ભરાશે, ત્યાં જરૂર આવજો?"

"હજુરની સરકારની આજ્ઞા!"—હોલકરે પોતાની પ્રથમની રીતિ મુજબ મુજરો ઉતાર આપ્યો અને પાછો જવાને માટેની આ આજ્ઞા સમજીને ઉઠ્યો અને ભાઉની હજુરમાંથી વિદાય થયો.

"સાપ સર્વથા વાંકો જાય છે, પણ બીલમાં સીધો પેસે છે, (સબ જગે સાપ ટેડા ચલે; પણ બીલમેં સીધા ઘુસે) અને આસમાનમાં થૂંકેલું થૂંકનારના મુખ ઉપર જ આવે છે, (આસમાનકા થૂંકા દિલગમેં પડા)." ઘોડીને ચલાવતાં ચલાવતાં તુરંગો હટારો હોલકર મનમાં બબડ્યો—"ભાઉ હમણાં તો મીઠું મીઠું બોલે છે, પણ વિલાયતીઓના ટુકડેટુકડા કીધા પછી તે શું કહેશે? નહિ! નહિ! આવી લટપટમાં ઉતરાઉં એવો હું ઘરડો કાગડો નથી! એક વખત ઇબ્રાહીમખાનને, શમશેર બહાદુરને અને સિંધિયાઓને વિજયી થવા દો અને તેઓ જમીન આસમાનમાં સમાશે નહિ. નહિ! નહિ! 'નાદાન દોસ્તથી દાનો દુશ્મન ભલો.' હું નજીબાને વળગી રહીશ ને નજીબા મારી બાજુમાં ઉભો રહેશે. કોઇ પણ વખતે બ્રાહ્મણ કરતાં તુર્કનો વિશ્વાસ કરવામાં વધારે સલામતી છે!"

"આ માણસ દગાખોર છે!"—મહાન ભાઉ એકલો એકલો ગણગણ્યો—"કપટી, દગલબાજ અને વળી નિમકહરામ! જો ઇશ્વરેચ્છાથી મને કાલે વિજય મળે—અને તેનો દગો માલમ પડે તો પછી મલ્હારરાવ હોલ્કર, ત્હારા દહાડા ભરાયલાજ સમજજે!"

## પ્રકરણ ૨૭ મું.

## છેલ્લો દૂત.

ઉપલી વાતચીત ચાલતી હતી ત્યારે મહાદાજી શું કરતો હતો તે હવે આપણે જોઇશું. વિચારમાં અને વિચારમાં મહીપતરાવના તંબૂ લગી આવીને, મહાદાજીએ ઘોડીને છોડી અને ત્વરાથી તંબૂમાં જઇ તરવાર બાજૂપર નાંખી, ને નીચે શેતરંજી ઉપર બેસી ગયો. પછી લાલનને બે હાથોમાં ઉપાડી અને છાતી સરસી જોરથી દબાવી. તેની રીતિમાં—તેના હાવભાવમાં—કોઇક એવી વિચિત્રતા જણાતી હતી કે તેથી લાલનના હૃદયમાં ભયની કંપારી છૂટી.

"સરકાર! શું બન્યું છે?"—તેણીએ પૂછ્યું.

"મીઠી! દુઃખ સિવાય બીજું શું હોય!" આ તેનો જવાબ.

"પણ એવું તે કેવું દુઃખ આવી પડયું છે? આજ કાલના વખતમાં વિપત્તિની કાંઈ નવાઈ નથી!"

"નહિ! પણ આ આફતને આપણી સાથે સંબંધ છે, આપણે બે આથી છૂટા પડીશું!!"

લાલને દુઃખની ઝીણી ચીસ પાડી.

"હું તેમ થવા દેઈશ નહિ! શું મને મરી જતાં આવડતું નથી!"

"પ્રિયે! આમાં મરવાની જ આવશ્યકતા છે! જો ઇશ્વરની ઈચ્છા હશે તો આપણે પાછા મળીશું. પ્રિયે! તું વીરબાલા છે કે નહિ? તું મ્હારી આજ્ઞા માનશે કે નહિ?"

"વીરતા! આપને અર્થે જોઇએ તેટલી વીરતા આ હૃદયમાં ભરેલી છે. અને મારા પ્રાણેશની સર્વ આજ્ઞાઓ મ્હારે શીરને સાટે છે!"

"ઠીક બોલી! હવે સાંભળ, મીઠડી! અહુણા **ભાઉ**ની સાથે વાત કરતાં મ્હારાથી બેધ્યાનપણે ત્હારૂં નામ લેવાઇ ગયું, અને તું મ્હારી પાછળ પાછળ અનેક વિટંબણાઓ વેઠીને, **ખાન**દેશથી અહિંસુધી આવી છે એમ બોલાઇ ગયું—**ભાઉ**સાહેબને **સુજાઉદ્દૌલા** પાસે મોકલવાને કોઇ વિશ્વાસુ મનુષ્યની અગત્ય હતી, અને ત્હારી વાત સાંભળતાંજ, તેણે કહ્યું કે, તેના કાર્યને લાયક માત્ર એક તું જ છો! હું હવે શું કરૂં? મ્હેં બહુ બહુ વાંધા કાઢ્યા, હરકતો દેખાડી ને છેવટે જાતે પણ જવાને જણાવ્યું. પણ તેણે માન્યું નહિ. તેણે જણાવ્યું કે હું તો તુરત ઓળખાઇ જઇશ અને પકડાઇ જઇશ, પરંતુ તું સ્ત્રી હોવાથી, ત્હારે માટે ઝાઝો ભય રાખવાને કારણ નથી ને તેથી છેવટે મ્હારે તેની વાત સ્વીકારવીજ પડી!"

વિજલીથી પટકાઇ પડી હોય તેમ **લાલન** દિગ્મૂઢ જેવી બની ગઇ—અને ભય તથા શોકથી ધ્રુજતી—વાચાશૂન્ય બની જઇ, આભાંની માફક, તેના મુખ તરફ તાકી તાકી જોવા લાગી.

**મહાદાજી**એ આ જોયું—અને તેના જીવનના તોફાની પ્રવાહને લીધે, કઠણ અને બેપરવા થઇ ગયેલા, પણ સ્વાભાવિક રીતે પ્રેમાળ હૃદયમાં, આથી ઘણું જ દુઃખ થયું! તેણે અતિશય જોરથી **લાલન**ને, તેણીનો શ્વાસ બંધ થઇ જાય તેટલા બળથી—દૃઢ છાતીસરસી ચાંપી; અને પોતાના હાથો તેની આસપાસ જાણે કે તેણીનું રક્ષણ કરવાને અર્થે વિંટાળતો હોય તેમ—વિંટાળી દીધા.

"મરવું!" તેના મુખ સામું જોઇને તે બોલી—"મરવાથી હું ડરતી નથી. જ્યાં સુધી આ દેહની ભસ્મ થઇ જતી નથી ત્યાં સુધી સ્ત્રીના શરીરે સુખ કે જંપ નથી! પરંતુ મહા પ્રયાસે—અતિશય સંકટે, જેના હાથોમાંથી છૂટકારો પામીને આવી છું તેવા ભયંકર **વિલાયતી**ઓમાં જવાને મ્હારૂં હૃદય સાફ ના પાડે છે—હું ત્યાં જઇશ નહિ!"

"ના ના—તારે **વિલાયતી**ઓમાં જવાનું નથી"—**મહાદાજી**એ તેના વાંસા ઉપર તથા મુખ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું—"તારે તો **સુજાઉદ્દૌલા**ના **હિંદુસ્થાની**ઓમાં જવાનું છે; અને તેઓ **કાબૂલી**ઓ કરતાં વધારે માણસાઉ છે. વળી રાત દહાડો ત્યાં જતા આવતા લોમિયાઓ પણ ત્હારી સાથે આવશે ને તને **ભાઉ** સાહેબનો પોતાના હાથનો લખેલો પત્ર, તેના **મુસલમાન** મિત્રનો, સોંપવામાં આવશે. વળી તને મરદના વેશમાં મોકલવામાં આવશે. પરંતુ, પ્રાણ! જો તારા મનમાં હજુ પણ ભય રહેતો હોય તો તને નહિ મોકલતાં બીજો બંદોબસ્ત કરીશું! **મહીપત**રાવ દરવાજા આગળ બેસી રહેશે અને જે આવશે તેને કહેશે કે, સરકારના શરીરે ઠીક નથી તેથી સૂતેલા છે; અને તું અહીં બેસી રહેજે ને ત્હારે બદલે હું ત્યાં જઇશ!"

"નહિ ! નહિ !" લાલન બોલી ઉઠી-"અંતઃકરણ આપ તો મારા શીર ઉપરજ આવતા હો ! આપની સાથે રહેવામાં, હું તે શી વિસાતમાં, પ્રિય પ્રાણનાથ ? હું જઈશ, અને તેને પગ પાછું કરીને આવીશ. તો આપને માટે વિજયની શાંતિ લાવીશ કે આપની પ્રિયાના હાથેજ ભાઉસાહેબનું ઠેકી પડીનું કામ પાર પડ્યું હતું, ને તેને પાછી ન ફરે તો, આપ કોઈ કોઈ વેળાએ મને યાદ કરજો કે આપને આ દેહ અર્પેલો હતો અને તે આપને અર્થેજ પડ્યો હતો ! હું જઈશ."

"નહિ ! નહિ ! દિલોજાન !"—મહાદાજીએ કહ્યું—"એમ નહિ. જો તારા મનમાં ખરી હિંમત હોય કે તું જઈને હરા દીસથી આ કામ પાર પાડી આવીશ તો જ જજે. કોણ જાણે, હજાર તલવાર જેવી આપણાના હાથેજ, તે આ સૈન્યનું રક્ષણ કરવા ઇચ્છતો હોય ને આ વાત ભાઉસાહેબના મગજમાં ઉતારી હોય ! પણ જો તું—મૂર્ખની માફક—જનુનમાં આવી જઈને—માત્ર મ્હારા રક્ષણ માટે જ—આંધી અને ઉદ્ધતપણે—જવા માંગતી હોય તો, તેમ હું તને જવા દઈશ નહિ—તને પણ ગુમાવવી અને વળી આખા સૈન્યના ઉપર એકદમ આફતનું વાદળ લાવવું, એમાં કાંઇ સાર નથી."

જે સાહસિકતા, ચંચળતા, શક્તિ, ધૈર્ય, અને સમય સૂચકતા એ પ્રિયતમની શોધમાં તેણે પ્રેરેલી રાખી હતી, અને જેણે તેના આ અલ્પકાળના સુખાનંદમાં, તેના હૃદયમાંથી જતાં રહીને, તેને સ્થળે આર્યાવર્તની સ્ત્રીઓને સ્વાભાવિક નિરાધારપણાના અને નમ્રતાના ગુણોને સ્થાન આપ્યું હતું, તે બધા ઉત્તમ ગુણો, પ્રસંગ વશાત્, પાછા લાલનના, સીયા જણાતાં, પણ ઉલ્હાસી અંતરમાં ઉભરાઈ આવ્યા. તેણી મહાદાજીના હાથમાંથી છુટી ગઇ—ઉભી થઇ, તથા કેશને પછવાડે કરીને, દૃઢપણે ઉભી રહેતી બોલી—"મ્હારે માટે ચિંતા કરશો ના ! હું જઈશ. શું મહિનાના મહિના અને દિવસોના દિવસો સુધી હું એકલી જંગલોમાં અને છાવણીઓમાં નથી ફરી ? જો એક કે બે દહાડા તેના રાજ્યમાં વધ્યા કે બે દિવસનો બીજો, વિયોગ પડ્યો તો શું થયું ?"

"એક વીર યોદ્ધાની પ્રિયાંગનાને યોગ્યજ શબ્દો બોલી છે," કહેતાં વેગથી, મહાદાજી ઉભો થયો ને લાલનને દૃઢાલિંગન દીધું.

"એમ કહો કે"—લાલને કહ્યું—"જુની દંતકથાઓ અને આખ્યાનોમાં આવે છે, તેમ, 'વીરમાતાની માફક' કહો—મ્હારા હૃદયમાં હંમેશા તેમના પગલાપર ચાલવાની ઇચ્છા હતી, અને મને લાગે છે કે, પ્રભુએ મને તેવાજ કામ માટે સરજેલી છે."

ઉપલા શબ્દોથી પ્રથમ વેળાએજ, મહાદાજીને લાગ્યું કે, તેને દૈવયોગથી પ્રાપ્ત થયેલી આ વૈરાગણ એક સાધારણ વિષયી રમકડું નહોતું. તેણે મનમાં ને મનમાંજ ઠરાવ કીધો કે, જો કાલે પરમાત્મા મરાઠા લશ્કરપરના ક્ષિતિજમાં ઘેરાયલાં વાદલાં વિખરાઇ જશે ને વિજયનો સૂર્ય દર્શન આપશે ને એ મને પાછી મેળવશે, તો તે તેને આજલગી રાખી હતી તેમ, એક સામાન્ય 'રાખ' પ્રમાણે નહિ રાખશે, પણ તેને તેના ભાગ્યની ભગિયણ બનાવશે ને તેના સર્વ સુખમાં અને ઉદયમાં તેને પોતાની પાસેજ રાખશે. વળી મહાનુભાવ પણ પોતાના વિજયાંતે, સ્વાત્મભોગે પરોપકાર કરનારી આ ગરીબડી વૈરાગીની બાળકીને, કદી પણ ભૂલશે નહિ.

આ બધા વિચારનું શું કામ છે ? તેનું હૃદય કહેતું હતું કે કાલે તેનું, તેની

પ્રિયાંગનાનું–તથા લક્ષાવધિ મનુષ્યોનું ભવિષ્ય પૂરૂં થશે! ભવિષ્યના વિચારો આ વખતે કરેલા વ્યર્થ હતા. જેમ પ્રભુએ ધાર્યું હશે તેમ થશે, ઈશ્વરે–મહાન કહેવાતી **વિ**ધાતાએ–પોતાનો લેખ મુદ્રિત કરી રાખેલો જ હશે. હાલ તો તેણીએ નિષ્ફળ કામ માટે જવું, અને તેણે કાલના યુદ્ધની તૈયારી કરવા જવું!

**લા**લનને પોતાની તરફ ખેંચી, અને બે હાથો તેના કટી પ્રદેશની આસપાસ વિંટાળીને, તેણીનું માથું તેના વક્ષઃસ્થળમાં સ્થીર કરીને, સૂચનારૂપ જે અવશ્યની વાતો કહેવાની હતી તે કહી. સૈન્યની અર્ધ ભૂખમરાની સ્થીતિથી, બેય છાવણીમાંની આંતરીય ખટપટોથી–**ભા**ઉના છેવટના નિશ્ચયથી–**હો**લ્કર અને **ન**જીબૂદ્દૌલાના દાવપેચથી–તેને વાકેફ કીધી. તેણે તેણીને **લ**ખનૌના સૂણાની, ભયની અને આશાની વૃત્તિઓ ઉપર કેમ અસર કરવી તે શિખવ્યું; તેની તરફથી તેઓ તેની હાલની દશામાં કેવા પ્રકારની સાહ્યતાની આશા રાખે છે તે જણાવ્યું; અને તે બોલે છે તે નિષ્કપટ મને બોલે છે કે ફક્ત ઉપરટપકેની ઉડાવાની વાતો કરે છે, કે ઉલટો ફસાવવાની બાજી રમે છે, તે તેની મુખમુદ્રા તથા શબ્દોપરથી કેમ પારખવું, તે સમજાવ્યું. વળી તેણીને જતાં આવતાં માર્ગમાં શત્રુની છાવણીનું સુક્ષ્માવલોકન કરવાને જણાવ્યું, તથા 'વજીરાત' માટેના બે પ્રતિસ્પર્ધીઓ–**સુ**જાઉદ્દૌલા અને **ન**જીબૂદ્દૌલાનો સંબંધ કેવો છે તેપણ જાણી આવવાને કહ્યું.

આવી આવી ચેતવણીઓ અને વિચિત્ર સંજોગોમાં, સંયુક્ત થયેલા અને તેથી પણ વિચિત્ર રીતે વિખુટા પડતાં પ્રેમી જોડામાં, આ સમયે જે પ્રીતિસૂચક ન્હાના મ્હોટા બનાવો સામાન્યપણે બને છે તેમાં વખત વહી જવા લાગ્યો, અને બહાર બેસાડેલા વૃદ્ધ **મ**હિપતે આવીને, **ભા**ઉસાહેબ તરફના મનુષ્યોના આગમનની ખબર આપી નહિ ત્યાંસૂધી, તેઓ આમ એકમેકના હાથમાં લપટાઇને વાતો કરતાં બેસી જ રહ્યા.

**મ**હાદાજી તંબૂની બાહેર આવ્યો, અને **ભા**ઉની નોકરીમાંના ચાર મુસલમાનો, જે ઉંટને લઇને આવ્યા હતા તેમને જોયા. આ લોકો **લા**લન સાથે જવાને આવેલા હતા એમ **મ**હાદાજીને કહેવાની કાંઇપણ જરૂર નહોતી. તેણે **મ**હિપતરાવના ગુલામને, પોતાના તંબૂમાંથી, સોળ વર્ષના બાળકને આવે તેવાં વસ્ત્રો લેવાને મોકલ્યો. '**છ**ડો' આવ્યો કે તુરત **લા**લનને તેમાં સજ્જ કીધી–શ્વેત ઝીણો અંગરખો અને પાયજામો પહેરાવ્યો, તે ઉપર રૂનો ભરેલો છીંટનો કબજો પહેરાવ્યો; તથા બધા વાળોને સંતાડી દે તેવી રીતે મસ્તક ઉપર ઝીણો સોનેરી તારવાળો રેંટો બાંધી લીધો. તેની કમરે હલકી નાની તરવાર તથા પીસ્તોલો બાંધી અને ખભા ઉપર જાડો તપખીરીયા રંગનો ગરમ ઓછાડ નાંખી દીધો. તેના પગમાં સૂતરનાં જાડાં મોજાં તથા મજબૂત જોડાઓ પહેરાવ્યા, અને આ વસ્ત્રમાં સજ્જ થયેલી **વૈ**રાગણ, **હિં**દુસ્થાનમાં સ્થળે સ્થળે જોવામાં આવતા સ્વરૂપવાન પણ નાજુક સ્ત્રીના જેવા બાંધાના યુવાન પુરૂષોમાં સહેજે પસાર થઇ જાય તેવી દેખાઈ; અને **મ**હાદાજીએ કહ્યું તેમ, 'મરદાની' પોશાકમાં તે વધારે મનહર લાગતી હતી. યુરોપિયન વાંચનારાઓ, ધારે તેવા, નાયકો અને નાયીકાઓના જેવો–હૃદય ફાટે તેવો દેખાવ આપણે અત્રે નહિ ચિતરીએ. સામાન્યપણે હિંદમાં–ગમે તેવાં દૃઢ પ્રેમી જોડાંઓ પણ–છુટાં પડતી વખતે જનસમૂહની સામે રડવાના–કે એવાં બીજાં પ્રીતિસૂચક ચિહ્ન પ્રકાશ કરતાં નથી; પરંતુ તેઓનું

રસ્તાનું-ભગવાનું આલિંગન દેવાનું-કે જિગરના સહિસાક્ષ્યો. કહેવાનું સાંભળવાનું મળવાનું-ઓમંડમાં જ થાય છે. તેને કે લાલનના નેત્રકમળમાંથી ક્ષરી ક્ષરી ટીપ પડતાં, તો તે તેણી સંધ્યાકાળના અંધારામાં ઘુંઘટથી છુપાવતી. ત્યારે મહાદાજી જેવી પદવીવાળા ને ભાગ્યરૂપ-મુગટ માટે તો, અને તેવા બીજા માટે પણ તેમ ભિન્ન ભગતમાં જાહેર કરવાં એ ડીમામ લગાડનારૂં થઇ પડે!

પરંતુ બાધાને વિસ્મય કરનાર તો કોઇએ પણ નહિ ધારેલા એવા એ પાંચમા સ્વારનું, લાલન ઊંટપર ચઢી કે તુરતજ તેના રસાલા સાથે જોડાવું તે હતું.

મહિપતરાવના, મહાદાજીને જાણીતા 'ચોટીલા' ગાઉ ઉપર આવનાર, એ નવીન પુરૂષ કોણ હતો તે, તે સંધ્યાકાળના અંધારામાં જાણી શક્યો નહિ. તે પુરૂષના દેખાવ-ગંગાપારના રજપૂતના જેવો હતો, તેણે જાડો રૂનો ભરેલો અંગરખો પહેર્યો હતો; તથા મસ્તક ઉપરની પાઘમાં શીરપેચ ઝળકી રહ્યો હતો; પાડાના ચામડાની જાડી ચાર પીતલના બટનોવાળી ઢાલ તેની પીઠ ઉપર હતી; તેના અંગરખાના ઉપર બટનને સ્થાને રૂદ્રાક્ષના મ્હોટા મ્હોટા મણકાઓ લગાડેલા હતા; પીતલના હસ્ત રક્ષકો તેના હાથ ઉપર હતા; કમરે સીધી વજનદાર પહોળી ટોધારી, અને કટાર બાંધ્યાં હતાં; અને તેની પીઠ ઉપર મ્હોટી બંદુક-તમંચા-ધાટી લટકતી હતી.

સંશયગ્રસ્ત મને મહાદાજીએ તેની તરફ જોયું અને પોતાની પીસ્તોલના ઘોડા ઉપર હાથ મૂકીને તેનું નામ પૂછ્યું.

તેણે મહાદાજીને બાજુપર બોલાવ્યો અને ત્યાં જતાંજ તેના શબ્દો કાનમાં પડતાં જ-તેણે વૃદ્ધ મહિપતને ઓળખ્યો. તેણે મહાદાજીના કાનમાં કહ્યું-"તે મ્હારી ધર્મ પુત્રી છે; અને સરકાર સાહેબ! હું તેને એકલી જવા દઇશ નહિ. જ્યારે મ્હેં જાણ્યું કે એ જાય છે, કે તુરતજ હું શમશેર બહાદુરની પાયગાવાળા ફૈઝાબાદી હનૂમાનસિંહની પાસે, તે બજારમાં કલાલની દુકાને પીતો હતો ત્યાં, ગયો; અને તેને કહ્યું કે, મ્હારે એક મશ્કરી કરવી છે માટે મ્હારાં અને ત્હારાં વસ્ત્ર અને શસ્ત્રની અદલાબદલી કર; અને તેમ કરીને હું આવ્યો છું. સરકાર મને મના કરશો નહિ ને જો મ્હારી આ પુત્રીનું રક્ષણ કરતાં મારો દેહ પડે તો તમો અજમેરમાંની મારી પુત્રીનું પાલન કરજો!"

"જો હું જીવતો હઇશ તો કરીશ. ને જો હું પણ ખપી ગયો તો પછી મારો માલિક! આ પ્રતિજ્ઞાથી મુક્ત ગણ. અને જવું હોય તો ખુશીથી જા"-સિંધિયાએ કહ્યું.

પછી બે ચાર પગલાં પાછળ હઠીને તેણે લાલનના કાનમાં નીચલો મંત્ર મૂક્યો-"પ્રિયે! ખુશી થા-જા, ત્હારી જોડે આ મહિપતરાવ આવે છે. દુઃખ ત્હારાથી દૂર રહો અને સાત વિસ્ટી ચોટી તોરી મદદ મેં હો!" પ્રિયે! આનંદથી હવે શીઘ્ર ગમન કર!"

ઊંટ ઉઠ્યું અને તે ટોળકી ત્વરાથી રસ્તે પડી ગઈ.

લાંબી તરવાર ઉપર બેય હાથો ટેકવીને મહાદાજી ત્યાં ઉભો રહ્યો અને અંધારામાં-શૂન્ય પ્રદેશમાં-જ્યાં સુધી દૂરથી ઊંટના અને અશ્વના ધબકારાના અવાજો સાથે અથડાયા કીધા ત્યાંસુધી તે જોઇ રહ્યો.

તે આવી રીતે શોકગ્રસ્ત અને નિરાશ મને જોઇ રહ્યો હતો તેટલામાં તેને કાને તોપનો ભડાકો, અને સરસેનાપતિના નગારખાનામાંના ઢોલ, ત્રાંસા, શરણાઇ વગેરેના કાનફાડી નાંખનારા અવાજો-"જેને બેઠકનો અધિકાર હોય તેઓને પેશ્વાના વકીલ-સરસેનાપતિ-પરશુરામાવતાર-સદાશિવરાવ ભાઉ સાહેબ બહાદૂરની કચેરીમાં પધારવું"-ના આમંત્રણ કરનારા, ચોબદારોના શબ્દો આવ્યા.

આ શબ્દોની વચમાં વચમાં જાણે કે તેની હાંસિ કરતા હોય વા તેનો પ્રત્યુત્તર આપતા હોય-તેમ ખોખરા, વધારે મ્હોટા અને વધારે જનુની અનેક મુખમાંથી નિકળતા નીચલા સ્વરો પણ તેની શ્રોત્રેન્દ્રિયને ભરવા લાગ્યા-"કેસરીઆ કરો! કેસરીઆ! ભુખસે ભાલા બહેતર! અમને કૂતરાને મોતે શા માટે મારો છો? ઓ ઇશ્વરાવતાર! બહાર પધારો બહાર! અને અમને શત્રુ સામા લઈ ચાલો. અમો તુર્કોને ચાંચડની માફક ચોળી નાંખીશું-એ તરકડાઓના શા ભાર છે! મારો! તુર્કોને મારો! શું અમારા સરદારોએ ચૂડી ને ચણિયો પહેર્યાં છે? માતાજી લોહી માંગે છે-શીવજી ખપ્પર માંગે છે અને અપ્સરાઓ વર માંગે છે!"

આ અને આવા ચોમેરથી આવતા શબ્દોથી મહાદાજીનું લોહી ઉકળી આવ્યું-તેના નેત્રોમાં ખુન્નસ ભરાઇ આવ્યું-તે જનુની-વીરતાથી-ઉન્માદ બની જઇને, દાંત જોશથી પીસવા લાગ્યો-યુદ્ધનો તાપ તેના શરીરમાં નવિન તેજ-નવિન પ્રતાપ ભરવા લાગ્યો-વિચારવિના તેણે યંત્રની માફક તરવારને મ્યાનમાંથી ખેંચી કાઢી; અને રાત્રિના અંધકારમાં માથાની આસપાસ હવામાં જોરથી ફેરવવા લાગ્યો; તથા મ્હોટી મ્હોટી છલાંગો ભરતો તે ભાઉની કચેરી તરફ ધસ્યો.



## પ્રકરણ ૨૮ મું.

### કેસરિયા!

છાવણીના સઘળા ભાગોમાંથી ન્હાના મ્હોટા સઘળા અમલદારો, કચેરીના શામિયાના તરફ ધસતા હતા. તેની આસપાસનું સઘળું મેદાન લશ્કરના સિપાઇઓ અને પ્રેક્ષકોથી ભરાઇ ગયું હતું. પૂર્વ તરફના દેશોમાં-અને ખાસ કરીને હિંદુસ્થાનમાં, જાહેર ખબરો નહિ સમજી શકાય તેવી ત્વરાથી, ચારે તરફ પ્રસરી જાય છે; અને તે મુજબ આજે પણ સર્વ જાણતા હતા કે આ ભુખમરાના સંકટમાંથી છૂટકારો કેવી રીતે કરવો તેનો વિચાર કરવાને-છેવટનો પાસો કેવી રીતે ફેંકવો તેનો નિર્ણય કરવાને માટે-આ વેળાએ કચેરી મળતી હતી. ટોળું જો કે મ્હોટું હતું તોપણ લોકો ગરબડ કીધા વિના શાંતપણે ઉભેલા હતા.

સંપૂર્ણ રીતે ભભકાદાર બનાવેલા આ શામિયાનાની આસપાસ, હાથમાં ન્હાનાં મ્હોટાં ફાનસો અને મસાલો લઇને ઉભેલા, ટોળામાંથી થોડી થોડી વારે ચોપદારો અને જાસૂસોના પ્રયત્નોથી રસ્તો કરતા-માથા ઉપર પોતાની પદવી દર્શાવનારી મ્હોટી મ્હોટી છત્રીવાળા-અને મ્હોટી મ્હોટી મસાલોવાળા*-રાજ્યના સરદારો ત્યાં આવતા

* મરાઠા અને બીજા રાજરાણાઓમાં, છત્રી, મસાલ ને પાલખી એ મોટા માનના ચિહ્ન ગણાય છે. છત્ર, એ કંઇ સાધારણ છત્રી નહિ, પણ મોટી ને કિંમતી

જણાતા હતા. માણસોના બોલવાના અવાજે, પશુઓના જુદી જુદી જાતના શબ્દો, જુદાં જુદાં વાજિંત્રોના નાદો, આમથી તેમ આવતા જતા મશાલચીઓની મશાલોના પ્રકાશો, લોકોના પગોના ધબકારાઓ અવર્ણનીય હતા. પૂર્વ તરફના દેશોમાં લોકોમાં આવતું આવી લડાઈઓ પ્રત્યેનું માન તેટલેજ અંશે મરાઠાઓમાં હતું એમ કહેવું ખોટું છે, તથાપિ આજે જેટલી–જેવા દરબારી રીવાજ તરફ બેદરકારી આજ લેવામાં આવતી હતી તેવી, પૂર્વે, મરાઠાઓમાં પણ કદાચ અનુભવી ન હોતી. આજનો અવસર મોટો હતો-વિષય પણ મોટો અને ગંભીર હતો—દરેક મનુષ્ય મ્હોટું કે ન્હાનું, ગરીબ કે તવંગર, આજના નિર્ણયમાં પોતાનો સ્વાર્થ સમાયેલો સમજતાં હતાં, અને સમયની મહત્તાએ લોકોના મનમાંથી સભાના દોરને વધતો ઓછો દૂર કીધો હતો. અદ્યાપિ પણ નગારખાનાનો તંગ, પોતાના પેટમાંથી કાનને ગજાવી નાંખનારા ધણધણના અવાજે હવામાં મોકલ્યો જતો હતો, અને ભાઉ સાહેબની ગાદીની સામે અનેક કળાવંતિઓ, સારંગી અને તબલાના તાલ સુર તથા હાવભાવ સહિત, રંગમંડપમાં કોલાહળ મચાવી રહી હતી. આર્યાવર્તના સામાન્ય યોદ્ધાઓનો સ્વભાવ મરાઠાઓમાં પણ ઉતરી આવેલો હતો અને ભાઉએ પણ આજે—આવે કટાકટીના–અણિના વખતે પણ–જ્યારે પોતાનું હૃદય નિરાશીથી અને ભવિષ્યની ચિંતાથી વ્યાપ્ત હતું ત્યારે પણ–ભવિષ્યની ચિંતા કાંઇ પણ ન ધરાવતો હોય અને કાળનું પરિણામ નિશ્ચિત હોય તેવો ડોળ ઘાલવાનું કીધું હતું. તેમાં તેનો બીજો હેતુ પણ હતો. યુદ્ધની આગલી રાત્રે ભવિષ્યના પરિણામ માટે પોતાના મનનો દૃઢ નિશ્ચય દર્શાવવો એ–યોદ્ધાઓના હૃદયમાં વિશ્વાસ ઉત્પન્ન કરીને નવું શૌર્ય અને નવો ઉત્સાહ પૂરવા જેવું તેઓ સમજે છે. બેય બાજૂપર છેક છેડા સૂધી બેવડી અને ત્રેવડી હારમાં, રાજ્યના સૈન્યના અધિકારીઓ અને અમલદારોથી વેષ્ટિત, બાજુમાં યુવાન પણ દૃઢ વિચારના વિશ્વાસરાવ સહિત, પછવાડે પોતાના પુરા લેબાસમાં ઉભેલા ઈબ્રાહીમખાન અને બીજા વિશ્વાસુ અંગત અમલદારો અને રક્ષકો સહિત, ચમરદારો અને પીંછીદારોથી શોભતો–ભાઉ સાહેબ–આજે તેના રોજના નિયમ કરતાં પણ વધારે સાદા વસ્ત્રોમાં સજ્જ થયલો, તદ્દન ટટાર અને અક્કડપણે બેઠેલો હતો. તેણે હોઠો જોશમાં પીસેલા હતા, તેની આંખો અને આખા શરીરમાં વીરતાનું નવિન તેજ પ્રકાશી રહ્યું હતું, અને હાલના નિરાશીજન્ય બનાવોને યોગ્ય, દૃઢ ઠરાવ ઉપર તે આવેલો હતો–એવું તેની સર્વ ક્રિયાઓ ઉપરથી માલમ પડતું હતું.

કળાવંતિઓ નૃત્ય કરી રહી હતી. તેમની બાજૂ ઉપરની ખૂલ્લી જગ્યામાં મહાદાજી ત્વરાથી, ભાઉ સાહેબ બેઠા હતા તેનાથી બે વાર જેટલો દૂર ઉભો રહ્યો ત્યાંસુધી ચાલી આવ્યો. આવીને તે ઉભો રહ્યો ને ડાબે હાથે તરવાર પોતાની છાતી આગળ રાખીને–જમણે હાથે છેક હાથ જમીનને લાગે ત્યાંસુધી નીચા નમીને,

---

સાજવાળી છત્રી હોય છે ને તે એક માણસ ઉંચકી માથે ધરે છે–અને તે પણ તે સરદાર રાત્રે કે દિવસે, જ્યાં જરૂર હોય ત્યાં જાય ત્યારે. મસાલ પણ રાત્રે ને દિવસે બાળે છે, અને તેનો બધો ખરચ દરબારમાંથી મળે છે. રાજસેવા કરી, આજ મોટું માન મેળવવાની ઇચ્છા રાખતા. સરદારો, આ સરદારોનું કામ મોગલાઇના મનસબદારોના જેવું ને જેટલુંજ હતું. હાલમાં નાઇટહુડ, સ્ટારના ચાંદ વગેરે મળે પણ તેના નીભાવનાં સાધન આપવામાં આવતાં નથી.

તેણે અદબ કીધી–ભાઉ સાહેબની બાજુમાં ઉભેલા ચાંદીના દાંડાવાળા મસાલચીઓની મસાલનો પૂરો પ્રકાશ, તેના મુખ ઉપર પ્રકાશતો હતો. તેણે નમન કીધું કે મસાલચીઓની અગાડી ઉભેલા સૂવર્ણની છડીવાલા ચોબદારે નેકી પોકારી–"નિગા કીજીએ મહારાજ ! સમર વિજયી, સમશેર બહાદૂર મહાદાજીરાવ સિંધિયા, પરશુરામાવતારના ચરણારવિંદમાં નમન કરે છે ! નિગા કીજીએ !"

ભાઉની અને યુવાન મરાઠાની દૃષ્ટિદૃષ્ટ મળી.

"કામ કીધું !" દક્ષિણી સરદારે પૂછ્યું–"જી મહારાજ !" ને તુરતજ કોઇથી નહિ સમજી શકાય તેવી રીતે ભાઉએ પોતાની પ્રસન્નતા સૂચવી, અને મહાદાજી પોતાની 'મીસલ'* પ્રમાણેની જગ્યાએ બેઠક લેવાને ગયો.

નવીન આવનારાના પગોના ધબકારાથી, શસ્ત્રોના ખડખડાટથી, ચોબદારોની નેકીના પોકારોથી, પોતાની બેઠકે જવાના તેમના પ્રયત્નોમાં થતાં વસ્ત્રોના અને શસ્ત્રોના ઘસારાથી, થોડીકવાર સુધી તો તે મંડપ ગાજી રહ્યો. છેવટે આવનારાઓની સંખ્યા ઘટી ગઇ અને થોડીકવાર સુધી સર્વ તરેહની શાંતિ પથરાઇ રહી. આથી માલમ પડ્યું કે આ કચેરીમાં આવવાનો હક ધરાવનાર અને આવવાની ઇચ્છા રાખનાર સર્વ કોઇ આવી ગયા છે. અને ખરેખર માત્ર ઘાયલ થયેલા, માંદા, કે કોઇ ઠેકાણે કામ ઉપર ગયેલાઓ સિવાયના સર્વ કોઈ આ વખતે આવી ચૂકયા હતા. આ વેળાનો દેખાવ બહુજ ભભકાદાર હતો. રાત્રિનો ઠંડો પવન અસંખ્યાત મસાલોમાંથી નિકળતા ધુમાડાને તથા તેલની ગંધને બહાર લઇ જવાને અશક્ત જણાતો હતો; તંબૂમાંના માણસોનો અને બહાર તોપોની, હાથીઓની, અને ઘોડાઓની આસપાસ એકઠા થયેલા ટોળાઓનો દેખાવ, આ નિરંતરના અસ્થિર દીપકોના પ્રકાશમાં વિચિત્ર જણાતો હતો. તે બધાની પાછળ જાણે કે કોઈ નાટકગૃહનો પડદો ચિત્રેલો હોય તેમ, લાલ કનાતો અને તેની સાથમાં હારબંધ ઉભેલા ઝળહળતી બાગનેટોવાળા કવાયતી સિપાઇઓ તથા તેમની પછવાડે દૂરમાં જણાતું રાત્રિનું ઘોર અંધારૂં, જણાતું હતું. તંબૂમાં જમણો પગ વાળી, ઘુંટણ જમીનને અડકાડીને તથા ડાબો પગ સ્થીરતાથી જમીન ઉપર ટેકવીને બેઠેલા, સાતસો કરતાં વધારે, સંપૂર્ણ શસ્ત્રાદિકમાં સજ્જ થઇને આવેલા–નિરાશાજન્ય, પણ દૃઢ ઠરાવવાળા અમલદારો, પોતાનો હાથ કમરમાંની તલવારની મ્યાન ઉપર રાખીને તથા નેત્રો આતુરતાથી ભાઉના મુખ ઉપર સ્થીર કરીને, બેવડી વા ત્રેવડી હારમાં ચઢ ઉતર 'અદબ'સર બેઠેલા હતા.† તેમની પછવાડે ચળકતાં રેશમનાં વસ્ત્રોમાં અને

---

* પોતાની પદવીને યોગ્ય ઠરાવેલી જગ્યાને 'મીસલ' કહે છે. પદવી પ્રમાણે બેઠક લેવી એવો રીવાજ મરાઠા દરબારમાં હતો ને આજે પણ રજવાડાઓમાં છે. 'મીસલ' પ્રમાણે સરદાર–ભાયાત કે અધિકારીની બેઠક રહે છે ને તેની સંભાળ ચોબદાર રાખે છે–અને જે 'મીસલ' પ્રમાણે બેઠો ન હોય તેને ચોબદાર ખશેડે છે–પણ કોઇ બીજો તે પ્રમાણે કરે તો સામસામા તરવાર કહાડે છે. ગવરનરો ને વૈસરાયો પણ દેશી રજવાડામાં કે પોતાના સ્થાનમાં દરબાર ભરે છે ત્યારે 'મીસલ' પ્રમાણેજ બેઠક લેવાય છે.

† અમુક અદબથી 'નિયમપુરઃસર' દરબારમાં બેસવું એવો રીવાજ છે ને તે મરાઠા દરબારમાં હતો. મોગલ અને રાજપૂતોમાં જુદા પ્રકારની 'અદબ' છે.

૧૪

સોનાના તથા જવાહીરના આભૂષણોમાં સજ્જ થયલી, પોતાની કોમળ શરીર લતાને આમથી તેમ હલાવતી, તેમની કટીમાંની ઘુઘરાના રણકાથી અને પાદમાંના નૂપુરની ઘુઘરીઓના ઠમકાથી તાલ પૂરતી, કંચનીઓ અને ઈંદ્રાસનની અપ્સરાઓ, યોદ્ધાઓને પોતાની સૌંદર્યતા દર્શાવી, પ્રેમ અને આનંદમાં મસ્ત કરતી, યુદ્ધમાં ઝંપલાવવાને ઉત્તેજીત કરતી હતી.*

બાજીરાવે તાળી પાડી અને પાસે ઉભેલા છડીદારને કાંઈક ધીમેથી કહ્યું—"આસ્તે આસ્તે!" તેણે અને તેના મદદનીશોએ પોકાર કીધો—"ખામોશ! નગારખાનાં બંધ કરો!" આજ્ઞા એક ક્ષણમાં બહારસુધી પહોંચી ગઈ. માણસોનો, તેમજ બીજો સઘળો ઘોંઘાટ બંધ થઈ જવા લાગ્યો.

"કળાવતીઓ અને નર્તકીઓને ગઝલો રહેવા દેવાને કહો. અને રાધાને કહો કે સર્વના અંગમાં નવિન ઉત્સાહ અને વેગ આવે તેવી મરાઠી લાવણી ગાય!" †

આ આજ્ઞા કળાવતીઓમાં પહોંચી નહિ કે તેઓ ચૂપ થઈ ગઈ—અને તેઓમાંની એક—જે સર્વથી નહાની, તેમજ સૌંદર્ય અને લાવણ્યમાં ચઢીયાતી હતી, તે પોતાની સાડીનો છેડો મસ્તક ઉપર, પુરૂષના ફેંટા જેવો દેખાય તેમ નાંખીને, હાથમાં એક ડફ લઇને, એક આંગલીથી તેના ઉપર ધીરા ધીરા ટકોરા કરતી અને મદઝરતી હાથણીની માફક, આખું શરીર પાણીના રેલાની માફક હલાવતી હલાવતી, આગળ ચાલી આવી. સન્મુખ આવતાં જ તેણી ઘૂંટણીયે બેસી ગઈ, અને શ્રોતાઓનું ધ્યાન આકર્ષવાને, વસ્ત્ર ઉપર બે ત્રણ વાર ધીરે આસ્તે, પણ ત્વરાથી હથેલી ઠોકીને, નીચેની લાવણી, હાથમાંના "ડફ"થી તાલ પૂરતી, પૂરતી ગાવા લાગી.

## લાવણી.

ધરી લાલ પાઘ શિર—ધરી પીછોડી અંગે,
કરી હિંમત બની સ્વતંત્ર ચલે કોણ સંગે?
જે શિરને સાટે નિત્ય નિમક ખાનારા,
તે શૂર યૂવક સીપાઇ સાથ ફરનારા.

---

આ 'અદબ'સર બેસવામાં, સરદારો ને સેનાનીઓ ગર્વ ધરતા ને દરબારનું કામ ચાલે ત્યાંસુધી 'જરાપણ હાલતા નહિ.. ગમે તેટલા લાંબા સમય સુધી દરબારનું કામ ચાલે તોપણ 'અમે જરાએ હાલ્યા નથી' એ માટે કેટલાકો મગરૂરી ધરાવતા હતા. મરાઠાઓની 'અદબ' જુદીજ હતી—જે એવી હતી કે ફડાક દેતા કે ઉઠીને લડવાને તત્પર બની જાય.

* કળાવતીઓ પોતાને અપ્સરાઓ કહેવડાવે છે અને પોતાને દેવાંગનાઓથી ઉતરી આવેલી જણાવે છે. તેમાંની કેટલીકો—જેઓ "રામજણી" ઓ કહેવાય છે તેઓ પોતાને શ્રીરામથી ઉતરી આવેલી કહે છે, અને તેઓ પોતાને ઉચ્ચકુળની જણાવે છે. હાલની નવી શોધોપરથી લાગે છે કે, પૂર્વે જમાનામાં જ્યારે "સ્ત્રીઓ સ્વતંત્ર" હતી અને આર્યોમાં લગ્નની રૂઢીએ પ્રવેશ કીધો ન હોતો, ત્યારની તે સ્ત્રીઓથી તેઓ ઉતરી આવી હશે. અને જો તેમ હોય તો તેઓ પોતે 'અપ્સરાઓ' હોઇ શકે.

† પ્રાચીનકાળથી યોદ્ધાઓને ઉત્તેજન આપવાનું જે ડોળ ઘાલે છે તે કદાચ ખરૂં પણ હોય—આજકાલ આ વર્ગ નાબુદ થઈ ગયો છે ને છે તે માત્ર અધમ વેશ્યાઓ જ છે.

બહાદુર દામાજી દક્ષિણી ભાલાવાળા,
લઈ સઘળા શૂરા સાથ મહાબળીવાળા;
જઈ ખારારણની* માંહિ ગર્જના કરતા,
ગયા ન્હાસી સૂર્ય ને અગ્નિવંશી સહુ ડરતા;†
તે સાથે ધરીને લાલ પાઘ પીછોડી,
કોણ યોદ્ધો ફરતો ગયો બીકને છોડી?
જે શિરને સાટે નિત્ય નિમક ખાનારા,
તે શૂર યૂવક સીપાઇ સાથ ફરનારા.
‡હોલ્કરનાં ગગડ્યાં ભેરી નગારાં ભારી,
શ્રી ગંગાજીના પ્રદેશમાં ભયકારી!
મૃત્યુ પામેલા ચિમનાજીને નામે,§
થર થર કંપે છે ગોવા સુત તજિ હામે;
એ સહુની સાથે કોણ કહો લડનારા?
જે શિરને સાટે નિત્ય નિમક ખાનારા. ધરી૦

લાહોર ગયા ‖રાઘોના હય સરદારો,
સહુ શાહનશાહની મદદે કરી વિચારો;¶
તેણે પઠાણ સુતને$ નિદ્રાથી જગાડી,
ન્હાસી જવાની ફરજ અતીશય પાડી;
તે સાથ ચડ્યા કોણ, ધરી પીછોડી અંગે,
કરી હિમ્મત બની સ્વતંત્ર, ચલે તે સંગે? જે શિરને૦
દક્ષિણ સૂબાનું સૈન્ય ધ્વજ ને તોપે,
સહુ પૃથ્વીને છવરાવી ભયંકર કોપે;
તે યુદ્ધ-હાથિઓ થકી ધરણિ ધ્રૂજાવે,
સહુ કરતાં 'હર હર' નાદ સૈન્ય ત્યાં આવે–
તે સાથ લડયા કોણ વીર, પીછોડી અંગે,
કરી હિંમત બની સ્વતંત્ર ચલે તે સંગે? જે શિરને૦

જે યુદ્ધાર્થે જન્મેલ તેમ ઉછરેલા,
તે ચીમનાજીને પુત્રે જઇને પ્હેલા;

---

* રજપૂતાણા ને સિંધની વચ્ચેનું રણ. † સિંધિયાની સામાથી ઉદેપુરના સૂર્યવંશી ને અગ્નિવંશી ન્હાસી ગયા હતા, ને તેમને તાબે કીધા હતા. ‡ હોલ્કરના પરાક્રમ ગંગાના તટ સુધી જણાયા છે. § ભાઉના પિતા ચિમનાજી અપ્પાએ પોરચ્યુગીઝોપર ઘણી ચ્હડાઇ કરી તેમને હરાવ્યા હતા. ‖ રાઘોબા. ¶ મરાઠાઓ મોગલશાહના નામના તાબામાં હતા, તેથી તેની સાહેતામાં લાહોરપર ચ્હડાઇ કીધી હતી, અને તેજ કારણે પાણીપતનું દુરાધર્ષ યુદ્ધ થયું હતું. $ તેમૂરશાહ.

ઉદગીર* માંહીથી આપણું સૈન્ય નસાડ્યું,
કરી મરનારાનો ગંજ લોહિ પ્રસરાવ્યું.
તે સાથે પૂજ્યા વીર, પીછોડી અંગે,
કરી હિમ્મત બની સ્વતંત્ર, ચલે કોણ સંગે? જે શિરને૦

ઉત્તર દક્ષિણ ને પૂર્વ પશ્ચિમ ફરતાં,
શત્રુ બહુ ભાલાથી ફેર શંક કરતાં;
તે શૂરાનાં ભાલાંએ પ્રાણ લીધાં છે,
ફિરંગી મ્લેચ્છો ને તુર્ક લોહિ પીધાં છે;
તે સંગ લડ્યા કોણ વીર, ચડી ઉમંગે,
કરી હિમ્મત બની સ્વતંત્ર, ચલે તે સંગે? જે શિરને૦

આગળ 'ભગવો ઝૂંડો' ફરકે છે જેને,
સેવક મસ્તકપર ધરે મોરછલ તેને;
તેનીપર પૂરણ કૃપા લક્ષ્મીની જાણી,
હું વધાવું તેને ઉરપર આનંદ આણી;
મુખડાપર વારી જાઉં, અહુઆ બહુ રંગે,
કરી હિમ્મત બની સ્વતંત્ર, ચલે કોણ સંગે? જે શિરને૦

એમ દક્ષિણી ભાલે, વિજય જ ભારે કીધો,
તેની ધારાએ શત્રુ રક્તરસ પીધો;
રિપુ સઘળા આવી પડ્યા અશ્વના પાયે—
વાળ્યા સહુ કચ્ચરઘાણ, કોવે ન ઉપાયે;
લઈ ચઢ્યો કોણ એ વીર, પીછોડી અંગે,
કરી હિમ્મત બની સ્વતંત્ર, ચલે તે સંગે? જે શિરને૦

જે નિડરપણે ચાલે છે તે જય કરિને,
મુજ પ્રેમથી આકર્ષાઈ પધારે ફરિને;
મુજ અર્થે આણેલું લૂંટી સહુ ધનને,
મુજ સમીપ ધરીને, ખુશી કરે મુજ મનને;
એ પ્રીતમ મ્હારો સદા, રમે નવ રંગે;
કરી હિમત બની સ્વતંત્ર ચલે એ સંગે. ધરી૦

મારેલ શત્રુની હીમયાની† પાઘડીઓ,
રેશમિ વસ્ત્રો ત્યમ સ્ત્રિયો તણાં મોતીઓ;

* દક્ષિણમાં છે. એ સ્થળે નિઝામ સાથે લડાઈ થઈ હતી. તેમાં નિઝામની હાર થઈ હતી. નિઝામનું તોપખાનું ઘણું મજબૂત હતું.

† પૈસાની કમ્મરે બાંધવાની કોથલી—જે દરેક સિપાઈ પોતાની સાથે અડચણ સમે કામ આવે તે માટે રાખતો.

મુજ સેજ બિછાના પાસ જવેરાતોને,
ધરી મુજ ઇંદ્રિયને શાંત કરે અભિમાને;
વિજય વિજય શ્રીરંગ, ગાઓ નવ ઢંગે,
કરી હિમત બની સ્વતંત્ર, ચલે કોણ સંગે? જે શિરને૦

આનંદરાવ ગાય છે એમ આનંદે,
હો રાતામાતા શૂર, માર્ગી ઈશ વંદે;
શત્રુ સહુ પામો નાશ તમારા આજ,
કલ્યાણ તમારૂં થાય સરે સહુ કાજ. ધરી૦

"વિજય વિજય શ્રીરંગ!" એકદમ ઉભા થઈ જઇને બડા **ભાઉ**એ ધાંટો પાડયો, "વિજય-**મરાઠા**ઓનો જય-**ખોરાસાન**ના પહાડો **મરાઠા**ઓના નગારાઓના વિજય નાદથી ખળભળી રહેશે."

તેના શબ્દોના પ્રત્યુત્તરરૂપે-પ્રતિધ્વનિરૂપે-**શામિયા**માંના સર્વે-તેના શબ્દોનું અને હાવભાવનું અનુકરણ કીધું અને બહારના ટોળાએ તેનો પડઘો અંદર મોકલ્યો- "કેસરિયા કરો! ભૂખસે ભાલા બડા અચ્છા હૈ-અમને યુદ્ધે લઇ ચાલો, યુદ્ધે લઇ ચાલો!"

"**રાધા**ને પાંચસો મુદ્રાનો તોડો આપો"-**ભાઉ**એ કહ્યું-"કદાચ આપણે હાથે આ તોણીનો છેલ્લો જ સત્કાર હશે. હવે હુકમ કરેલા પદાર્થ લાવો."

કંચનીઓ ચાલી ગઈ અને તેમની જગ્યાએ **ભાઉ** સાહેબના નોકરો, હાથમાં અનેક પ્રકારનાં ભાજનો, જરી વસ્ત્રથી આચ્છાદિત કરીને, લઈ આવ્યા ને હારબંધ ઉભા રહ્યા-તેઓની પછવાડેથી, રાજપૂરોહિત-પૂજા કરવાને જતો હોય તેમ ખુલ્લે શરીરે અને ઉઘાડે માથે-એક હાથમાં સૂવર્ણનું જળપાત્ર અને બીજા હાથમાં સૂવર્ણની થાળીમાં કુંકુમ અને પુષ્પ તથા અક્ષત લઈને, ચાંદલા કરવાને અગાડી ચાલી આવ્યો.

**ભાઉ**એ ઉભા ઉભા જ નીચે પ્રમાણે સર્વ સરદારોને કહ્યું-

"**મરાઠા**ના બેટાઓ!"-તેણે શાંતપણે ગૌરવસૂચક અવાજે બોલવું ચાલૂ રાખ્યું,- "**મરાઠા**ના પુત્રો! મ્હારે આ વેળા તમોને કાંઇ પણ કહેવાની શું જરૂર છે ખરી? જે તમારા બધાના અંતઃકરણમાં રમી રહેલી છે, તે વાત મારે ફરીથી કહેવામાં શો લાભ છે? હવે વધારે વિલંબ કરવામાં લાભ નથી. સવારે આપણે શત્રુની સામા વિજય લેવા કે મૃત્યુ પામવા જઈશું! હવે ખોરાકી સંભાળવાની ગરજ નથી. યોદ્ધાઓ, માણસો, ચાકરો, સ્ત્રીઓ અને બાલકો, અશ્વો, હાથીઓ અને ઉંટો-સઘલાઓ આજે છૂટથી સંતોષી જે જે રહ્યું છે તે ખાઈ પી લ્યો-કે જેથી કાલે નવા શૌર્યથી લડાય. કાલે સાંજે ક્યાં તો આપણને કાંઈપણ જોઈશે નહિ, અથવા તો કોઇપણ વાતની તંગી રહેશે નહિ. મ્હારા ફક્કડ **મરાઠા** બચ્ચાઓ! શૂરાપુત્રો! વીર પુરૂષો! સુભટો! મારા સામૂ જૂઓ. હું શું કરૂં છું તે જૂઓ, અને તમારામાંથી જેમની હિંમત હોય તેઓ પણ તેમ કરો. મહારાજ! થાળીઓ ઉઘાડી કરો ને અગાડી આવો!"

દાસોએ-ચાકરોએ-થાળીઓ ઉપરના આચ્છાદનો કાઢી નાંખ્યા-સર્વની દૃષ્ટિએ મ્હોટાં મ્હોટાં પાનનાં બીડાંઓ, પુષ્પની માળાઓ, અને ઝગઝગતા કેસરિયા રંગમાં રંગેલા સુંદર મલમલના લાંબા અને મ્હોટા ઝભ્ભાઓનો ઢગ પડયો. પુરોહિત બ્રાહ્મણે,

અને ભાઉએ, કેટલાક સંસ્કૃત ગ્રંથો ઉચ્ચારી, અને મંત્રોચ્ચારણને અંતે, પુરોહિતે, ભાઉના કપાળમાં ચાંદલો કીધો અને હાર પહેરાવ્યો. તુરતજ ભાઉએ તેના હાથમાંથી જળપાત્ર લીધું અને તેમાંનું જળ, પોતાને જમણે હાથે, ધારા કરતી હથેલીમાં [illegible] પાડતો, ઉચ્ચ અને શુદ્ધ સ્વરે, સર્વથી પરિપૂર્ણપણે સમજાય અને સંભળાય, તેમ તે બોલ્યોઃ—

“હે કાલે વિજય દેવી પોતાની વરમાલ આપણા કંઠમાં નહિ આરોપે તો, મ્હારો દેહ, સંગ્રામભૂમિમાં પતન કરવાની દૃઢ પ્રતિજ્ઞા, આ ગંગાજળ હસ્તમાં લઈને હું કરૂં છું!”

તુરતજ તેણે તાશકમાંથી એક કેસરિયા પટકો લઈને પોતાના માથાની ઉપર બાંધ્યો, અને તાશકો બીજાઓ આગલ ધરવામાં આવી. મરાઠા સરદારો એક પછી એક, શાંત અને નિર્ભય હાથે, તેમાંથી બીડાં લઈને ખાવા લાગ્યા તથા હાર અને પટકા-મોત અને નિરાશાના દૂતોને-ત્વરાથી લઈને, પોતાના હૃદય ઉપર અને મસ્તક ઉપર ધરવા લાગ્યા. આ ક્રિયા પૂરી થતા સુધી તંબુમાં ઘોર શાંતિ-મૃત્યુના આગમનસૂચક વિકરાલ શાંતિ-પથરાઈ રહી. પરંતુ તુરતજ ભાવ ફેરવાયો. દીર્ઘકાળથી જેમ કરવાને લોકો આતુર હતા તે તેમની હૃદયની ઇચ્છા પૂર્ણ થતાંજ, તેઓએ શોકસૂચક-ક્રુરતાસૂચક-રોષસૂચક-ભય ઉત્પાદક અને સૂચક, એક મ્હોટી ગર્જના કીધી. આશા રહિત થયલા, શૌર્ય અને વીરતાથી ભરેલા, ધૈર્ય અને હિંમતથી પૂર્ણ, ક્રોધના આવેશમાં આવી ગયેલા, મરણોન્મુખ થયલા, હર્ષથી અર્ધ ઘેલછા સરખી સ્થીતિવાળા, રણધીર યોદ્ધાઓએ, તરવારો ખેંચી કહાડી અને બહારના સમૂહમાંથી ઉન્માદજન્ય હર્ષના પોકારો અને અવાજો કાનના પડદા ઉપર પ્રહાર કરવા લાગ્યા. હર્ષઘેલા થયલા કેટલાકો તો આનંદની ઉર્મિનો વેગ સહન ન કરી શકવાથી, ત્યાંને ત્યાંજ ચેતના રહિત થઈ ગયા અને જેમ જેમ શામિયામાંની ક્રિયાની ખબર, કનાતની બહારના જનસમૂહમાં પથરાતી ગઇ, તેમ તેમ સઘળી તરફથી એકજ જાતના-“બહુ સારૂં કીધું! બહુ સારૂં કીધું! શાબાસ છે! ભાઉ મહારાજ! શાબાસ! ધન્ય તમારી જનુનીને! જય હો, જય!-કેસરિયા કરો! કેસરિયા! અમને યુદ્ધે લઇ ચાલો ને જુઓ અમારો હાથ! મારો, એ તૂર્કોને મારો-વિજય કે મૃત્યુ-”ના અવાજો કાનને ગભરાવવા લાગ્યા.

આ શુદ્ધ હૃદયની પ્રેરેલી ગરબડ શાંત થતાંજ, સદાશિવરાવે કહ્યું-“વીરભ્રાતાઓ! હવે આપણે કાલે સવારે એકવારનું આપણું તકદીર અજમાવીશું! હવે યુદ્ધે જવાના સમયનો, તથા રણક્ષેત્રની વ્યવસ્થાનો નિર્ણય કરો-હું ધારૂં છું કે સવારના વહેલા જવું.”

“પ્હોંફાટતામાં જ! પ્હોંફાટતામાં જ જવું!” ઈબ્રાહીમખાને કહ્યું-“બખ્તરિયાઓને સજ્જ થવાનો વખત આપવો નહિ જોઇએ. રાત્રિના હલ્લા વખતે શત્રુના અશ્વો દૂર પલાણ વગર બાંધેલા હોય છે; તોપચીઓ ઉંઘતા હાથ આવે છે; મસાલોનાં ઠેકાણાં હોતાં નથી, અને તેમની અગ્નિ ઉત્પાદક પથરીઓ અને પીસ્તોલો, દૂર દૂર પડેલી હોય છે,”

“પ્હોંફાટતામાં જ! પ્હોંફાટતામાં જ!” અનેક માણસોએ સામટો શોર બકોર કીધો-“જવુંજ છે તો જેમ વહેલાં તેમ વધારે સારૂં!”

"ત્યારે મળસ્કું થતાંજ—પ્રભાત—ઉષાનો પ્રકાશ પ્રગટ થતાં પૂર્વેજ—આપણે શત્રુના ઉપર હલ્લો લઈ જઈશું, અને તેટલા માટે આપણે રાત્રિના ચોથા પહોરે બહાર પડવું જોઇશે! આપણે પૂર્વના દરવાજેથી નીકળીશું. દામાજીરાવ ગાયકવાડ પ્રમુખસ્થાન લેશે—તેની પછવાડે ઇબ્રાહીમખાનની ટુકડી—ને તેમની પછવાડે "સુતર નાળીઓ' અને 'જંજાળીઓ' વાળા માણસો તથા કોટપર નહિ ચઢાવેલી સર્વ તોપોવાળા ઊંટોનું સૈન્ય જશે. તેમની પીઠે વિંચૂરકર*ના માણસો—તેમની સાથે હું પોતે, અને ખાસ પાયગાઓ સહિત વિશ્વાસરાવ અને તેમની પછવાડે શમશેર બહાદુર અને ન્હાના ન્હાના માનકરીઓ—આ લોકોની પછવાડે મલ્હારરાવ હોલ્કર અને તેમની પુંઠે સિંધિયા સરદારો—આખરનો ભાગ પૂરો કરશે. આરબો, કરબીનવાળાઓ, અને છાવણીમાંના બીજા સર્વ શસ્ત્રધારીઓ, છાવણીના રક્ષણાર્થે પછવાડે રહેશે. આમાં તમારામાંના કોઇને કાંઇપણ ફેરફાર સૂચવવો છે?"

કેટલાક ન્હાના ન્હાના સરદારો તરફથી ગોળીગોળા ને શસ્ત્રાદિક સરંજામ† પૂરતો નહિ હોવાની, આ સમયે માત્ર ફરિયાદ કરવામાં આવી, અને તે ભાઉએ તથા બીજા મ્હોટા સરદારોએ બાકી રહેલા જુજ સમયમાં બને તે પ્રમાણે પૂરી કરી આપવાનું જણાવતાં, સઘળે શાંતિ પથરાઇ ગઇ.

"ત્યારે વ્યવસ્થા થઇ રહી! અને દરેક ભાઇઓ, જો જો કે સઉ સઉનું કામ સાંગોપાંગ પાર ઉતરે! કચેરી બરખાસ્ત છે!"

જેવા બરખાસ્તના નગારા વાગ્યા કે તુરતજ શામિયાનામાંથી અને મેદાનમાંથી લોકો અને અમલદારોના ટોળે ટોળા ત્વરાથી બહાર ધસવા લાગ્યા!



## પ્રકરણ ૨૯ મું.

## લડાઈની પૂર્વની રાત્રિ!

મહાદાજી સિંધિયા તુરતાતુરતજ પોતાના શિબીરમાં પાછો ગયો નહિ.

લડાઇના ઠરાવથી, કચેરીમાંના બનાવથી, લાલનના વિયોગથી, તેનુ મન અસ્વસ્થ થઇ ગયું હતું અને તેથી પોતાના ઘરમાં નિરાધાર સ્ત્રી અને બાળકોને ધીરજ આપવા તથા તેમની સલામતી માટે બની શકતો બંદોબસ્ત કરવાને માટે, તુરતજ તંબૂએ જવાને બદલે, તે આ તંબૂઓના શહેરમાં જ આસપાસ રઝળવા રખડવા લાગ્યો. પ્રાતઃકાળે ઉષાના ઉદયપૂર્વેજ, બધાને રણસંગ્રામમાં જવાનું છે એ વાત વિજલીક વેગે એક ક્ષણમાં છાવણીમાં ચારે તરફ પથરાઇ ગઇ, અને તેથી છાવણીમાં આ સમયે અનેક પ્રકારના ચિત્તભેદક બનાવો બનતા હતા. જેમ તેજાબના પાણીમાં નાંખવાથી પોલાદ‡ની તલવારની ધાર વધારે તીક્ષણ બનીને તેની સપાટી-

---

* વિંચૂરકર તો દિલ્હીમાં હતો, પણ તેની પાયગા—ઘણું કરી લડાઇમાં ઉતરી હતી. † મરાઠા લશ્કરમાં ને સામાન્યતઃ સઘળાં દેશી—રાજપૂત રાજ્યોમાં લડાઇને યોગ્ય સર્વે સરંજામ 'બરાબર' રાખવાની મોટી ખાંમી હંમેશાંજ હતી ને હજી આજે પણ છે. ‡ એશિયા ખંડમાં વપરાતાં સઘળા પ્રકારનાં શસ્ત્રો એક પ્રકારનું લોખંડ જેને પોલાદ કહે છે તેનાં કે 'પાટ્રેઝ' અથવા 'ડમાસ્કસ'નાં બને છે. એ શસ્ત્રો તેની ખરી બનાવટ માટે, જેમાં તેની સપાટી બહુ લીસી ને કેવળ સફેત હોય છે ને જ્યારે તે સાફ કરેલાં હોય છે ત્યારે બહુ ચળકતાં હોય છે.

અને ભાઉએ, કેટલાક સંસ્કૃત મંત્રો ઉચ્ચાર્યા, અને મંત્રોચ્ચારણને અંતે, પુરોહિતે, ભાઉના લલાટમાં ચાંદલો ચોડ્યો અને હાર પહેરાવ્યો. તુરતજ ભાઉએ તેના હાથમાંથી જળપાત્ર લીધું અને તેમાંનું જળ, પોતાને જમણે હાથે, ટાળા કરતો હથેળીમાં ધારાપાડતો પાડતો, ઉચ્ચ અને શુદ્ધ સ્વરે, સર્વથી પરિપૂર્ણપણે સમજાય અને સંભળાય, તેમ તે બોલ્યો:—

"જો કાલે વિજય દેવી પોતાની વરમાળ આપણા કંઠમાં નહિ આરોપે તો, મ્હારો હેતુ, સંગ્રામભૂમિમાં પતન કરવાની દૃઢ પ્રતિજ્ઞા, આ ગંગાજળ હસ્તમાં લઈને હું કરૂં છું!"

તુરતજ તેણે તાસકમાંથી એક કેસરિયા પટકો લઈને પોતાના માથાની ઉપર બાંધ્યો, અને તાસકો બીજાઓ આગલ ધરવામાં આવી. મરાઠા સરદારો એક પછી એક, શાંત અને નિર્ભય હાથે, તેમાંથી બીડાં લઈને ખાવા લાગ્યા તથા હાર અને પટકા–મોત અને નિરાશાના દૂતોને–ત્વરાથી લઈને, પોતાના હૃદય ઉપર અને મસ્તક ઉપર ધરવા લાગ્યા. આ ક્રિયા પૂરી થતા સુધી તેમાં ઘોર શાંતિ–મૃત્યુના આગમનસૂચક વિકરાલ શાંતિ–પથરાઈ રહી. પરંતુ તુરતજ ભાવ ફેરવાયો. દીર્ઘકાળથી જેમ કરવાને લોકો આતુર હતા તે તેમની હૃદયની ઇચ્છા પૂર્ણ થતાંજ, તેઓએ શોકસૂચક–ક્રુરતાસૂચક–રોષસૂચક–ભય ઉત્પાદક અને સૂચક, એક મ્હોટી ગર્જના કીધી. આશા રહિત થયલા, શૌર્ય અને વીરતાથી ભરેલા, ધૈર્ય અને હિંમતથી પૂર્ણ, ક્રોધના આવેશમાં આવી ગયેલા, મરણોન્મુખ થયલા, હર્ષથી અર્ધ ઘેલછા સરખી સ્થીતિવાળા, રણધીર યોદ્ધાઓએ, તરવારો ખેંચી કહાડી અને બહારના સમૂહમાંથી ઉન્માદજન્ય હર્ષના પોકારો અને અવાજે કાનના પડદા ઉપર પ્રહાર કરવા લાગ્યા. હર્ષઘેલા થયલા કેટલાકો તો આનંદની ઉર્મિનો વેગ સહન ન કરી શકવાથી, ત્યાંને ત્યાંજ ચેતના રહિત થઈ ગયા અને જેમ જેમ શામિયામાંની ક્રિયાની ખબર, કનાતની બહારના જનસમૂહમાં પથરાતી ગઇ, તેમ તેમ સઘળી તરફથી એકજ જાતના–"બહુ સારૂં કીધું! બહુ સારૂં કીધું! શાબાસ છે! ભાઉ મહારાજ! શાબાસ! ધન્ય તમારી જનુનીને! જય હો, જય!–કેસરિયા કરો! કેસરિયા! અમને યુદ્ધે લઇ ચાલો ને જુઓ અમારો હાથ! મારો, એ તૂર્કોને મારો–વિજય કે મૃત્યુ–"ના અવાજો કાનને ગભરાવવા લાગ્યા.

આ શુદ્ધ હૃદયની પ્રેરેલી ગડબડ શાંત થતાંજ, સદાશિવરાવે કહ્યું–"વીરભ્રાતાઓ! હવે આપણે કાલે સવારે એકવારનું આપણું તકદીર અજમાવીશું! હવે યુદ્ધે જવાના સમયનો, તથા રણક્ષેત્રની વ્યવસ્થાનો નિર્ણય કરો–હું ધારૂં છું કે સવારના વહેલા જવું."

"મ્હોંફાટતામાં જ! મ્હોંફાટતામાં જ જવું!" ઈબ્રાહીમખાને કહ્યું–"બણતરિયાઓને સજ્જ થવાનો વખત આપવો નહિ જોઇએ. રાત્રિના હલ્લા વખતે શત્રુના અશ્વો દૂર પલાણ વગર બાંધેલા હોય છે; તોપચીઓ ઉંઘતા હાથ આવે છે; મસાલોના ઠેકાણાં હોતાં નથી, અને તેમની અગ્નિ ઉત્પાદક પથરીઓ અને પીસ્તોલો, દૂર દૂર પડેલી હોય છે."

"મ્હોંફાટતામાં જ! મ્હોંફાટતામાં જ!" હજારેક માણસોએ સામટો શોર બકોર કીધો–"જવુંજ છે તો જેમ વહેલાં તેમ વધારે સારૂં!"

"ત્યારે મળસ્કું થતાંજ—પ્રભાત—ઉષાનો પ્રકાશ પ્રગટ થતાં પૂર્વેજ—આપણે શત્રુના ઉપર હલ્લો લઈ જઈશું, અને તેટલા માટે આપણે રાત્રિના ચોથા પહોરે બહાર પડવું જોઇશે! આપણે પૂર્વના દરવાજેથી નીકળીશું. **દામાજીરાવ ગાયકવાડ** પ્રમુખસ્થાન લેશે—તેની પછવાડે **ઇબ્રાહીમખાન**ની ટુકડી—ને તેમની પછવાડે "સુતર નાળીઓ' અને 'જંજાળીઓ' વાળા માણસો તથા કોટપર નહિ ચઢાવેલી સર્વ તોપોવાળા ઉંટોનું સૈન્ય જશે. તેમની પીઠે **વિંચૂરકર***ના માણસો—તેમની સાથે હું પોતે, અને ખાસ **પાયગાઓ** સહિત **વિશ્વાસરાવ** અને તેમની પછવાડે **શમશેર બહાદૂર** અને ન્હાના ન્હાના માનકરીઓ—આ લોકોની પછવાડે **મલ્હારરાવ હોલ્કર** અને તેમની પુંઠે **સિંધિયા** સરદારો—આખરનો ભાગ પૂરો કરશે. **આરબો**, કુરબીનવાળાઓ, અને છાવણીમાંના બીજા સર્વ શસ્ત્રધારીઓ, છાવણીના રક્ષણાર્થે પછવાડે રહેશે. આમાં તમારામાંના કોઇને કાંઇપણ ફેરફાર સૂચવવો છે?"

કેટલાક ન્હાના ન્હાના સરદારો તરફથી ગોળીગોળા ને શસ્ત્રાદિક સરંજામ† પૂરતો નહિ હોવાની, આ સમયે માત્ર ફરિયાદ કરવામાં આવી, અને તે **ભાઉએ** તથા બીજા મ્હોટા સરદારોએ બાકી રહેલા જુજ સમયમાં બને તે પ્રમાણે પૂરી કરી આપવાનું જણાવતાં, સઘળે શાંતિ પથરાઇ ગઇ.

"ત્યારે વ્યવસ્થા થઇ રહી! અને દરેક ભાઇઓ, જો જો કે સઉ સઉનું કામ સાંગોપાંગ પાર ઉતરે! કચેરી બરખાસ્ત છે!"

જેવા બરખાસ્તના નગારા વાગ્યા કે તુરતજ **શામિયાના**માંથી અને મેદાનમાંથી લોકો અને અમલદારોના ટોળે ટોળા ત્વરાથી બહાર ધસવા લાગ્યા!

## પ્રકરણ ૨૯ મું.

## લડાઈની પૂર્વની રાત્રિ!

**મહાદાજી સિંધિયા** તુરતાતુરતજ પોતાના શિબીરમાં પાછો ગયો નહિ.

લડાઇના ઠરાવથી, કચેરીમાંના બનાવથી, **લાલન**ના વિયોગથી, તેનુ મન અસ્વસ્થ થઇ ગયું હતું અને તેથી પોતાના ઘરમાં નિરાધાર સ્ત્રી અને બાળકોને ધીરજ આપવા તથા તેમની સલામતી માટે બની શકતો બંદોબસ્ત કરવાને માટે, તુરતજ તંબૂએ જવાને બદલે, તે આ તંબૂઓના શાહેરમાં જ આસપાસ રઝળવા રખડવા લાગ્યો. પ્રાતઃકાળે ઉષાના ઉદયપૂર્વેજ, બધાને રણસંગ્રામમાં જવાનું છે એ વાત વિજલીક વેગે એક ક્ષણમાં છાવણીમાં ચારે તરફ પથરાઇ ગઇ, અને તેથી છાવણીમાં આ સમયે અનેક પ્રકારના ચિત્તભેદક બનાવો બનતા હતા. જેમ તેજાબના પાણીમાં નાંખવાથી પોલાદ‡ની તલવારની ધાર વધારે તીક્ષ્ણ બનીને તેની સપાટી-

---

* **વિંચૂરકર** તો દિલ્હીમાં હતો, પણ તેની **પાયગા**—ઘણું કરી લડાઇમાં ઉતરી હતી. † **મરાઠા** લશ્કરમાં ને સામાન્યતઃ સઘળાં દેશી—રાજપૂત રાજ્યોમાં લડાઇને યોગ્ય સર્વે સરંજામ 'બરાબર' રાખવાની મોટી ખાંમી હંમેશાંજ હતી ને હજી આજે પણ છે. ‡ **એશિયા** ખંડમાં વપરાતાં સઘળા પ્રકારનાં શસ્ત્રો એક પ્રકારનું લોખંડ જેને પોલાદ કહે છે તેનાં કે 'પાટ્રેઝ' અથવા 'ડમાસ્કસ'નાં બને છે. એ શસ્ત્રો તેની ખરી બનાવટ માટે, જેમાં તેની સપાટી બહુ લીસી ને કેવળ સફેત હોય છે ને જ્યારે તે સાફ કરેલાં હોય છે ત્યારે બહુ ચળકતાં હોય છે.

આવી ભૂખનું પ્રતિબિંબ જ્યારે સ્પષ્ટ દેખાય છે, તેવામાં આ ભયંકર બહારે છાવણીમાં, હિન્દુઓની બહોળબહોળી જ્ઞાતિઓના આચાર વિચારના પ્રતિબિંબરૂપી અનેક ભયંકર-વિકૃત કરી નાખનાર અને અર્થસૂચક દેખાવોને જન્મ આપ્યો હતો. આપણે જોઈએ કે મહાદાજીએ તે રાત્રિના કરેલાં કૃત્યો શું હતું.

એક તરફ ચાલાક જુવાન, પણ કમઅક્કલ સિપાહીઓ, પોતપોતાની રક્ષણતાઈ સારી, આજની રાત્રિમાં, જેને તેઓ પોતાના જીવનની છેલ્લી રાત્રિ સમજતા હતા—હિંદુસ્થાનમાં એક મનાતા સુખનો અનુભવ, એકઠા મળીને લેતા હતા. તેઓ પણ "ર"ના સુખમાં,—રંગ,* રાગ અને રંડીની મોજમાં મુસ્તાન થયેલા હતા. તેઓની વચમાં ભાંગના લોટાઓ અને મહુડાના દેશી મદ્યના શીશાઓ પડેલા હતા. ગળામાં હારો અને હાથમાં ગોટાઓ લઇને, ઢોલકના ધમકારા અને સતારના રણકારાની સાથે ગાવામાં આવતાં ગાયનો, તેઓ બેસીને—આડા પડીને—શેતરંજીઓ ઉપર ઘોડાના જીનોને અઢેલીને—વાંકા વળીને—સાંભળતા હતા. વચમાં વચમાં તેઓ નાચનારી છોકરીને કે ખાનગી રંડીઓને, ચુંબતા કે તેઓની લજ્જાને દૂર કરે તેવી રીતની મશ્કરી કરતા તથા ખાવાપીવાની લહેરમાં—આનંદમાં તણાતા—પાસે પડેલા પતરાળાઓમાંથી મીઠાઈ કે તળેલું માંસ ખાતા હતા.

ભાઉની છાવણીને આવી ભુખમરાની અણિ ઉપર લાવનાર—હાલના નિરાશી ઉપજાવનારા મામલાના મૂળ કારણ રૂપ—છાવણીમાંના નીચ અને હલકા પેટભરાઓ—આવા ટોળાઓથી થોડે દૂર—તેઓની દૃષ્ટિ આ લોકોના ભોજનના પદાર્થોપર ન પડે તેમ—ટોળું વળીને ઉભેલા હતા. તેમની પાસે જ તેમના જ જેવા—નીચા બાંધાના, ગોળ ખભાવાળા ને કદરૂપા જેવા જણાતા મુસલમાન ફકીરો, અને ઉંચા રાક્ષસી કદના પહાડ જેવા દેખાતા કાળા હિંદુ વૈરાગીઓ અને અતીતો, એક ઈશ્વરની કે દેવતાઓની કૃપા તેમના ઉપર ઉતરે એવા આશીર્વચનો બોલતા, અને તેમની પાસેના પુષ્કળ પદાર્થોમાંથી થોડુંક મેળવવાને આજીજી કરતા, ઉભેલા હતા. આ લોકોની નજીકમાં જ, પણ તેમને અડકાય નહિ તેવી રીતે, સ્વાર્થી પ્રિયતમથી તજાયલી કે રક્ષણહાર પતિ કે પ્રિયતમના મરણથી નિરાધાર થઈ ગયલી, હાડપિંજરવત્ દેખાતી કોઈક સ્ત્રી, અથવા તો ભરણપોષણ કરવાને અશક્ત થઈ ગયેલા શેઠોથી તજી દેવાયલા હબસી ગુલામો ઉભેલા, નજરે પડતા હતા. આહીં તહીં ભૂખે મરતા હાડકાની માળા જેવા દેખાતા ભાટો—કોઈ બીજા ભાટોના બનાવેલા—કાનને આનંદ પમાડે તેવા કવિતો, શ્રોતાજનની પ્રશંસા કરતા હોય તેમ, મધુરા અવાજે લલકારતા હતા; તો બીજે ઠેકાણે ગુજરાતમાંથી આવેલા ભુખે મરતા દુકાળિયા જેવા દેખાતા "તૂરી"ઓ, પોતાના એકતારા ઉપર ગાયન ઉતારતા હતા. આ ઉપરાંત અશ્વોના મરણથી ઉદ્યોગ રહિત થઈ ગયેલા, પણ સર્વ જ્ઞાતિઓનું ઉચ્છિષ્ટ ખાઈ શકે તેવી ઉતરતી પંક્તિના હોવાથી શરીરે હૃષ્ટપુષ્ટ પાંચ સાત ખાવચાઓ, હાથમાં મ્હોટા મ્હોટા દંડુકાઓ લઇને, જાણે કે સ્વહસ્તે પ્રસન્નતાપૂર્વક નહિ આપે તેની પાસેથી, તેમનું ચાલે તો બળાત્કારે પણ ખૂંચી લેવાને તૈયાર છે એવું જણાવતા હોય તેમ, ત્યાં આગળ ઉભેલા હતા. આ ખાવરા ભિક્ષુકોમાં ખામી હોય તે પૂરી કરવાને આવ્યા હોય તેમ કેટલાક સુકડાલ કૂતરાઓ

* મદ્ય—દારૂ, ગાન તાન ને રંડોની મોજમઝા!

આસપાસ ભટકતા હતા, અને કોઇ માંગણના લત્તાપ્રહારથી, વા મધ્યમાં બેઠેલી મંડળીમાંના કોઇકના ગોપ્ટિના અથવા પાદરક્ષકોના પ્રહારથી; તાડન કરવામાં આવતા, ચીસ પાડતા, વા ઘૂરકતા-ભસતા હતા. આ બધા મંડળોમાંથી તથા માંગણોમાંથી માર્ગે જતા આવતાના કર્ણ ઉપર નીચલા શબ્દો છૂટા છવાયા પછડાતા હતા.

"બચ્ચા ગોવિંદા! પ્યાલું ભરી આપ!" "પરમ કૃપાળુ પરમાત્માને માટે આપો, તે મહાન પ્રભુ આપને પ્રાતઃકાળના યુદ્ધમાં વિજયી બનાવે અને કીર્તિ તથા દીર્ઘાયુ બક્ષે?" "એની મા નરકે જાય એની, સા-એ શીશો ખાલી રાખ્યો છે?" "રાધા કૃષ્ણ! રાધા કૃષ્ણ! વીર પુરૂષોના હૃદય ઉદાર અને દાની હોય છે! શૂરાઓના મનમાં દયા ભરેલી—" "ઓ કુંદન! દીલોજાન, એક બચ્ચી તો કરાવ? જો આજે જ તું મને આમ લ્હારા વિયોગે મારી નાંખીશ, તો પછી કાલે યુદ્ધમાં કોણ મરશે?" "રામ રામ, શ્રી રામ! વીર પુરૂષોની ઉદારતા–" "પ્યારે! મોહન! આપ મેરેકું યહ અંગુઠી ન દેગે?" "પ્યારીજાન! લે, લે, તું લે, લ્હારાથી શું આ અંગુઠી વધારે છે?" "રી-રી-રી-રા-રા-રા-રીઈ" (સારંગીમાંથી શૂરો નીકળ્યા)! "જય માતાજી! જો જો કે કાલે આ સમશેર કેવું કામ કરે છે!" "એ-એ-સાલો કૂતરો મ્હારા 'કબાબ'તો લઇ જાય છે તો લઇ જાય છે, પણ સાથે સાથે મ્હારો પટકો પણ ખેંચી જાય છે!-લે સાલે, મર, તેરા કાલા કર," "ઇસસ-ધપધપ-યો ઉ-યો ઉ-યો ઉ ઉ ઉ !-" (કૂતરાના તથા લાકડી વગેરે અફાળવાના અવાજો થતા હતા તે.)

"ઉંચા વંશતણા સુવીર જનના પુત્રો અકીર્તિ થકી,
મૃત્યુના કરતાંય જંગમયતાં ઝાઝા ડરે છે નકી;
જે વાતે ખખડાવતા કિરણમાં ખાંડાં ધરે છે રણે,
તેવી ઇન્દ્રની અપ્સરા વિજયની માળાર્પતી તેમને."

"ઓ સરદાર સાહેબ! અમો ભૂખ્યા તરસ્યા મરીએ છીએ! બાવચાઓ મરાઠાઓના નાનાભાઈઓ છે, અમકુ કુચ રોટી દેનેવાલા, અમેરા ધોટા એ દુનિયા છોડ ગયા હૈ, ઔર અમકુ કુચબી નૈ દોજી!" "અય ઓ બદમાસ! દૂર હો! બંમનકુ બટાળનેકુ આયા હૈ ક્યા?" "નહિ, નહિ, મહારાજ! અમો તો ભીક્ષા માંગીએ છીએ!" "અલ્લાકે ખાતર કોઈ મુજેબી એક રોટીકા ટુકડા દો!"

થોડે દૂર જતાં એક ન્હાના તંબૂના દરવાજા પાસે ઝીણી બત્તી લઇને ઘૂંટણ ઉપર 'કુરાન' મુકીને વાંચવા બેઠેલો એક વૃદ્ધ મુસલમાન, તેની દૃષ્ટિએ પડયો. પ્રભાતમાં પોતાના સ્વામિનું નિમક અદા કરવાને માટે, તેને પોતાના ધર્મના રક્ષણાર્થે લડતાં સ્વધર્મી બાંધવો સાથે લડવાનું હોવાથી, તે પાપના પ્રાયશ્ચિતરૂપે તે અહુણા આ પવિત્ર પુસ્તકનો પાઠ કરતો હતો, તથા વચમાં વચમાં હાથ જમીનને લગાડીને, તેના માટીવાળા હાથે પોતાના ગાલો ઉપર તમાચા મારતો હતો.

એક તરફ ન્હાના પુરાણા તંબૂની અગાડી એક સિકલીગર, પોતાની સરાણ ફેરવતો અને તલવારોને ધાર કરતો બેઠો હતો, અને પોતાની તલવાર પ્રથમ ધારદાર બનાવી લેવાના હેતુથી ધક્કામુક્કી કરતા સિપાઈઓ, તરવારની ધાર કોઇને વાગી નહિ જાય તે હેતુથી, હાથમાંની તરવારને ઉંચી પકડીને, ટોળાબંધ ઉભેલા હતા. અતિશય ત્વરાથી ફરતા સરાણના પથ્થરમાંથી અગ્નિના સ્ફુલ્લિંગોનો વરસાદ વરસી રહ્યો હતો, અને આ સ્ફુલ્લિંગોના આછા પ્રકાશમાં પણ, માથા ઉપર ઉંચી પકડી

સોંપેલી તલવારો ગળતી રહી હતી. શિકલીગરને પરમાત્માએ માત્ર બે જ કર આપેલા હોવાથી, તે આટલા મોટા સમુદ્રની માગણી પૂરી કરી શકતો નહોવાથી લોકો તેને ગાળોની અને શાપોની વૃષ્ટિથી વધાવી લેતા હતા. પરંતુ પ્રસંગમાં મસ્ત થઈ ગયેલો આ શિકલીગર, આ વૃષ્ટિ તરફ એક મહામુનિની પ્રમાણે ઉપેક્ષા કરીને પોતાનું કામ કર્યા જતો હતો.

થોડે આગાડી જતાં, એક વૃદ્ધ ધર્મશીલ હિંદુ યોદ્ધો, તુરતજ સ્નાન કરીને, પોતાના સામાનની પેટીને, સિંહાસનને સ્થલે મૂકીને, એક નહાના શિવલિંગનું પૂજન કરતો તેની દૃષ્ટિએ પડયો. અતિશય ધીરજથી તેણે પોતાની બાહ્ય તથા આંતરીય અશુદ્ધિનો પરિહાર કીધો, લલાટમાં શુભ્ર ચંદન, ત્રિપુંડ્ર અને કુંકુમનો ચાંદલો કીધો, ભૂજ ઉપર ચંદનની અર્ધચંદ્રાકાર આડો કીધી, માથા ઉપરની નહાની ચોટલી, એક નહાની પુરાણી કાંસકીથી સાફ કીધી, સંભાળપૂર્વક તેણે–**શંકરને** ભોગ ધરાવ્યો, એકચિત્તે ધુપ અને દીપ પ્રગટાવ્યા, શાંતપણે આરતિ ઉતારી, અને પારેના જળ પાત્રમાંથી અભિષેક જળનું સિંચન કરીને, પુષ્પ ચઢાવ્યાં. ત્યાર પછી પ્રાતઃકાળે, યુદ્ધમાં વિજયમાળ કે વરમાળ પહેરવાનો દૃઢ ઠરાવ, તે સંહારક શક્તિની સન્મુખ કીધો! અને સવારે યુદ્ધના નોબત ગડગડે ત્યારે જ ઉઠીને, શુદ્ધ મને અને દેહે, ગંગાજળનું છેવટનું પ્રાશન કરીને, કેસરિયા ધારણ કરીને, મૃત્યુની પુષ્પમાળ ગળામાં આરોપીને, યુદ્ધમાં અનેકને સંહારીને, દેશના અને ધર્મના સંરક્ષણમાં–સ્વદેહનો–જીવનનો ત્યાગ કરવાનો દૃઢ નિશ્ચય કરીને, રૂદ્રાક્ષની માળા, દક્ષિણ કરમાં લઇને, નેત્રોને **શંકરના** પ્રતાપી દિવ્ય લિંગ ઉપર સ્થીર કરીને, જીહ્વાએ–બીજાની શ્રોત્રેન્દ્રિયને સંભલાય નહિ તેવી રીતે, દરેક મણકાદીઠ, એક એક મંત્રનું ઉચ્ચારણ કરતો–શાંત ને નિષ્કપટ મને, દૃઢાઆસન–ભદ્રાસન–વાળીને બેસતો. **મહાદાજીએ** જોયો.

તે થોડેક અગાડી ગયો ને અર્ધ નગ્ન શિહા કૃષ્ણવર્ણવાળું–વીશ પચીસ આદમીનું એક ટોળું–કાંઇક કાળા જેવા પદાર્થની આસપાસ બેઠેલું, તેની નજરે પડયું. તેમની સામે, ચારે તરફથી વીણી લાવીને એકઠો કરેલો કચરો બળતો હતો, અને તેઓ કાંઇક વિચિત્ર ભાષામાં બોલતા હોય તેમ ગડબડ ગડબડ વાતો કરતા હતા. તુરત જ તેના ચક્ષુઓએ મ્હોટી છરીના પ્રકાશ જેવું કાંઇક દીઠું અને બીજી જ પળે તે શું થયું તે તે જોઈ કે સમજી શકે તે પહેલા તો તેને કાને તે કોઈકના શરીરમાં ભોકવામાં શસ્ત્ર આવ્યું હોય ને હાડકાઓ જોરથી ભાંગતા હોય તેવો અવાજ આવ્યો! આ શું થયું? તેણે દૂરથી જ દૃષ્ટિ ખેંચીને જોયું. તેની નજરે એક મરેલા બળદને કાપીને, શેકીને, ખાવા બેઠેલા **માંગો**, **મહારો**, જ્ઞાતિ બહાર કરવામાં આવેલા **આવચાઓ**, વગેરે નીચ કોમના લોકોનાં ટોળાં ઉપર, નજર પડી. થોડેક દૂર તેણે એક બીજુ ટોળું, તેવાજ કામ ઉપર રોકાયલું જોયું, અને તેમના શરીર ઉપરનાં ગુંથેલા ઘાસનાં વસ્ત્રોપરથી, પગમાંના લોહડાના કડાઓ ઉપરથી, અને માથા ઉપરની લાંબી ગુંથેલી જટાઓ ઉપરથી, તેણે જાણ્યું કે તે લોકો **દામાજીરાવ ગાયકવાડ** સાથે ગુજરાતથી લાવવામાં આવેલા **નાયકડા** ને **ભીલોડાંની** ટોળીમાંના છે. તેમની બાજુમાં જ, વગર પકવેલા ચામડાના લાંબા ભાથાઓ, તેમાં ભરેલા લાંબા તીરો સહિત, લટકતા હતા; તથા મ્હોટી બાંબુની કમાનો, અને મજબુત લાકડાની ગોળ ...રો, તેમનો હાથ પહોંચે તેવી રીતે, જમીન ઉપર નાંખેલી હતી.

અહિયાં પાંચ સાત માણસો એકઠા થઈને, પોતાની પાસે જે કાંઇ બાકી હતું તે લાવીને, રસોઇ કરીને, છેલ્લી વેળાનું ભોજન લેવાને બેઠા હતા. પેલી તરફ ત્રણ જુવાનો સવારના પહોરમાં બાંકા સિપાઇ બચ્ચામાં ગણાવાની ઇચ્છાથી, **સ્પાર્ટન** લોકોની રીતિને અનુસરતા હોય તેમ, શરીર શણગારતા હતા. થોડે દૂર એક વૃદ્ધ સિપાઈ, જમીન ઉપર બેસીને પોતાના શસ્ત્રો તથા અશ્વના જીન પાવડા વગેરે તપાસતો તપાસતો હુક્કો પીતો હતો, તથા પીસ્તોલના ઘોડાને તેલ લગાડતો હતો. એક બીજો સિપાઇ, પાસે જેટલું થોડું ઘણું અનાજ હતું તે પોતાના મિત્ર અશ્વને ખવાડતો હતો. તેની મુદ્રા ઉપરથી તેના મનમાં "મ્હારે દોડવું નથી, પણ મને ઉપાડીને એ દોડશે, માટે આ ખોરાકની મ્હારા કરતાં એને વધારે જરૂર છે' એમ તે બોલતો હોય એવું લાગતું હતું.

એક ડાકણ જેવી બીહામણી-થાકેલી અને સન્નીપાતવસ હોય તેવી જણાતી-તેના ફાટાંતૂટાં પહોલા ઘોળા ઓઢણા અને બંધબેસતા લેંઘા ઉપરથી મુસલમાની જેવી જણાતી-ગુલામડી, બાજુપરના એક ભાંગેલા ગાડાના આશ્રયમાંથી નિકળીને, જમીન ઉપર ફસડાતી ઘસડાતી આવીને, **મહાદાજી**ના માર્ગમાં આડી પડી-"ઓ મારા સરદાર! **અલ્લાહ**ને ખાતર, આપની પવિત્ર જનુનીને ખાતર, મને કાંઇ ખાવાનું આપો, હું ત્રણ દિવસની ઉપવાસી મરૂં છું. મ્હારો ધણી યુદ્ધમાં કપાઇ ગયો છે ને મ્હારા જેવી અનાથ વિધવાનું બીજું કોણ પૂરૂં કરે? હાય! હું તેની સાથેજ મરી ગઇ હોત તો કેવું સારૂં! યા અલ્લાહ! તમારા વહાલા ફરજંદોને ખાતર! મને બચાવો! મને બચાવો!"

**મહાદાજી**એ ખીસામાંથી એક રૂપાનો સિક્કો કાઢીને તેણીની તરફ ફેંક્યો!

"ખાવાનું-ખાવાનું!"-તે બોલી-મને પૈસાનું કામ નથી! આજે એવું કોઈપણ પરોપકારી છાવણીમાં જણાતું નથી કે જે મને પૈસા લઈને પણ ખાવાનું આપે-અને તે લેવા જવા જેટલી મ્હારામાં શક્તિ નથી. તમારા વહાલા બચ્ચાના સમ! મને ખાવાનું આપો, ખાવાનું! અરે-અરે-અરે! કહું મરી જાઉં છું!"

"મારી પાસે ખાવાનું નથી"-નિસ્પૃહતાનો આડંબર ધારણ કરીને-ચાલતાં ચાલતાં તે બોલ્યો-"ઈશ્વરને યાદ કર, બહેન! ધીરજ રાખ! સૂર્યનો અસ્ત થશે તેની પહેલા કાલે ત્હારા સિવાય બીજા સહસ્રો આ ક્ષણિક જીવનનો ત્યાગ કરી જશે!"

તુરત જ મદદ માટે એક કારમી ચીસ-પીસ્તોલ ફુટવાનો અવાજ-બીજી ચીસ-મૂક્કાઓના પ્રહારોના ધબકારા-પછી દોડધામનો ઘોંઘાટ-અને ચીસો ઉપર ચીસો-તેના કાનમાં પેસવા લાગ્યા. અને બીજીજ પળે બાજૂ તરફના એક મ્હોટા તંબૂમાંથી, પાંચ સાત માણસો, બગલમાં કિમતી વસ્ત્રોની ગાંસડી-રૂપાના પ્યાલા રકાબી-પેટી-વગેરે પદાર્થો દબાવીને દોડતા દોડતા બહાર આવ્યા-

"ચોર! ચોર! પકડો! પકડો!" નાગી તરવારો લઇને પછવાડે દોડતા માણસોએ બૂમો પાડી.

**મહાદાજી**એ પીસ્તોલ બહાર કાઢી, કારણ કે તેઓ તેની તરફ જ આવતા હતા.

સર્વેથી મોખરે ચાલનારાએ હાથમાંની લોહજંજીરવાળી લાકડી, જોરથી **મહાદાજી**ની તરફ હલાવતાં બૂમ પાડી-"રસ્તામાંથી દૂર થાઓ!"

આટલા બધાની સામે મુક્તિ મળ્યા સિવાય તેનું બનશે નહિ તેવું જોતાં જ, મહાદાજીએ બૂમ પાડી, "શિવા શિવા આવ્યા જણો! પરંતુ તે મને અટકશો તો તુરત જ બંદૂક ફોડીશ!"

"શું શું સંભાળો!" લૂટારાઓના સરદારે કહ્યું, અને તેની ટોળકી આ સાવચેત અને ચતુર મરાઠા સરદારની બેય તરફથી થઇને આગળ વધી.

તુરત જ મહાદાજી પાછો ફર્યો, અને બેય પીસ્તોલો, નાસતા લૂટારાઓની ઉપર તાકીને ફોડી! એક જમીન ઉપર ઉંધો પછડાયો, અને બીજાના પગમાં ગોળી વાગીને દોડવા જતાં પડી ગયો અને પાછલ આવનારાઓના સપાટાથી પાર થઈ ગયો!

પોતાની પિસ્તોલો ફરીથી ભરતો ભરતો, મહાદાજી અગાડી ચાલ્યો-તે બીજું શું કરી શકે? મરાઠા છાવણીની હાલની દુર્દશામાં-નિરાશ સ્થિતિમાં-અંધાધુંધી ચાલી રહે અને લૂટારાઓનું કામ કરવામાં જીવન ગાળનારા હરામખોરોથી ઉભરાઇ જતી આ છાવણીમાં, આવી વખતે લૂંટફાટ કે ખુન થાય તેમાં તે શું કરે? છાવણી શું ભુખથી રીબાતઓથી ભરેલી નહોતી? ત્યાં ચોરનારનો શો વાંક? તેમ તેનો પણ શું વાંક? તેની બે પિસ્તોલોએ જે બને તે કીધું-અટકાવ્યું નહિ તો વૈર લીધું-તેના વખત પછી અનેક વર્ષો પછી-બીજી પ્રજાના લશ્કરોએ આવી સ્થીતિમાં નહિ હોવા છતાં પણ, આવાજ-અને આથી પણ ભયંકર કૃત્યો નથી કીધાં? જર્મનો અને રુશિયનોએ જ નહિ, પણ વધારે સુધરેલામાં ગણાવનારા-ફ્રેંચો અને અંગ્રેજોએ પણ-કોઇપણ-આવા પ્રકારના કારણો વિના-આયર્લંડ અને સ્પેન-ઇટલી અને પોલાંડમાં-પારીસ અને બલગેરીઆમાં-હિંદુસ્થાન અને યુરોપમાં આવા જ કામો શું નથી કીધા?

એક કલાલની દુકાનમાં ઝીણો તેલનો દીવો બળતો હતો અને અગાડી મદિરાથી પૂર્ણ એક મ્હોટું પીપ અને પ્યાલાઓ પડેલા હતા. ત્યાં કેટલાક માણસો ટંગ પગ નાંખીને મદ્યપાન કરતા હતા, કેટલાકો મદિરાના મોહમાં નૃત્ય કરવાના પ્રયત્નો કરતા, આમથી તેમ લથડીયા ખાતા હતા. કેટલાકો ફાટીતૂટી મેલી ચોથરેલી સાદડી કે શેતરંજી ઉપર ચત્તાપાટ પડીને, જાણે કે કોઈ મ્હોટા જહાંજમાંથી લાંબા પ્રવાસના અંતે આવીને ફેર ચડયા હોય ને ગોટા કાઢતા હોય તેમ, વલખાં મારતા હતા; અતિપાનથી ઉન્માદ દશામાં આવી ગયેલા કેટલાકો, એક બીજાને ભેટીને આલિંગતા તથા ચુંબતા હતા. કોઈ બે જણા લડયા, ગાળાગાળી થઈ, સામસામા શાપો—અપશબ્દોથી વધાવ્યા, તરવારો ખેંચાઈ, પ્રેક્ષકો વચમાં પડયા, બેને છૂટા પાડ્યા, તરવારો છીનવી લીધી અને બેયને છૂટાછૂટા દૂર અંધારાખુણાઓમાં ધકેલી દીધા. થોડીક પળ ગઈ, બેય જણાઓ લડાઈની વાત ભૂલી ગયા ને તેમાંનો એક પોતાની છાતીને બે હાથે ઠોકીને, પોતાની પ્યારીનું નામ જપે છે, અને બીજો કાલે તે કાબૂલી કૂતરાઓને કેવે ફેજે પહોંચાડશે તેના તડાકા મારે છે!

જરા અગાડી ચાલ્યો ને એકદમ અજવાળુંફટક થઈ ગયું. એકદમ એક તંબુમાં અગ્નિ પ્રગટી ઉઠયો છે! આગ આજુબાજુ પ્રસરતી અટકાવવા લોકો ચારે તરફથી ધસી આવ્યા—મહાદાજી પણ ત્યાંજ જાય છે. દરવાજા જેવા જણાતા સ્થંભ આગળ જમણો હાથ તરવાર ઉપર ટેકવીને એક માણસ ઉભો હતો, અને અર્ધજંગલી જેવી ઉન્માદદશાસૂચક ચક્ષુઓ, સ્થીરપણે બળતા અંગારામાં દેખાતા કાળા પદાર્થ

ઉપર તેણે સ્થીર કીધી હતી-હા; બળતું વધે છે-સ્થંભો બળી ગયા છે-સઘળું એકઠું થઈ જાય છે-સળગતા પ્રકાશમાં કાંઈક કાળો પદાર્થ, તેમાંથી ધૂમ્રના ગોટેગોટા ઉરાડતો દૃષ્ટિએ પડે છે.

"આ બનાવ કેવી રીતે બન્યો ?"

તંબૂના દ્વારપર ઉભેલો માણસ, શ્રોત્રેંદ્રિય તથા ચિત્ત રહિત હોય તેમ, સ્થીર જ ઉભો!

તેનો ખભો હલાવતાં **મ**હાદાજીએ પુનઃ પૂછ્યું-"ભલા માણસ, આનું કારણ ?"

માણસ પાછો વળ્યો અને **મ**હાદાજીને ઓળખતાં જ તરવારપર ટેકવેલો જમણો હાથ ઉંચકીને અદબ બજાવી. તેના જમણા હાથમાં લોહીથી ભરેલી એક મ્હોટી સીધી છરી હતી અને હાથો ઉપર પણ તાજા ગરમ લોહીના ગાંઠા દેખાતા હતા.

**મ**હાદાજી તુરત સમજી ગયો અને વધારે કાંઈપણ પૂછ્યું નહિ, પરંતુ તે માણસે પોતાની મેળે જ વાત ચલાવી.

"સરકાર સાહેબ! મ્હારી પત્ની યુવાન-લાવણ્યવતી અને સુકોમળ હતી. મારા પ્રાણથી વધુ પ્યારી હતી! મ્હારા બેય બાળકો કુમળા અને નાદાન બચ્ચા હતા-હું તેમને મ્હારા કલેજાના કટકા સમજતો હતો! તો શું કાલે આપણી હાર થાય તો તેઓને **વિ**લાયતીઓના પંજામાં ફસાવા દેવા? હું **રા**જપૂત છું-હાડો છું*-અને તેણી **રા**ઠોડણ હતી. મ્હેં મ્હારા બાપદાદાની રીતિ ગ્રહણ કીધી. તે ત્રણેનો "જોહાર" કરી એક ઠેકાણે ગોઠવ્યા-ને તેમની આસપાસ તથા ઉપર પેટી પેટારા આદિ સઘળો સામાન ખડકયો, અને ચીરાગવડે તંબૂ સળગાવી દીધો. પરમેશ્વર મહાન છે. તેઓ **ઇ**ન્દ્રરાજાના નગરમાં પહોંચી ગયા છે અને હવે હું જઈને મ્લેચ્છોના કલ્યાણાર્થ આ અસીને પાનો ચઢાવીશ!"

તે આટલું બોલીને ત્યાંથી ચાલતો થયો અને **સિં**ધિયા પણ દીર્ઘ નિશ્વાસ નાંખતો ત્યાંથી ચાલતો થયો. ચાલતાં ચાલતાં તેના મનમાં વિચાર આવ્યો કે પરોઆજ માર્ગ બહુ ઉત્તમ છે અને શું તેના હૃદયમાં એવું કામ કરવા જેટલી શકિત અને..હે આવે? પરંતુ આ વિચારથી તે ત્રાસ્યો, કંપારી છૂટી, કાલે વિજય મળશે અને મ્ત્સૂર્યાસ્ત પૂર્વે તો સર્વે સહિસલામત આનંદ ભોગવતા હોઈશું-એવી આશા મનમાં ઉત્પન્ન થઈ. તેણે આ વાત મનમાંથી કહાડી નાંખી નહિ, તેટલામાં તો છાવણીના છેવટના ભાગ ઉપર બે ત્રણ સુંદર મ્હોટ વિશાળ વૃક્ષોના પડછાયામાં આવેલી એક ભાંગીતુટી માટીની દીવાલ નીચેના અંધારામાંથી, તેણે નીચલા શબ્દો સાંભળ્યાઃ—

"અય ખાવિંદ! અય મેરે જાન! ઐસાજ કરો! આપ નહિ કરો તો કોન કરેગા? ક્યાં આપ મુજકુ એ જંગલી કાફર કે પંજેમે બીસમાર હાલતમેં ડાલેંગે?"

"મેરા હાથ નૈં ચલતા પ્યારી જાન! યાહ ખુદા!"

"નામર્દ! હિચકારા! મુઝે હથિયાર દે! મેરે જેસી દુસરી મુર્ખી કૌન હોગી કે તેરે જેસે નીચ નામર્દ, મેરી ઈજ્જત, **વિ**લાયતીઓકે હાથમેં જાતી દેખકેભી, ઉસકા રસ્તા નિકાલનેસે ડરતા હૈ! ઉસી સાથ મેરી મા ઔર ચાચેકુ છોડકે આઈ! લ્યાનત હૈ તેરે જેસે નામર્દપર!

---

* રાજપુતો **ચો**હાણ વંશની શાખા છે, ને તે પોતાને **અ**ગ્નિવંશમાંથી ઉતરી આવેલા કહે છે. દૃઢ પરાક્રમને માટે **હા**ડાઓ પ્રસિદ્ધ છે. કહેતી છે કે "ખસે ખારા, પણ ન ખસે હાડા!" રાઠોડો **જો**ધપુરના છે.

"ખુદાકે ખાતર ઐસા મત કર- અય રાજપૂતાણી! મૈં મેરેસે નહિ રહા જાયગા!"

"તેરે જૈસા નીચ મુસલમાનકો કુરબાન હો કર તેરી મુહબ્બતકે ખાતર મેરી જાતિકો નાપાક હુઈ, ઉસકા ક્યા ઓછી નતીજા હૈ! નિકલજા ઈધરસે, બાગજા! લેકિન સુન! મેરા પિતા ઔર દાદાકા રકત ઈસ રગોંમેં બહેતા હૈ, ઓ પવિત્ર રક્ત ગરમ હો રહા હૈ! મેરેકુ રાન્ ચઢા હૈ, ઉસસે સુન, અય નામર્દ! તુમ કલ તેરા જાનકુ પ્યારા કરકે લડાઈમેંસે ભાગ આયા તો મૈં 'ચુડેલ' હોકર તેરા જી લઉંગી!"

કોઈ આકૃતિ આકુળ વ્યાકુળ થયલી ત્યાંથી ત્વરામાં દોડી ગઈ. ક્ષણમાંજ રાત્રિના અંધકારમાં ગુમ થઈ ગઈ. રાત્રિના અંધકારમાં બળતા અગ્નિની રાતી રેખાઓ દેખાઈ, કોઈ વસ્તુના ઉપર મુખ દબાવીને ફોડવામાં આવી હોય તેમ એક પિસ્તોલનો અવાજ થયો. ક્ષત્રાણીએ પોતાનો નાશ કીધો હતો, અને ત્યાં આગળ શ્વેત વસ્ત્રોમાં સજ્જ થયલી રૂપવતી રામાના મૃતક શરીરનો અને શબના ઉપરના જવેરાતનો ઢગલો પડેલો હતો. તેનો મુસલમાન પ્રિતમ, પ્રેમ અને શોકના વેગમાં અર્ધ ગાંડા જેવો ચારે તરફ રખડવા લાગ્યો.

દૃઢપણે તરવારની મૂઠને હાથમાં પકડીને દાંત પીસતો મહાદાજી ત્યાંથી આગાડી ચાલ્યો. માર્ગમાં કૂતરાઓ કોઈએક શબને ખાતા હતા. જમણી તરફથી બંદુકોના ફૂટવાના અવાજ અને માણસોના પોકારોએ તેને જણાવ્યું કે બજારમાં લૂંટારાઓ લૂંટ ચલાવતા હતા અને બીજાઓ તેનો બદલો લેતા હતા. ડાબી તરફના તંબૂઓની હારમાંથી, રામજણીઓના તાનના તીણા સૂરો, તેણીના નૂપૂરની ઘુઘરીઓના રણકારા-ઢોલના ધમકારા અને સારંગીના રણકારાઓ તેને કર્ણગોચર થયા.

"ખેલ! ખેલ! ઈનામ! ઈનામ! હજૂરકી દૌલત જયાદા હૈ!" કોઈ સ્ત્રીએ કહ્યું, તેના શબ્દો મહાદાજીના કાને પડયા.

"શાબાસ! શાબાસ! વાહ! વાહ! મૂન્નાજાન! તું ઈન્દ્રની પરી છે અને કૂબેરનો ખજાનો પણ ત્હારે માટે પૂરતું ઈનામ નથી. ચલાવ દીલજાન, ચલાવ, ત્હારો કંઠ કોયલના જેવો મધુર તીણો છે!"

ત્યાં પુરજોસમાં નાચ ચાલી રહ્યો છે.

પોતાના ઉતારાની હદ ઉપરની કનાતોમાં પેસતાં તે સીધો દીવાનખાનાના તંબૂમાં ગયો ને પોતાના મુખ્ય નાઝરને બોલાવી લાવવાને ગુલામને કહ્યું.

"ઈલ્માસ!"*

"હજૂર!"

"જનાના ગાડીને માટે કેટલા ઉંટો તૈયાર છે?"

"સરકાર બીસ હતા પણ તેમાંથી પાંચ મરી ગયા છે!"

"રથ અને પાલખીઓ કેટલી છે?"

"પાંચ પાલખીઓ અને દશ રથો હતા, પણ આપણી પાસે માત્ર બે જ રથોને પૂરતા બળદો છે અને ચાર પાલખીઓ પૂરતા ભોઇઓ છે."

"સઘળાં ઉંટો માટે કુજવા† છે કે?"

---

* હિજડો. ઉતરના અમીરો ને રજવાડામાં હિન્દુ ને મુસલમાન બન્ને, જનાનામાં જા આવ કરવાને નોકર તરીકે રાખે છે.

† ઉંટોની દરેક તરફ એક એક પેટી લટકતી રાખવામાં આવે છે તે. તેમાં ?ઓ આરામથી બેસી શકે તેવી ગોઠવણ રાખવામાં આવતી હતી.

"જી હજૂર!"

"ધ્યાન દઈને સાંભળજે, ઈલ્માસ!"—**મહાદાજીએ** કહ્યું–"સઘળી સ્ત્રીઓને કહે કે તેઓ પોતપોતાની વસ્તુઓ, જવેરાતો અને આભુષણો લઈ લે ને સઘળાને રાત્રિનો ચોથો પહોર શરૂ થાય તે પહેલાં ઉંટ ઉપર બેસાડીને તૈયાર કરજો! પટરાણીઓને સરસમાં સરસ ઉંટો ઉપર બેસાડજે, ગાડીઓ, રથો ને પાલખીઓને પડી રહેવા દેજે, ગુલામો અને બટકીઓને* ચલાવજે; સઘળા **આરબો**, ઘોડાવાળાઓ, **ભોઈઓ** અને **બાવચાઓને** સાથે રક્ષક તરીકે લઈ લેજે; અને સવારે લશ્કર ચાલે કે તેની પછવાડે પછવાડે તું પણ આવજે. લડાઈ શરૂ થાય કે ડાબી તરફ વળજે અને જો અમે જીતીએ નહિં ને પાછા હઠતા માલમ પડીએ તો, છાવણી તરફ ન્હાસતો ના. યાદ રાખજે, છાવણી તરફ ન પાછો ફરતો, પણ પૂર્વ તરફ સીધોને સીધો જજે અને **વિલાયતી**-ઓ અમારી પૂંઠ પકડવામાં રોકાયલા હોય ત્યારે **યમુનાજીના** તટપર પહોંચતા સુધી પૂર્વમાં ચાલ્યો જજે, અને પછી દક્ષિણ તરફ વળીને, તને પરમેશ્વર સુઝાડે તે રસ્તે **દિલ્હી** જજે! ઇલ્માસ! યાદ રાખજે! આ સઘળું. આ કામનું જોખમ ત્હારે માથે છે! જો હું કાલે મરી જઇશ તો તો કાંઇ જ નહિ; પણ જો જીવતો રહ્યો અને માલમ પડયું કે તું બેદરકાર રહ્યો છે કે દગાબાજ થયો છે, તો ત્હારી ખાળ ઉતારીને તેમાં મીઠું ભરીશ! અને જો તું નિમકહલાલ રહીશ તો હું તને બક્ષીસોથી દાટી દઇશ!"

"મ્હારા સાહેબ!"–ખોજાએ કહ્યું–"છેક બચપણથી હું આપનું નિમક ખાઇને મ્હોટો થયો છું, ને હવે કૃતઘ્ની થઈશ? હું મ્હારાથી બનતું કરીશ ને ધાર્યું તો અલ્લાહનું થશે."

તે ગયો અને **મહાદાજીએ** પોતાના જમદારને† પોતાનું સઘળું જવાહીર '**હિમીયા**'ની (કસણી)માં ભરીને લાવવાને કહ્યું, અને તે પોતાની કમરે દૃઢ બાંધી લીધી, તથા પોતાના '**શાલોત્રી**'ને,‡ **વિજલી** બીજે દિવસે બરાબર તૈયાર રહે તે માટે ખાસ વધારે "મસાલો" ખવાડવાને કહ્યું. પછી પોતાનું શસ્ત્રખાનું તપાસ્યું; ગોળીઓ અને દારૂના પટાઓમાં તે જેટલા ભરાય તેટલા ભરી લીધા, પછી થાક ઉતારવાને, તથા કાલના યુદ્ધમાં પૂર્ણ શક્તિથી ઘુમવાને બની આવે તે માટે, મન અને તનને જેટલો બની શકે એટલો આરામ આપી લેવાના વિચારથી, ઉંઘ જલ-દીથી આવે તે હેતુથી, તેણે '**માવા–ઉલ–લહમ**'ના બે પ્યાલા પીધા.

---

## પ્રકરણ ૩૦ મું.

## સૂબાની છાવણીના માર્ગે.

**લાલન** અને તેના સાથીઓ, **મરાઠા** છાવણીના પૂર્વ દરવાજેથી બહાર પડ્યા અને નીચી નીચી ઝાડીઓવાળા ભાગમાંથી જતાં પગરવ ઉપર થઇને, **યમુનાજી** તરફ ચાલવા લાગ્યા. તેઓ એટલા તો પૂર્વમાં જતા હતા કે, કોઇ એમજ જાણે કે તેઓ કંઈ કાર્ય કરવાને **મુસલમાનોની** છાવણીમાં જતા નથી, પણ **અફઘાનોના**

---

* વંશપરંપરાની દાસીઓ, તેઓને પરણવાની રજા નહોતી ને એમને એમ જે છોકરા થતા તેના ઉપર શેઠની માલીકી ગણાતી.

† ખજાનચી.    ‡ અશ્વવૈદ.

હાથમાંથી છટકી જવાને, કુરૂક્ષેત્રની હદ બાહાર નિકળી જવા માગે છે. લાલન આ ભાગોથી તદન અજ્ઞાત હતી, રાત્રી ઘોર અંધારી હતી, તોપણ તેણીએ જાણ્યું કે, તેઓ મુસલમાન છાવણીથી બાહુ જ દૂર નિકળી જતા હતા.

"અમને ક્યાં લઈ જાય છે?"—તેણે ઉંટના સાથીદને પૂછ્યું—"આ કાંઈ શાહના લશ્કરનો માર્ગ નથી!"

"જો આપણે સીધે માર્ગે જઇએ તો"—તેણે જવાબ દીધો—"અજાણ્યા વિલાયતીઓના હાથમાં ફસાઇને કપાઈ મરી જઇએ તોયે ખબર ન પડે! માટે આપણે જ્યાં લાખનોરના મુબાનો દરવાજો છે તે તરફ જઇએ છીએ."

વીસેક મીનીટ સુધી, જલદીથી ચાલ્યા એટલે તેઓ ખાડા ખચબચડાવાળી જગ્યામાં થઇને, ઉંચા ખેતરો આગળ આવી પહોચ્યા. તેમની ડાબી તરફ માટીની ઉંચી દિવાલો હતી, અને જમણી તરફ એક પાણીની તલાવડી હતી; અને તેની પેલી તરફ મુસલમાન મસીદના કે રોઝાના મિનારાઓ અને ઘુંબજ દેખાતા હતા. અહિં તેઓ ઉભા રહ્યા અને અગાડી જનાર માણસ નીચે ઉતર્યો, અને જમીન ઉપર ઘુંટણીએ પડીને, બે હાથો મ્હોંમાં મૂક્યા—મુખ છેક નીચું જમીનપર મૂકી દીધું ને શિયાળના રડવા જેવો અવાજ કાઢ્યો. એ અવાજ, દિવાલોના અને મકાનોના પડઘાઓએ છેક મિનારાઓની પેલી તરફ પહોંચાડ્યો—આ પડઘાઓ બંધ નહિ થયા હોય તેટલામાં તો સામી તરફથી તેવા જ અવાજના પડઘા અને કુતરાના ભસવાના બે ત્રણ અવાજો જેવા પડઘા—પ્રત્યુત્તરમાં આવ્યા.*

"તેઓ જ્યાં છે ત્યાં સઘળું બરોબર છે, અગાડી ચાલો," કહેતો તે ભોમીઓ, પોતાના ઉંટ ઉપર બેઠો અને તલાવડીના કિનારાઓ ઉપર એકાદ મીનીટ ચાલ્યો કે તેમની નજરે તે દરગાહની બાજુમાં, ઝાડોની છાયામાં ઉભેલી ઘોડેસ્વાર પલટણ દેખાઈ. તેઓના પોલાદના બખ્તરો તારાના તેજમાં ઝળકી રહ્યાં હતાં. આ લોકો સુજાઉદ્દૌલાના બખ્તરિયાઓમાંના† હતા."

બે તરફથી એક એક સ્વાર અગાડી આવ્યો, અને કાંઇક વાતચીત થયા પછી બધા અગાડી ચાલ્યા. અને આમાંના થોડા બખ્તરિયાઓ સાથે ભળી જઇને, તેઓ હવે સીધા સીધા દક્ષિણ તરફ વળ્યા.

થોડેક ગયા નહિ ત્યાં તો તેમના કાન ઉપર ઘોડાઓની ખરીના અને શસ્ત્રોના ખડખડાટના અવાજો આવ્યા, અને પહેલા પુશ્તુમાં અને પછી ભાગીતુટી ઉર્દૂમાં, તેઓને તેઓએ સવાલ કીધો.

"અય કીસકા સ્વાર જાતા હૈ?"

---

* આગલા વખતમાં, લશ્કરમાંથી ખાતમી મેળવવા માટે, આવા સ્વરો કહાડનારા માણસો રાખવામાં આવતા હતા, ને તેઓ શિયાળના રડવાની કે કુતરાના ભસવાની નકલ કરી વાતચીત કરતા. એક બાજુથી સ્વર આવ્યો કે, તેઓ એક ભાષામાં 'ચલે આવ,' 'સાવધ રહો,' 'ભાગ જાઓ'ની ચેતવણી આપતા અને ગુપ્ત ચારોને એથી પકડાવાનો ભય ઓછો રહેતો. આ ભાષા જેઓ સમજતા, તે જ સમજતા, બીજાને મન શિયાળનું કે કુતરાનું ભસવું રડવું હતું.

† સુજાઉદ્દૌલાનું લશ્કર, મોગલ અને પૂરબૈયામાંથી બનેલું હતું.

"મૈ હું!"—બખ્તરિયાઓના ઉપરીએ કહ્યું—"**એની માધો**સિંગ, નવાબ સાબકા નોકર, ઔર મેરા લોક!"

એટલામાં તો નવા આવનારાઓ, જેઓ આસરે પાંચસો હતા, તે તેમની આસપાસ વિંટલાઈ વળ્યા.

"ખડે રહો! મેં ઉત્તીખાન હુકમ કરતા હું–" એમ બોલતા જ, ઘોડો અને પોતે પગથી માથા સુધી બખ્તરમાં સજ્જ થયેલો એવો એક સ્વાર અગાડી ધસી આવ્યો. તેને આવતો જોતાં જ **એની માધો**સિંગે **લાલ**નને કહ્યું કે,–"ઊંટ ઉપરથી ઉતરી જાઓ!"

**મ**હિપતરાવ જે પાસે જ ઘોડા ઉપર ચાલતો હતો તેણે **લાલ**નને ઝીલવાને હાથ ઉંચા કર્યા અને તે તેના હાથમાં ગબડી પડી.

"ઠાકોર સાબ! કૈશી ખબર હૈ?" **અ**ફગાન સરદારે, પોતાના ઘોડાની લગામ ખેંચતાં પૂછ્યું.

"કાંઈ પણ નવા જુની નથી, ખાન સાહેબ!"–**હિંદુ**સ્તાનીએ ઉત્તર દીધું–"શત્રુની છાવણીમાં સહેજ ગડબડાટ થાય છે, પણ તે દમ વિનાનો છે અને જો અમો વધારે નજીકમાં જઈ શકતે તો, વધારે પાકી ખબર લાવી શકતે. પરંતુ **ગાર્દી**ના માણસો માર્ગમાં ચારે તરફ છુપાયલા હોવાથી, અમોએ વધારે અગાડી જવાનું પસંદ કીધું નહિ!"

"કૂચ હરકત નહિ! અબ કૂચ ગરબર હોગા તો સબેરમે જાસૂસો આકર સબ હકીકત સુનાવેગા! લેકીન એ ઊંટ કૈસા? બંદીવાન હૈ ક્યાં? ઉસસે કૂચ બી બાતમી મીલેગીં, યો કીદર હૈ?"

"એકલું ઊંટ જ પકડાયું છે. તેના ઉપરનો આદમી સામે થતાં માર્યો ગયો છે. તેના દેખાવ ઉપરથી કોઈ ન્હાસવાનો પ્રયત્ન કરનાર જેવો હતો. તેના શરીર ઉપર એક પણ પત્ર નહોતો!"

અંધારામાં ઉત્તીખાન ઊંટની લાંબી ડોક ઉપરથી માત્ર તેને જ જોઈ શક્યો, પરંતુ **બ**ખ્તરિયાઓના વચમાં ઉભેલી **લાલ**ન કે તેના સાથીઓને–અંધારાને લીધે–જોઇ શક્યો નહિ.

"ભાગનારકુ માર ડાલા વો અચ્છા ને કીયા! ભાગનેવાલાને મારનેમે, આપને બડી ચૂક કી! ઉસકી પાસસે અપનકુ કુચબી બાતમી મીલતીથી!"

"બની સો બની!"–**એની માધવે** કહ્યું–"અને મ્હારા જવાનો, જવાની ઉતાવળમાં પણ હતા.?"

"અલ્લાહ–એ–હાફેઝ! હોંશિયાર રહેના!" કહીને **અ**ફગાન સરદારે પોતાનો ઘોડો પાછો ફેરવ્યો અને પોતાના માણસો સાથે અગાડી ચાલી ગયો.

બધા **હિંદુ**સ્થાનીઓની માફક **એની માધવ** પણ **અ**ફઘાનોને અંતઃકરણથી ધિક્કારતો હતો અને માત્ર **હિંદ**ના લોકોમાં-જ જોવામાં આવતો હૃદયમાંનો તિરસ્કાર ઢાંકી દેવાનો ગુણ જ તેને અત્ર કામ લાગતો હતો. એના ગયા પછી વૈરસૂચક, અઘટિત, અને અપમાન ભરેલું તે કાંઇક બડબડયો. હવે કાંઇ પણ હરકત નડી નહિ. તેઓ ટુંક સમયમાં, **હિંદુ**સ્થાની રક્ષકોના તાબામાં હતો તે દરવાજે, **સૂ**બાની છાવણીમાં પેઠા, અને **લાલ**ન તુરત જ **સૂ**બાના તંબૂમાં આવી.

સૂબાનો તંબૂ, મરાઠા તંબૂઓને વધારે મળતો આવતો હતો. તેના ઉપર મ્હોટા મ્હોટા વાવટાઓ, શીઆઓના પાંચ પવિત્ર પુરૂષોનું સૂચન કરનારો કપડાંનો પંજો,* તથા અલ્લી ઉસદ અલ્લાહ† (ઇશ્વરનો સિંહ)ની ઝુલફીકાર (બેધારી તરવાર) જોવામાં આવતી હતી—દરવાજા ઉપર શસ્ત્રધારીઓનું ટોળું હતું. તારાના તેજથી તથા સળગાવેલા મ્હોટા મ્હોટા ભડકાઓના પ્રકાશથી, લાલને જોયું કે ત્યાં આગળ, ઠેકાણે ઠેકાણે ભડકાઓની આસપાસ માણસો રજાઇઓ ઓઢીને બેઠા હતા અને હજામો આમથી તેમ નાચતી કૂદતી મસાલો સાથે દોડાદોડી કરી રહ્યા હતા.

દરવાજાથી થોડે દૂર આવેલા પહેલા શામિયાના પાસે આવતાં જ, બેની માધવસિંહ અને તેનો સાથ ઉભો રહ્યો અને એક જણને મિરઝા-જાન-બાઝ-ના આગમનની ખબર કહેવા અંદર મોકલ્યો. ગમે ત્યાં સૂબો બેઠેલો હોય ત્યાં કોઇના પણ દેખતા કહે તોપણ તેને પોતાને જ માલમ પડે તે હેતુથી, બાઉના આદમીનું તેણે એ નામ રાખેલું હતું. થોડીવારમાં તે માણસ પાછો આવ્યો.

"વજીર રોકાયલા છે! અને હાફેઝ રહેમત અને નજીબુદ્દૌલા આજે અત્ર જમવા આવેલા છે. પણ કાશીરાયે કહ્યું છે કે, 'વજીર જેમ બને તેમ જલદીથી આવશે અને મીરઝા-જાન-બાઝને એકાંતમાં બેસાડો!'"

"જાઓ, એની સાથે!" બેનીએ, લાલનને તથા તેના સોબતીઓને કહ્યું—"અમને અહીં જ છોડવા પડશે."

"મ્હારી પાછળ આવો!" બખ્તરિયાએ રસ્તો કીધો કે મરાઠાઓએ પોતાના અશ્વો તેમની વચમાંથી અગાડી ચલાવ્યા અને કનાતોમાંના દરવાજામાંથી "લાલખંભ" તથા "હુર"‡ આગળ થઇને અંદર ચાલ્યા. દરવાજાની એક તરફ એક મ્હોટો પાંચ ફીટ લાંબો "કોરડો" § લટકાવેલો હતો; બીજી તરફ એક મ્હોટા સ્થંભ ઉપર એક માણસનું તુરતનું કાપેલું મસ્તક મૂકેલું હતું—તેના લોહીથી ખરડાયેલી દાઢી અને મુંછો, છેક ખાડામાં બેસી ગયેલાં તેનાં લાલ રંગનાં નેત્રો, શ્વેત જણાતા પણ મ્હોટા મ્હોટા દાંતો, માથા ઉપરના લાંબા કાળા વાળો—જ્યારે ઉડીને બાજુપર ખસતા ત્યારે, નજરે પડતા હતા; અને કાચી છાતીના જોનારને હબકાવવાને પૂરતા હતા. આ ઉપરથી વાંચક એમ ન સમજતો કે અંગ્રેજોના આગમન પૂર્વે હિંદુસ્થાનમાં આવું ઘાતકીપણું ચલાવવામાં આવતું હતું! હિંદુસ્થાનમાં તે કાળમાં ન્યાય બરોબર અપાય છે અને ખરા ગુનહેગારો તેમનાં કર્મની શિક્ષા પૂરેપૂરી પામે છે તે લોકોને જણાવવાને માટે, આવો માર્ગ ગ્રહણ કરવામાં આવતો હતો. આવી રીતે જેના માથાઓ ભાલાની અણિ ઉપર ગોઠવવામાં આવતાં હતાં,

---

* શિઆ મુસલમાન, મહમદ, અલ્લી, ફાતીમા (મહમદની દીકરી), હસન અને હુસનને માને છે—અને તેનો પંજો પૂજે છે.

† આ અલ્લીનું ચિહ્ન છે ને શિઆઓ તેને ઘણું માન આપે છે; કેમકે તેને જ પયગંબરનો વારસ, ધર્મસંરક્ષક અને બીજા ૧૧ ઈમામમાં, એને પ્રથમ ઇમામ માને છે.

‡ લાલખંભ—એ મ્હોટા થાંભલાઓને ઉભા કરીને તે ઉપર એક આડું લાકડું મૂકેલું હતું અને તે લાલ રંગેલા હતા. અત્ર ગુનહેગારોને લટકાવવામાં આવતા હતા.

§ આ ચિહ્ન દરેક મોગલ દરબારના દરવાજાપર રાખતા હતા. એનો અર્થ એટલો જ કે "અત્ર ન્યાય છે!"

પિતળના ખડીઆ અને રેતદાની સાથે, પડેલું હતું. તેના હાથમાં એક મ્હોટી ખરૂની કલમ હતી અને તેવડે તે વારંવાર અધિરાઇથી પેટી ઉપર ટકોરા મારતો હતો.

"મીરઝા સાહેબ! તુમ્હાલા દક્ષિણી ગોષ્ટી યેતી?"—તેણે લાલનને પૂછ્યું. ભાઉ સાહેબની છાવણીમાંના વસવાટ દરમ્યાન તેણી એ પ્રશ્ન સમજી શકે તેટલું તે ભાષાનું જ્ઞાન સંપાદન કીધું હતું, તથાપિ જે બાબદસર તેણી વાત કરવા આવી હતી તે બધી બરોબર તે ભાષામાં પોતાથી સમજાવી શકાશે નહિ એવું તે જાણતી હોવાથી, તેણીએ નકારમાંજ ઉત્તર આપ્યો.—

"આંગલી નાહિ!"

"ફારસી શુક્ત? (ફારસી જાણો છો)"

તેણી મૂંગી રહી, તેથી તેનો જવાબ મળી ગયો.

બહુ ભાષા જાણનાર આ માણસે અધિરાઈથી સઘળા માણસોને જતાં રહેવા કહ્યું.

"તું બહુ વિચિત્ર મિરઝાં છે!"—તેણે કહ્યું,—"ત્હારી પોતાની ભાષા પણ જાણતો નથી, તેમજ ત્હારા સ્વામિની ભાષા પણ જાણતો નથી!"

હું ધારૂં છું કે તું હિંદુસ્થાની જાણે છે."

"જી, સરકાર!"

"ત્હારી સાથેનો માણસ વિશ્વાસનીય છે કે?"—મહિપતરાવ તરફ આંગળી કરતાં પુછ્યું.

"જેવો હું છું તેવો જ એ પણ છે!"

હિંદુ પાછો નિરાશ થયેલો જણાયો.

"તમો કોની તરફથી આવો છો?"—

"ભાઉ સાહેબ!"

તેણે આસપાસ શંકાની નજરે જોયું.

"ધીરેથી બોલો ને કોઇનું નામ ન લ્યો—તે જાણીતા છે. તમારી પાસે પત્ર છે?"

"જી સરકાર!"

"મને આપો!"

"સરકાર! બેઅદબી માફ કરજો. હું હજુરનો ગુલામ છું, પરંતુ તે નવાબ સાહેબ સિવાય બીજા કોઇને નહિ આપવાની સખ્ત આજ્ઞા છે!"

"તમો, મ્હારૂં નામ જાણો છો?"

"નહિ સરકાર!"

"હું કાશીરાય છું!"

"હજુરકા નામ જહાંગીર હય! લેકીન મીઝકો સૂબા સાબકે દેનેકા ફરમાન હૈ. બેઅદબી માફ, સરકાર!"

કાશીરાય, (સુજાઉદ્દૌલાનો વિશ્વાસુ દિવાન અને પાણિપતના આ મહાન યુદ્ધનો ભવિષ્યનો ઇતિહાસકાર) આ ઉત્તરથી કચવાયો. કાંઈક વિચાર કરીને તે ઉઠયો, અને લાલન દાખલ થઇ હતી તેની સામેના દરવાજામાંથી બહાર ગયો.



## પ્રકરણ ૩૧ મું.

## "પ્યાલું ભરાયું!"

પાંચ મીનીટની અંદર તો જે દરવાજેથી **કાશીરાય** બહાર ગયો હતો તેજ દરવાજેથી **સુજાઉદ્દૌલા–લખનૌરનો સૂબો–મોગલ** શાહનશાહતની 'વજીરાત' મેળવવાનો ઉમેદવાર–અંદર દાખલ થયો. તેના કંઠમાંના અને હાથોમાંના મણિના જેવીજ તેની આંખો હતી, અને જોકે તેનો સઘળો પોશાક કિંમતી અને દબદબાવાળો હતો, તથાપિ તે ચોળાયલો હતો અને સૂચવતો હતો કે **મોગલ** દરબારીઓની માફક તે પણ આ વખતે સારી પેઠે શરાબનો હીસાબ ચૂકવી આવ્યો હતો. તેની પછવાડે મૂંગો મૂંગો, પણ સાવચેતીથી તેનો બ્રાહ્મણ દિવાન પેઠો!

"અહિં કોણ છે?"–તેણે કાંઇક રોષમાં કહ્યું–"શું થોડીવાર થોભાત નહિ? એવું શું જરૂરનું કામ છે? **માવલા** અલી સાહેબ જ જાણે છે કે મ્હારે કેવી સરસ મોજ છોડીને આવવું પડયું છે."

**દાઉદ** અને **ખૂદાયારને** હાથે પકડાયેલી બાળાએ એક સવારે એને **અહમદ**-શાહની સાથે જોયેલો હોવાથી, હમણા ધારી લીધું કે એ દિવાન વઝીર સાહેબ જ છે, અને તેથી તેને ઉઠીને નમીને સલામ કીધી. ઉઠીને કાંઇપણ ન બોલતાં, **ભાઉ** સાહેબનો પત્ર તેણીએ છાતીમાંથી બહાર કાઢયો, અને બે હથેલીઓ ઉપર મૂકીને, નમન સહિત તેમની સામે ધર્યો.

તેણીએ આમ કીધું તેટલા વખતમાં, **સુજાઉદ્દૌલાએ** તેણીના મુખનું બારીકીથી અવલોકન કીધું અને કાંઇક શંકાયુક્ત મને બોલ્યો.

"**મિરઝા–જાન–બાઝ**! આ નિત્યે આવનારો **મિરઝા–જાન–બાઝ** નથી! તમે કોણ છો?"

"હું કોણ છું?"–**બાલને** પ્રતિ પ્રશ્નરૂપે ઉત્તર દીધું–"જો હું મ્હારૂં કામ વફાદારપણે અને સહિસલામત પાર ઉતારૂં તો, તેની સાથે સરકારને કાંઇ પણ સંબંધ નથી. હું ખરો નિમકહલાલ માણસ છું તેની સત્યતા માટે ગરીબનિવાજે આ પત્ર વાંચવો."

**સૂબો** દીવા પાસે ગયો, પરબીડીયું બે ત્રણ વાર આમ તેમ ફેરવીને જોયું, પત્ર ઉઘાડયો અને અંદરની **ભાઉ** સાહેબની મુદ્રા ઓળખતાં જ સંતોષસૂચક ઉદ્ગાર કાઢયો. પછી તે પત્ર આખો વાંચ્યો–અને તે વાંચતો હતો ત્યારની તેની મુદ્રા ઉપરથી જોનારે જોયું કે તેના મનમાં આ વેળા અજાયબી, રોષ, અને ભયની વૃત્તિઓ ઉભરાઈ આવતી હતી અને તે વૃત્તિઓ તેના નિત્યે નિરૂત્સાહી અને શાંત જણાતાં મુખને, અત્યારે કાંઇક લંબાવતી હતી તથા તેના ઉપર કરચલીઓ લાવતી હતી. તેના હાથમાંનો પત્ર પડી ગયો. પરંતુ તુરત જ નિત્યની શાંતિ પાછી મુખપર ફરી વળી અને **કાશીરાય** તરફ ફરતાં તેણે તેને માત્ર ફારસીનો એક જ શબ્દ કહ્યો–

"બાંચો!"

તુરતજ તેણે અગાડી આવીને જમીનપરથી તે પત્ર ઉંચકી લીધો, અને ત્વરાથી આંખ ફેરવી જતાં તે પણ ચમકયો અને તેની હમેશની શાંત અને ગંભીર રીત ભૂલી જઇને, બે હાથે ગાલો ઉપર તમાચા મારતો બોલી ઉઠયો–"રામ રામ! ગઝબ હુઆ!"

ઇતિહાસોમાં એમનોએમ ઉતરી આવેલો-સર્વને જાણીતો થયેલો તે પત્ર નીચે પ્રમાણે હતો:-

"દુઃખ અને આફતના દરિયાવમાં ગરકાવ થઇ ગયેલા પાષાણ હૃદયના મિત્રો "જેના તૃષાતુર થયેલા આત્માને ધૈર્યરૂપી જળનું પાન કરાવતા નથી, જેની કીર્તિ "કલંકિત કરવાની પરમાત્માની દરબારમાંથી આજ્ઞા નિકળેલી છે, અને જેના અંત "કાળનો ઘંટો વાગી ચૂકયો છે એવા **સદાશિવરાવ ચિમનાજી** તરફથી, તે ઉચ્ચતમ "પદને પામેલો પુરૂષ, કે જેને તેણે પોતાનો ભાઈ કહેલો છે, જેના ઉપર તેણે ખરા "અંતઃકરણપૂર્વક વિશ્વાસ રાખેલો છે, જેનો સિતારો બુલંદ અખત્યાર છે, જહાનની "રોશનીરૂપ વજીર આઝમ **નવાબ સુજાઉદ્દૌલા** પ્રતિ—

"ઓ ભાઇ! જો મનુષ્યો પોતાની પ્રતિજ્ઞા નહિ પાળશે તો આકાશ કેમ "સ્થંભી રહેશે? આપણા બે વચ્ચે આજ સુધીમાં જે સંદેશા ચાલ્યા છે તે પછી "આપ જેવા સુજ્ઞ પુરૂષને ઝાઝું લખવાની જરૂર નથી. ત્હારા પોતાના લાભનો અને "મ્હારા લાભનો વિચાર કરજે, તથા આપણા બેયના મધ્યસ્થ સાક્ષી પરમાત્માને "સ્મરજે-તેથી જે કરવાનું છે તે હવે વિના વિલંબે કરજે. હવે વખત કહાડવામાં "કાંઇ પણ સાર નથી. મ્હારૂં અને મ્હારા માણસોનું **પ્યાલું ભરાઇ ગયું છે!** "અને તેમાં હવે એક પણ ટીપુ વધારે સમાઇ શકશે નહિ. અમો સવારે અમારૂં "ભાગ્ય અજમાવીશું, તેથી તું ત્હારે સમાળજે! અને જેમ ઇચ્છા થાય તેમ કરજે. "શુકન મરદાન જહાન દારદ (મનુષ્યનો શબ્દ આખી વિશ્વની બરોબર છે). દગલ- "બાજકા મુહ કાલા હજો."

**સુજાઉદ્દૌલા** અને તેનો દિવાન એક બીજા સામુ મૂંગા મૂંગા થોડી પળ જોઇ રહ્યા અને પછી એક ખુણામાં જઇને ઉશ્કેરાયલા શબ્દે અનેક જાતના હાવભાવ દર્શાવતા, વાતો કરવા લાગ્યા.

**સૂબો** પાછો **લાલન** પાસે આવ્યો. હમણાં તેની રીતિ તદ્દન બદલાઇ ગઇ હતી. વિસ્મયતાની પહેલી અસર હવે દબાઇ ગઇ હતી, અને તે પાછો શાંત થઇ ગયો હતો. તે વખતના રાજકીય પુરૂષોમાં અતિશય શાંત અને અતિશય નિપુણ અને પાકો ગણાતો આ મહાન સૂબો, પ્રથમ પંક્તિમાં મૂકાતો હતો. સામાન્યપણે જોતાં તે સમયના તેના સમકાલિન પુરૂષોમાં, આ ગુણોથી રહિત કોઇ પણ સરદાર જોવામાં આવતો નહોતો-ખરેખર જો એમ કહીયે કે તે વેળાના મહાન પુરૂષોમાં જેટલે અંશે રાજનય અને રાજ્યજયના ગુણો જોવામાં આવતા હતા, તેટલા જ અંશે જો તેઓમાં સૈનિક યોદ્ધાઓને યોગ્ય ગુણોની વૃદ્ધિ થઈ હોત તો, તે વખતે હિંદમાં પગપેસારો કરવાને મથી રહેલી પરદેશી વ્યાપારી ટોળકીને, પોતાનું રાજ્ય સ્થાપવાની જરા પણ તક મળતે નહિ કે આશા રહેતે નહિ એમ કહીએ તો તેમાં કોઇ પણ પ્રકારની અતિશયોક્તિ કીધેલી નહિ ગણાય.

"**મિરઝાં!** તું જાણે છે કે આમાં શું લખેલું છે?"

"નહિ-સરકાર! તે મને સીલબંધ જ સોંપવામાં આવ્યો હતો."

"ઠીક, પણ **ભાઉસાહેબ** લખે છે કે તે સવારે અમારી છાવણી ઉપર હલ્લો કરનાર છે તે વાત ખરી છે શું?"

"સવારના હિન્દુ સેના યુદ્ધ કરવા આવશે એ વાત નિર્વિવાદ છે. કચેરીમાં ચાર કલાક પૂર્વે કેસરીઆ કર્યા હતા–પટકા વેહેંચાયા હતા અને તૈયાર રહેવાનો હુકમ આપેલો હતો તે હું જાણું છું."

સુજાઉદ્દૈલાએ તેના દિવાન તરફ જોયું. તેની દૃષ્ટિમાં ચિન્તા, અનિશ્ચિતપણું, અને ખરો શોક દર્શન દેતો હતો.

"ત્યારે ભાઉસાહેબ મ્હારી તરફથી કેવા પ્રકારની આશા રાખે છે?"–તેણે પૂછ્યું.

"જેવી પ્રભુની ઈચ્છા!!"–લાલને કાંઇક ધૃષ્ટતાથી કહ્યું,–"પાઘડીની ફેર બદલી* કરનાર ભાઈ તરફથી કેવી આશા રખાવી જોઇએ?"

"તેની સાથે સવારે જોડાઇ જવું, અને તેમ નહિ તો તદ્દન અલગ રહેવું એ જ તમારો અર્થ છે કે બીજો?"–સુજાઉદ્દૈલાએ ધીરે સ્વરે કહ્યું.

"હા સરકાર!"–લાલને ઉત્તર આપ્યો,–"જો પ્રથમ નહિ, તો આખરની તો ખરી જ!"

સુજાઉદ્દૈલા વિચારમાં પડયો.

"મિરઝાં! તું જાણે છે કે મ્હારો ભાઇ મ્હારી પાસેથી કેવી ભારી વાત કરાવા માંગે છે! અલ્લાહ જ માત્ર જાણે છે કે હું તેને સહાય થવાને કેટલો આતુર છું, પરંતુ આ લડાઇને "જેહાદી" (ધર્મયુદ્ધ) તરીકે શાહે જાહેર કીધી છે, અને જો હું ફરી જાઉં, તોપણ મ્હારા માણસો મ્હારી આજ્ઞા માનશે જ એ વાત બહુ વેહેમ ભરેલી છે!"

"અમો જાણીએ છીયે કે સરકારના સૈન્યમાં અર્ધાથી વધારે હિન્દુઓ છે અને બાકીનામાં મ્હોટો ભાગ શીહા મુસલમાનોનો છે અને આ હિન્દુસ્થાની મુસલમાનો, પઠાણોને ધિક્કારે છે અને જો સરકાર પોતાનો હાથ ઉંચકશે તો તેઓ જરૂર આપની આજ્ઞા ઉપાડી લેશે!"

"જોખમ બહુ મ્હોટું છે-ભય ભરેલું કામ છે!" તેણે શંકાસૂચક શબ્દથી માથું હલાવતાં કહ્યું.

"જ્યારે અફઘાનોની પુરતી સાહ્યતાવાળો નજીબુદ્દૌલા દિલ્હીમાં 'વઝીરાત' ચલાવશે, અને હાફેઝ રહેમત આપની સીમાપર રાજ્ય કરશે, અને ભાઉ તથા સિંધિયાઓનો અસ્ત થઈ જવાથી એકલો રહેલો હોલ્કર, પોતાના જુના મિત્ર સાથે મળી જઇને, આપના રાજ્યના ભાગલા પાડશે, અને પછવાડેની બાજૂથી અંગ્રેજો હેરાન કરશે, ત્યારે ભય વધારે રહેશે કે હાલ ભય વધારે છે, સરકાર?"

"હા, હા, પેલા અંગ્રેજો!" ક્ષણભર પોતાની સાવચેતી ભૂલી જતાં તે બોલી ઉઠયો,–"બંગાળમાં ધૂળ ઉરાડી રહ્યા છે, અને બીજી તરફથી નજીબૂદ્દૌલા અને અફગાનો—"

---

* પાઘડી ફેરબદલ કરવી એ ભાઇચારાની પ્રથમ નિશાની તે સમામાં ગણાતી હતી. એમ કહેવાય છે કે ભાઉસાહેબ અને સુજાઉદ્દૌલા તથા હોલ્કર અને નજીબુદ્દૌલાએ પાણિપતના યુદ્ધ પૂર્વે આ વિધિ કીધી હતી.

'એકઠા થયા કે લખનોરમાં મોહિઓ* માટે સ્થાન નહિ રહે અને મહાન સફદરજંગના† પુત્રને માટે 'વઝીરાત' પણ નહિ રહે."–લાલને કહ્યું.

સૂબો પુનઃ ઉંડા વિચારમાં પડ્યો. "અને હોલ્કર?" તેણે ખૂબ વિચારીને કહ્યું,–"તારા કહેવાપરથી લાગે છે કે મરાઠાઓનો નાશ થશે તો એકલો હોલ્કર જ રહેવા પામશે?"

"નજીબુદ્દોલા તેનું રક્ષણ જરૂર કરશે."–તે બોલી.

"પણ તે તેને અફઘાનોથી બચાવી શકશે? હોલ્કર કાલે નહિ લડશે? હું જાણું છું કે તે નજીબુદ્દોલા સાથે સંદેશા ચલાવે છે, પરંતુ જેમ ભાઉ સાહેબ મને જુદો પડવા કહે છે, તેમ તે પણ છૂટા પડશે શું?"

"જો આપ સરકાર અમારે માટે લડશો તો તો હોલ્કારને પણ લડવું પડશે જ, પણ જો આપ નહિ છૂટા પડો તો જે કામ કરતાં આપ અચકાઓ છો તે હોલ્કર કરશે!"

સુજાઉદ્દૌલાએ હથેલી બાળમાં ડોઈ.

"નહિ, નહિ, તેમ નહિ થવું જોઇએ! અને તમો તુરત ભાઉસાહેબ પાસે જાઓ, અને કહો કે હુકમ ફેરવી નાંખો. થોડા સમયમાં બધું ફેરવાઇ જશે. પેશ્વાએ નર્મદા ઉલ્લંઘી છે ને તે થોડા સમયમાં આવી પહોંચશે!"

"હજુર! આ વાત નિરર્થક છે!"–વેશગણે કહ્યું,–"મદદની રાહ જોતા બેસવા માટે ઓછામાં ઓછા ત્રીસ દિવસ જોઇશે–જ્યારે સૈન્ય એવું તો ઉન્મત્ત થઈ ગયું છે કે ત્રીસ કલાક વધારે થોભવાનું કહેતાં તે ભાઉ સાહેબનો શિરચ્છેદ કીધા વિના રહેશે નહિ."

પાછો નવાબ વઝીર ચૂપ થઇ ગયો અને વિચારમાં પડ્યો, અને હિંદના મહાન પુરૂષોમાં નહિ જોવામાં આવતું અસ્વસ્થપણું અને ગુંચવણ, તેને હમણાં તંબૂમાં, આમથી તેમ ત્વરાથી અને અનિયમિત પગલે આંટા મારીને પ્રગટ કીધાં.

છેવટે લાલનને કહ્યું–"વિચાર કરવાને અને મસલત કરવાને મ્હારે સમય જોઇએ. તમો કેટલા સમયમાં જવા માંગો છો?"

"રાત્રિનો ત્રીજો પ્રહર અર્ધ થયો નહોય તે પહેલા મારે અત્રથી નિકળી જવું જોઇએ. નહિ તો સૈન્ય બહાર પડી જશે ને મને બહુ મોડું થઇ જશે!"

"ઠીક–ઠીક–ચિંતા ના કરો. તમોને જલદીથી જવાને બની આવે માટે યોગ્ય બંદોબસ્ત કરી આપીશું ને હું કલાક બે કલાકમાં આવીને જવાબ આપું છું!"

આટલું કહીને તે તંબૂ છોડી ગયો.

---

* 'શીહા' પોતાને એ નામે ઓલખાવતા નથી, પણ પોતે 'મોહિઓ'થી ઓળખાવે છે. જેનો અર્થ મિત્ર થાય છે. શીહાનું પ્રથમ સ્થાન દકણમાં અહમદનગર ને વિજાપુર હતા, તે તુટ્યા પછી લખનોર થયું છે.

† સફદરજંગ, સુજાઉદ્દૌલાનો બાપ તે 'દીવાન વઝીર'–શાહનશાહતનો હતો. તેનો પિતા શાદતઅલી નસીબ અજમાવનાર ઇરાની સીપાઇ હતો. તે પ્રથમ બિહાર, જેમાં લખનોર સમાયું છે તેનો સૂબો થયો, ને પાછળથી સ્વતંત્ર થવા મથ્યો તેથી મોગલ દરબારમાં તેની સામા કાવત્રાં થયાં ને તેની વઝીરાત છીનવી, નજીબુદ્દૌલાને, ઇરાનીઓની વિરૂદ્ધ પક્ષે આપી હતી.

## પ્રકરણ ૩૨ મું.

## ચારની પૂંઠે ચાર.

**મિરઝા-જાન-ખાઝ** તથા તેના રાજપૂત મિત્ર માટે બીછાના તથા શુદ્ધ પાણીની વ્યવસ્થા કરાવીને, **સુજાઉદ્દૌલા**-જ્યાફતગૃહ, જ્યાંથી તેને લાવવામાં આવ્યો હતો અને જ્યાં હજી તે ક્રિયા ચાલુ હતી, ત્યાં ગયો.

ત્યાંની ક્રિયા હવે પૂર્ણ થવા આવી હતી એમ તેણે સ્પષ્ટ જોયું. મૂલ્યવાન 'ફરશ' (ગાલીચા) ઉપર ભોજનાર્થે બીછાવવામાં આવેલા સફેત છીંટના પટાઓ ઉપર, જ્યાં ત્યાં 'દાલના' પીલા ડાઘો પડેલા હતા, રોટલીના કકડાઓ, કચરાયલા હાડકાઓ અને ઉંધી વળી ગયેલી 'ફિરની'ની* રકાબીઓથી તો તે જાણે ઢંકાઇ ગયો હતો-જ્યાં ત્યાં (ફૂલના) ગોટાઓ ચોળાયેલા પડેલા હતા. ચારે તરફ ખાલી શીશાઓ પડેલા હતા. નવીન આગંતુકને તે જણાવી દેતા હતા કે ત્યાં બેઠેલા અમીરો-ઉમરાવો-પરોણાઓ-નોકરો-ચાકરો-તાયફાઓ અને તેના તબલા સારંગીવાળાઓ-સઘળાઓએ તેમાંનો ઉન્માદક પ્રવાહી યથેચ્છપણે ઉરાડયો હતો! અને પરિણામે સઘળા બેભાન-અર્ધવિસ્મૃતતાવાળી સ્થિતિમાં આમ તેમ પડેલા હતા-ન્હાના અને મ્હોટા, સર્વે, પદવીનું ભાન ભૂલી જઇને, પરસ્પરમાં મશ્કરીઠઠ્ઠા કરી રહ્યા હતા, તકરારો કરતા હતા, અપશબ્દોથી એક બીજાની ટોળ કરતા હતા, પોતાના કુળની અને પોતાની વીરતાની શ્રેષ્ઠતા જણાવવાને મ્હોટા મ્હોટા ગપ્પાઓ મારતા હતા, તથા ચોધરે સાદે નિર્લજ્જ શૃંગારી ગાયનો, દુહાઓ અને ગઝલો લલકારતા હતા. ચંબેલીના પુષ્પોના હારમાં ગરકાવ થયેલો, પાનનો મુખમાં દચુડો ભરીને, મહાપ્રયાસે બોલતો, **નજીબુદ્દૌલા** હુક્કો લાવનારમે-તે લાવતાં એક પળ વધારે વિતાડવા માટે સરસ્વતી વાક્યમાં બોહતાવી દેતો હતો. મદ્યની કેફમાં નૃત્ય કરવાને બદલે આમથી તેમ ડોલાખાતી **કાશ્મીરી** તાયફાઓમાંની એક સાથે, **હાફેઝ રહેમત**, ટોળટપ્પા ઉરાડતો તથા અવિનયથી છેડછાડ કરતો હતો. અને ટુંકમાં, આ દેખાવ બરાબર જોવામાં આવે તે માટે ઉભેલા મસાલચીઓ, દરબારીઓની હજૂરના ગવૈયાઓ, ચારપર ઉભેલા જુદા જુદા હલકા નોકરોના ટોળાઓ-એમ સઘળાઓ, **મોગલો**ના આ પવિત્ર અને પ્રિય પીણાની અસરથી એટલા તો અવ્યવસ્થિત થઈ ગયા હતા કે ત્યાં આગલ કોઈ બકબકારો કરતું, કોઇ ગબડતું, કોઈ ઘોરતું, કોઈ ગાણું લલકારતું અથવા ત્યાં એક નવું "બેબલ"-ગોંધાટ કરનારાઓની વાચાનું, મિશ્ર સ્થાન થઇ ગયું હતું.

સુજાઉદ્દૌલાને જોતાંજ સઘળાઓએ તેને હોહાકાર મિશ્રીત શબ્દથી આવકાર આપ્યો, અને આ મૌજમાં ભાગ લેવાની ફરજ પાડી. પરંતુ તે લોકોની અર્ધઉન્માદ અવસ્થાને લીધે, **લાલ**ને પહોંચાડેલી નવીન ખબરને લીધે, ગંભીર બની ગયેલા તેના જેવા ચપળ પુરૂષને, આ લોકોને ઉડાવતાં વાર લાગી નહિ; અને તે પોતે એવી દશામાં આવતા અનેક બહાનાથી બચી ગયો. આ લોકો સવાર સુધી આવી સ્થીતિમાં પડી રહેશે એવા નથી, તેના મનમાં કાંઇક દિલગીરી ઉત્પન્ન થઈ અને હવે આસ્તે આસ્તે તદન બે ભાન થઈ જવા આવેલા આ પરોણાઓને સમજાવીને, કંઈક મિષ કહાડીને

---

* ચોખાના લોટનો મીઠ્ઠો અને સુગંધીવાળો ખાવાનો એક જાતનો પદાર્થ.

તે ત્યાંથી ચાલ્યો ગયો. પોતાના ખાનગી તંબુમાં જઈને તેણે કાશીરાવને બોલાવ્યો અને અનેક વિચારોને અંતે ભાઉ સાહેબના પત્રનો પ્રત્યુત્તર લખાવ્યો. તેનો સાર આ મુજબ હતો:— "નવાબ વઝીર તેનો સાચો મિત્ર છે; તે ભાઉસાહેબની રચના કોઈને પણ જાણવા દેશે નહિ. જો હલ્લો લાવવાનું તુરતમાં જ અવશ્યનું હોય તો એ સલાહ આપે છે કે અણચિંતવ્યો છાપો મારવો—જો કે તે કેમ વર્તશે તેનો ખુલાસો હાલ તુરત આપી શકતો નથી, તથાપી વખતને અનુસરીને લાગ મળતાં તે પોતાના "ભાઈની" મદદે આવતાં પાછો પડશે નહિ; તે ખાસ કરીને મલ્હારરાવ હોલ્કરના ઉપર ધ્યાન રાખશે, અને "ઇનશાલ્લા" જો તે પોતે સ્વામિપરાયણ રહીને, 'નિમક અદા' કરશે તો તો એની ખાત્રી છે કે મહાન ભાઉસાહેબનો સિતારો પાછો જોર કરશે."

કાશીરાય તે પત્ર આપવા જતો હતો તેટલામાં તેને અટકાવીને, સુજાઉદ્દૌલા તે પોતે લઈને મીરઝાં-જાન-ખાકને હાથોહાથ આપવાને ચાલ્યો. કાશીરાયના ઉપર પૂર્ણ વિશ્વાસ નહિ હોવાથી, વા પોતાના જ હાથમાં સોંપવામાં આવેલા પત્રનો ઉત્તર સ્વહસ્તે જ આપવો યોગ્ય ધારીને, વા લાલનની સાથે કાંઈક ગુપ્ત સંદેશો મ્હોડેથી કહેવડાવવાની ધારણાથી—તે ગમે તે વિચારથી તે પ્રેરાયેલો હોય, પરંતુ પાછલથી માલમ પડશે તેમ, આ કાર્ય જાતે કરવા જવાથી તેને દૈવેચ્છાથી ઘણો જ લાભ થયો—દૈવેચ્છાથી કહેવાતું કારણ એ જ કે તેના કાપડના મેહેલમાંની કનાતોના અંતરાયથી બનેલી સાંકડી ગલીઓમાંથી ચાલતાં, એક તરફના પડદાની પાછળ ઉભા રહીને, વાત કરતા બે માણસોનો અવાજ તે જતો હતો ત્યારે તેને કાને પડયો.

"ખ્વાજારોશન! હું કહું છું તે માન!" એક અવાજ સંભળાયો—"આ તે જ છોકરી છે; અને તે મ્હારી પોતાની પ્રિયા હોય તે પ્રમાણે હું તેને બરોબર ઓળખું છું, તે વળી કાંઈ પણ મહત્વના કાર્ય વિના આમ ગુપ્તવેશે ભાઉસાહેબની છાવણીમાંથી અહિં આવી નહિ હોય! તે શા કામે આવી છે તે હાલ કહી શકતો નથી, પરંતુ એકાદ કલાકમાં મ્હારો ભત્રિજો હનુમંત, ભાઉની છાવણીમાંથી આવશે કે હું કહી શકીશ. સૂબાનો મરાઠા પ્રતિ ભાવ છે!"

"અને તું! તું તો હિંદુ છે, ને તેના કરતાં પણ વધારે તે લોકોની તરફ ભાવ ધરાવતો જોઇએ!"

"હું તેઓ પ્રતિ ભાવ ધરાઉં!—હા, હું દૃઢ ભાવ ધરાવું છું. જ્યારે રોહિલાઓની સામે જતાં સફદરજંગની મદદે જયાપ્પા સિંધિયા અજમેરથી નિકળ્યો, ત્યારે માર્ગમાં તેના માણસોએ મછેરીની પાસે મ્હારા પિતાનાં ઢોરો હરી જવાનો પ્રયત્ન કીધો, અને તેમની સામે થતાં મ્હારા પિતાનો તથા સઘળાં કુટુંબીઓનો નાશ થયો હતો. મ્હારા હૃદયમાં તે ઘા સાલે છે અને હવે હું મ્હારું વૈર લઈશ."

"જો ત્હારી ખાત્રી જ છે કે તે તે જ છોકરી છે, તો જઇને મીયાન સાહેબને કહેતો કેમ નથી? નહિ તો મને જવા દે, હું કહીશ; એટલે તેણીને અહિંઆ જ, અથવા તો અહિંથી પાછા ફરતા માર્ગમાં, કેદ પકડી લેવામાં આવશે. આ ખબર માટે મીયાન તને અશરફીઓમાં દાટી દેશે!"

"એટલી ઉતાવળની કાંઈપણ જરૂર નથી. તેણી આજે રાત્રે તો અત્ર જ રહેશે ને અહિં સૂબાના તંબુમાંથી પકડવાનું કામ બહુ જોખમનું છે. પ્રભાત પહેલાં તે કાંઈ

જવાની નથી ને ત્યારે તેને માર્ગમાં રોકી શકાશે. ત્યાં સુધી હું અહિં જ ફર્યા કરીશ ને ગુપચુપ તેણીના આવવાનું કારણ જેટલું પકડાશે, એટલું પકડીશ. ધીરજ રાખ, ભાઈ ધીરજ!"

ઉપલી વાતચીતમાં રોકાયલાઓની પછવાડેના પડદા પાસે સંભાળપૂર્વ જઇને, નિપુણ સરદાર **સુરાજુદ્દૌલા**એ, રેશમની દોરીએ બાંધેલી–કમરમાંનો **પેશ**કબ્જ (પાતળી કટારી) કાઢીને પડદામાં એક બારીક–ચાર ઇંચ લાંબી ચીર–વગર અવાજ કરવે પાડી, અને પછી **પેશ**કબ્જ મ્યાન કરી, આંગલીને છેડે તે ચીરો પ્હોળો કરીને, વાત કરનારાઓને જોયા.

કનાતની બહારની હારમાંના એક ખુણા પાસે, આ લોકો બેઠેલા હતા–પરોણાઓ આજે આવેલા હોવાથી, માણસોની તથા ગુલામોની અત્ર બહુ ગીર્દી હતી; અને તેથી આ એકાંતમાં ગુપ્તવાત કરવાવાળાઓને રાત્રિની સખ્ત ઠંડીથી બચીને, વાત કરવાને માટે આથી વધારે યોગ્ય સ્થળ મળી શકતે નહિ. જમીનમાં ન્હાનો ખાડો ખોદીને, તેમાં દેવતા સળગાવી તાપતાં તાપતાં અને હાથમાંની ચલમના લાંબા શ્વાસ ખેંચતાં ખેંચતાં, તેઓ વાત કરતા હતા. એકે કાળા મેંઢાના બાલવાળા ચામડાનો સીવેલો મ્હોટો ઝભ્ભો ઓઢેલો હતો, અને બીજે, જે **સૂ**બાની સામે હતો તેણે, જાડી ગરમ રજાઈ ઓઢેલી હતી. જમીનપરના અગ્નિના નાચતા કુદતા પ્રકાશની અને તેની ચલમમાંથી વખતો વખત ઉઠતી ઝાળના તેજની મદદથી, **સુજા**ઉદ્દૌલાએ તુરતજ, **શાહ**ના સૈન્યમાંના જાણીતા જાસૂસ **બીર**બલને ઓળખ્યો.

**સૂ**બો ચમક્યો, અને **લાલન**નો પત્ર વાંચ્યો તે સમયથી ઉભી થયેલી તેના મનમાંની ગુંચવણમાં, આથી વીશ ગણો વધારો થયો. **શાહ**નો અને **અફ**ઘાન સરદારોનો અત્યંત વિશ્વાસુ–વઝીરાત માટેના તેના હરિફ **નજી**બૂદ્દૌલાના તરફથી રોકવામાં આવેલો જાણીતો ને વિશ્વાસનીય જાસૂસ **બીર**બલ, જાણે છે કે તેના તંબૂમાં હમણાં **ભાઉ**નો જાસુસ આવેલો છે. **મિરઝા–જાન–બાઝ**ના ત્યાં આવવાની તો કાંઇ ઝાઝી ચિંતા નહોતી, કારણ કે જે કાંઇ પણ બાતમી આવા ગુપ્ત સંદેશાઓ દ્વારા તેને મળે તે **શાહ**ને પૂરેપૂરી કહી દેવાની શરતે, તેણે **શાહ** પાસેથી તે લોકોને તેના તંબૂમાં આવવા દેવાની રજા આપી હતી. આ કાર્યકુશળ અને ખંધા **સૂ**બાએ, **શાહ**ની આ છૂટનો પૂરેપુરો લાભ લેવા માંડયો હતો, તે **ભાઉ**ના સંદેશાઓમાંથી કોઇને પણ નહિ નુકશાન કરી શકે તેવીજ ખબરો તે **શાહ**ને આપતો, અને **શાહ**ની તરફથી પોતે કામ કરે છે એ બહાને, પોતાની મતલબ પણ સાધી લેતો હતો તથા બની શકે તેટલી મદદ પોતાના **દક્ષિ**ણી મિત્રોને પણ તે આપતો હતો. આ વખતે તેની પાસે એવી મહત્તાની ખબર હતી કે જેથી **શાહ**ના આખા સૈન્યનું રક્ષણ થઇ શકે; અને તે **શાહ**ને પહોંચાડવાને તે બંધાયેલો હતો. આ વાત તેને માલમ પડવાને કલાકો વહી ગયા હતા, અને લશ્કરમાંથી **હનુ**મંત આવશે ત્યારે તે ખબર લાવ્યા વિના રહેશે નહિજ. તેથી જો તે આ ખબર છુપાવશે તો **બીર**બલ જઈને પહેલા આ ખબર **શાહ**ને પહોંચાડશે વળી **મિરઝા–જાન–બાઝ** એક છોકરી છે, ને **બીર**બલે તેને ઓળખી છે ને તે તેને માર્ગમાં પકડવાની રચના કરે છે ને જો પકડાય ને તેની પાસેથી તેનો પત્ર નિકળે તો થઈ જ રહ્યું! અને જો **મુસલ**માનોનું સંયુક્ત સૈન્ય

વિજયી થાય વા **મરાઠા**ઓ કાંઈક અણધાર્યા કારણે હલ્લો લાવવામાં વિલંબ કરે, અને આ બધી વાતો **બીરબલ**દ્વારા એમની એમજ કે કાંઇક મરીમસાલા સાથે, **નજીબુદ્દૌલા શાહ**ને પહોંચાડે તો, પછી તે દુરાની તેના કેવા હાલ કરે?

તે વિચાર કરતો હતો તેટલામાં **બીરબલ** બોલ્યો—પોતાના સાથી પ્રત્યે નહિ, પણ મનમાં જ—"**નજીબુદ્દૌલા** આટલો ઉલટોસુલટો ન થઇ ગયો હોત તો આપણે અહુણા તેને ઉઠાડતે અને તેની સાથે વિચાર ચલાવતે."

સુજાઉદ્દૌલા ઠરાવ ઉપર આવ્યો. **લાલન**ને ચીઠી આપવી નહિ, પણ મ્હોંડેથી જ સમાચાર કહેવાને તુરતજ તેને વિદાય કરી દેવી. પછી તુરતજ **શાહ**ને જઇને જરૂર જોગી ખબર આપવી, અને સવારે યુદ્ધમાં સમયાનુકુળ વર્તવું." એટલામાં તેને કાને દુરથી આવતો શબ્દ સંભળાયો—"**બીરબલ! બીરબલ!** કાકા તમે ક્યાં છો!"

"**હનુમંત** આવ્યો!"—ઉભો થઇ જતાં **જાટ** બોલ્યો—"બેટા હું અહિં છું!—આમ આવ, આમ!"

સુજાઉદ્દૌલાએ હાથમાંના પત્રના હજારો કકડા કરી નાંખ્યા અને જ્યાં **મહિપત** અને **લાલન**, આપેલી ચાદર ઓઢીને ઘુસપુસ ઘુસપુસ વાતો કરતાં હતાં ત્યાં આવી ઉભો.

"**મિરઝા—જાન—બાઝ!**" તેમની સલામોનો જવાબ આપવાને ખોટી ન થતાં તેણે કહ્યું વખત ગુમાવવામાં સાર નથી; તને રસ્તામાં પકડવાની બાજી રચાયલી માલમ પડી છે, તેથી હું તને કાગળ આપીશ નહિ. પણ તું જઇને **ભાઉસાહેબ**ને કહે જે કે, તેમના દુ:ખથી હું બહુજ દુ:ખી થયો છું, અને જેમ ઈશ્વર સુઝાડશે તેમ હું સવારે તેને માટે મારાથી બનતું કરીશ. પરિણામ **અલ્લાહ**ના હાથમાં છે; પણ હું સોગંદ લઇને કહું છું કે, **અફઘાનો**નો નાશ થતો જોઇને મ્હારો આત્મા બહુ જ શાંત થશે. હું આટલી જ આશા આપી શકું છું; અને હવે વગર વિલંબે તૈયાર થઇ જાઓ. તમને પકડવાની ગોઠવણ થાય છે. પણ હું **બેની માધવ**ને કહીશ કે તમને લાંબે રસ્તે, પણ જેમ બને તેમ સહિસલામત લઇ જાય. **અલ્લાહ—હાફેઝ—ખુદા** તમારો નિગેહબાન થાઓ."

તેઓને વિસ્મયમાં ગરકાવ કરીને, તેમનો સરંજામ તૈયાર કરવાને કહી, તે તુરત જ **કાશીરાય** પાસે ગયો.

"**બેની માધવ**ને કહે કે, **મિરઝા—જાન—બાઝ** અને તેના માણસોને ઉત્તીખાખાનના રસાલાની પછવાડેથી—છેક પશ્ચિમમાંથી, ત્વરાથી લઇ જાય, અને મ્હારો અશ્વ તૈયાર કરવાને કહે."

"ગરીબપરવર! વળી શું નવી વાત આવી છે?"—હંમેશ શાંત અને વિચારશીળ મુદ્રા ધારણ કરનાર તેના સ્વામિના મુખ ઉપરની ગભરામણની રેખાઓથી, ગુંચવણમાં પડેલા **કાશીરાયે** પૂછ્યું.

"હવે વાત કરવાનો સમય નથી—હું કહું છું તેમ જલદીથી કર—બધી વાત પ્રગટ થઇ ગઇ છે—બાજી પૂરી થઇ છે—મારે હવે તુરત **શાહ** પાસે જવું જોઇએ."

આટલો ટુંકો ખુલાસો પુરો થાય તે પહેલાં તો, **કાશીરાય** પણ ગભરાયલો ભરાયલો ત્યાંથી દોડી ગયો હતો.

પાઘડી માથા ઉપર મૂકતાં અને હથિયારો બાંધતાં બાંધતાં, સુજાઉદ્દૌલા, આમાંથી કેવા કેવા પરિણામો આવશે તે વિચારવા લાગ્યો. તેના મનમાં વિચાર આવ્યો કે, ભાઉના દૂતોને મારી નાંખ્યા હોય તો બધી વાતનો અહિંજ છેડો આવી જાય! પરંતુ હિંદમાં જ જન્મેલા અને ઉછરેલા અવિશુદ્ધ સ્વભાવના અને કુળના અમીરના મનમાં, આવી નિષ્પ્રયોજન કતલના વિચારથી પાછી કંપારી છૂટી, અને પોતાના પ્રથમના વિચારોને તે વળગી રહ્યો. તેને રાતદહાડો જોનાર મનુષ્ય, તેની આ વખતની ત્વરાયમાન ચચલી ગતિથી વિસ્મિત થયા-પણ તે તો જલદીથી સ્વાર થઇ ગયો અને અશ્વને પૂર જોશમાં દપટાવ્યો! ભાલા ઉપરના માથાની, કોરડાની અને લાલખંભની બાજૂમાંથી બહાર નીકળતા, પૂર્વ તરફના તંબૂઓ અને રક્ષણાર્થે કીધેલા બાંધકામોની ઉપર પ્રભાતના ધુમસની ઉપર આકાશમાં ઝાંખા ઝાંખા ઉષાના પ્રકાશને તથા તેનાથી સહેજ ઉંચે, તેના પૂર દમામમાં પ્રકાશી રહેલા તેજસ્વી પ્રભાતના તારાઓને-ચંદ્રના ન્હાના ભાઇને-તેણે દીઠા. તરતજ ઘડિયાલના ટકોરા અને પૂર્વના પહોરાનો અંત તથા નવા પહોરાનો આરંભસૂચક 'ગજર'* તેના નગારખાનામાંથી બહાર પડી ને કેટલાક સૂર્યના ચોબદારોની નેકીના અવાજને સાથે લઇને, તેના કાનો સાથે અથડાઈ!

રાત્રિના ત્રીજા પહોરાનો અર્ધ સમય વ્યતીત થઇ ગયો હતો, અને તેની ડાબી તરફથી, તેના પોતાના હિંદુસ્થાનીઓના રક્ષણમાંના દરવાજા તરફ જનાર લાલન અને તેના સાથીઓના અશ્વોની ખરીઓના ધમકારા તેણે સાંભળ્યા.



## પ્રકરણ ૩૩ મું.

### પાછો બન્યો!

આરોગ્યથી પૂર્ણ યુવાનોના માટે જ નિર્માણ થયલી શાંત નિદ્રાના પ્રેમાળ અંકમાં, લૂતુફઉલ્લાહખાન પડેલો હતો. તેને ઝમરૂદના સખ્ત હાથોએ અને શબ્દોએ જાગૃત કીધો. યંત્રના હાથાની માફક જ તેનો સ્વાભાવિકપણે, પાસે પડેલી પરશુ ઉપર હાથ ગયો, પરંતુ તેના વિશ્વાસુ ગુલામના શબ્દો ઓલખતાં જ, તે બેઠો થઇ ગયો અને આંખો ચોળવા લાગ્યો.

"મીઆન સાહેબ! મીઆન સાહેબ!"-તે ગુલામે કહ્યું-"બીરબલ આપને તુરતજ મળવા માંગે છે."

"શું માથું ફોડવાને?"—સબળા ઉંઘમાંથી એકદમ ઉઠનારાની માફકજ, પોપલઝાઇ સરદારે ચ્હીડવાઇને કહ્યું.

"હું જાણતો નથી મીઆન! પણ તે કહે છે કે કામ બહુજ જરૂરતું છે?"

"તેને અંદર લાવ!"

ઉપલા શબ્દો તેના સુખમાંથી નિકળી રહ્યા નહિ ત્યાં તો પડદો ઉચો કરીને, અંદર જલદીથી આવતો તેણે કોઇકને, ઝાંખા દીપકના તેજથી સલામ ભરતો જોયો-બીરબલ જાટને તુરતજ ઓળખ્યો.

---

* પહોરો બદલાયાનો સમય દર્શાવનાર સૂર.

નિકળી જાય વા અધારાએ કાંઈક આપુઆપ્યાં કાર્ય ઢીલો લાવવામાં વિલંબ કરે, અને આ બધી વાતો બીરબલદ્વારા એમની એમજ કે કાંઇક મરીમસાલા સાથે, નજીબુદ્દૌલા શાહને પહોંચાડે તો, પછી તે દુરાની તેના કેવા હાલ કરે?

તે વિચાર કરતો હતો તેટલામાં બીરબલ બોલ્યો-પોતાના સાથી પ્રત્યે નહિ, પણ મનમાં જ-"નજીબુદ્દૌલા આટલો હલેરાહુલેરો ન થઇ ગયા હોત તો આપણે અહુણા તેને ઉઠાડતે અને તેની સાથે વિચાર ચલાવતે."

સુજાઉદ્દૌલા ઠરાવ ઉપર આવ્યો. લાલનને ચીઠી આપવી નહિ, પણ મ્હોંઢેથી જ સમાચાર કહેવાને તુરતજ તેને વિદાય કરી દેવી. પછી તુરતજ શાહને જઇને જરૂર લેખી ખબર આપવી, અને સવારે યુદ્ધમાં સમયાનુકૂળ વર્તવું." એટલામાં તેને કાને દુરથી આવતો શબ્દ સંભળાયો-"બીરબલ! બીરબલ! કાકા તમે ક્યાં છો!"

"હનુમંત આવ્યો!"-ઉભો થઇ જતાં ભાટ બોલ્યો-"બેટા હું અહિં છું!-આમ આવ, આમ!"

સુજાઉદ્દૌલાએ હાથમાંના પત્રના હજારો કકડા કરી નાંખ્યા અને ત્યાં મહિપત અને લાલન, આપેલી ચાદર ઓઢીને ઘુસપુસ ઘુસપુસ વાતો કરતાં હતાં ત્યાં આવી ઉભો.

"મિરઝા-જાન-આઝ!" તેમની સલામોનો જવાબ આપવાને ખોટી ન થતાં તેણે કહ્યું વખત ગુમાવવામાં સાર નથી, તને રસ્તામાં પકડવાની બાજી રચાયલી માલમ પડી છે, તેથી હું તને કાગળ આપીશ નહિ. પણ તું જઇને ભાઉસાહેબને કહે જે કે, તેમના દુઃખથી હું બહુજ દુઃખી થયો છું, અને જેમ ઈશ્વર સુઝાડશે તેમ હું સવારે તેને માટે મારાથી બનતું કરીશ. પરિણામ અલ્લાહના હાથમાં છે; પણ હું સોગંદ લઇને કહું છું કે, અફઘાનોનો નાશ થતો જોઇને મ્હારો આત્મા બહુ જ શાંત થશે. હું આટલી જ આશા આપી શકું છું; અને હવે વગર વિલંબે તૈયાર થઇ જાઓ. તમને પકડવાની ગોઠવણ થાય છે. પણ હું એની માવલને કહીશ કે તમને લાંબે રસ્તે, પણ જેમ બને તેમ સહિ-સલામત લઇ જાય. અલ્લાહ-હાફેઝ-ખુદા તમારો નિગેહબાન થાઓ."

તેઓને વિસ્મયમાં ગરકાવ કરીને, તેમનો સરંજામ તૈયાર કરવાને કહી, તે તુરત જ કાશીરાય પાસે ગયો.

"એની માવલને કહે કે, મિરઝા-જાન-આઝ અને તેના માણસોને ઉસ્તીખા-ખાનના રસાલાની પછવાડેથી-છેક પશ્ચિમમાંથી, ત્વરાથી લઇ જાય, અને મ્હારો અશ્વ તૈયાર કરવાને કહે."

"ગરીબપરવર! વળી શું નવી વાત આવી છે?"-હંમેશ શાંત અને વિચાર શીળ મુદ્રા ધારણ કરનાર તેના સ્વામિના મુખ ઉપરની ગભરામણની રેખાઓથી, ગુંચવણમાં પડેલા કાશીરાયે પૂછ્યું.

"હવે વાત કરવાનો સમય નથી-હું કહું છું તેમ જલદીથી કર-બધી વાત પ્રગટ થઇ ગઇ છે-બાજી પૂરી થઇ છે-મારે હવે તુરત શાહ પાસે જવું જોઇએ."

આટલો ટુંકો ખુલાસો પુરો થાય તે પહેલાં તો, કાશીરાય પણ ગભરાયલો ગભરાયલો ત્યાંથી દોડી ગયો હતો.

પાઘડી માથા ઉપર મૂકતાં અને હથિયારો બાંધતાં બાંધતાં, સુજાઉદ્દૌલા, આમાંથી કેવા કેવા પરિણામો આવશે તે વિચારવા લાગ્યો. તેના મનમાં વિચાર આવ્યો કે, ભાઉના દૂતોને મારી નાંખ્યા હોય તો બધી વાતનો અહિંજ છેડો આવી જાય! પરંતુ હિંદમાં જ જન્મેલા અને ઉછરેલા અવિશુદ્ધ સ્વભાવના અને કુળના અમીરના મનમાં, આવી નિષ્પ્રયોજન કતલના વિચારથી પાછી કંપારી છૂટી, અને પોતાના પ્રથમના વિચારોને તે વળગી રહ્યો. તેને રાતદહાડો જોનાર મનુષ્ય, તેની આ વખતની ત્વરાયમાન થયલી ગતિથી વિસ્મિત થયા–પણ તે તો જલદીથી સ્વાર થઇ ગયો અને અશ્વને પૂર જોશમાં દપટાવ્યો! ભાલા ઉપરના માથાની, કોરડાની અને લાલખંભની બાજૂમાંથી બહાર નીકળતા, પૂર્વ તરફના તંબૂઓ અને રક્ષણાર્થે કીધેલા બાંધકામોની ઉપર પ્રભાતના ધુમસની ઉપર આકાશમાં ઝાંખા ઝાંખા ઉષાના પ્રકાશને તથા તેનાથી સહેજ ઉંચે, તેના પૂર દમામમાં પ્રકાશી રહેલા તેજસ્વી પ્રભાતના તારાઓને–ચંદ્રના ન્હાના ભાઇને–તેણે દીઠા. તરતજ ઘડિયાલના ટકોરા અને પૂર્વના પહોરાનો અંત તથા નવા પહોરાનો આરંભસૂચક 'ગજર'* તેના નગારખાનામાંથી બહાર પડી ને કેટલાક સૂર્યના ચોબદારોની નેકીના અવાજને સાથે લઇને, તેના કાનોં સાથે અથડાઈ!

રાત્રિના ત્રીજા પહોરાનો અર્ધ સમય વ્યતીત થઇ ગયો હતો, અને તેની ડાબી તરફથી, તેના પોતાના હિંદુસ્થાનીઓના રક્ષણમાંના દરવાજા તરફ જનાર લાલન અને તેના સાથીઓના અશ્વોની ખરીઓના ધમકારા તેણે સાંભળ્યા.



## પ્રકરણ ૩૩ મું.

### પાછો બન્યો!

આરોગ્યથી પૂર્ણ યુવાનોના માટે જ નિર્માણ થયલી શાંત નિદ્રાના પ્રેમાળ અંકમાં, લૂતુફઉલ્લાહખાન પડેલો હતો. તેને ઝમરૂદના સખ્ત હાથોએ અને શબ્દોએ જાગૃત કીધો. યંત્રના હાથાની માફક જ તેનો સ્વાભાવિકપણે, પાસે પડેલી પરશુ ઉપર હાથ ગયો, પરંતુ તેના વિશ્વાસુ ગુલામના શબ્દો ઓલખતાં જ, તે બેઠો થઇ ગયો અને આંખો ચોળવા લાગ્યો.

"મીઆન સાહેબ! મીઆન સાહેબ!"–તે ગુલામે કહ્યું–"બીરબલ આપને તુરતજ મળવા માંગે છે."

"શું માથું ફોડવાને?"—સઘળા ઉંઘમાંથી એકદમ ઉઠનારાની માફકજ, પોપલઝાઇ સરદારે ચ્હીડવાઇને કહ્યું.

"હું જાણતો નથી મીઆન! પણ તે કહે છે કે કામ બહુજ જરૂરનું છે?"

"તેને અંદર લાવ!"

ઉપલા શબ્દો તેના મુખમાંથી નિકળી રહ્યા નહિ ત્યા તો પડદા ખસ્યા; અંદર જલદીથી આવતો તેણે કોઇકને, ઝાંખા દીપકના તેજથી સલામ ભરતો બીરબલ જાટને તુરતજ ઓળખ્યો.

* પહોરો બદલાયાનો સમય દર્શાવનાર સૂર.

દૂરાની સરદારે પૂછ્યું-" બીરબલ ! શું છે, કંઇ નવી જૂની ? મને આટલો વ્હેલો ઉંઘમાંથી ઉઠાડયો તે ખાસ કાંઇ પણ બન્યું હોવું જોઇએ !

"લાખ લાખની કિંમતની બે ખબરો હું લાવ્યો છું !" પોતાની વાતની ખરેખર કિંમત જાણનારની દૃઢતાથી તેણે કહ્યું-"જો પેલી વેરાગણ છોકરીને પાછી તમારા હાથમાં લાવી આપું તો, સરકાર, મને શું આપશો ?"

લૂતુફુલ્લાહ કૂદી પડયો.

"જો તું મને ફરીથી એકવાર તેનું મુખ દેખાડે તો હું તને અશરફીમાં દાટી દઈશ !"-તેણે કહ્યું-"તે હવે પાછી કેમ છટકી જાય છે તે જોઇશ ! બોલ, બોલ, તે કયાં છે !"

"સુજાઉદ્દૌલાની છાવણીમાં !

"ત્યાં ? તે ગુલામડી ત્યાં કેવી રીતે આવી ?"-આ ખબરથી કાંઇક નિરાશ થતો, પણ વિસ્મય પામતો, લૂતુફુલ્લાહ બોલ્યો.

"મરદાનગી વેષમાં, તેણી ભાઉસાહેબ તરફથી, કાંઇક ગુપ્ત ખબર લઇને સૂબા-પાસે આવેલી છે; અને હું ત્યાં નજીબૂદ્દૌલા સાથે બેઠેલો હતો ત્યારે, મેંહ તેને જોઇ છે."

ઇર્ષ્યાથી ઘેરાયલો ને ઉત્કંઠાથી ભરપૂર ત્વરીત અવાજે તે બોલ્યો-"તે ત્યાં હમણા છે ? કોની સાથે આવી છે ?"

"હું તેને સૂબાના પોતાના તંબૂમાં છોડીને આવ્યો છું."

આવી જગ્યાએથી હરણ કરી લાવવાનું કામ કેટલું અસંભવિત છે તે સૂચવતી નિરાશાના અવાજે, લૂતુફુલ્લાહ બોલ્યો-"સૂબાના પોતાના તંબૂમાં ?" પરંતુ તુરત જ તેની જાતિની સ્વાભાવિક સાહસિકતા અને તેની વિષયવૃત્તિની પ્રબળતા બતાવનારા તીવ્ર સ્વરે તે એકાએક બોલી ઉઠયો-"કાંઈ હરકત નથી ! તે સૂબાના બાપના તંબૂમાં હશે તો ત્યાંથી પણ હું એને ઉંચકી લાવીશ ! હું તેની પાસેથી મ્હારી ન્હાસી ગયેલી ગુલામડી છે એમ કહીને પાછી માંગીશ: હું એ કામ કરીશ જ ! જમરૂદ, જમરૂદ ! મ્હારાં શસ્ત્ર અને બખ્તર લાવ અને ઘોસ મહમદને કહે કે શસ્ત્રધારી માણસો વીશ-"

તેના ખભા ઉપર હાથ મૂકીને બીરબલે તેને વચમાં અટકાવ્યો-

શું છે વળી ?"

સૂબાના તંબૂમાંથી ઉપાડી લાવવાની કાંઇ પણ જરૂર નથી. તેણી અડધા પોણા કલાકમાં ત્યાંથી મરાઠા છાવણીમાં પાછી ફરવાને નિકળશે ને મ્હે ત્યાં હનુમંતને રાખેલો છે તે આવીને ખબર આપશે. પણ હજુ મારે એક બીજી મહત્વની ખબર આપવાની છે." ... ગભરામણની રેખાઓથી,

ગુચવણ- "ચાલ, બોલ ?"

"હવે વાત કરવાનો સમય નથી-હું કહું છું તેમ જલદીથી કર-બધી વાત પ્રગટ થઇ ગઇ છે-બાજી પૂરી થઇ છે-મારે હવે તુરત શાહ પાસે જવું જોઇએ."

આટલો ટુંકો ખુલાસો પુરો થાય તે પહેલાં તો, કાશીરાય પણ ગભરાયલો ગભરાયલો ત્યાંથી દોડી ગયો હતો.

લડવા નહિ નીકળેલા હોવાથી, લડાઇ ક્યારે થશે તે કોઇ કહી શકતું નહોતું ને તેથી જ તે ચમક્યો હતો! એ ચમકાટ મટ્યો એટલે બોલ્યો–

"**સૂ**બાએ તે સમાચાર **શા**હને પહોચાડયા હશે જ!" તેણે પૂછ્યું.

"નહિ"–તે **જાટે** કહ્યું–"કયા તો **સૂ**બો અંદરખાનેથી **ભા**ઉની સાથે ખરેખર મળેલો છે, અથવા તો **ભા**ઉના પત્રમાં તે બાબદસર કાંઇ પણ સંદેશો ન હોય, અથવા તો કાંઈ બીજા કારણને લીધે પણ જાસૂસ આવ્યો હોય–ગમે તેમ હોય, પરંતુ **સૂ**બાને ત્યાં તે લોકો મધ્યરાત્રિ પૂર્વે આવેલા હોવા છતાં, પા કલાક પૂર્વે, હું નિકળ્યો ત્યાં સુધી તો **સૂ**બો **શા**હને મળવા ગયો નહોતો કે કોઇને તેમની પાસે મોકલ્યો પણ નહોતો!"

"ત્યારે હવે શું કરવું?"

"આપણે જઈને **શા**હને ખબર પહોચાડીએ. મને મ્હોટું ઇનામ મળશે ને આપને મોટું માન મળશે!"

"પણ ધાર કે હું ત્યાં જાઉં તો જેમ હમેશ કરે તેમ તે જરૂર મને ત્યાં જ રાખશે, પછી આ છોકરીને પકડવાનું કેમ કરવું?"

**બી**રબલ મૂગો રહ્યો ને એક કલાકપર **સુ**જાઉદ્દૌલા જેમ ભાંજઘડમાં પડ્યો હતો તેમ **લૂ**તુફઉલ્લાહ પણ ભાંજઘડમાં પડયો. ધર્મ અને કીર્તિનો લોભ એક તરફ ખેંચતા હતા–પ્રેમ બીજી તરફ ખેંચતો હતો.

એવી વખતે પ્રેમ હમેંશા જ વિજયી નિવડે છે.

"**બ**રજહામન રફત!"–તે **પો**પલઝાઇ સરદારે મ્હોટેથી કહ્યું–"જો મારી માશૂકને, અને બે વખતે મને નિરાશ કરવા માટેના તેના ઉપરના મ્હારા ગુસ્સાને પૂર્ણ કરવાના અવસરને ગૂમાવીને કીર્તિ મળતી હોય તો, તેવી કીર્તિ જહાનમમાં પડો! જલદી કર, **બી**રબલ! જા તું જ જલદીથી જઇને **શા**હને બધું કહે ને ઈનામ એકલો જ મેળવ! ત્યાં આવા કામ માટે દાખલ કરવાના કામમાં મદદ આપવાને સેંકડો અમીરો મલી આવશે. જોઇયે તો આ વેળાએ સેંકડો લડાઇઓ ચાલતી હોય, તોપણ તેને મૂકીને હું મ્હારી માશૂકને પકડી લાવવાને જ જઇશ. પણ ઉભો રહે, મને **હ**નુમંત ક્યાં મળશે?"

"આપણા બચાવ કામને ફરતાં ફરતાંજ આગળ વધશો તો તમો **પૂ**રભૈયાઓના રક્ષણ હેઠળના દરવાજે આવશો. ત્યાં જઇને ધીરેથી ત્રણ સાદ હનુમંતના નામના કરશો કે તે તમને આવી મળશે. હું જાઉં ત્યારે?"

"હા! **ઘો**સ **મ**હમદ વીસેક માણસોને તૈયાર કર અને **શ**યેતાનઝાદા ——————!"

"તેને અંદર લાવ!"

ઉપલા શબ્દો તેના મુખમાંથી નિકળી રહ્યા નહિ ત્યાં તો પડદો ઉંચો કરીને, અંદર જલદીથી આવતો તેણે કોઇકને, ઝાંખા દીપકના તેજથી સલામ ભરતો જોયો–**બી**રબલ **જા**ટને તુરતજ ઓળખ્યો.

---

* પહોરો બદલાયાનો સમય દર્શાવનાર સૂર.

ઓનો દમેશકના ગજગામીઓ તુર્કીમાની ઘોડો હતો અને બીજો એક ટટ્ટુ જેવો ઈરાની હતો. જમશેદને જલદીથી તુર્કીમાની અશ્વ ઉપર બેસવાનું કહીને, તે પોતે ઈરાની અશ્વ ઉપર બેસવા જતો હતો તેટલામાં, એક વિચિત્ર દેખાવનો ઘોડેસ્વાર, ચારે પગે ઘોડાને કુદાવતો દોડાવતો ત્યાં આવ્યો, અને ઘોડાને એકદમ થોભી તરતજ ઊભો કરતાંજ, જલદીથી લુત્ફુલ્લાહને મળવાને માંગ્યું.

પાગડામાં પગ મૂકતાં મૂકતાં ખાને કહ્યું-"હું અહિંજ છું, શું છે?"

"ખાનસાહેબ!" નવા આવનારે ઉતાવળમાં જ તે ઘોડેસ્વારથી હાલતમાં કહ્યું-"જનાબ-એ-આલમ આપને બોલાવે છે. કાંઈક જરૂરનું કામ છે અને સઘળા અમીરોને બોલાવ્યા છે."

ઉપલા શબ્દો બોલતો તે તુરતજ બીજી તરફ, તેવેજ બીજે કામે ઘોડાને દોડાવી ગયો.

હજુ તો સાંભળનારાઓના અચંબો દૂર થયો નથી, અને લુત્ફુલ્લાહખાને નિરાશીની અને ગુસ્સાની એક મોટી બરાડ મારીને થોડાક અપશબ્દોને પેટમાંથી કાઢ્યા ન કાઢ્યા તેટલામાં તો, બાજુના અંધકારમાંથી, પગપાળો આવતો એક આદમી તેની તરફ ફરી પડ્યો, અને ઘોઘરે સાદે ખીરખાનને બૂમ મારવા લાગ્યો.

ગુસ્સાના આવેશમાં રાતોપીળો થઈ જતો ખાન, બરાડી ઉઠ્યો-"હરામજાદા! કમબખ્ત! અબી ક્યા બાકી રહ્યા હય-તું ક્યા મંગતા હય?"

હાંફતો હાંફતો, શ્વાસ પણ પૂરો નહિ લઈ શકનાર નવો માણસ, મહાપ્રયાસે, ખાનના સામું જોતો જોતો, નીચલા-શબ્દો તુટક તુટક બોલતો જ ત્યાં બેસી ગયો-"તે છોકરી-તે વેરાગણ-કાકા-ત્યાંથી-આવ્યા-કે તુરત જ-ગઈ છે!"

લુત્ફુલ્લાહે "હનુમંત"ને ઓળખ્યો. તેના કામના વારવા કરતાં લાલન વેહેલી જતી રહી કે લાગલો જ તે અંધારામાં, તે વાત પોતાના કાકાને અને પ્રધાન અમીરને કહેવાને હાંફળો ફાંફળો દોડતો આવ્યો હતો.

હવે બધી મેહેનત નકામી હતી. કિસ્મત પાછું તેની વિરુદ્ધ હતું. આવી વખતે અહમદશાહ અબદાલીના શાસન પ્રમાણે નહિ ચાલવું એ મૃત્યુનો આમંત્રણ કરવા જેવું હતું. તેથી ગાળો દેતો દેતો, ત્રણ ત્રણવાર નિરાશ કરનાર પ્રેમ અને તિરસ્કારને પાત્રના માથા ઉપર ગાળોનો, નિષ્કારણના સોગંદોનો અને શાપોનો, વર્ષાદ વરસાવતો, યુવાન ખાનસાહેબ, નિરાશ મને અને નિરુપાયે, રાત્રી અને પ્રભાતના ઝળઝળાં વચ્ચે, ખોરાસાનના-શાહના તંબૂ તરફ વળ્યો.

---

## પ્રકરણ ૩૪ મું.

### લોહી લુહાણ દિવસનું પ્રભાત.

પોપલઝાઈ સરદારના તંબૂ આગળના બનાવોથી વાંચક જાણતું જ હશે કે ...નો સૂબો અહમદશાહને તંબૂએ પહોંચી ગયો હતો. તે મેહેનતુ શાહ, રાત્રિએ ચારે તરફ જાતે ફરી આવીને, છેક પાછલી રાત્રિએ સૂવા ગયો હતો. પરંતુ સવારની નિમાજ પહેલા બરોબર જાગૃત કરવાનો હુકમ આપ્યો હતો; અને

થોડીક મીનીટ કંઇ પણ કર્યા વગર બધા મૂંગા મૂંગા અગાડી વધ્યા; માત્ર રખેવાળોના સામસામા પ્રશ્નો અને ઉત્તરોજ કાને પડતા હતા; પણ તુરતજ તેઓએ સામે આવતા ઘોડાનાં પગલાં સાંભળ્યાં.

"તૈયાર થજો!"-શાહે કહ્યું, અને સઘળા ઘોડાની ફોજ પોતાની શસ્ત્ર સજી તૈયાર થઇ ગયા.

તુરતજ કેટલાક અફઘાનોને લઇને ઘોરસ અહમદ, અંધકારમાંથી બહાર આવ્યો. દરેક નવા આવનારના હાથમાં એક એક માથું–ઘોડા ઉપર શાળો–હથિયારો અને બીજી લૂંટ હતી, અને પછવાડે દોરડાથી કે પાઘડીના છેડાઓથી બાંધેલાં સ્ત્રી અને પુરૂષો ને બાળકો, રડતાં ને ડુસકા ભરતાં ખેંચાતાં આવતાં હતાં.

જેમ આપણે જોયું છે તેમ, જો કોઇ બીજી વખતે શાહે સ્ત્રીઓને કેદ પકડેલી દીઠી હોતે તો તે ગુસ્સે થયા વિના રહેત નહિ, પણ હવે વખત બદલાયો હતો અને તેમ કરવાની જરૂર નહોતી. તેણે આ લૂંટારાઓની ટોળીના નાયકને એકદમ પૂછ્યું; "મરાઠાઓના શા ખબર છે!"

"શાહનું રાજ અમર તપો,"–તે લૂંટારાએ કંઇક અજાયબી પમાડતાં ને નાસવાના પ્રયત્નને માટે ઠપકો ન મળે તે માટે ખુશી થતાં કહ્યું–"શાહનાં શસ્ત્રોને અલ્લાહ નિત્યે વિજય આપો? કાફરો ન્હાસે છે. અમો છાવણીની પછવાડે પહેરો ભરતા હતા, અને રાત્રિના ત્રણ વાગાથી માણસોનો પ્રવાહ કર્નાલને રસ્તે પડ્યો છે, તેમાંથી આ અમો નમુનો લાવ્યા છીએ અને બીજાઓ પણ લાવે છે! અમો જહાંપનાહને અમારી લૂંટ દેખાડવાનેજ આવતા હતા."*

"આ શું, નવાબ સાહેબ?" કાંઇક ચીડવાઇને સુજાઉદ્દૌલા તરફ ઘોડો ફેરવીને શાહે કહ્યું–"તમો તો કહેતા હતા કે તેઓ જરૂર લડવાને બહાર પડશે અને આતો ઉલટા ન્હાસતા હોય એમ લાગે છે!"

"મને તો જે ખબર પડી તે મ્હેં કહી"–તે મોગલ નવાબે કાંઇક અચકાતાં અચકાતાં જવાબ આપ્યો. કારણ જો કે તે શાંત અને ખંધો હતો છતાં પણ, તેનાં પોતાનાં કૃત્યો લાંચ રૂશવતની લાલચને જિતે એવાં નહતાં એ વિચારથીજ, તેનાપર ચળકતી આંખોથી જોનારા મોટા સેનાપતિ સમક્ષ શું કહેવું તે તે સમજી શક્યો નહિ. પણ તેને વધારે જવાબ આપવાની જરૂરીયાત રહી નહિ. તેના શબ્દો, તોપોના ગડગડાટમાં દબાઇ ગયા અને સામેના ધુમસને દૂર કરતા તોપોના ભડકાઓ દેખાવાલાગ્યા, અને વઝીરના છોકરાના અગાડી વધેલા માણસોના ઉપર ચાલતી ઈબ્રાહીમખાનની ટુકડીની પિસ્તોલોના અવાજો સંભળાયા.

"દરીઆએ–હાફેઝ, સાંભળો!" જે દિશામાં હલ્લો થતો હતો તે દિશા તરફ પોતાનો હાથ લંબાવતાં વિજયી હિંદુસ્તાનીએ કહ્યું.

મુખમાંથી "કુલીઉન" કાઢતાં, અહમદશાહે પાછા ફરી સૂબા સામું જોઇને સ્મિત કીધું ને કહ્યું–

"હું ખોટો હતો અને તમે ને તમારા માણસો ખરા છો. અલ્લાહ–હો !–! તેઓનું આગમન અમને મુબારક હોજો!"

---

* ઐતિહાસિક સત્ય.

માણસને અને પ્રકૃતિને નિદ્રામાંથી જાગૃત કરવાને ફોડવામાં આવી હોય તેમ, તોપોનો અવાજ થતાં જ, પૂર્વમાં સહસ્ર રશ્મીએ પોતાના લાલ પીલા વાવટાઓ, આસમાનમાં ઉરાડયા અને લાલ સૂરેખ જેવું પોતાનું બીંબ દેખાડયું ! તુરતજ ધુમસ વેરાઈ ગયું, અને આ ટોલકીની જ્યારે ઉત્તીખાનના સ્વારો અને અફ્ઘાન સિપાઈઓ, પૂરજોશથી પોતાની લશ્કરી છાવણી તરફ દોડતા આવતા દેખાયા; ત્યારે તેમની પૂઠે રણખંભના મેદાનની પેલી કોરે મરાઠાઓના ચલકતા બાગનેટો તથા ઇબ્રાહીમખાનની તેમના ઉપર ગોળીઓનો વર્ષાદ વરસાવતી ન્હાની તોપો નજરે પડી. !

આવો સમય આવી પહોંચવાની ખાત્રી હોવાથી જ, પહેલેથી જ તેણે સઘલા સરદારોને વ્યૂહની રચના શિખવી મૂકી હતી, અને તે પ્રમાણે પોતપોતાના માણસોને લઇને બહાર આવવાનો હુકમ આપીને તેમને રવાના કીધા, અને પોતે એકલો ઘોડાને ધીરે ધીરે ચલાવતો, લાલ તંબૂ તરફ ચાલ્યો. અત્ર ઘોડા ઉપરથી ઉતરીને થોડાક વિશ્વાસુ માણસોને રાખીને, બાકીનાને સઉ સઉને કામે મોકલ્યા તથા ટેકરી ઉપર ઘોડાની ચાદર પથરાવી તે ઉપર ખરેખરા કટાકટીના વખતમાં તેના મુખ ઉપર પ્રગટ થઇ આવતી ગંભીરતાની અને શાંતિની મુદ્રાવાળો આ શાહ, હાથમાં પાશ્ચાત્ય બનાવટની એક દૂરબીન તથા બીજા હાથમાં હુક્કાની નળી લઇને, તે કાળની મ્હોટામાં મ્હોટી લડાઈ જોતો, અને માણસોને હુકમ આપતો બેઠો.

તે બેઠો નહિ ત્યાં તો એક બીજો ધુમાડાનો અને અગ્નિનો ગોટો મેદાનમાંથી નિકળ્યો. આ તોપોનો નહોતો, પરંતુ ઘોડે સ્વારોને અગાડી ધસવામાં હરકત કરનારી (સરખંડા) બાંબુની ઝાડીઓને મરાઠાઓએ સળગાવી દીધી હતી તેનો હતો.

એટલા વખતમાં નીચે પોતાની છાવણીની બહાર મુસલમાનોનું જોડાયલું લશ્કર ગોઠવાતું હતું અને વચમાં મોખરે ઉભેલા શાહવલ્લીના આશ્રિતોને, તેના પુત્ર ઉત્તીખાનના ભાગી આવેલા માણસો જઇ મળ્યા; અને લડાઈ કયાં આગલથી લડવી તેની હદ નક્કી કરી દીધી.

—✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲—

## પ્રકરણ ૩૫ મું.

## સામાસામી સેનાઓ.

હિંદની તવારીખમાં મહાન ફેરફાર કરી નાંખનાર—ભવિષ્યની પ્રજાના ભાગ્યને બીજી તરફ વાળી દેનાર—આ ખુનખાર લડાઇમાં બે સેના ઝુઝે તે પૂર્વે, તેમની હાલની સ્થીતિ જ, તેમની વ્યવસ્થા અને તેમાંના માણસોના જાતિગુણો વિષે, વાંચકને જાણીતા કરીશું તો તે અયોગ્ય નહિ ગણાય.

યમુનાજીના પગે ઉતરી શકાય તેવા ભાગો, મરાઠાઓના હાથમાં ગયા ન હોતા ત્યાં સુધી, પાછા હઠવાના અહમદશાહના સાધનો ખુલ્લાં હતાં અને આ માર્ગો તે જાણતો હતો કે અફ્ઘાનોના બાજુ ઉપરના હલ્લાઓને લીધે, મરાઠાઓથી રોકાય તેમ હાલ નહોતું—તેથી એણે પોતાની છાવણીની આગળ જ, લડવાનો ઠરાવ કીધો હતો; કારણ કે તેની આસપાસની જગ્યા જાણીતી હતી અને જો કદાચ હાર થાય તોપણ પોતાની બંદોબસ્તવાળી છાવણીનું તે રક્ષણ લઇ શકે, તેમ હતું. જય પરાજયનો પૂર્ણ વિચાર કરીને, માઠા પરિણામમાં કેમ બચવું તેની સંપૂર્ણ વ્યવસ્થા રચી રાખીને તે આ યુદ્ધને માટે તૈયાર થઇ રહ્યો હતો અને તેથી તેના સરદારોએ

આગળ જ–તેની નજર હેઠળ જ–અફઘાન હેદલની અને પેદલની બીજી ટુકડીઓ, સુતુફ-ઉલ્લાહખાન પોપલઝાઈ, અલ્લાહ–દાદખાન ગીલઝાઇ, તૈમુલબેગ ઉસબેગ અને ઉમરખાન ચુસફઝાઇની સરદારી નીચે હતું. આ લોકોને પાછળથી કામ પડે ત્યારે જ લડાઇમાં ઉતારવા, એવો ઠરાવ હતો. આ રીઝર્વ લશ્કર હતું.*

સર્વેથી મોખરે ૩૫ તોપોને છુટી છુટી ગોઠવેલી હતી, જ્યારે બચાવ કામમાંની કેટલીક મ્હોટી તોપો, જે ઝટઝટ ખસેડી શકાય નહિ તેવી હતી તે કામ વગર પડેલી હતી અને મરાઠાઓ નજીક આવે તો તેમના ઉપર મારો ચલાવી શકે તેમ તૈયાર રાખેલી હતી.

છુટા છવાયા–ખાસ કરીને સૂબાના સૈન્યમાં–સૂંઢ ઉપર તથા માથા ઉપર ખીલાઓવાળા–પીઠ અને બાજુઓ ઉપર બખ્તરવાળા હોદ્દાઓમાં, તીરંદાજો અને પીસ્તોલવાળાઓ સહિત લડવૈયા હાથીઓ ઉભેલા દેખાતા હતા.

સામાન્ય રીતે અફઘાનો દૃઢ મનથી ચૂપકીદી ધારણ કરીને ઉભા હતા. માત્ર સ્વર્ગ અને હુરી (પરીઓ)નું લલચાવનારૂં વર્ણન કરતા, ધર્મ ઝનુનથી ઉભરાઇ જતા મુલ્લાઓના જવાબમાં કે યુદ્ધના વાદ્યોના પ્રત્યુતરમાં જ તેઓ "દીન! દીન!"નો સ્હોર કરતા હતા; પરંતુ હિંદી સૈન્યમાંથી ચાલુ નગારાના, ઝૂંમોના, રણશિંગડાઓના, યુદ્ધના શબ્દોના, અને ઉત્સાહજનક ગાયનોના અવાજો કાને આવતા તથા કેટલાકો માંહીમાંહી ચાળા કરતા તથા ખાલી બંદુક હવામાં ફોડતા જણાતા હતા.

મુસલમાન સૈન્યની વ્યવસ્થા આ પ્રકારની હતી–જુદા જુદા તવારિખ નવેશોના લખવા પ્રમાણે તેની સંખ્યા અનિશ્ચિત હતી; પરંતુ બધાનામાંથી સાર લેતાં તેમાં ઓછામાં ઓછા ૮૦૦૦૦ થી ૯૦૦૦૦ હજાર પદાતિઓ અને આશ્વિકો (સરખે ભાગે) હતા, તથા ૭૦ થી ૮૦ તોપો હતી.

મરાઠાઓમાં પણ ૭૦૦૦૦ આશ્વિકો અને ૩૦૦૦૦ પદાતિઓ હતા તથા ૧૫૦ તોપો હતી–તેઓની પાસે ૨૦૦ તોપો હતી, પણ બાકીની ૫૦ તોપો, પાણિપતના કિલ્લા ઉપર જ રહેવા દીધી હતી. †તેઓ અફઘાનોની બરોબર સામા આવતા હતા અને શત્રુઓના જમણા ભાગ સામે પહેલા હલ્લો લઇ જવા માંગતા હોય તેમ લાગતું હતું. ઉત્તીખાન સાથેની ઝપાઝપી પછી, દામાજીના માણસો પછવાડે પડી ગયા હતા અને તેથી હવે ઈબ્રાહીમખાન જ સહુથી મોખરે ચાલતો હતો. તેના દશ હજાર માણસો, ચાર ટુકડીમાં વહેંચાયલા હતા; અને દરેક ટુકડી વચમાં ખાલી રહેલા સમચતુષ્કોણ વ્યૂહમાં ગોઠવાયલી હતી; અને બે આગળ ચાલતી હતી તથા બે પછવાડે ચાલતી હતી. તેમની વચમાંના ક્રોસના જેવા આકારના ખાલી ભાગોમાં તથા ચતુષ્કોણના વચલા ભાગોમાં, ઘોડેસ્વાર તોપખાનાની ટુકડીઓ ગોઠવાયલી હતી. તેની અગાડી, વાંકી ચૂંકી હારોમાં, તેના ત્વરાથી ફોડવાવાળા જંજાળવાળાઓ, તેના આવવાના પગલાં તુરત ન માલમ પડી જાય તેવી રીતે, ચાલતા હતા. તેની પછવાડે ગાયકવાડનું, વગર બખ્તરીયું ચપળ હેદળ હતું. તેની પછવાડે ઊંટ ઉપરના જંજાળવાળાઓનું સૈન્ય હતું. તેની પછવાડે વિંચૂરકરના માણસો તથા મરાઠા સૈન્યનો

* આ ગ્રંથમાં જેમ બીજાં નામો ઐતિહાસિક છે તેમ આમાં જે નામો દર્શાવેલાં છે તે ઐતિહાસિક નથી. † સંખ્યાના સંબંધમાં સઘળા લેખકો જુદા પડે છે. પણ સઘળાં લેખકોના આંકડા જોતાં આ અનુમાન સત્યની લગોલગતું છે–જો કે સત્ય તો નથી જ.

સર્વેથી શ્રેષ્ઠ ભાગ–"**ખાસ પાગા,**" **સ**દાશિવરાવ **ભાઉ** અને **વિ**શ્વાસરાવની પોતાની સરદારી નીચે, "**ભ**ગવો ઝુંડો" લઇને ચાલતું હતું; તેમ જ શસ્ત્રાદિકથી સુસજ્જીત એવા **સ**મશેર **બ**હાદુર તથા **જ**સવંતરાવ **પ**વારનાં તથા બીજાં **પૂ**નાવાળાઓનાં માણસો, તેમની પછવાડે હતાં. તેની પછવાડે **મ**લ્હારરાવ અને તેના લૂંટારા (ગુરીલા) ભાલેદારો હતા; અને સર્વેથી પછવાડે, જેમ તેમ ગોઠવાયલા દેખાતા, પણ લડાઇમાં બરોબર કેળવાયલા અને શસ્ત્રાદિકથી સંપૂર્ણ, **જં**કોજી અને **મ**હાદાજી **સિં**ધિયાની **પા**ગા ને સેના હતી.

**મ**રાઠા સૈન્યનું વર્ણન આપણે ઘણીવાર કરી ગયા છીએ અને તેથી અત્રે માત્ર કાંઈક ખાસ બાબત જ સૂચવીશું. કેળવાયલા પગારદાર ધનાર્થી સિપાઇઓ, **શ**મશેર **બ**હાદુરના કેળવાયલા અને ચુનંદા આશ્વિકો, થોડાક **રા**જપૂતો, **સોં**ડીઆઓ,* **ના**ગાઓ, અને **મ**હાદાજીના મુસલમાન સિપાઈઓ સિવાયના **મ**રાઠા સૈન્યમાં પદાતિના તથા હેદળના વિભાગો, પૃથક્ પૃથક્ નહોતા. તેમના નીચા, પણ દૃઢ શરીરના, કાળા રંગના, અરધા નગ્ન ભાલા અથવા તમંચાવાળી ટુંકી તરવારો, 'ખંડો' કે ઢાલોવાળા પદાતિઓ, આશ્વિકોની વચમાં વચમાં તેમની સાથે દોડતા અને થાકતા તો તેમના જીનનું કપડું કે પગમાંના પાવડાનો ચામડાનો પટો પકડી લેતા–**મ**રાઠાઓ, સામાન્ય રીતે લેતાં તેમના પ્રતિપક્ષીઓ કરતાં શારીરીક બળમાં ઉતરતા હતા ખરા, પરંતુ તેઓની સહનશક્તિ તથા સાહસ માટે તેઓ જાણીતા થયા હતા. વળી એશઆરામી **મુ**સલમાનો, જેઓ શાંતિના વખતમાં મોજમઝામાં પોતાનો કાળ ગાળતા હતા તેમની માફક, આ લોકો, સુખમાં ગરકાવ થયલા ન હોવાથી, પરંતુ રાત્રિ દિવસ કુસ્તંબાજી, શિકાર, પટાબાજી, ઘોડદોડ વગેરેમાં મચેલા રહેતા હોવાથી, શસ્ત્રવિદ્યામાં વધારે કુશળ હતા.



## પ્રકરણ ૩૬ મું.

### "જય ભવાની!"

**અ**ફ્ઘાન સેનાને વ્યવસ્થિતપણે સાવધાન થઇને ઉભેલી જોઇ કે તુરત જ અણચિંતવ્યો છાપો મારીને તેમની છાવણીમાં આશ્ચર્ય, ગડબડ અને ગભરામણ ઉત્પન્ન કરવાની, દક્ષણીયોની ધારણા વ્યર્થ ગઇ અને તેથી તેઓએ પોતાની વ્યવસ્થા પણ બદલવા માંડી. આગળના ભાગે વધવું ચાલુ રાખ્યું, પણ ચાલ ધીમી કીધી; અને પાછલા માણસો મોખરા ઉપર જમણી તરફ હારબંધ ગોઠવાઇ જવાના વિચારથી, ઝડપબંધ તેણી તરફ વળીને, અગાડી આવ્યા. એ પ્રમાણે ઝડપથી યોજના ફેરવી નાંખી, જેને લશ્કરી રચનામાં 'પારલેન્સ' અથવા ફેરફાર કહેવામાં આવે છે. ઉંટોની તોપો, મ્હોટી તોપો, વગેરે પ્રારંભમાં જમણી પાંખપર હતી, તે આ

---

* **સોં**ડીઆઓ ઉત્તર–મધ્ય હિંદની જાત છે. તેઓ પગપાળા લડનારા હતા, લાંબા ભાલાથી **મે**સિડોનિયન ફ્લેનેક્ષ–લાલ ભાલાની રીતિથી લડતા હતા. ધર્માજ્ઞાનુસાર લડનારા હિંદુ સાધુઓ તો **ના**ગાઓ હતા. તેઓ નગ્ન હતા, નેપાળા હતા. તેમના શસ્ત્રમાં પીઠપર ગોળ ઢાલ ને સીધી તરવાર હતી; પણ કદીમદી ગદા, અને જંગોરીવાળી બંદુકથી પણ લડતા હતા. તે **રા**જપુતોની, **મો**ગલોના જેવી બખતરવાળી ઘોડેસ્વાર સેના હતી.

ફેરફારથી વચ્ચમાં આવી ગઈ; અને શત્રુની ડાબી તરફથી હલ્લો લઈ જવાની તેમની નેમ પાર પડતી જણાઇ કે, ઇબ્રાહીમખાને અફ્વાનો ઉપર તોપખાનું ચાલુ કીધું. સામેથી પણ તેવો જ જવાબ મળ્યો; અને હવે ગડગડાટો બંને બાજુથી એક સરખા જ ચાલુ થયા. તે કાળનું હિંદી તોપખાનું ધીરૂં હતું.* અદ્દર અથવા 'મીટ્રેલે'નો ઉપયોગ કરવાને બને તેમ નહોતું; કારણ તેઓ ઘણે દૂર હતા. તેમ જ દક્ષિણીઓ ત્વરાથી આગળ ધસી આવતા હોવાથી, બેમાંથી એક પણ પક્ષ નિશાન સાંધી શકે તેમ નહોતું. આમ હોવાથી નુકશાન પણ ઓછું કોઇને થતું ન હોતું. માત્ર કોઇ કોઇ મ્હોટો ગોળો આવતો તો એકાદ બે માણસોને કે ઘોડાઓને એકમેક ઉપર નાંખતો, અને તેવું નુકશાન પણ એટલું જૂજ હતું કે, તેથી એકે સૈન્ય ઉપર કાંઇ પણ અસર થઇ નહિ. આ પ્રમાણે ધુમાડાના અને ધુમસના આવરણમાં રહીને, મરાઠાઓ, વગર હરકતે, રોહિલાઓથી ત્રણસો વાર દૂર રહ્યા ત્યાં સુધી વધતાને વધતા જ આગળ ધસ્યા આવ્યા.

આ વેળાએ "ખાસ પાગા"ને લઇને, મુસલમાનોના મધ્ય ભાગ સામે જતા, પગથી માથા સુધી સજ્જ થયેલા હાથીઓ ઉપર, તે જ પ્રમાણે સજ્જ થઈને બેઠેલા ભાઉ અને વિશ્વાસરાવની પાસે, ઈબ્રાહીમખાન ત્વરાથી દોડી આવ્યો.

પોતાની તરવારથી નમન કરતા શત્રુ તરફ ધરીને તે બોલ્યોઃ—

"પરશુરામાવતાર! હું મરાઠો નથી, પણ મુસલમાન છું અને મ્હારા માણસો બધા વિદેશીઓ છે. આપના માણસો મ્હારી ઇર્ષ્યા કરે છે ને તેમાંના કેટલાકો તરફથી મને વારંવાર હિણું લાગે તેવાં વચનો પણ સાંભળવાં પડેલાં છે! પરંતુ પરમાત્માની કૃપાથી આ બધા આક્ષેપો ખોટા પાડવાનો આજે સમય આવ્યો છે. મહારાજ! જ્યારે હું મ્હારા માણસો માટે પૈસા તથા સામાન સરંજામ તથા દારૂખાનું વગેરે માગતો ત્યારે આપ પણ કદી કદી ચ્હીડાતા હતા,† પરંતુ, મવલા માલેક! આજ આપ જોશો કે તે પૈસા બધા પાણીમાં ગયા નથી. હવે મને આરંભ કરવાની આજ્ઞા છે?"

"ચલાવ!" ભાઉએ હોદ્દામાંથી તરવાર હલાવતાં કહ્યું—"રક્તપાનમાં તત્પર મહાકાળીનું નામ લઇને હવે આરંભ કર!"

વિશ્વાસરાવે મધુર અવાજે "જય ભવાની"નો નાદ કીધો, અને તે નાદ મરાઠા સૈન્યના મુખમાં, મહાઘોષરૂપ થઇ ગયો અને ખાનસાહેબ ત્વરાથી પોતાના માણસો પાસે ગયા.

એક મીનીટમાં તો તેની હલકી તોપોમાંથી રોહિલાઓના ઉપર ગોળીઓનો અને ડબાઓનો વર્ષાદ વરસાવીને તેના દૃઢ શરીરના તોપચીઓએ, તેને અગાડી ધસડવા લાગ્યા, અને તેની પછવાડે જ તેના ચતુષ્કોણમાંના અગાડીના માણસોએ, ગોળીઓનો વર્ષાદ વરસાવ્યો.

બહાદૂર રોહીલાઓ આ જાતના યુદ્ધમાં આજ પૂર્વે ફસાયા નહોતા, અને તેથી ચારે તરફથી પ્રલયકાળના અગ્નિના જેવા તોપના ગોળાઓના વર્ષાદથી

---

* અને તેનું કારણ તે લોકોની તોપોનું વજન ભારે, વગર ઢંગની તે માટેની ગાડીઓ, અને દારૂખાનાનું અવ્યવસ્થિતપણું હતું—બાકી તોપોની સંખ્યામાં, તોપોની જાતમાં અને ફોડનારાઓની ચપળતામાં, તેઓ તે સમયના કોઈ પણ પાશ્ચાત્ય રીપાહીઓને હંફાવે તેવા હતા.

† આ ભાષણ ઐતિહાસીક છે.

તેઓના ઢગલે ઢગલા ત્યાં પડવા લાગ્યા, અને તેમના દુઃખની ચીસોથી, ચારે તરફ કાન બહેર મારવા લાગ્યા. તોપણ તે શૂરા અને દૃઢ મનના યોદ્ધાઓએ, પોતાના સેનાપતિને જેબ આપે તેવી રીતે, પોતાની જગ્યા મૂકી નહિ—તેઓ દૃઢતાથી સામા ઉભા રહ્યા અને પોતાના મરણ પામેલા સાથીઓના શરીર ઉપર થઇને, **મરાઠાઓ** સામે ધસવા લાગ્યા. **બરખૂરદરખાન** અને **અમીરખાન** તદ્દન ડાબી તરફ હોવાથી, તેના ઉપર તોપોનો મારો ઝાઝો ન હોતો; અને તેણે **ઇબ્રાહીમખાનના** જમણા ભાગપરના માણસોની બાજુમાંથી હલ્લો કીધો. પરંતુ આમાં પણ તેઓ ઠગાયા. તે **રોહિલાઓની** આ હીલચાલ, વગર કેળવાયલા સામાન્ય **એશિયાના** સિપાઇઓ સામે હોત તો, આ તેમની હીલચાલથી **ગાર્દીના** માણસો પાછા હઠતે, પણ **ઇબ્રાહીમખાનના** સુશિક્ષિત સિપાઇઓએ તેને મચક આપી નહિ. **રોહીલાઓની** સેના, **ગાર્દીના** સૈન્યના મોખરા આગળથી પસાર થઇને ચક્કર લેતી જતી, હતી તેમ તેમ તે એક પછી એક, તોપોના ભારીને એકસરખા મારાથી, ભાતના છાલાંની માફક ઉડી ગઇ. તોપણ એ પ્રયત્નથી બીજી તરફ ધ્યાન ખેંચવા જેવી કંઇક અસર થઇ હતી—ખાસ કરીને કેટલીક તોપોને ચતુષ્કોણ લશ્કરમાં ધકેલવાથી, મુંગી કરવામાં આવી. હવે સામસામાં આવેલાં લશ્કર માત્ર ૮૦ વારજ દૂર હોવાથી **હાફેઝ રહેમત** અને **અહમદખાન બંગેશ**, પોતાનાં માણસોને હાથોહાથની લડાઇમાં રોકવાના ગાંડા પ્રયત્ન ફતેહ પામ્યા હતા.

તેઓ હવે એકદમ જોસભેર હાથમાં તરવાર લઇને વર્ષાઋતુના પહાડી ઝરણની માફક "દીન! દીન!" નો પોકાર કરતા, આંધળાની માફક, **ઇબ્રાહીમખાનની** સામે ધસી આવ્યા; ચતુષ્કોણની વચ્ચે ધસ્યા અને કેટલાક તોપચી અને ઘોડાઓને કાપી નાંખ્યા. એ ઝપાઝપીમાં **ઈબ્રાહીમખાનનો** ઘોડો પડયો અને તેની જંઘામાં ગોળી વાગી, પણ પાસે ઉભેલા સિપાઇએ, એકને ગોળીથી ઠાર કીધો અને બીજાને બેયોનેટથી વિંધી નાંખ્યો અને **ઈબ્રાહીમખાનને** પોતાના હાથનો ટેકો આપીને બચાવી લીધો. પરંતુ પછવાડે રાખેલી તોપોના વર્ષાદે, **મુસલમાનોને**, ખેડુ જેમ દાતરડાથી ઘાસ કાપે તેમ, કાપવા માંડ્યા, અને હાથમાં બેયોનેટ લઇને એક પછવાડે એક, દૃઢ હરોલમાં ગોઠવાયલા સુશિક્ષિત તોપચીઓ સામે, તરવાર લઈને ધસનારાઓનો પ્રયાસ વ્યર્થ ગયો. પહેલો ધસારો કાંઇક નરમ પડયો કે, સિપાઇઓના તમંચાઓ અને પિસ્તોલોએ બાકી રહેલા **મુસલમાનોને** સારો આવકાર આપવા માંડયો—તેઓ છેવટે થાકેલા, નિરાશ થયલા અને નિરૂપાય થયેલા પાછળ હઠયા. તેવી જ તોપો પાછી બહાર લાવવામાં આવી ને તેમાંથી 'ડબા'ઓનો મારો ચાલુ કરવામાં આવ્યો. બે સિપાઇઓના ટેકાથી આગળ વધતા, હાથમાં એક ઝુંડો લઇને ચાલતા **ઈબ્રાહીમખાને**, બેયોનેટથી શત્રુ ઉપર હલ્લો કરવાનો હુકમ આપ્યો. તોપો બંધ પડી અને માણસો બેવડી ચાલે સામા ધસ્યા—**હાફેઝ રહેમત** અને **બરખુરદરખાનના** વીરતા ભરેલા પ્રયત્નો છતાં પણ, **રોહીલાઓ** ચારે તરફ નાઠા, અને **દામાજીરાવના** ભાલેદારોએ, પદાતિઓની બાજૂમાંથી અગાડી ધસીને, વિજયનાદ સાથે, ન્હાસનારાઓને કાપવા માંડ્યા. **મુસલમાનોની** જમણી બાજૂ તદ્દન પાયમાલ થઇ ગઈ—કેટલાકો છાવણી તરફ નાઠા, પરંતુ મ્હોટો ભાગ તો વિજયી **મરાઠાઓને** હાથે કપાતો—મરાતો—પોતાની જન્મ ભૂમિ તરફ—અને **યમુનાજી** તરફ નાઠો.

આ વિજય જોતાં જ, પાછળ આવનારા **મરાઠાઓએ** હર્ષ, આરત અને ક્રોધ-

સરદાર મહાજોટી બન્નેના સ્વામી અને વિશ્વાસરાવ તથા ભાઉ પોતાની 'ખાસ પાગા'ઓ સાથે, શાહવલ્લીના અફઘાનો ઉપર ધસ્યા. સામાન્ય રીતે સામે આવતા અશ્વિકોનો હલ્લો, પયદળ સામે ધરીને ઝીલે છે; પરંતુ તેમ નહિ કરતાં, આ વૃદ્ધ અફઘાન પોતાને ઠેકાણે સ્થીર રહ્યો અને જો કે કેટલાક ઇતિહાસકારો તે માટે તેને દોષિત ગણે છે, તથાપિ સંજોગો જોતાં તો તેમ કરવામાં વાજબી હતો.

રોહીલાઓના પરાજયથી અને નાશથી શાહવલીની બાજુ હવે ઉઘાડી થઇ ગઇ હતી; વિજયી ઇબ્રાહીમખાન પોતાના માણસોને એકઠા કરીને નવા હલ્લા માટે વ્યવસ્થા કરતો હતો, અને જો તે અગાડી વધતે તો દામાજીરાવ પોતાના બાલેદારોને એકઠા કરીને, તેની બાજુએથી હલ્લો લાવતે, ઇબ્રાહીમખાનના ગાર્દીઓ પોતાની તોપોના વર્ષાદથી શાહવલ્લીના સૈન્યના પાછલા ભાગને વધાવી લેતે અને સામેથી ભાઉ અને વિશ્વાસરાવના સુનંદા 'ખાસ પાગા'ના માણસો, તેને વિંધી નાંખતે. પણ પોતાના મજબૂત અને કદાવર તથા કસાયલા માણસોની શ્રેષ્ઠતા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને, ઇરાન, તાર્તાર અને હિંદમાં, દુરાની વાવટા હેઠળ ઉભા રહીને લડેલા વૃદ્ધ અને ઘડાયલા યોદ્ધાઓને લઇને, શાહવલી પોતાની જગ્યાએથી, એક ઇંચ પણ ચસક્યા વિના, સ્વસ્થપણે ઉભો રહ્યો.

હાલના હયદળોની માફક મરાઠાઓ એકદમ ધસ્યા નહિ. મરાઠા સૈન્યમાં અશ્વિકો અને પદાતિઓ એકઠા જ રહેતા હોવાથી, તેઓને સાથે રાખવાને તથા ભાઉસાહેબ અને તેમના ભત્રિજાના હાથીઓની સાથે સાથે રહેવાને તથા લાંબે સુધી થાક્યાવિના જવાને, તેઓ એકસરખી, પણ ઝડપી ચાલથી, આગળ આવતા હતા. તેઓ પોતાના હાથમાંના ખાંડાને હલાવતા ને ભાલાને ચમકાવતા, અગાડી વધતા હતા અને આ વખતનું તેનું વર્ણન તે યુદ્ધનું વર્ણન કરનાર લખનારોના સુજાના દક્ષિણી દિવાન કાશીરાય ને* ગ્રાંટ ડફના શબ્દોમાં નીચે આપીશું. તેઓનો વેશ આ સંસારથી સર્વ સંબંધ છોડીને નિડરપણે મૃત્યુના મુખમાં પેસનારા દૃઢમનના, પણ નિરાશ થયેલા માણસોને વધારે મળતો હતો; તેમની પાઘડીના પેચો છુટી ગયા હતા; અને તેમાંથી બહાર નિકળીને ચોટલીના વાળો ખભા ઉપર ઉડતા હતા; તેઓના હાથ અને મુખ હળદરથી અને કેસરથી પીળા રંગના રંગેલા હતા; યજ્ઞના પશુના કંઠમાં આરોપેલા હાર જેવા આ સંગ્રામરૂપી યજ્ઞના બળિદાનાર્થે આવતા વીરજનોના કંઠમાંના, રાત્રિએ આરોપેલા પુષ્પના હારો, કરમાઇ ગયા હતા; વિજયી થઇને ઘેર પાછા ફરવાનો વા રણભૂમિમાં જેટલા મર્યા તેટલા મ્લેચ્છોનો વધ કરીને, ઇંદ્રપુરીની લાવણ્યવતી દેવાંગનાઓના પતિ બનવાનો, તેમનો દૃઢ ઠરાવ દર્શાવનારા કેસરી પટકાઓ અને પીછોડીઓ, તેમના મસ્તક ઉપર તથા અંગ ઉપર, હવામાં ફર ફર ઉડી રહ્યાં હતાં. હવણાં તેઓનો શોક, નિરુત્સાહ, દુઃખ અને નિરાશી દૂર થઇ જઇને, તેને સ્થલે વિજયની મહાન્ આશા અને વૈર વાળવાની તક જોઇને, તેમને બેવડું શૂર છૂટ્યું હતું. હવે સૂર્ય પોતાના પૂર ભભકામાં પ્રકાશતો હતો, જમીન ઉપરની દવની ભીનાશ ઉડી ગઇ હતી, અને માથા ઉપર તોપોના ધૂમ્રનું અને અશ્વોએ ઉરાડેલી ધૂળનું મ્હોટું વાદળ બની ગયું હતું. આ કૃત્રિમ છત્રની ઉપર ન્હાના ન્હાના અસંખ્યાત વાવટાઓથી વિંટલાયલો, મરાઠાઓનો 'ભગવો ઝંડો' હવામાં ફરફરાટ કરતો ઉડી રહ્યો અને અસ્ત પામતા

* ગ્રાંટ ડફ.

દીવાની માફક, વધારે વેગથી ઉડવાના પ્રયત્ન કરતો જણાતો હતો. ધૂળના અંધકારમાંથી પણ ભાઉસાહેબના અને વિશ્વાસરાવના કાળા મ્હોટા હાથીઓ, સ્પષ્ટ જણાતા હતા અને હવા; મનુષ્યોના વિજયના અને સંગ્રામના ઉત્સાહીક શબ્દોથી, નગારાંઓના ધડધડાટથી, તૂરાઇઓના નાદથી, શંખોની ધ્વનિથી, અશ્વોના પાદોના ધમધમાટથી, તોપોના ગડગડાટથી; બંદુકો, પિસ્તોલો અને જંજાળોમાંથી સણસણાટ કરતી ચારે તરફ ઉડતી ગોળીઓથી; ધુમ્રમય થઈ ગઈ હતી–રણક્ષેત્ર ગાજી રહ્યું હતું.

ભયંકર ક્ષણિક શાંતિ ત્યાં પથરાઇ ગઇ અને તુરત જ હલ્લો થયો. પઠાણોના મુખ ઉપર ધૂળના ગોટેગોટા આવવા લાગ્યા અને પછી હવામાં વાદળરૂપે, આકાશમાં સ્થીર થવા લાગ્યા. ત્યાં આગળ ગોળીઓના અવાજથી–ઘાયલ થયલાઓની ચીસોથી–દુઃખના પોકારોથી–ક્રોધાવેશમાં મુખમાંથી નિકળતા શાપો અને અપશબ્દોથી–ધ્વનિ પ્રતિધ્વનિ કરતાં નગારાઓના ગડગડાટથી–સામસામી પડતી વીર હાંકોથી–ઉત્તરપ્રત્યુતરરૂપે કરવામાં આવતા સંગ્રામિક શબ્દોના તુમુલ ઘોષથી–હવા ગાજી રહી હતીઃ—

"અલ્લાહ–હો–અકબર! દીન! દીન!" "જય ભવાની! જય ભવાની! જય કાળી! જય દુર્ગા!! હર હર હર મહાદેવ!" "અલ્લાહ! અલ્લાહ! દીન! દીન! મારો કાફરોકું! કાપો!" "જય, શિવાજી મહારાજની જય! મહારાષ્ટ્ર ભૂમિની જય! જય જય ભવાની! રામદાસ સ્વામિની જય! હર હર હર મહાદેવ! મારો, કાપો, એ દુષ્ટ યવનોને–મ્લેચ્છોને હાંકી કાઢો!"

થોડા વખતમાં ધૂળ અને ધૂમ્રનો મહાન્ સ્તંભ જેવો ગોટો, દૂરથી જોનારા યોદ્ધાઓને, લડવૈયાઓનું સ્થાન બતાવતો હતો અને સૂચવતો હતો કે, મુસલમાનો ધીરે ધીરે પણ સ્થીર પગલે છાવણી તરફ પાછળ હઠતા હતા. તેઓના શારીરીક બળની અને શસ્ત્રની સરસાઈ છતાં, તેઓની શૂરતા છતાં, શત્રુદળનો કરેલો મહાન્ સંહાર છતાં, વજીરના અને તેના પુત્રના વીર પ્રયત્નો છતાં, હિંદુઓના–રણઘેલા હિંદુઓના–અસહ્ય મારા આગળથી, તેઓ પાછળ હઠ્યા.

"વિજય! વિજય!" "મારો! મારો! મ્લેચ્છો ભાગે છે! સંહારો! જય ભવાની!"

પોતાના માણસોને પાછળ હઠતા જોઇને, શાહવલ્લીના મુખમાં ફીણ ભરાયાં અને તેણે બે હાથવડે પોતાની દાઢી પીંખી નાંખી–અને સિપાઇઓને પોતાની જગ્યાએ જ ઉભા રાખવાને તેણે તેઓને સોગંદ આપ્યા, ડરાવ્યા અને બે ચારને પોતાની ફરશીથી મારી પણ નાંખ્યા–તેની પડોસમાં ઉભેલા તેના રણશૂરા પુત્રે પણ, કોઇ રીતની ક્યાસ રાખી નહિ; પરંતુ ઉન્માદી મનુષ્યની માફક મરાઠાઓ ધસ્યા આવતા હતા અને બે બે વખત તે લોકોની સામે હાથ મેળવનારા ઉત્તીખાનના માણસો, હારનો પોકાર કરતા, ચારે તરફ ભાગવા લાગ્યા.

આ વખત તેના કાન ઉપર એક અવાજ આવ્યો અને પાછા ફરતાં તેની નજરે, પોતાના અશ્વની બાજુમાં જ અશ્વને ચલાવતો, ભય અને ચિંતાદર્શકમુદ્રાવાળો, કાશીરાય પડ્યો.

"એ હિંદી! ત્હારે શું કામ છે?" તેના જેવા નામર્દપ્રતિ તિરસ્કાર દર્શાવતાં તે બોલ્યો,–"તમે લડવા આવ્યા છો કે તમારા સ્વધર્મી જાતવાળાને વિજયી થતા જોવા આવેલા છો? ઐઝ–બીલ્લાહે–મીન–અસ–શયતાન–(ઇશ્વર મને આ શયતાનથી ઉગારો)."

કોઇકના ફટકાથી પોતાનું માથું ન ઉડી જાય તે હેતુથી ભયગ્રસ્ત અને ગભરાયલી

નજરે ચારે તરફ જોતાં જોતાં, શાંત મુદ્રા રાખીને તે બોલ્યા,—"નવાબ વજીરે મને હજુ-રની હાલત કેવી છે, તેની ખબર લેવા મોકલ્યો છે, ખુદાવંદ !"

"હાલતની ખબર!" તે વૃદ્ધ સરદારે મરકતાં મરકતાં કહ્યું—"હા, તેને જઇને કહે કે, તેના જેવાને સંતોષ આપે તેના કરતાં પણ મારી સ્થિતિ હાલ ખરાબ છે. પરંતુ ઇશ્વર, ભક્તોનો રક્ષક અને રાજા છે. જો તે ખરો મુસલમાન હોય અને એક દગા-બાજ નીચ કુતરો ન હોય તો, મ્હારી વ્હારે તુરત આવે અને લાલડગલાઓની બાજુ ઉપર હલ્લો લાવે—જા નિકળ અહિંથી !"

એક શબ્દ પણ વધારે બોલ્યા વિના, તેણે પોતાની છડી ચારે તરફ ઘુમા-વીને નહાસનારાઓની વધતી જતી સંખ્યાને અટકાવવાના વ્યર્થ પ્રયત્નો કીધા—"જય ભવાની ! મ્લેચ્છોને મારો !—જય ભવાની ! વિજય વિજય! "ના હર ક્ષણે મ્હોટા ને મ્હોટા થતા ગયા અને બે **મરાઠા** સરદારો—**ભાઉ** અને **વિશ્વાસરાવ**ના હાથીઓ—તેની નજીકમાં આવી પહોંચ્યા હતા.

ક્રોધના આવેશમાં અતિશય સાહસમાં આવી ગયેલો તે ઘરડો સરદાર એક-દમ અશ્વ ઉપરથી નીચે કુદી પડ્યો, અને પોતાના "છુગા"ની ચાળ જમીન ઉપર પાથરતાં, ડરીને ન્હાસતા સિપાઇઓને વિનવતો તે બૂમો પાડવા લાગ્યો:—

"બચ્ચાઓ! યાદ કરો! અલ્લાહને યાદ કરો! **કાબુલ** બહુ દૂર છે! ભાગીને તમો ક્યાં જશો? **અટક**ની પેલી તરફ નહિ જાઓ ત્યાં સુધી તમારે કાને પુષ્ટૂનો એક શબ્દ પણ પડશે નહિ અને **ખોસ્ત**ની દ્રાક્ષો મુખમાં મૂકતા પહેલાં તો આ હિંદમાં તમારા પ્રાણ નિકળી જશે !"*

પણ સઘળું વ્યર્થ! તેઓ તો ન્હાસવા ને ન્હાસવા જ લાગ્યા.

"મારો! મારો! ભાગે છે! તેઓ ભાગે છે!" નો અવાજ તેને કાને પડ્યો, અને આટલી ગડબડમાં પણ, આ મધુર અવાજ **વિશ્વાસરાવ**નો છે એમ તેણે જાણ્યું તથા તેના પર્વત જેવા હાથીને રસ્તામાં સઘળાને ચાંપીને પોતાની તરફ આવતો **શાહવલ્લી**એ જોયો.

હાથમાંની રક્તપૂર્ણ પરશુ ફેંકી દઇને, પોતાના પિતાને ઉંચકી લેવાને બે હાથ લંબાવતાં, અશ્વ ઉપર વાંકા વળતા ઉત્તીખાને કહ્યું—"બાવા ! બાવા ! અલ્લાહને ખાતર મ્હારા અશ્વ ઉપર બેસી જાઓ !"

**શાહવલ્લી** પાછો વળ્યો અને યુવાન **પઠાણ** પોતાનું સઘળું જોર તેને ઉંચ-કવામાં વાપરતો હતો તેવામાં, હોદ્દામાં બેઠેલા **વિશ્વાસરાવ**ની અંગ્રેજી પિસ્તોલ-† માંની ગોળીએ એને વિંધ્યો અને ચીસ પાડતો તે પોતાના બાપ ઉપર ગબડી પડ્યો!

"**વજીર**ને બચાવો!—**વજીર**ને બચાવો!" પાસે ઉભેલા સિપાઇઓમાંથી કેટલા-કેએ બૂમ પાડી. તે બેભાન પડી ગયો અને માણસો તેને ખેંચીને તે ભીડમાંથી બહાર લઇ ગયા. અને **વિશ્વાસરાવ**નો હાથી મરણ પામેલા **અફઘાન** સરદારના શબને પગ નીચે કચરતો, જીવ ઉપર આવીને લડતા **વિલાયતીઓ**ને પાછલને પાછલ હડસેલતો, આગળ વધ્યો.

---

* ઐતિહાસિક સત્ય.

† અંગ્રેજી બનાવટનાં કેટલાંક શસ્ત્રો, પેશ્વાને ભેટ કરવાને તે વેળાએ પુણામાં મોકલવામાં આવ્યાં હતાં. તે વેળાએ અંગ્રેજી શસ્ત્રની જરૂર રહેતી, ઘણી કિંમત પડતી ને એ શસ્ત્રો ઘણાં ખરચાળ પણ હતાં.

## પ્રકરણ ૩૭ મું.

### મહાયુદ્ધનું પરિવર્તન.

વિજયમાળ હવે ભાઉસાહેબના કંઠમાં આરોપાતી જણાઇ. તેઓનો મૂળ હેતુ સફળ થયો-યમુનાજીનો માર્ગ ખુલ્લો કરવાનો હેતુ પૂર્ણ થયો હતો અને જો મરાઠાઓનો દરેકે દરેક માણસ આવી રીતે અગાડી વધશે તો મુસલમાનોને ઘોંટાળામાં નાંખીને, તુરત વેરણખેરણ કરશે એમ જણાયું! શત્રુની જમણી બાજુ તદ્દન પાયમાલ થઇ ગઈ હતી અને જે થોડા અધાપિપર્યંત મથી રહ્યા હતા તેઓ પણ વચમાં ફસાયા હતા અને ભાઉના અને તેના ભત્રિજાના મરાઠાઓએ મધ્યના ભાગને વિદીર્ણ કીધો અને ઉત્તરમાંથી પશ્ચિમ તરફ અફ્ઘાનોને નસાડ્યા ત્યાં સુધી શંકાશીલ જણાતું યુદ્ધ, હવે સંપૂર્ણપણે મરાઠાઓને યશદાયક થતું જણાયું.

પરંતુ મુસલમાનોનું આખું સૈન્ય નવાબ વજીરની તરફ વળતું જણાયું અને ઈશ્વરની વિચિત્ર ઇચ્છાશક્તિએ બેઉ પક્ષના બેદીલ અને અવિશ્વસનીય સરદારો સામસામા ગોઠવાઇ ગયા હતા-જેમ નવાબ વજીર ભાઉસાહેબને ગુપ્ત પ્રતિજ્ઞાથી યુદ્ધમાં શાંત રહેવાને બંધાયો હતો અને તેના જયની અંતરમાંથી ઇચ્છા રાખતો હતો, તેમ જ મલ્હારરાવ પોતાના માણસોને વગર હરકતે સહિસલામત જવા દેવામાં આવે, એ કરારથી તેના ભાઇ નજીબા સાથે યુદ્ધમાં શાંત રહેવાને બંધાયો હતો. આ કારણને લીધે પોતાના અશ્વોપર વગર લડવે તે બંને સેના એમને એમ બેશી રહી. આ સત્ય છે કે, વિના પ્રયોજનના માત્ર દેખાડવાના જ 'આગળ વધવાના' અને 'પાછળ હઠવાના' ઢોંગ બંનેએ કર્યા કીધા, પણ બંનેમાંથી કોઇએ પણ હલ્લો કરવાનો, કે પાછા હઠી જવાનો યત્ન કીધો નહોતો અને પોતાના માણસોની વિસ્મયતા વચ્ચે, બનેનાં સૈન્યો સામસામા ઉભાં રહ્યાં હતાં. તોપણ આવા મ્હોટા સૈન્યમાંના અશિક્ષિત માણસોમાંથી-કોઈ કોઈ વધારે ઝનુની માણસો ધસી આવીને ભેટંભેટા કરતા હતા અને યુદ્ધને સત્યતાનું રૂપ આપતા હતા. પણ આ લોકો એમ માની સંતોષ લેતા હતા કે-આવો ખંધો રાજનીતિજ્ઞ પુરૂષ અને ગુરીલા યુદ્ધનો જગપ્રસિદ્ધ આગેવાન, કંઇક ગુપ્ત યુક્તિ પ્રયુક્તિ ચલાવવાના વિચારથી-કે જે વેળાએ પણ તેઓએ ખરી સ્થિતિ પારખી ન હતી અને તે તરફ તેમને લાગણી પણ ન હતી ત્યારે-કે જેમ વધારે જાણનારાઓએ કર્યું હતું-આમ એક બીજાની સામા યુક્તિ રચતા હોવા જોઇએ. તોપણ આવા મોટા અને નિયમસર ન કેળવાયલા લશ્કરમાં, કીર્તિ અને લોહીના તરસ્યા એવા ઘણા તેજી માણસો હતા, કે જેમને રોકી શકાય તેમ ન હતું. તેમની વચમાં વચમાં નાની નાની ટોળીઓ સીધી ધસી જતી, અને હુમલો કરતી અને તેવી જ સામી ટોળીઓ તેમને પાછી હાંકી કહાડતી. દૃષ્ટાછંવાયા વીરપુરૂષો, હથિયારો ચમકાવતા અને પુરાણી પદ્ધતિએ સામાને ચીડવતા-પોતાના ગુલામની સાથે દેવીડની પેઠે લડનારાઓ મળે અને વીરતાથી દ્વંદ્વયુદ્ધમાં ઉતરનારો મળે ત્યાં સુધી, ઘોડો કુદાવતા ફરતા હતા. એટલું બધું છતાં પણ, મુખ્ય લશ્કરને કોઇ પણ રીતે એક બીજાથી વધતે ઓછે અંતરે ફતેહમંદ રીતે રાખવામાં આવ્યાં હતાં અને તેમને મોખરે તે દરેકના આગેવાનો-પેલો ખંધો ભરવાડ અને કપટી મુસલમાન-પોતપોતાના લડાઈના ઘોડા ઉપર, પોતે લડાઇમાં કેમ ભાગ લેવો, તેના ભોમીઆરૂપ થઇ પડે તેટલા માટે,

યુદ્ધમાં થતા પોકારોનું, ચમકતી આંખોએ પૃથક્કરણ કરતા અને પોતાની સર્વ અક્કલને તૈયાર રાખી, નકામા બેઠા હતા.

આ પ્રમાણે જ્યારે **"ખાસ પાગા,"** **વઝીર**ના માણસોને ઘાસની માફક ન્હાહતી કાપતી પાછા હઠાવતી હતી, ત્યારે શત્રુની બીચ ભેટભેટામાં—શત્રુ અને મિત્ર જાણી શકાય તેમ ન હોવાથી—મહાન **ભગવા** ઝુંડાની તરફ, મામલાની બારીક ખબર લાવવાને, તેણે શોકગ્રસ્ત **કાશીરાય**ને મોકલ્યો. પરંતુ તે બ્રાહ્મણના પાછા આવતાં પૂર્વે જ તેણે જોયું કે, **ભાઉ** વિજયી થયો હતો અને તેથી તેણે ગુપ્ત પેગામ—બીજાની સાથે—તેની તરફ મોકલ્યો ને તેની ફતેહ માટે તેને અભિનંદન આપતાં જણાવ્યું કે, તે હવે પ્રગટપણે તેના પક્ષમાં ભળશે. આ પેગામ પહોંચાડીને માણસ પાછું આવ્યું તોપણ ધીરા અને પક્કા **નવાબ વઝીરે**, થોડો વખત વિચારમાં ગાળ્યો કે, છૂટા પડી **ભાઉ**ના પક્ષમાં ભળવાનો આ વખત છે કે હજી વિલંબ છે, અને તેથી પંદર મીનીટ થોભવાનો વિચાર કીધો અને વધુ—એ પંદર મીનીટ વીતી ગઇ તે પછી તેણે જોયું કે, આમ વિલંબ કરવામાં તેણે ડહાપણ વાપર્યું છે અને જ્યારે વિજય સંપૂર્ણ જણાતો હતો અને **મરાઠા**ઓ પૂરજોશમાં આગળ વધતા જતા હતા તથા શત્રુદળનો ઘોર સંહાર કરી રહ્યા હતા ત્યારે, તેણે પોતાની દુરબીનમાંથી જોયું તો, લડાઇનું ચક્ર ફરતું જણાયું અને તેથી પુનઃ થોડીવાર થોભવાનો વિચાર કીધો. પણ તેટલામાં **તેની ભારે અજાયબી વચ્ચે અને કારણના ઉંડાણમાં ઉતરવાને ઘણો લાંબો સમય જોઇએ તેટલો ન મલતાં, તેણે જોયું કે, વિના કારણ મલ્હારરાવ હોલ્કરના માણસો પાછા હઠવાની શરૂઆત કરતા હતા** અને **ભાઉની સેનાની પૂંઠે થઇને પૂર્વનો રસ્તો લેતા હતા.** પોતાની આંખે દેખાડેલો આ દેખાવ **સુજાઉદ્દૌલા** કેટલોક વખત તો ખરો માની શક્યો નહિ, અને જો કે તેના માણસોએ પૂંઠ પકડવાની રજા માંગી, તોપણ આ વિચિત્ર ચાલનો અર્થ સ્પષ્ટ થાય નહિ ત્યાં સુધી, મૂગા રહેવાનો નિશ્ચય કીધો.

હવે યુદ્ધમાં ફેરફાર થતો જણાયો. **શાહવલ્લી વઝીર**ના માણસોને હઠાવતો હઠાવતો આગલ વધતો **મરાઠા** સૈન્યનો મધ્ય ભાગ, પોતાની ડાબી બાજૂના માણસોથી એટલો બધો છૂટો પડી ગયો હતો કે, **શાહ**ના પછવાડેના ઉપયોગ માટે રીઝર્વ રાખેલા લાલ તંબૂ પાસેના માણસોનો તે તરફથી આવતો હલ્લો, તેઓ અટકાવી નહિ શકશે, એવું **ભાઉ**એ પોતાના હોદ્દા ઉપરથી જોયું.* નીચે ધૂળના અંધકારમાં લડતાઓને તે દેખાયું નહિ, પણ **ભાઉ** જેવા નિપુણ અને કસાયલા યોદ્ધાને તેની પોતાની નબલાઈ સમજતાં વાર લાગી નહિ. પણ હવે શું કરવું? **ઈબ્રાહીમખાન**ના માણસો જો કે વિજયી થયા હતા, તોપણ તે એટલા તો થાકી ગયા હતા કે, તેઓની પોતાની જગ્યાએથી અગાડી વધી શક્યા નહોતા, તેમ જ જો ખબર પહોંચાડવામાં આવતે તોપણ તેના પદાતિઓ ત્યાં વખતસર આવી પહોંચે એમ નહોતું. **દામાજી**ના આશ્રિતો, રોહીલાની પૂંઠ પકડવાના ઉત્સાહમાં હો—કે મુસલમાનોને કાપતા કાપતા સાથે સાથે પોતે પણ સહિસલામત **યમુના**જીને માર્ગે પડી જવાની ધારણાથી હો—

---

* હિંદુ સરદારો શા માટે હાથીપર બેસી યુદ્ધે જાય છે, તેનું આ એક ખરું કારણ હતું—જે યુરોપિયનોને અપરિચિત ને ભયંકર જણાય છે.

ગમે તેમ હો-(એક કાંકરે બે પક્ષી મારવાના વિચારમાં હો-), પરંતુ **રોહીલાઓને** કાપતા કાપતા છેક પૂર્વ તરફ ઘણે જ દૂર નિકળી ગયા હતા. **હિંદ**ના મહાન્ સેનાપતિઓ, જ્યારે ખરેખરો અણીનો મામલો-કટાકટીનો સમય-આવી પહોંચે છે, ત્યારે સાધારણ રીતે જેમ આંધળા બની જઇ આગળ પાછળનો વિચાર કીધાવિના વર્તે છે, તેમ જ **ભાઉ**એ પણ આ વેળાએ કર્યું હતું. પછવાડે રાખેલા **શાહ**ના માણસોએ **શાહ**ના સૈન્યને આ વેળાએ જે ભારી સહાય આપી તેવી સહાય આપી શકે તેવી વ્યવસ્થા, **ભાઉ**સાહેબે રાખી નહોતી, અને તે જ તેની આ વેળાની મુંઝવણનું ખરૂં કારણ હતું; અને તેથી ડુબતો મનુષ્ય જેમ તૃણને પકડી લે છે, તેમ જ તેણે આ છેવટે સુઝેલા વિચારને અમલમાં મેલવાનો પ્રયત્ન કીધો. અંતરમાંથી **ભાઉ**ના પક્ષનો-પણ વિજય કેણી તરફ ઢળે છે-ભાગ્યદેવી કોને સહાય થાય છે તે સ્પષ્ટ થતાં સુધી સાવચેત રહીને, નિરાળા રહેવાના દૃઢ ઠરાવવાળા **લખનૌ**ના **સૂબા**એ, **ભાઉ**સાહેબને વિજયી જોયો અને તુરત જ તેના પક્ષમાં ભળી જવાનો દૃઢ નિશ્ચય કરીને, તેને કહેણ મોકલ્યું હતું તે આપણે ઉપર જોઈ ગયા છીએ. આ વચન ઉપર વિશ્વાસ રાખવાનો **ભાઉ**એ હવે દૃઢ ઠરાવ કીધો અને **હોલ્કર**ને કહાવી મોકલ્યું કે, **સૂબા**ની સામેથી તેના આદમીઓને ખસેડીને, તેણે **ભાઉ**ની ડાબી બાજુના રક્ષણાર્થે, તે બાજુ ઉપર આવવું ને **શાહ**ના પાછળ રાખેલા **અફ્‌ઘાન** (રીઝર્વ) સામે થવું. આ વિચાર બહુ જ ઉત્તમ હતો, અને જો **હોલ્કર**, સ્વાર્થપરાયણ ને નિમકહરામ ન નિવડયો હોત અને **ભાઉ**ની આજ્ઞાનું બરોબર પાલન કીધું હોત તો, **મરાઠા**ઓનો વિજય નિઃસંશયપણે થતે અને પૃથ્વીપરના ઇતિહાસોમાં, મહાન્ **મરાઠા** પ્રજાનાં **પાણીપત**નો વિજય અને મહાન્ **ભાઉ**ની પ્રબળ શક્તિનો યશ ગવાઇ રહેતે! પરંતુ ઈશ્વરેચ્છા તેવી નહોતી!

રાતા તંબૂવાળી ટેકરીના ઉપર દૂરબીન અને હુકો લઇને બેઠેલો **ખોરાસાન**નો **શાહ**, યુદ્ધની ચઢતી પડતીનું બહુ જ બારીકીથી અવલોકન કરતો હતો. **ગાર્દી**ઓનું યુદ્ધ તેણે બહુ જ વિસ્મય થતાં, પરંતુ એક મહાન્ સેનાનીના હૃદયમાં ઉદ્‌ભવી આવતી માનની લાગણી સહિત, નિહાળ્યું-તેણે તિરસ્કાર અને ક્રોધની સંયુક્ત વૃત્તિઓથી, **રોહીલા**ઓની હાર થતી જોઇ; પરંતુ જ્યારે **દામાજીરાવ**ના માણસો, **અફ્‌ઘાન** છાવણી મૂકીને અગાડી વધી ગયા ત્યારે તેના મુખ ઉપર સંતોષની છાયા પથરાઇ રહી! તેણે પોતાના 'રેગ્યુલરો'-અર્ધશિક્ષિત માણસોનું યુદ્ધ વધારે આતુરતાથી, દુરબીન મુકી નિહાળ્યું. તેઓમાંના એક પછી એક પડતા જતા આદમીઓથી-અશ્વરહિત અને નિરર્થક થઈ ગયલી તેઓની તોપોપરથી-દારૂના અને ગોળીના કમ્મરપટાઓ તરફ જઇને નિરાશપણે પાછા ફરતા તેઓના હાથોપરથી-તેણે જોયું કે, તે ભાગ પણ હવે યુદ્ધમાં વધારે નહિ તો થોડો સમય પણ લડવાને ઉપયોગી રહ્યો નથી. જ્યારે આવી રીતે **મરાઠા** સૈન્યના ચુનંદા વીરોએ તેના **વિલાયતી** માણસોને અસ્તવ્યસ્ત કરી નાંખ્યા ત્યારે, તેના હાથોમા નિરાશીથી કોકડા વળ્યા! તેની આંખો ચમકારા મારવા લાગી, અને તે ઉઠવાની ઇચ્છાથી પોતાની જગ્યા ઉપર ઉંચો નીચો થવા લાગ્યો. પરંતુ હજીએ તેઓની મદદે કોઇને જવાનો તેણે હુકમ આપ્યો નહિ-જ્યારે **શાહવલ્લી**ને સ્પષ્ટપણે પાછો હઠતો જોયો ત્યારે પણ તેના 'રીઝર્વ'માંના કેટલાક સરદારોએ આવીને નમ્રતાથી તેની મદદ જવાની રજા માંગી.

"આ બાબતસર,"-તેણે કાંઇક ઠપકારૂપે, પણ માયાળુ શબ્દમાં કહ્યું-"તમારી સલાહ મ્હેં માંગી નથી. તેનો વિચાર મને જ કરવા દો-અલ્લાહ પોતાના ભક્તોના લાભાર્થે દરેક ક્રિયા, જેમ તેને યોગ્ય લાગશે તેમ જ કરશે. તમો તમારી જગ્યાએ જાઓ અને હુકમ મળતાં જ લડાઇમાં ઉતરાય તેમ તૈયાર રહો."*

આ વિલંબ અને આક્ષેપથી નારાજ થઇને તેઓ પાછા ફરતા હતા તેટલામાં, લોહી અને ધૂળમાં રગદોળાયલો એક સ્વાર ત્યાં આવ્યો અને શાહને મળવા માંગ્યું. તેને ટેકરી તરફ મોકલાવ્યો. ઘવાયલો અને આંખે અંધકાર આવવા માંડેલી સ્થિતિનો આ સિપાઇ, ઘોડા ઉપરથી નીચે ગબડી પડયો અને લોહીવાળા હાથથી નમન કરીને બોલ્યોઃ—

"જહાંપનાહ!" તે મોટેથી બોલ્યો-"અલ્લાહને ખાતર વજીરને મદદ મોકલો! ઉત્તીખાન હુરીઓને વરી ચૂકયો છે!"

"ત્યારે તેની જગ્યા બહેસ્તમાં થઈ છે; અને તેની માતાની કુખને ધન્ય છે!"-અહમદશાહે શાંતપણે જવાબ દીધો ને હુક્કામાંથી એક બીજો દમ ખેંચ્યો. પરંતુ અમે જે અણીના વખતનું વર્ણન કરીએ છીએ તેવામાં-આ બોલો બોલતો બોલતો-શાહ એકદમ ઉભો થઇ ગયો અને ચિંતાતુર વદને, ડાબી તરફ દુરબીન માંડીને જોવા લાગ્યો. ત્યાં લડાઇ પૂરજોશમાં ચાલતી હતી; પરંતુ ધુમાડાપરથી તથા ગોળીઓના અવાજ ઉપરથી તેણે જોયું કે, નજીબુદ્દૌલા, મહાદાજી અને જંકોજી સામે પોતાનું બળ ટકાવી રહ્યો હતો. સામે જોતાં જ તેને લાગ્યું કે, મરાઠાઓ જાણીબુજીને તેના 'રીઝર્વ'ના માણસોને ખેંચવાને પોતાની બાજુ-પાંખનો છેડો-વગર રક્ષકવાળી રાખે છે! નવાબ વજીર તરફ સાઉનસાજ ધુમાડો અને ધૂળ ઉડતાં હતાં અને તે સ્પષ્ટ જોઈ નહિ શક્યો કે સુજાઉદૌલા શું કરતો હતો. ઈબ્રાહીમખાન હવે પોતાની વ્યવસ્થા પાછી કરી રહ્યો હતો, તોપણ તે જ્યાં હતો ત્યાંથી'રીઝર્વના' ઉપર માત્ર જુજ તોપોના ગોળા જ છોડી શકે તેમ હતું. બંને બાજુની ભારે તોપો બંધ હતી-માત્ર સિંધિયા અને નજીબુદ્દૌલાની તરફથી જ મ્હોટી તોપોના અવાજ આવતા હતા-બાકી બીજી બધી તરફ તે બંધ થઈ ગઇ હતી. મરાઠાઓએ ત્વરાથી આગળ વધવામાં પોતાની ભારી તોપો પછવાડે રહેવા દીધી હતી; અને બેય પક્ષકારોના હાથોહાથની ઝપાઝપીમાં, તોપો ફોડવામાં અફઘાનોને નુકશાન જણાવાથી તે પણ બંધ પડી ગઇ હતી. પરંતુ પેલા લાંબા અણીયાલા મરાઠા ભાલેદારોનું ટોળું-ભાઉસાહેબની પછવાડે જઇને શું કરવા માગતું હતું, તે તે સમજી શકયો નહિ.

શાહ આમ શંકાગ્રસ્ત હતો એટલામાં નજીબુદ્દૌલા તરફથી એક પેગામચી આવ્યો.

"શાહને કહો કે આ તરફની કાંઇ પણ ચિંતા રાખશો નહિ! ઈનશાલ્લા! અમોએ તે લોકોને હઠાવ્યા છે ને તેમનાં મુખ કાળાં થયા છે. વળી તેને જણાવજો કે, 'મારા ભાઇ' હોલકરનો માણસ, હમણાં જ કહી ગયો છે તે હવે પાછો હઠવા માંડશે અને તેથી તેના માણસોને યમુનાજી જતાં માર્ગમાં હરકત કરવી નહિ. મ્હારા સ્વામિ શાહ જાણે છે કે, મ્હારા ઉપર તે વિશ્વાસ રાખી શકે એમ છે, અને મને મલ્હારાવનો પૂર્ણ વિશ્વાસ છે! આ કામ મ્હારી ઉપર રહેવા દો, અને પનાહ-એ-આલમ! હવે જેમ યોગ્ય લાગે તેમ અવસ્થા કરે!"

---

* આ શબ્દો ઐતિહાસિક છે,

અહમદશાહે આ સાંભળતાં જ, પાછું ઉપર કહેલા મરાઠા ભાલેદારો તરફ જોયું અને જોયું કે તેઓ ભાઉની મદદે આવવાને બદલે સીધા જમુનાજીને માર્ગે ઇબ્રાહીમખાનની બેટેલીયન–તોપખાનાની પાછળ થઇ ચાલ્યા જાય છે અને દુરબીન મૂકીને જોતાં જ તેણે હોલ્કરનો 'જરીપટકો' ઓળખ્યો. આ પૂરતું હતું. તેને વિજયની આશા આવી અને દુરબીન મૂકી દેઇને, પોતાનો અશ્વ મંગાવ્યો.

"શાહ પસંદખાનને કહો કે વજીરની મદદે પહોંચો. તૂગૂલબેગ કુસબેગને કહો કે, મ્હારા ગુલામોને* તથા છાવણીમાં અહિં તહિં રખડતા સર્વે માણસોને એકઠાં કરીને, જેમ બને તેમ જલદીથી શાહવલીની કુમકે જાય! મહમદ અજીજ એકદમ જા, અને સુજાઉદ્દૌલાને કહે કે, તે જો પોતાની રીતિ બદલીને એકદમ ત્વરાથી કાફરોની બાજુપર હલ્લો નહિ લઇ જાય–તો નાદિરના તથા મ્હારા પોતાના બેટાના સોગંદ લઇને કહું છું કે, હું તેને શત્રુ તરીકે ગણીશ."

આવો ધમકીનો સંદેશો કહાવતાં જ, તે અશ્વે ચઢયો ને પોતાના 'રીઝર્વો,' જે નજીકમાં જ હતા તેને જઇ મળ્યો.

## પ્રકરણ ૩૯ મું.

## બે તરફથી વિશ્વાસઘાત.

છેલ્લા ચાર પ્રકરણોમાં, ટુંકમાં અને ઉપરટપકે આપેલા વિગતવાર હેવાલને લખતાં વાર લાગી; તે કરતાં વધારે વાર તે બનાવોને બનતા લાગી હતી. હવે મધ્યાહ્ન થઇ ગયા હતા તથાપિ રણભૂમિના મધ્યમાંની કાપાકાપી જોરભેર ચાલી રહી હતી. ચારે તરફ ઉડી રહેલી રેતીનું દુઃખ, તૃષાની અને થાકની વ્યથા અને ઘાની વેદનામાં મધ્યાહ્નના સૂર્યના બળતા તાપે વૃદ્ધિ કરવા માંડી હતી. પ્રસ્વેદમાં લદબદ થઈ ગયેલા અનાહત મનુષ્યો પણ, તૃષાની વ્યથાથી 'પાણી! પાણી!'ના પોકાર કરવા લાગ્યા તથા ચારે તરફથી મગજમાં પેસતાં રજકણો અને તોપોના ગંધકવાળા દારૂના ધુમાડાઓથી ઉત્તેજીત તૃષાની શાંતિને અર્થે, જ્યારે પણ તેઓને મીનીટ કે અર્ધી મીનીટ મળતી ત્યારે, પરશુના હાથાના ધાતુના ગોળાઓને તથા શોણિતથી રક્ત થઈ રહેલા ખાંડાની મૂઠોને, મુખેથી ચૂસતા હતા. બેય તરફથી ઘોષ ઓછો થવા લાગ્યો હતો; કારણ કે યોદ્ધાઓમાં બૂમો મારવા જેટલી પણ શક્તિ રહી નહોતી, તેમ જ પીસ્તોલો અને કારબીનો (આશ્વિકોની ન્હાની બંદુકો) ના અવાજો હવે બંધ થઈ ગયા હતા; કારણ કે યોદ્ધાઓને હવે તે ભરવા જેટલો સમય મળતો નહોતો; અને જો કે તરવાર સાથે તરવાર અને ભાલાં સાથે ભાલાના અથડાવાના ખણખણાટ, યોદ્ધાઓના અશ્વોના ધમધમાટ–હણહણાટ અને પગ નીચે કચરાતા મનુષ્યોના અને પશુઓના અસ્થિભંગના કડકડાટ; ક્રોધના આવેશમાં આવેલા હાથીઓની ચીસો અને મૃત્યુ પામતા તથા ઘાયલ થતા સીપાઇઓના ઘોડા ઉપરથી પડવા સાથેની વેદના અને મૃત્યુની ભયંકર બુમો તથા માણસોના, અશ્વોના કે હાથીના પગો તળે છુંદાઇને રોટલા જેવા થતા સીપાઇઓની કારમી હૃદયભેદક ત્રાડો–સિવાય બીજા કોઇ પણ સાંગ્રામિક શબ્દો ત્યાં કર્ણગોચર થતા નહોતા. તોપણ ત્યાં ચારે

* અંગરક્ષકો.

તરફ માણસો તરવારથી, ખાંડાથી, મુદ્‌ગળોથી, ખંજરોથી, ભાલાના છેડાઓથી અને બંદુકોના પાછલા ભાગોથી, શોણિતની નદીઓ વહેવડાવી રહ્યા હતા. શૌર્ય ભર્યા દ્વંદ્વમાં જે લાભ દક્ષિણવાસી યોદ્ધાને મળતો હતો, તે લાભ આવી ભીડાભીડની ધમાધમીમાં તેને મળતો નહોતો. ચારે તરફથી મિત્રોના કે શત્રુના હરસેલાઓ આવે, તે વારે તેમના ચતુર તુરંગોને, આસપાસ ઝટથી ફરીને બચાવવાની, કે તેમને પોતાને શરીર અને હાથની ચાલાકીથી રક્ષણ કરવાની અને સામો ઘા કરવાની તક મળી શકતી નહોતી. તેમના લાંબા પાતળા ભાલા ભાંગી જવાથી વા તેમને ઉપયોગમાં લઇ શકાય તેટલી જગ્યા ન હોવાથી, નિરર્થક થઈ પડ્યા હતા અને તેઓએ હવે તે ફેંકી દીધા હતા. તેઓના અસ્ત્રાના જેવી ધારવાળા 'ધૂપો' અને "કુત્તીઓ," અફ્‌ઘાનોનાં સાંકળો અથવા તકતાઓવાળાં બખ્તરો, જાડી ઉનની ટોપીઓ અને પટકાઓ તથા પુષ્કલ રૂથી અથવા વાળોથી ભરેલા જાડા મેંઢાના ચામડાના 'પૂસ્તીનો'* ઉપર, વ્યર્થ પણ પ્રહારો કરતા હતા. બીજા હાથપર મરાઠાઓની તેજી અને ચપલ પણ નાજુક બાંધાના કાઠીયાવાડી અથવા ભીમથરી અશ્વો, જેઓ અત્યાર સુધીમાં પડેલા દીર્ઘ પ્રયાસને લીધે નિર્બળ થતા હોવાથી જરાક શાંત થવા લાગ્યા હતા, તેમ જ ફીણોથી ઢંકાઇ ગયા હતા અને વરાળના ગોટેગોટા ઉરાડતા પહોળા થતાં નસ્કોરાંઓ અને નિરાધારપણે ચમકારા મારતી આંખો સહિત, હાંફતા અને શ્રમથી થાકેલા, લગામ ઢીલી કરાવીને નીચે મુખે ચાલતા હતા—તેઓને ઉંચા, મજબૂત અને પાતળા જણાતા પણ કદાવર હાડના ઉત્તરના અશ્વો, ફક્ત શારીરીક બળની સરસાઇથી જ પાછા ધકેલતા કે નીચે ઢોળી પાડતા હતા. લાંબા અને માંસળ કરોવાળા અફ્‌ઘાનોના 'ગુર્ઝ' (મુદ્‌ગળ અથવા 'તુબ્બર') પરશુના સખ્ત પ્રહારો, ચ્હીડવાયલા પણ શારીરીક બળમાં ઉતરતા દક્ષિણીઓનાં પાતળાં અને હલકા રેશમનાં અથવા સૂતરનાં વસ્ત્રોને ફાડીને, અથવા માથા ઉપરના મોટા પેચોવાળા પટકાઓ અને પાઘોને કાપીને, આરપાર વિંધી નાંખતા, આટલું છતાં પણ અત્યાર સુધી દક્ષિણીઓ વિજયી હતા—કારણ કે તેઓની સંખ્યા મ્હોટી હતી; તેઓને વિજયની પૂર્ણ ખાત્રી હોવાથી, હર્ષમાં અને ઉત્સાહમાં હતા; તેઓએ નિરાશાજન્ય મૃત્યુનો અથવા વિજયનો દૃઢ ઠરાવ કીધો હતો અને તેઓની તરફેણમાં વિજય હતો ને હવે આગળ ધસીને હલ્લો લઈ જવામાં લાભ હતો. વિશેષમાં મરાઠાઓ તેઓની લાંબી સીધી કરવાળોથી પ્રહાર કરવાને બદલે હવે તેને સામેથી ઓસતાં શિખ્યા હતા, અને આવી રીતે વાપરવામાં આવતા યુરોપિયનોની રીતિએ સીધી તરવારો જો બખ્તર ન હોય તો બહુ જ કારી ઘા કરનારી નીવડે છે; વળી મરાઠા પદાતિઓ હવે છેક ઉપર આવીને, અફ્‌ઘાનો સામે ધસતા હતા અને તેમને ખંજરથી વિંધવાના કે અશ્વ ઉપરથી પાડી નાંખવાના તથા સામા વાયિકો સાથે યુદ્ધમાં રોકાયલા હોય ત્યારે, તેના અશ્વનું પેટ ચીરી નાંખવાના કાર્યમાં, મચી રહેલા હતા. બીજા હાથપર અફ્‌ઘાનોએ જયની અને કીર્તિની આશા મૂકી દીધી હતી, અને તેથી હવે માત્ર તેઓના સ્વાભાવિક શૂરાતનને તથા ધાર્મિક વૃત્તિ-ધર્મ ઝનુનને લીધે આજ તેઓ નાસવાને બદલે ઉભા રહીને લડતા હતા અને

---

* ઘેટાના ચામડામાં ઉન ભરેલા ડગલા.

તેથી જો કે અગાડી કરતાં વેગ નરમ પડી ગયો હતો તોપણ, સ્થીર અને મક્કમ-પણે, જીવ ઉપર આવેલા **મરાઠા** વીરો, અગાડી વધ્યા જતા હતા.

પરંતુ આ અણિને પ્રસંગે, **સદાશિવરાવ ભાઉ** જેનો હાથી, તેના ભત્રિજાની સાથે ચાલતો હતો, તેના મુખમાંથી ચીસ નિકળી, જે તેના ભત્રિજાએ સાંભળી. આ ચીસનું કારણ **અફઘાનો**ની મદદે આવતું નવું સૈન્ય હતું. ઘોડાને ચારે પગે કુદાવતા "**દીન! દીન!**"ના ઘોષથી હવાને ગજવતા, 'રીઝર્વ'ના આ વગર શ્રમિત થયલા સેનાનીઓ, **શાહવલ્લી**ના માણસોની મદદે આવ્યા, અને બીજી તરફથી **લૂતફુલ્લાહખાન પોપલઝાઈ, અલ્લાહદાદખાન ગીલઝાઇ** અને **ઉમરખાન યુસુફઝાઇ**ની સરદારી નીચેના 'રીઝર્વ'ના માણસોએ, તેની બાજુ ઉપરથી ધસારો કીધો.

વખત ઘણો જ બારીક હતો. ક્ષણ પણ વિચારવા કે થોભવા જોગ ન હતી. **ભાઉ** સાહેબે પાછળ જોયું તો **મલ્હારરાવ હોલ્કર**ને પોતાની પછવાડી આવેલો જોયો. પરંતુ આ અધમ સરદારે, ચકરાવો ખાઇને **ભાઉ**ની સામે આવતા નવા માણસોની સામે થવાને બદલે, શાંતપણે પૂર્વ તરફ વધવું ચાલુ રાખ્યું અને **ઇબ્રાહીમ**ખાનના માણસોની પછવાડે થઇ તે નીકળી ગયો! **ભાઉ**એ શોકની વ્યથામાં દાંત કચકચાવ્યા.

"નીચ વેશ્યા પુત્ર!"—તે બડબડયો; અને તેની પડોસમાં ઘોડાને ચલાવી રહેલા એક **મરાઠા** સ્વારને બોલાવ્યો.

"**આનંદરાવ નિંબાળકર**!"—તેણે ત્રાડ મારી—"આ ભીડમાંથી, જેમ બને તેમ જલદીથી **મલ્હારરાવ**ની તરફ જા—તે આપણી પૂંઠે ખરેખર છે અને તેને કહે જે કે—'મેં જે કહ્યું છે તે કરવાનું યાદ રાખજે'*—બસ, બીજું કાંઇ જ નહિ અને દોડ, તારા જીવને જોખમે દોડ!"

**શાહ**ના આગળ આવતાં 'રીઝર્વ' માણસો સામે થવાને તૈયાર કરવાને, **વિશ્વાસ**રાવને ડાબી તરફ મોકલીને, **ભાઉ—આનંદરાવ** ખુલ્લા મેદાનમાં થઈ **મલ્હારરાવ**ના માણસોને જઈ મળ્યો ત્યાંસુધી—તેની પછવાડે જોઇ રહ્યો! આ હવે તેની અંતની આશા હતી—છેલ્લી નસીબની અજમાયસ હતી—'શું હજુ પણ **હોલ્કર**ના હૃદયમાં લજ્જા કે દેશાભિમાન નહિ આવે!' મીનીટ ઉપર મીનીટ જવા લાગી, **આનંદરાવે** સંદેશો કહ્યો તો હશે જ, અને તેના માણસો ચકરાવો ખાતા હતા શું? ના!! તેણે આતુર આંખો વિકસાવીને તે તરફ જોયું, તેટલામાં તો તેના કાન ઉપર તેની પછવાડીથી "યા અલિ, યા હુસેના!" "દીન! દીન!"માં મિશ્રિત શબ્દો અથડાયા!!! આ સંગ્રામનાદ **હિંદુસ્થાની** મુસલમાનોનો હોવાથી, તે કોનાં માણસો છે તે જોવાને તે પાછળ ફર્યો. તેણે શું જોયું? તે મનમાં બડબડયો અને આંધળો હોત એવું ઇચ્છયું! તેની મહા અજાયબી વચ્ચે તેણે, **આસુદૌલા**નો સિંહનો વાવટો, હવામાં ફરફરાટ કરતો અને **સુજાઉદૌલા**ના બખ્તરિયાઓ—જેઓ અત્યાર સુધી શાંતપણે ઉભેલા હતા—તેઓને હવે પોતાની જમણી તરફના શ્રમિત માણસો ઉપર વેગથી ધસારો કરતાં તેણે જોયા—**મલ્હારરાવ**ને **ભાઉ**ની મદદે ન જતાં સીધો નિકળી જતો જોઇને, **સુજાઉદૌ**લાએ વિજયનું રૂપ બદલાતું જોયું અને તે પ્રમાણે વર્ત્યો. બે તરફથી વિશ્વાસઘાત થવાથી

---

* આ શબ્દો ઐતિહાસિક છે.

મિત્રોથી તજાયલો–મનુષ્યોની ખૂટવાળો–ચારે તરફથી ઘેરાયલો ભાઉ–હવે તદ્દન નિરાશ થઇ ગયો! તેણે કરપૂટમાં આવેલો વિજય પોતાના જ સરદારના અધમ–સ્વામિદ્રોહી વર્તનને લીધે, જતો જોયો.

"વિશ્વાસરાવ તરફ! વિશ્વાસરાવની બાજુમાં હાંક"–એવો હુકમ, દીર્ઘ નિઃશ્વાસ નાંખતા, પોતાના માહાવતને આપ્યો.

માર્ગમાં અનેકોને કચરતો તેનો હાથી બેધડક તેના ભત્રિજા વિશ્વાસરાવના હાથી તરફ વળ્યો.

પ્રાતઃકાળથી અત્યાર સુધી, મહાન્ પેશ્વાનો વીર પુત્ર, શાંતપણે પોતાની ન્હાની બંદુકડી (કારબીન) પોતાની જગ્યાએથી ફોડયો જતો હતો. પરંતુ ભાઉ સાહેબ-દ્વારા વર્તમાન સાંભળીને, ચારે તરફ દૃષ્ટિ કરી, પોતાની પૂર્ણ ખાત્રી કરી. હવે જીતવાની આશા જ નથી, ત્યારે તેણે નિઃશ્વાસ સહિત હાથમાંથી બંદુકડી હોદ્દામાંના તકીયા પાછળ મૂકી દીધી અને નીચે ઉતરવાની તૈયારી કીધી.

"કાકાજી! હવે અત્ર બેસી રહેવામાં કાંઇ પણ સાર નથી!" વીરતાજન્ય અટ્ટહાસ્ય સહિત તે બોલ્યો–"અહિં બેસીને પિંજરસ્થ શુકોની માફક કેદ પકડાવું નથી. હવે આપણાં માથાં અર્પણ કરવાનો સમય આવ્યો છે અને આજે સાંજે બાલાજીરાવને એક પુત્ર અને એક ભાઇની ખૂટ પડશે. પરંતુ જો આપણે પ્રાણાર્પણ કરવાના જ છીએ, તો આમ અહિં બેસીને ન કરતાં, સારા ઘોડાપર સ્વાર થાઓ અને વીર પુરૂષોની માફક અનેકનો સંહાર કરતાં આ દેહનો નાશ થવા દો!"

ભાઉ સાહેબનો સાદ સાંભળતાં જ, બે સ્વામિભક્તિનિષ્ઠ શૂરા સીપાઇઓ–જેઓ અત્યારસુધી હાથીની પછવાડે સંભાળપૂર્વક અશ્વોને લઇને આવતા હતા. તેઓ તુરત જ અશ્વો સહિત અગાડી આવ્યા.

"બેટા! મને મરવા દે!" અશ્રુપૂર્ણ નેત્રોવાળા મહાન્ ભાઉએ કરગરીને કહ્યું–"તું આ શ્વેત આરબ ઉપર સ્વાર થા. આખા દક્ષણમાં એના કરતાં વધારે વેગવાન્ અશ્વ મળવો મુશ્કેલ છે. તું સહિસલામત ન્હાસી શકશે અને જઇને હોલ્કરને મળજે. જો કે હોલ્કર પૂરો સ્વામિદ્રોહી, વિશ્વાસઘાતી છે, તોપણ તે ત્હારૂં રક્ષણ કરશે અને તે અહિંથી સહિસલામત જરૂર નિકળી જશે."*

"એ વિચાર બહુ મોડો આવ્યો છે!"–ચારે તરફ હાથ હલાવીને દેખાડવતાં તે બોલ્યો–"આપણે ચારે તરફથી ઘેરાયલા છીએ, અને જો કદાચ તેમ ન પણ હોત છતાં વિશ્વાસરાવ ન્હાસશે નહિ. શું દેહના રક્ષણાર્થે હું મરાઠાઓની ભવિષ્યની સંતતિને મુખે એવી લાવણીઓ ગવડાવીશ કે, પાણિપતના યુદ્ધમાંથી પેશ્વાનો પુત્ર–હિંદુપત શાહનશાહત સ્થાપી, તેના પ્રથમ શાહનશાહનું પદ મેળવવાને ઉત્સુક્ત રાજકુમાર છતાં પણ, બ્રાહ્મણનો બાળક–તરછોડાયલા કુતરાની માફક–નાશી આવ્યો હતો? નહિ, નહિ, તે નહિ જ થશે! મેં કાલે જ પ્રતિજ્ઞા નહોતી કીધી કે, જો કદાચ પરાજય થયો તો હું આપની બાજુમાં જ પડીશ!"

---

* આ સંવાદ બહુ અંશે ઐતિહાસિક છે.

ઉપલી વાતચિત પૂરી થાય તે પહેલાં તો મહાવતોએ હાથીઓને નીચે બેસાડ્યા અને કાકા ભત્રિજા ત્વરાથી ઉતરી પડીને એક બીજાને આખરનું આલિંગન આપતાં જ સ્વાર થઇ ગયા; અને તરવાર મ્યાનમાંથી ખેંચીને—આજ સૂધી મરાઠા સામ્રાજ્યમાં જે મહાન્ પદ તેઓએ ભોગવ્યું હતું, તે પદના ધારકોને યોગ્ય રીતિએ જ, મહાન્ વીરોની રીતિ પ્રમાણે, કતલ કરતા કરતા મરવાને તૈયાર થયા.

હવે આખા સૈન્યને પોતાની માઠી હાલત માલમ પડી ગઇ હતી, અને તેમાં પણ જ્યારે તેમના બેય મહાન્ સરદારો હાથી ઉપરથી નીચે ઉતર્યા ત્યારે તો, *હિંદના સીપાઇઓના સામાન્ય નિયમ પ્રમાણે તેઓએ જોયું કે, હવે જીતવાની આશા બીલકુલ રહી નો'તી. હવે જો આખું સૈન્ય શસ્ત્રનો પરિત્યાગ કરીને ચારે તરફ ન્હાસભાગ કરવા પડયું હોત તો કાંઇ નવાઇ જેવું નો'તું. પરંતુ આજે તેમ થવાનું નો'તું. કુરૂક્ષેત્રની શોણિતની તૃષાથી વખતે વખતે વ્યાકુળ થઇ આવતી ભૂમિ, હજુ તૃપ્ત થઇ નો'તી! પુનાવાળા દૃઢ સ્વામિપરાયણ વીરો, ચારે તરફથી ઘેરાયલા હતા. વળી ભાગીને તેઓએ જવું ક્યાં? આથી જો કે ભય અને નિરાશાથી આકુળવ્યાકુળ થઈ ગયા હતા તોપણ, મરાઠા સૈન્યના મધ્યમાં રહેલા આ વીર પુરૂષોએ, એક પગલું પણ પાછું માંડયું નહિ! અને શોણિતની નીક વધારે જોશથી વ્હેવડાવવા માંડી. અવ્યવસ્થિતપણે—જેમ જેને ફાવે તેમ—અગાડી કે પછાડી લડતા આ માણસોના ચારે તરફના વીરો, પ્રાણ ઉપર આવી જઇને ઝઝુમ્યા!

બખ્તરમાં સજ્જ થયેલા, અત્યારસૂધી ઇચ્છા વિરૂદ્ધ ચૂપ રહેવું પડેલું હોવાથી રોષે ભરાયલા અને અશ્રમિત સુરાજદૌલાના બખ્તરિયાઓના, લગભગ રક્ષણ રહિત થઇ પડેલા શત્રુઓ ઉપરના સાંગ અને ખાંડાના પ્રહારો નિરર્થક ગયા. હિંદુઓ અને મુસલમાનોના આશ્વિકો અને પદાતિઓ—વીરતાના ઉન્માદમાં, શૌર્યની ઝુમમાં, એટલા તો એકમેક થઇ ગયા હતા કે, સૂતુફુલ્લાહના અને અલ્લાહદાદખાનના માણસોને, શાહ સ્વયં ઉશ્કેરતો હતો તથાપિ તે લોકોના, મરાઠા હરોળને ભંગ કરવાના પ્રયત્નો વ્યર્થ ગયા.† પહાડી યુસુફઝાઇ પદાતિઓના 'તિરાહ'ની § છરીઓના સખ્ત પ્રહારોની, કાંઇ પણ અસર થઇ નહિ. ન્હાસવાને અશક્ત, તરવાર ઉંચકી શકવાને પણ શ્રમથી અશક્ત થઇ ગયલા દક્ષિણીઓ, શારીરીક બળ અને શસ્ત્ર રહિત થવા છતાં પણ, એક પગલું પાછળ હઠયા નહિ. તમારાથી શું થઇ શકવાનું છે, એવું અભિમાનસૂચક રક્ત વર્ણના ઉપસી આવેલા ચક્ષુઓવાળા પુણાના શૂરાવીરો, મુખ ઉપર અફઘાનોને ગાળો સંભળાવતા—મલ્હારરાવને શાપતા—ખોડો કરડતા,‖ ત્યાં પ્રાણ વિસર્જન કરવા લાગ્યા.

---

* હિંદના ઇતિહાસમાં, આવા ઘણા પ્રસંગો, ઇતિહાસના વાંચનારની દૃષ્ટે પડે છે. ઔરંગઝેબ અને દારા સીકોની લડાઇમાં પણ એવું જ પરિણામ આવ્યું હતું. (જુઓ, હિંદના રાજ્યકર્ત્તા—ઔરંગઝેબ.) † મરાઠાઓની મધ્યમાં ૧૦૦૦૦ માણસોને દોડાવતો અહમદશાહ, પોતાના માણસોને ઉશ્કેરતો હતો. § તિરાહ—ખીબરપાસની પડોસમાં એક શહેર છે. ત્યાં અફગાનોને પસંદ પડતી લાંબી છરીઓ બનાવવામાં આવે છે. આ છરીઓને તરવાર કરતાં તેઓ વધારે પસંદ કરે છે. ખરૂં કહીએ તો 'તિરાહ' એ અફગાનોનું સ્પેશીલ્ડ છે. ‖ આ પ્રમાણે લડતા કે ઉશ્કેરાઇ જતા અંગ્રેજ ખલાસીઓ અને ફ્રેન્ચ ઝોવીસો પણ ગમે તેવી ભાષા વાપરે છે.

આ વખતે કોઇ એક સુસુફ્રઆઇની ગોળી વિશ્વાસરાવની છાતીમાં વાગી અને તે એક ચીસ પાડીને ઘોડાની ગરદન ઉપર ઢળી પડયો–ભાઉએ તે દીઠું અને તેના અશ્વની લગામ પકડી લીધી.

"કેમ છે ભાઇ!"–તેણે શોકગ્રસ્ત મંદસ્વરે પૂછ્યું.

"કાકા સાહેબ, મ્હારો અવસાન આવી પહોંચ્યો છે!"–તેણે આંખ મારતાં નેત્રો, ભાઉ તરફ ફેરવતાં કહ્યું. આટલા વખતમાં છાતીમાં વહેતા લોહીથી તેનાં વસ્ત્ર અને અશ્વ રંગાઇ ગયા હતા–તેણે છેવટની બુમ મારી–"ઓ મારા બાપરે!"

તેના હાથમાંથી ઘોડાની ચાલ છુટી ગઇ, અસ્વસ્થ અશ્વે ફલંગ માર્યો અને તેના ઝટકાથી તેનો પગ પાવડામાંથી નિસરી ગયો અને અનેક અશ્વોની કઠણ ખુરના પ્રહારોથી ચગદાવવાને મહાન્ પેશ્વાનો જ્યેષ્ઠ પુત્ર રણભૂમિ ઉપર પડીને ભાઉની દ્રષ્ટિમાંથી લોપ થઇ ગયો!

"હોલ્કર અને સૂબાના મ્હોં સદાને માટે કાળાં થયાં છે!"–ભાઉએ બૂમ મારી અને કોના ઉપર પોતાના ભત્રિજાનું વૈર લેવું, તે માટે ચારે તરફ જોવા લાગ્યો.

તુરત જ ઘોડાની બાજુઓમાં પાવડાઓ જોરથી મારતાં, પરશુરામ અવતાર, સિંહના નિશાન પાસે, અશ્વ ઉપર આવતા નવાબ વછરના તરફ, પોતાના અશ્વને ઘુમાવ્યો. અશ્વે પાંચ કુદકામાં જ તેને નવાબના અંગતરિયા અંગ રક્ષકોની પાસે મુકયો. તેને હાથોહાથ પહોંચવું મુશ્કેલ છે એવું જોતાં જ તેણે તરવાર નાંખી દીધી અને કમરના પટામાં તૈયાર ભરેલી પિસ્તોલ ખેંચી કાઢી ને સુજાઉદૌલાના સામે ફોડી.

"વિશ્વાસઘાતી સૂવર! બેવડા દગલબાજ!" તેણે સાર મારીને ઘોડો ખેંચ્યો.

સુજાઉદૌલાએ અવાજ સાંભળ્યો અને પારખ્યો તથા ગોળી તેના કાન પાસેથી સણસણાટ કરતી નિકળી ગઇ તે જોઇ. રોષ અને શોકના આવેશમાં આવેલા ભાઉનું નિશાન વ્યર્થ ગયું. જીવનની સ્પૃહાવિનાના–હસ્તમાં માત્ર ખાલી પિસ્તોલ સિવાય, કોઇ પણ શસ્ત્ર વિનાના સદાશિવરાવે, સ્તંભ કરી નાંખનારી વિસ્મયતા અને નિષ્ફળ ગયલી, પણ સર્વદા સજીવ તિરસ્કારસૂચક દ્રષ્ટિ, નીચ બેવફા મોગલ સરદારના ઉપર સ્થીર કીધી.

"તેને બચાવો! એને પકડો! મારતા નહિ! તે મહાન્ ભાઉ સાહેબ છે!" સૂબાએ બૂમ મારી, પણ તે બૂમ બહુ જ મોડી હતી!

તે મહાન્ ક્ષાત્રપ્રકૃતિના બ્રાહ્મણ સેનાપતિની પછવાડે જ, અશ્વને લાવી ઉભા રહેલા એની માધવનું ખાંડુ હવામાં ઉંચે ગયું, ચમક્યું, અને તુરતજ નીચે ઉતર્યું. ઉતરતાંની સાથે જ તેણે "ઇશ્વરાવતાર" "મહાન્ પરશુરામાવતાર" શરીરનો પ્રાણ હર્યો અને મહાન્ ભાઉ શ્વેત આરબની પીઠ ઉપરથી અદૃશ્ય થઇ ગયો.

તુરત જ મરાઠાઓમાં કાગારોળ મચી રહી–"ભાઉ સાહેબ વારલા! ભાઉ સાહેબ વારલા! સઉસઉની જીંદગી બચાવો! ભાગો! ન્હાસો!"

જાદુઈ ચમત્કારથી હાથ પગની ક્રિયાશક્તિ બંધ કરવામાં આવી હોય તેમ, મરાઠાઓનો વિરોધ બંધ પડી ગયો.* મરાઠાઓએ શસ્ત્રો નાંખી દીધાં અને નીચે

---

* ગ્રાંટ ડફ લખે છે કે એક ક્ષણમાં મરાઠાઓ તરફની લડત બંધ પડી ગઈ. સઘળા ન્હાસવા મંડી પડ્યા ને ગોંધળ મચી રહ્યું.

મ્હોડે જીવ લઇને જ્યાં જેને સુઝ્યું ત્યાં ન્હાસવા માંડયું. હવે **અહ્મદ્શાહ**ની દૃષ્ટિએ; **પાણિપત**ને અને **મરાઠા** છાવણીને માર્ગે, દૂર સુધી, શસ્ત્ર રહિત અને પલાયન કરતા **મરાઠાઓ**નો અને તેમનો શિરચ્છેદ કરવામાં પ્રવર્તેલા તેના સીપાઇઓનો સંયુક્ત સમૂહ જ માત્ર પડયો ! મહાન્ યુદ્ધમાં પરાજય થયો અને એ તે વિજય થયો અને **ભારતવર્ષ**માં હિંદુપત **શાહનશાહત** સ્થાપવાનો નિષ્ફળ ગયલો મહાન્ વિચાર, સ્વર્ગવાસી થયેલા શૂરવીરોના હૃદયમાંની ઝંખના રૂપે જ રહી ગયો ! ! !



## પ્રકરણ ૩૯ મું.

### લડાઇના નેપથ્યમાં.

પણ આ યુદ્ધ સમયે **લાલન** ક્યાં હતી ? આપણે જોઇ ગયા છીએ કે, **સૂબા**એ અતિશય ત્વરાથી તેણીને રવાના કરી દીધી હતી, અને જો તે સીધે માર્ગે આવવાને શક્તિમાન થતે તો, **ભાઉ** સાહેબની ઇચ્છાનુસાર, સૈન્યને માર્ગમાં જ મળી શકતે.

રાત્રિભર પોતાના જાસુસના પાછા ફરવાની રાહ **ભાઉ**એ જોઇ હતી. પણ જ્યારે છેવટે તેના કાંઇ પણ સમાચાર ફરી વળ્યા નહિ ત્યારે, ન છૂટકે છેલ્લી ઘડીએ, તેણે કુચ કરવાનો હુકમ આપ્યો અને મનમાં ધાર્યું કે, તેને માર્ગમાં કાંઈ પણ હરકત આવી પડી હશે. પરંતુ **સુજાઉદ્દૌલા**એ તેને બે ત્રણ ઘટિકા ખોટી કીધા પછી પણ, આપણે જાણીએ છીએ કે સીધે રસ્તે આવવું હોત તો આવી શકાતે તેટલો સમય તેને મળ્યો હતો. પરંતુ ન ધારેલી બીજી હરકતોને લીધે, તેમાં પણ નડતર નડી. જો કે તેણીના સાથીઓ અને ભોમિયાઓને માલમ નહોતું કે, લડાઈ માથા ઉપર જ ઝઝુમી રહી હતી; તોપણ તેઓના મનમાં કોઇ જાતની એવી ધાસ્તી હતી ખરી. "આસમાનમેં જંગકા ગુબર હય !" તે હિંદી કહેતી પ્રમાણે, તેઓને કાંઈક એવું જ અંદરથી લાગતું હતું કે લડાઇ તુરત જ થશે ! તે ભયને લીધે, તેમ જ સવારને વખતે પાછા ફરતા ચોકીદારો અને દાણાપાણીવાળા માણસોના ભયને લીધે અને **સૂબા**એ આપેલા દૂરને માર્ગે લઇ જવાના ખાસ હુકમને લીધે, તેઓ લાંબો ચકરાવો ખાઇને આવતા હતા. આ કારણોને લીધે, સખ્ત ટેકરીમાં, ધુમસ અને અંધારામાં તેઓને લાંબો વખત સુધી બરની ઝાડીઓમાંથી, લણાયલા ખેતરોમાં ઉભા રહેલા ઠુંઠાંઓમાંથી અને ભાંગી તુટી દિવાલોમાંથી, મહુડાના અને ઢાકના ઝાડવાંઓમાંથી અને નાળાંઓ અથવા તો કાદવ કીચડવાળી '**ઝીલ**'ની જમીનોમાંથી, ઠોકરાતાં અથડાતાં રસ્તો કાપવો પડયો.

આ સઘળો સમય **લાલન**ના મનમાં અનેક ચિંતાઓ ઉભરાઈ જતી હતી. આખા સૈન્યમાં વિનાશ, પરાજયજન્ય માનહાનિ અને નિરાશીની જે છાયા છવાઈ રહી હતી તે સૈન્યના સામીપ્યને લીધે વા **મહાદાજી**ના સહવાસને લીધે પણ, આ **વેરાગણ** બાળાના મન ઉપર પણ અસર કરી બેઠી હતી; તેમ જ વળી એક મહા અગત્યના કાર્યમાં તેણી ભાગ લેતી હતી તે જ્ઞાન, દેશના અર્થે મહાન્ પરાક્રમ કરવાની વૃત્તિવાળી આ બાળાને, અત્યાર સુધી જેમ ટકાવી રહ્યું હતું, તેમ હવે **સૂબા**ના તંબૂમાંથી નિકળ્યા પછી, તે ઉત્સાહના અદર્શનથી, તેણીના મન ઉપર

આ વખતે કોઈ એક સુતુર્ખાઈની ગોળી વિશ્વાસરાવની છાતીમાં વાગી અને તે એક ચીસ પાડીને ઘોડાની ગરદન ઉપર ઢળી પડ્યો-ભાઉએ તે દીઠું અને તેના અશ્વની લગામ પકડી લીધી.

"કેમ છે બાપુ!"-તેણે શોકગ્રસ્ત મંદસ્વરે પૂછ્યું.

"કાકા સાહેબ, મ્હારો અવસાન આવી પહોંચ્યો છે!"-તેણે ક્રોધ ભરેલ નેત્રો, ભાઉ તરફ ફેરવતાં કહ્યું. આટલા વખતમાં છાતીમાં વહેતા લોહીથી તેનાં વસ્ત્ર અને અશ્વ રંગાઈ ગયા હતા-તેણે છેવટની બુમ મારી-"ઓ મારા બાપરે!"

તેના હાથમાંથી ઘોડાની ચાલ છુટી ગઈ, અસ્વસ્થ અશ્વે કુદકો માર્યો અને તેના ઝટકાથી તેનો પગ પાવડામાંથી નિસરી ગયો અને અનેક અશ્વોની કઠણ ખુરના આઘાતોથી ચગદાવવાને મહાન્ પેશ્વાનો જ્યેષ્ઠ પુત્ર રણભૂમિ ઉપર પડીને ભાઉની દૃષ્ટિમાંથી લોપ થઈ ગયો!

"હોલ્કર અને સુજાના મ્હોં સદાને માટે કાળાં થયાં છે!"-ભાઉએ બુમ મારી અને કોના ઉપર પોતાના ભત્રિજાનું વેર લેવું, તે માટે ચારે તરફ જોવા લાગ્યો.

તુરત જ ઘોડાની બાજુઓમાં પાવડાઓ જોરથી મારતાં, પરશુરામ અવતાર, સિંહના નિશાન પાસે, અશ્વ ઉપર આવતા **નવાબ** વજીરના તરફ, પોતાના અશ્વને ઘુમાવ્યો. અશ્વે પાંચ કુદકામાં જ તેને **નવાબ**ના અંગતરિયા અંગ રક્ષકોની પાસે મૂક્યો. તેને હાથોહાથ પહોંચવું મુશ્કેલ છે એવું જોતાં જ તેણે તરવાર નાંખી દીધી અને કમરના પટામાં તૈયાર ભરેલી પિસ્તોલ ખેંચી કાઢી ને સુજાઉદ્દૌલાના સામે ફોડી.

"વિશ્વાસઘાતી સૂવર! બેવડા દગલબાજ!" તેણે માર મારીને ઘોડો ખેંચ્યો.

સુજાઉદ્દૌલાએ અવાજ સાંભળ્યો અને ખસ્યો તથા ગોળી તેના કાન પાસેથી સણસણાટ કરતી નિકળી ગઈ તે જોઈ, રોષ અને શોકના આવેશમાં આવેલા ભાઉનું નિશાન વ્યર્થ ગયું. જીવનની સ્પૃહાવિનાના-હસ્તમાં માત્ર ખાલી પિસ્તોલ સિવાય, કોઈ પણ શસ્ત્ર વિનાના સદાશિવરાવે, સ્તંભ કરી નાંખનારી વિસ્મયતા અને નિષ્ફળ ગયલી, પણ સર્વદા સજીવ તિરસ્કારસૂચક દૃષ્ટિ, નીચ બેવફા **મોગલ** સરદારના ઉપર સ્થીર કીધી.

"તેને બચાવો! એને પકડો! મારતા નહિ! તે મહાન્ **ભાઉ** સાહેબ છે!" સુજાએ બુમ મારી, પણ તે બુમ બહુ જ મોડી હતી!

તે મહાન્ ક્ષાત્રપ્રકૃતિના બ્રાહ્મણ સેનાપતિની પછવાડે જ, અશ્વને લાવી ઉભા રહેલા **એની માધવ**નું ખાંડું હવામાં ઉંચે ગયું, ચમક્યું, અને તુરતજ નીચે ઉતર્યું. ઉતરતાંની સાથે જ તેણે "ઇશ્વરાવતાર" "મહાન્ પરશુરામાવતાર" શૂર-વીરનો પ્રાણ હર્યો અને મહાન્ **ભાઉ** શ્વેત આરબની પીઠ ઉપરથી અદૃશ્ય થઈ ગયો.

તુરત જ **મરાઠા**ઓમાં કાગારોળ મચી રહ્યો-"**ભાઉ** સાહેબ વારલા! **ભાઉ** સાહેબ વારલા! સઉસઉની જીંદગી બચાવો! ભાગો! ન્હાસો!"

જાદુઈ ચમત્કારથી હાથ પગની ક્રિયાશક્તિ બંધ કરવામાં આવી હોય તેમ, **મરાઠા**ઓનો વિરોધ બંધ પડી ગયો.* **મરાઠા**ઓએ શસ્ત્રો નાંખી દીધાં અને નીચે

---

* **ગ્રાંટ ડફ** લખે છે કે એક ક્ષણમાં **મરાઠા**ઓ તરફની લડત બંધ પડી ગઈ. સઘળા ન્હાસવા મંડી પડ્યા ને ગોંધળ મચી રહ્યું.

મ્હોડે જીવ લઇને જ્યાં જેને સુઝયું ત્યાં ન્હાસવા માંડયું. હવે **અ**ફઘાન **શા**હની દૃષ્ટિએ; **પા**ણિપતને અને **મ**રાઠા છાવણીને માર્ગે, દૂર સુધી, શસ્ત્ર રહિત અને પલાયન કરતા **મ**રાઠાઓનો અને તેમનો શિરચ્છેદ કરવામાં પ્રવર્તેલા તેના સીપાઇઓનો સંયુક્ત સમૂહ જ માત્ર પડયો ! મહાન્ યુદ્ધમાં પરાજય થયો અને એ તે વિજય થયો અને **ભા**રતવર્ષમાં હિંદુપત **શા**હનશાહત સ્થાપવાનો નિષ્ફળ ગયલો મહાન્ વિચાર, સ્વર્ગવાસી થયેલા શૂરવીરોના હૃદયમાંની ઝંખના રૂપે જ રહી ગયો ! ! !



## પ્રકરણ ૩૯ મું.

## લડાઇના નેપથ્યમાં.

પણ આ યુદ્ધ સમયે **લા**લન કયાં હતી ? આપણે જોઇ ગયા છીએ કે, **સૂ**બાએ અતિશય ત્વરાથી તેણીને રવાના કરી દીધી હતી, અને જો તે સીધે માર્ગે આવવાને શક્તિમાન્ થતે તો, **ભા**ઉ સાહેબની ઇચ્છાનુસાર, સૈન્યને માર્ગમાં જ મળી શકતે.

રાત્રિભર પોતાના જાસુસના પાછા ફરવાની રાહ **ભા**ઉએ જોઇ હતી. પણ જ્યારે છેવટે તેના કાંઇ પણ સમાચાર ફરી વળ્યા નહિ ત્યારે, ન છુટકે છેલ્લી ઘડીએ, તેણે કુચ કરવાનો હુકમ આપ્યો અને મનમાં ધાર્યું કે, તેને માર્ગમાં કાંઈ પણ હરકત આવી પડી હશે. પરંતુ **સુ**જાઉદ્દૌલાએ તેને બે ત્રણ ઘટિકા ખોટી કીધા પછી પણ, આપણે જાણીએ છીએ કે સીધે રસ્તે આવવું હોત તો આવી શકાતે તેટલો સમય તેને મળ્યો હતો. પરંતુ ન ધારેલી બીજી હરકતોને લીધે, તેમાં પણ નડતર નડી. જો કે તેણીના સાથીઓ અને ભોમિયાઓને માલમ નહોતું કે, લડાઈ માથા ઉપર જ ઝઝુમી રહી હતી; તોપણ તેઓના મનમાં કોઇ જાતની એવી ધાસ્તી હતી ખરી. “આસમાનમેં જંગકા ગુબાર હય !” તે હિંદી કહેતી પ્રમાણે, તેઓને કાંઈક એવું જ અંદરથી લાગતું હતું કે લડાઇ તુરત જ થશે ! તે ભયને લીધે, તેમ જ સવારને વખતે પાછા ફરતા ચોકીદારો અને દાણાપાણીવાળા માણસોના ભયને લીધે અને **સૂ**બાએ આપેલા દૂરને માર્ગે લઇ જવાના ખાસ હુકમને લીધે, તેઓ લાંબો ચકરાવો ખાઇને આવતા હતા. આ કારણોને લીધે, સખ્ત ટાઢમાં, ધુમસ અને અંધારામાં તેઓને લાંબો વખત સુધી બરૂની ઝાડીઓમાંથી, લણાયલા ખેતરોમાં ઉભા રહેલા ઠુંઠાંઓમાંથી અને ભાંગી તુટી દિવાલોમાંથી, મહુડાના અને ઢાકના ઝાડવાંઓમાંથી અને નાળાંઓ અથવા તો કાદવ કીચડવાળી ‘ઝીલ’ની જમીનોમાંથી, ડોકરાતાં અથડાતાં રસ્તો કાપવો પડયો.

આ સઘળો સમય **લા**લનના મનમાં અનેક ચિંતાઓ ઉભરાઈ જતી હતી. આખા સૈન્યમાં વિનાશ, પરાજયજન્ય માનહાનિ અને નિરાશીની જે છાયા છવાઈ રહી હતી તે સૈન્યના સામીપ્યને લીધે વા **મ**હાદાજીના સહવાસને લીધે પણ, આ **વૈ**રાગણ બાળાના મન ઉપર પણ અસર કરી બેઠી હતી; તેમ જ વળી એક મહા અગત્યના કાર્યમાં તેણી ભાગ લેતી હતી તે જ્ઞાન, દેશના અર્થે મહાન્ પરાક્રમ કરવાની વૃત્તિવાળી આ બાળાને, અત્યાર સુધી જેમ ટકાવી રહ્યું હતું, તેમ હવે **સૂ**બાના તંબૂમાંથી નિકળ્યા પછી, તે ઉત્સાહના અદર્શનથી, તેણીના મન ઉપર

આ વખતે કોઇ એક સુજાઉદ્દૌલાઇની ગોળી વિશ્વાસરાવની છાતીમાં વાગી અને તે એક ચીસ પાડીને ઘોડાની ગરદન ઉપર ઢળી પડયો–ભાઉએ તે દીઠું અને તેના અશ્વની લગામ પકડી લીધી.

"કેમ છે ભાઇ!"–તેણે શોકગ્રસ્ત મંદસ્વરે પૂછ્યું.

"કાકા સાહેબ, મ્હારો અવસાન આવી પહોંચ્યો છે!"–તેણે ઝાંખ મારતાં નેત્રો, ભાઉ તરફ ફેરવતાં કહ્યું. આટલા વખતમાં છાતીમાં વહેતા લોહીથી તેનાં વસ્ત્ર અને અશ્વ રંગાઇ ગયા હતા–તેણે છેવટની બુમ મારી–"ઓ મારા બાપરે!"

તેના હાથમાંથી ઘોડાની ચાલ છુટી ગઇ, અસ્વસ્થ અશ્વે કુદકો માર્યો અને તેના ઝટકાથી તેનો પગ પાવડામાંથી નિસરી ગયો અને અનેક અશ્વોની કઠણ ખુરના પ્રહારોથી ચગદાવવાને મહાન્ પેશ્વાનો જ્યેષ્ઠ પુત્ર રણભૂમિ ઉપર પડીને ભાઉની દૃષ્ટિમાંથી લોપ થઇ ગયો!

"હોલ્કર અને સૂબાના મ્હોં સદાને માટે કાળાં થયાં છે!"–ભાઉએ બુમ મારી અને કોના ઉપર પોતાના ભત્રિજાનું વૈર લેવું, તે માટે ચારે તરફ જોવા લાગ્યો.

તુરત જ ઘોડાની બાજુઓમાં પાવડાઓ જોરથી મારતાં, પરશુરામ અવતાર, સિંહના નિશાન પાસે, અશ્વ ઉપર આવતા નવાબ વજીરના તરફ, પોતાના અશ્વને ઘુમાવ્યો. અશ્વે પાંચ કુદકામાં જ તેને નવાબના બખતરિયા અંગ રક્ષકોની પાસે મૂક્યો. તેને હાથોહાથ પહોંચવું મુશ્કેલ છે એવું જોતાં જ તેણે તરવાર નાંખી દીધી અને કમરના પટામાં તૈયાર ભરેલી પિસ્તોલ ખેંચી કાઢી ને સુજાઉદ્દૌલાના સામે ફોડી.

"વિશ્વાસઘાતી સૂવર! બેવડા દગલબાજ!" તેણે માર મારીને ઘોડો ખેંચ્યો.

સુજાઉદ્દૌલાએ અવાજ સાંભળ્યો અને ધ્રુજ્યો તથા ગોળી તેના કાન પાસેથી સણસણાટ કરતી નિકળી ગઇ તે જોઇ. રોષ અને શોકના આવેશમાં આવેલા ભાઉનું નિશાન વ્યર્થ ગયું. જીવનની સ્પૃહાવિનાના–હસ્તમાં માત્ર ખાલી પિસ્તોલ સિવાય, કોઇ પણ શસ્ત્ર વિનાના સદાશિવરાવે, સ્તંભ કરી નાંખનારી વિસ્મયતા અને નિષ્ફળ ગયલી, પણ સર્વદા સજીવ તિરસ્કારસૂચક, દૃષ્ટિ, નીચ બેવફા મોગલ સરદારના ઉપર સ્થીર કીધી.

"તેને બચાવો! એને પકડો! મારતા નહિ! તે મહાન્ ભાઉ સાહેબ છે!" સુજાએ બુમ મારી, પણ તે બુમ બહુ જ મોડી હતી!

તે મહાન્ ક્ષાત્રપ્રકૃતિના બ્રાહ્મણ સેનાપતિની પછવાડે જ, અશ્વને લાવી ઉભા રહેલા બેની માધવનું ખાંડું હવામાં ઉંચે ગયું, ચમક્યું, અને તુરતજ નીચે ઉતર્યું. ઉતરતાંની સાથે જ તેણે "ઇશ્વરાવતાર" "મહાન્ પરશુરામાવતાર" શરીરનો પ્રાણ હર્યો અને મહાન્ ભાઉ શ્વેત આરબની પીઠ ઉપરથી અદૃશ્ય થઇ ગયો.

તુરત જ મરાઠાઓમાં કાગારોળ મચી રહ્યો–"ભાઉ સાહેબ વારલા! ભાઉ સાહેબ વારલા! સકસકની જીંદગી બચાવો! ભાગો! ન્હાસો!"

જાદુઈ ચમત્કારથી હાથ પગની ક્રિયાશક્તિ બંધ કરવામાં આવી હોય તેમ, મરાઠાઓનો વિરોધ બંધ પડી ગયો.* મરાઠાઓએ શસ્ત્રો નાંખી દીધાં અને નીચે

---

* ગ્રાંટ ડફ લખે છે કે એક ક્ષણમાં મરાઠાઓ તરફની લડત બંધ પડી ગઈ. સઘળા ન્હાસવા મંડી પડ્યા ને ગોંધળ મચી રહ્યું.

રહોડે જીવ લઇને જ્યાં જેને સુઝયું ત્યાં ન્હાસવા માંડયું. હવે **અ**ફઘાન **શા**હની દૃષ્ટિએ; **પા**ણિપતને અને **મ**રાઠા છાવણીને માર્ગે, દૂર સુધી, શસ્ત્ર રહિત અને પલાયન કરતા **મ**રાઠાઓનો અને તેમનો શિરચ્છેદ કરવામાં પ્રવર્તેલા તેના સીપાઇઓનો સંયુક્ત સમૂહ જ માત્ર પડયો! મહાન્ યુદ્ધમાં પરાજય થયો અને એ તે વિજય થયો અને **ભા**રતવર્ષમાં હિંદુપત **શા**હનશાહત સ્થાપવાનો નિષ્ફળ ગયલો મહાન્ વિચાર, સ્વર્ગવાસી થયેલા શૂરવીરોના હૃદયમાંની ઝંખના રૂપે જ રહી ગયો!!!



## પ્રકરણ ૩૯ મું.

## લડાઇના નેપથ્યમાં.

પણ આ યુદ્ધ સમયે **લા**લન ક્યાં હતી? આપણે જોઇ ગયા છીએ કે, **સૂ**બાએ અતિશય ત્વરાથી તેણીને રવાના કરી દીધી હતી, અને જો તે સીધે માર્ગે આવવાને શક્તિમાન્ થતે તો, **ભા**ઉ સાહેબની ઇચ્છાનુસાર, સૈન્યને માર્ગમાં જ મળી શકતે.

રાત્રિભર પોતાના જાસુસના પાછા ફરવાની રાહ **ભા**ઉએ જોઇ હતી. પણ જ્યારે છેવટે તેના કાંઇ પણ સમાચાર ફરી વળ્યા નહિ ત્યારે, ન છુટકે છેલ્લી ઘડીએ, તેણે કુચ કરવાનો હુકમ આપ્યો અને મનમાં ધાર્યું કે, તેને માર્ગમાં કાંઈ પણ હરકત આવી પડી હશે. પરંતુ **સુ**જાઉદ્દૌલાએ તેને બે ત્રણ ઘટિકા ખોટી કીધા પછી પણ, આપણે જાણીએ છીએ કે સીધે રસ્તે આવવું હોત તો આવી શકાતે તેટલો સમય તેને મળ્યો હતો. પરંતુ ન ધારેલી બીજી હરકતોને લીધે, તેમાં પણ નડતર નડી. જો કે તેણીના સાથીઓ અને ભોમિયાઓને માલમ નહોતું કે, લડાઈ માથા ઉપર જ ઝઝુમી રહી હતી; તોપણ તેઓના મનમાં કોઇ જાતની એવી ધાસ્તી હતી ખરી. "આસમાનમેં જંગકા ગૂબર હય!" તે હિંદી કહેતી પ્રમાણે, તેઓને કાંઈક એવું જ અંદરથી લાગતું હતું કે લડાઇ તુરત જ થશે! તે ભયને લીધે, તેમ જ સવારને વખતે પાછા ફરતા ચોકીદારો અને દાણાપાણીવાળા માણસોના ભયને લીધે અને **સૂ**બાએ આપેલા દૂરને માર્ગે લઇ જવાના ખાસ હુકમને લીધે, તેઓ લાંબો ચકરાવો ખાઇને આવતા હતા. આ કારણોને લીધે, સખ્ત ઠંડીમાં, ધુમસ અને અંધારામાં તેઓને લાંબો વખત સુધી બરૂની ઝાડીઓમાંથી, લણાયલા ખેતરોમાં ઉભા રહેલા ઠુંઠાંઓમાંથી અને ભાંગી તુટી દિવાલોમાંથી, મહુડાના અને ઢાકના ઝાડવાંઓમાંથી અને નાળાંઓ અથવા તો કાદવ કીચડવાળી 'ઝીલ'ની જમીનોમાંથી, ઠોકરાતાં અથડાતાં રસ્તો કાપવો પડયો.

આ સઘળો સમય **લા**લનના મનમાં અનેક ચિંતાઓ ઉભરાઈ જતી હતી. આખા સૈન્યમાં વિનાશ, પરાજયજન્ય માનહાનિ અને નિરાશીની જે છાયા છવાઈ રહી હતી તે સૈન્યના સામીપ્યને લીધે વા **મ**હાદાજીના સહવાસને લીધે પણ, આ **વૈ**રાગણ બાળાના મન ઉપર પણ અસર કરી બેઠી હતી; તેમ જ વળી એક મહા અગત્યના કાર્યમાં તેણી ભાગ લેતી હતી તે જ્ઞાન, દેશના અર્થે મહાન્ પરાક્રમ કરવાની વૃત્તિવાળી આ બાળાને, અત્યાર સુધી જેમ ટકાવી રહ્યું હતું, તેમ હવે **સૂ**બાના તંબૂમાંથી નિકળ્યા પછી, તે ઉત્સાહના અદર્શનથી, તેણીના મન ઉપર

વધારે કરી નિરાશાની અને તન તથા મનના શ્રમની અસરે જણાવા લાગી. કેમ કે આવા કાર્યમાં **લાલન** માટે પ્રથમ જ નવાઈ હતી, તોપણ તેણીના ચંચલ ચિત્તે સૂબાની છાવણીમાં જે જોયું તથા સાંભળ્યું તે ઉપરથી, યોગ્ય અનુમાન બાંધી લીધું કે, ઈશ્વરના જે મહાન્ કાર્ય માટે તેણી મથી રહી હતી તેનું પરિણામ નિરાશા ઉપજાવનારૂં આવ્યું હતું; અને તેથી પોતાની ક્ષેમકુશળતાને અર્થે રહેલા ભય અને ચિંતા, તેમ જ સ્વકાર્યમાં નિષ્ફળ જવાની નિરાશા કરતાં અનેકની ક્ષેમકુશળતા અર્થેનું આ મહાન્ કાર્ય-જેની સફળતા ઉપર અનેકના ભવિષ્યનો, **ભારતવર્ષના** ભાવીનો, આધાર રહેલો હતો તેમાં નિરાશ થવાથી, તેણીનું મન કેટલું નિરુત્સાહી થઇ ગયું હશે તેનો વિચાર, અનુભવી જ કરી શકે તેમ છે. આવી હાલતમાં તેણી ઊંટ ઉપરના પોતાના સવાન (ઊંટ ઉપરનું છત્ર)માં વાંકા વળીને બેસી રહી હતી અને પોતાના સ્વામીને જઈ મળવાની તથા તેની છાયામાંજ જીવવાની વા મરવાની ઇચ્છાવાળી બાળા, માત્ર કોઇક પ્રકારના ભયસૂચક ચિહ્નથી જ ફરીને હુશાર થઇ જતી હતી!

આ સમયે વખત **મહીપતરાવ**, જે તેણીની બાજુમાં અશ્વ ઉપર આવતો હતો, તે તેણીને ઉત્તેજન આપવાને અર્થે, વચમાં વચમાં ધીરે આસ્તે, પિતાની માફક ધીરજ આપતો હતો. એકાએક તેમની નજરે અંધકાર જેવા ગાઢા ધુમસની અંદરથી એક અગ્નિનો ચમકારો દેખાયો અને તેની પછવાડે એક પછી એક વગર અટકવે એટલા તો ઝબકારાઓ નિકળ્યા કે તે તરફનું આકાશ જાણે આગના જેવા લાલ રંગની ચાદર ઓઢીને સુતું હોય તેમ દેખાવા લાગ્યું.

“**રામ! શ્રી**રામ!” એકાએક, ઘોડાની લગામ ખેંચતા **એની માથ્યુએ** કહ્યું; અને દરેક જાણે જાણે કે એક જ ઇચ્છાથી પ્રવર્ત્યાં હોય તેમ, તેનું અનુકરણ કીધું- “આ શું થયું?”

**લાલને** એક ભયની ચીસ મારી. તુરત જ પવનના સપાટા સાથે તોપનો એક ધડાકો સંભળાયો અને તેની પુંઠે **ઇબ્રાહીમખાનના ગાર્દીઓએ** ઉત્તીખાનના માણસો ઉપર હલ્લો કીધો, તેની તોપો અને બંદુકોના અવાજો આવ્યા.

“યુદ્ધનો આરંભ થયો છે?” **એની માથ્યુએ** કહ્યું.

બંદુકો અને તોપો પોતાનું કામ કરી જતી હતી, ધુમસ વેરાતું હતું અને ઉષાનો પ્રકાશ વધારે થતો જતો હતો, ત્યારે તેઓએ અરસપરસમાં વિચાર કીધો અને **એની માથ્યુએ** કહ્યું કે, “પ્રભાત થયેલો હોવાથી, તેણે હવે જવું જ જોઇએ. તોપોના ધડાકા ઉપરથી **મરાઠા** સૈન્યનો ‘રાહ’ પ્રગટ દેખાતો હોવાથી, તેણી હવે જલદીથી તેમને મળી શકશે અને તેણે હવે પોતાના **સૂબાને** યુદ્ધમાં મદદ આપવાને જઇ પહોંચવું જોઇએ! પરિણામ જોઇએ તેવું આવો. મૂછોને આમળો આપતાં કાંઇક ઉશ્કેરાયેલા અવાજે તેણે કહ્યું-પણ તે તો આજ યુદ્ધમાં ભાગ લેશે જ લેશે!”

તે રાજપૂત ઠાકોરનું કહેલું સત્ય લાગવાથી, તેમ જ પોતાની સ્થિતિ બરાબર જાણતો હોવાથી; **મહીપતરાવે** તેને જતો અટકાવવામાં કાંઇ સાર જોયો નહિ. સૂર્ય ઉંચે આવતો હતો અને ધુમસનું અંધારૂં દૂર થતું હતું; તેમ જ આ અનુભવી સરદાર **લાલનની** જ્યાં ઇચ્છા પડે-રણભૂમિપર કે **પાણિપતમાં**-ત્યાં તેણીને લઇ જવાને

સમર્થ હતો અને આ વૈરાગણ બાળા લાલને, ફક્ત મહાદાજીને જઈ મલવાની જ મ્હોટી ઉત્કંઠા હતી.

આથી લખનોરના સૂબા–બખ્તરિયા પાછા ફર્યા અને બનતી ત્વરાથી ત્યાંથી ચાલી નીકળ્યા. યુદ્ધના નાદથી–સંગ્રામીક શબ્દોના ઘોષથી અને શસ્ત્રોના ખણખણાટથી, પોતાનો માર્ગ સાવચેતીથી પારખતા–પોતાનું રક્ષણ થાય તેમ ઓથામાં ભરાતાં, આગલ વધતાં, લાલન, મહીપતરાવ અને તેમના ચારે મુસલમાન સોબતીઓ, દક્ષિણી સૈન્યના જમણી પાંખના પાછલા ભાગ આગળ આવી પહોંચ્યા અને આપણે જોઇ ગયા છીએ કે, તે જ ભાગ સિંધિયાઓની સરદારી નીચે હતો.

બનતા બનાવોની સાંગોપાંગ ખબર મેલવવામાં વધારે વિલંબ થયો નહિ. યુદ્ધમાં ઝઝુમી રહેલા સુભટોના સમૂહમાંથી એક ઘાયલ થયલો સ્વાર, હાંફ્લો ફાંફ્લો દેતો ભીડમાંથી બહાર નિક્ળ્યો. તેને મહીપતરાવે અટકાવ્યો. ઘોડા ઉપરથી ઉતાર્યો, ઘા ઉપર પાટો બાંધ્યો અને પોતાના 'છુગલ' (ઊંટ ઉપર રાખવામાં આવતી ચામડાની શિશોહી )માંથી પાણી પાંઇને તેને બધી ખબર પૂછી. મહાદાજી અને જંકોજીનો હલ્લો પાછો ફર્યો હતો, તેણે કહ્યું. શત્રુએ બનાવેલી ખાહીઓ અને પાથરેલા ગોખરૂઓને લીધે, તેમનો પ્રથમ હલ્લો વ્યર્થ ગયો હતો, અને બીજી વેળાના ધસારાનું પરિણામ પણ તેવું જ આવ્યું હતું. મહાદાજી અને જંકોજી ત્રીજી વાર હલ્લો લઇ જવાની ગોઠવણ કરે છે અને તેટલામાં દૂરથી અગ્ન્યાસ્ત્રોના પ્રહારો ચાલુ છે ને તેમાં આપણા કરતાં મુસલ્લાઓનાં હથિયારો વધારે નુકશાન કરે છે. આ વખતે જ તોપોના એક ગોળાથી ફાટી ગયલા ઝાડની ઉડી આવેલી ડાળી મને વાગી અને શ્રમથી, તેમ જ વેદનાથી, તુરતમાં યુદ્ધમાં નકામો થઇ પડવાથી, હું બહાર ધસી આવ્યો હતો. પરંતુ બહાર આવતાં મેં સાંભળ્યું હતું કે ઈબ્રાહીમખાન અને તેના તૈલંગાઓએ,* તેમ જ ભાઉ સાહેબે પોતે વિજય મેળવ્યો હતો અને બજીરને મારી નાંખ્યો હતો!

તેને ત્યાં જ રહેવા દઇને, મહીપતરાવની ટોળકી આગળ ચાલી અને થોડે દૂર ઉંચાણમાં આવેલા મહુડાના ઝાડોના ઓથામાં જઇને ઉભી રહી. અત્રેથી આખું રણક્ષેત્ર સ્પષ્ટપણે જોઇ શકાતું હતું.

અત્રેથી તેઓએ જોયું તો જણાયું કે તેઓને મળેલા સમાચાર યથાર્થ છે. તેઓની સામે જ સિંધિયાના સ્વારોનું મોટું સૈન્ય, ઘડીકમાં ચકરાવો ખાતું, ગોળ ચક્રાકારે ગોઠવાઇ જતું, ચારે તરફ વિખરાતું, એકત્ર થઇ જતું, અગાડી ધસતું, પાછળ હઠતું, શત્રુની તોપોના ગોળાની હદથી બહાર નિકળી જતું, તેમના બેય શૂરા સરદારોના ભીમ પ્રયત્નોથી જ સ્થીરપણે રહેતું, તેમણે જોયું. દરેકપળે શત્રુના આવતા ગોળાઓથી એક બે આદમીઓને ઘોડા ઉપરથી નીચે પડતા તેઓએ દીઠા; અને જોયું કે બની શકતી ઉંચી અને ફાયદા ભરેલી જગ્યાએ ગોઠવાયલી તેઓની મોટી તોપો, મુસલમાન સૈન્યમાં તેટલો નાશ કરી શકતી નહોતી. જો કે ત્વરાથી બારો કરવામાં તથા

---

* કર્નાટકમાં પહેલવહેલી 'રેગ્યુલર'ની ટુકડી બની હતી, તેપરથી એ નામ પડયું છે. કર્નાટકનું બીજું નામ તિલંગણ છે.

ઝાડપેથી ખસેડી જવામાં, મરાઠાઓની તોપોની ઊંચી ગાડીઓ હરકતકર્તા હતી; તોપણ સપાટ પ્રદેશમાં યુદ્ધ ચાલતું હોય ત્યારે તેની ઉંચાઇને લીધે તેને ઘણો લાભ મળતો હતો; તથાપિ ઓથા નીચે ઉભેલા શત્રુઓની સામેનો તેનો મારો ઘણો નિરર્થક ગયો; જ્યારે નજીબુદ્દૌલાના તોપખાનાએ તો ત્રાસ વર્તાવા માંડ્યો હતો. મહીપતરાવની અનુભવી અને તીક્ષ્ણ આંખોએ તુરત જ પારખી લીધું કે, મરાઠા સ્વારોની વચમાં ઉભેલા તેમના બંદુકીયાઓના બારો, મુસલમાન સૈન્ય સુધી પહોંચી શક્તા ન હોતા—જ્યારે વૃદ્ધ નજીબાનો શિક્ષિત 'નજીબો' અને તોપચીઓ, ગોળીનો વર્ષાદ એક સરખી રીતે મરાઠાઓ ઉપર ચાલું ને ચાલું વર્ષાવી રહ્યા હતા. લાલનની ટોળીની નજીકમાં, ભાલાઓના જંગલની અંદર ગુચલું વળીને ઉભેલા સોંડીઆઓ અને આમતેમ છુટાછવાયા પાંચ પાંચ સાત સાતના સમૂહમાં ફરતા નાગાઓ, દેખાતા હતા: શીશ ઉપર મ્હોટી જટાઓવાળા, શ્વેત અને રક્ત રંગના શરીર ઉપર ચટાપટાઓવાળા, હાથમાં દોધારીઓ, મુદ્દગલો અને 'ગંડાસો' લઇને ફરતા આ નાગાઓ,* અધીરાઈ દર્શાવનારી ચીસોથી અને નગારાઓના અને મ્હોટા શંખોના નાદોથી, કાનને ફાડી નાંખતા હતા.

પરંતુ આ બાજુના સૈન્યમાંથી બહાર નીકળી આવનારાઓની હરોળ, ચાલુ અને ચાલુ વધતી જતી હતી. ઘવાયલાઓ ઝાડીમાં સંતાવાની આશાથી કે છાયામાં ઉભા રહીને જળ પીને સ્વસ્થ થવાની ઇચ્છાથી, બહાર આવતા હતા. ઘવાયલા તથા સ્વાર રહિત થઇ ગયેલા અશ્વો, ગભરાયલા ગાંડા જેવા બહાર ધસી આવતા હતા અને થોડે દૂર આમથી તેમ દોડીને વેદનાથી ચીસો પાડતા ને જમીન ઉપર પછડાઇને મરતા, દેખાતા હતા. પરંતુ આ સિવાય યુદ્ધને લાયકના અનાહત યોદ્ધાઓ, ભીરૂપણાને વશ થઇને, ધીરે આસ્તે પોતાના સાથીની નજર ચૂકાવીને, બહાર નિકળી આવી, આમ તેમ જોઇને, જીવને સાટે એકદમ ન્હાસતા હતા. કેટલીક વેળાએ તો કોઇ આખી ટોળકી તે પ્રમાણે બહાર આવી, હાથમાંનાં શસ્ત્રો નાંખી દઇને, છુટા છવાયા વેરાઇ જઇને, ન્હાસભાગ કરતા હતા. આમાના કેટલાક બાયેલાઓને તો યોગ્ય શિક્ષા થતી આપણી નાયીકાએ જોઇ. આસપાસ ફરતા નાગાઓની દૃષ્ટિ તેમના ઉપર પડતાં જ, તેઓ તેમને અટકાવતા, તેમનાં વસ્ત્રો શસ્ત્રો લૂંટી લેતા અને તદન નગ્ન બનાવીને તેમના ઉપર ખાસડા અને ચંપલોનો વર્ષાદ વર્ષાવતા—તેમને હાંકી કાઢતા હતા. કેટલીક વેળાએ કોઈ મહાન્ સરદારને ઘાયલ થયલો જોતાં જ, તેના સંરક્ષણાર્થે પહેરેગીરરૂપે બહાર નીકળવાની તક તેઓ હાથ કરતા અને સરદારને નામે તે ભીરૂ પાવૈઆ, સલામતીવાળી જગ્યાના આશ્રય લેતા.

મહીપત જેવા વૃદ્ધ અને અનેક યુદ્ધોમાં રંગાયલા રણવીરને સમજતાં વાર ન લાગી કે, તેના સરદારની આજ્ઞાને અનુસરનાર બળથી, વિજય દૂર જતો હતો, પરંતુ ત્યાંથી બીજી તરફ જેટલે દૂર સુધી તેની દૃષ્ટિ પહોંચી શકી ત્યાં સુધી દૃષ્ટિને લંબાવતાં તેણે જોયું કે, ત્યાં મામલો તેથી જુદા જ પ્રકારનો હતો. જો કે

---

* નાગાઓ જો કે હિંદુધર્મના સાધુઓ હતા, તોપણ પગાર લઇને લશ્કરમાં નોકરી કરતા હતા. હિંદના ઇતિહાસમાં સુખ્યાત થયેલો હિમ્મતબહાદુર, નાગાઓનો વડો હતો.

ધુમ્ર અને ધૂળના ગોટાઓથી આચ્છાદિત તે દીશામાં તેને કાંઇ પણ જણાતું નહોતું, તથાપિ તે ગોટાઓની સ્થિતિપરથી તથા સૈન્યના આગળ વધતા જતા સમૂહપરથી, તેણે જોયું કે, તેના સ્વદેશીજનો **મુસલમાનોની** છાવણી તરફ સ્થીરપણે વધ્યા જતા હતા. આ દિશામાંથી તેને કર્ણે તોપોના કે બંદુકોના અવાજો ઝાઝા આવતા નહોતા, પરંતુ શસ્ત્રોનો ખણખણાટ, હયોનો હણહણાટ અને ખૂરીઓનો ઢબઢબાટ માત્ર સંભળાતો હતો. તે ઉપરથી તેણે જાણ્યું કે, ત્યાં જ આગળ તેના સ્વદેશી બાંધવોની અંતરની ઈચ્છા આખરે પરિપૂર્ણ થવા પામી છે અને બન્ને સૈન્યોનો હાથોહાથ ભેટો થયો છે. **મરાઠાઓ** "**શમશેર**–બૂ–દસ્ત"–હાથમાં તરવાર લઇને ભેટો કરવાને બહુ જ ઉત્સુક હતા અને હાથોહાથ ને તરવારેતરવારવડે લડવાની ઈચ્છા હવે અંતે પૂર્ણ થઇ હતી.

પણ હવે ત્યારે **લાલને** અને **મહીપતે** શું કરવું એ પ્રશ્ન હતો. **લાલન** તો **મહાદાજીરાવને** મળવાને એકપગે આતૂર થઇ રહી હતી; પરંતું જ્યાં સુધી તેનો યથાસ્થિત પત્તો ન મળે ત્યાં સુધી, તેની કે **ભાઉની** શોધમાં જવાનું **મહીપતને** નિરર્થક લાગ્યું. આથી **ભાઉના** ઊંટવાળાઓમાંથી બેને, તે બેય સરદારોના સમાચાર લાવવાને મોકલ્યા. તેઓ સમાચાર લઇને આવ્યા કે, **લાલને ભાઉસાહેબને** જાતે જ જઈ મળવાને જણાવ્યું, પણ **મહીપતે** તેણીને તે કામનું જોખમ સમજાવ્યું, તથા કહ્યું કે, **સૂબાએ** પ્રત્યુત્તરમાં પત્ર કે કાંઇ પણ આપ્યું નથી, તેમ જ તેનો ઉત્તર પણ સંદિગ્ધ અને અનિશ્ચિત છે અને હવે **ભાઉસાહેબને** જો કદાચ તેમાંથી કાંઇ પણ સાર લેવાનો હતે, તોપણ તે લઇ શકાય તેમ રહ્યું નહોતું. આથી તેણીના જાતે **ભાઉસાહેબ** પાસે જવાથી, લાભ કાંઇ પણ વિશેષ થવાનો નથી.

આથી **લાલને** વચલો માર્ગ પકડયો. તેણીએ **ભાઉના** માણસોમાંના મુખ્ય નાયકને સર્વ વાત યથાસ્થિત ફરી ફરી કહીને સમજાવી, અને તે તેણીનો ભાવાર્થ પરીપૂર્ણ સમજી ગયો હતો, તે જોયા પછી, તેને તેના સ્વામીની શોધમાં મોકલ્યો અને દૂર લડતા **ભાઉસાહેબના** ખાસ સૈન્યના સમૂહમાં, તે દૃષ્ટિમાંથી લોપ થઇ ગયો ત્યાં સુધી, તેણી તેની પછવાડે જોઇ રહી. તે આદમી પાછો **લાલનને** ન મળ્યો તેપરથી તેણીએ અનુમાન્યું કે ક્યાં તો તે માર્ગમાં જ મૂઓ હશે, વા તો તે **ભાઉસાહેબને** જઇ મળ્યો હશે અને જો તે **ભાઉસાહેબને** જઇ મળ્યો હોય તો, સૂબાના આવા સંદિગ્ધ વાક્યોપર જોઇએ તે કરતાં વધારે વિશ્વાસ રાખીને, **ભાઉસાહેબે** પોતાની પાછલી રચના કાયમ રાખી હોય ને તેનો પોતાનો અને સૈન્યનો અંત આણ્યો હોય ને તેથી હિંદના ઉદય પામતા સૂર્યને, ઉગતા ઉગતામાં જ અસ્ત કીધો હોય, એ પણ સંભવિત છે.

**લાલન** અને **મહીપત** મહુડાના ઝાડના છાયામાં બેઠા ને સાથે રાખેલા ખાવાનામાંથી પાંચ દશ ગ્રાસ લીધા તથા પાણી પીને ચારે તરફ રમાતા મહાન્ અખાડાને ચિંતાતુર મને જોવા લાગ્યાં. આ બધો વખત તેઓનાં શરીર નિવૃત્તિવાન્ જણાતાં હતાં, પરંતુ તેમનાં મન અસ્વસ્થ, ચિંતાગ્રસ્ત અને અતિશય ઉશ્કેરાયલાં હતા. **મહીપતરવ** અતિશય તીક્ષ્ણ દૃષ્ટિથી ચારે તરફનું અવલોકન કરતો હતો, તેટલામાં તેની દૃષ્ટિએ એક સુંદર શ્વેત આરબ અશ્વ સ્વાર રહિત એકલો, સમૂહમાંથી નાશી આવતો, જણાયો–ત્વરાથી તે ઉઠયો અને તેને પકડી લાવીને મહુડાના ઝાડ સાથે બાંધ્યો

અને સાલનને જાણાવ્યું કે જો દૈવેચ્છા પ્રતિકૂળ જ જણાય તો તેણીને છૂટ કરતાં આ અશ્વપર સ્વારી કરવું વધારે સુગમ થઈ પડશે. આટલા વખતમાં ફક્ત એકજવાર તેઓ ભયથી એકદમ ઉભા થઈ ગયા હતા. નજીબૂદ્દૌલાની મ્હોટી તોપોમાંના એકનો ગોળો, સિંધિયાના લશ્કરને ઉલ્લંઘીને—આ લોકો બેઠા હતા—તેનાથી માત્ર દશ બાર હાથ દૂર જમીન ઉપર પડ્યો ને ધુસરની રેણુઓથી આ લોકોને ઢાંકી દીધા તથા તુરત પાછો ઉડીને, મસ્તક ઉપર રહેલા ઝાડની ડાળીઓમાં ખળભળાટ મચાવી મૂકતો, દૂર નિકળી ગયો.

આમ નિરીક્ષણ કરતાં હતા ત્યાં મધ્યાહ્નના સૂર્યનારાયણનાં દર્શન મસ્તક ઉપર થયાં.

—ઃઃઃઃઃઃઃઃઃઃ—

## પ્રકરણ ૪૦ મું.

### સૈન્ય ભંગ.

જો કે દિવસ બહુ કમનસીબ હતો તથાપિ સિંધિયા સરદારોને ઉત્તમ સરદાર તરીકે ને બહાદૂર સેનાનીઓ તરીકે, પોતાના કાર્યથી, યશને ઝાંખપ લાગવા દીધી ન હતી. મરાઠા અશ્વારોનો ધસારો થયો, તેમાં તેમની કંઈ ભૂલ નહતી. અતિશય શૌર્ય અને ઉત્સાહયુક્ત વેગવાન્ ધસારાઓ, મહાદાજી અને જંકોજી પોતાના વીણી કાઢેલા ચુનંદા સ્વારો સહીત, ઉપરાચાપરી મોગલો સામે લઈ જતા હતા; પરંતુ તે વૃદ્ધ સરદાર નજીબુદ્દૌલાને અગાડીથી જ માર્ગમાં ઘોડેસ્વાર સૈન્યને અવરોધ કરવાનો બંદોબસ્ત કરી રાખેલો હોવાથી, વારંવાર તેઓને પોતાનામાંના અનેક વીરોને રણભૂમિ ઉપર મૂકીને પાછા ફરવું પડતું હતું.* મરાઠાઓની બેદીકરાઇથી કે નજર ચૂકથી નહિ, પણ તેમના મંદ ભાગ્યથી, આ વેળાએ સિંધિયાનાં માણસો પાસે પૂરતું ઇચ્છા પ્રકારનું તોપખાનું નહોતું, કે જે મુસલમાનો તરફથી આવતી જંજાળ (મિટ્રીલીયર)ની ગોળીઓ ને ગોળાઓના અપ્રતિહત વર્ષાદને ઉત્તર આપી આગળ વધી શકે, તેમ જ નજીબૂદ્દૌલાની બાજુપરથી ધસારો લઇ જવાના તેમના સઘળા યત્નો (જે ફરીફરીને કરવામાં આવતા હતા તે) પણ નિષ્ફળ ગયા. તે બાજુપર પણ ખાઈઓથી, કાંટાઓથી, ગોખરૂઓથી—વગેરે અવરોધ કર્તા પદાર્થોથી—રસ્તો બધો ઢાંકી દીધેલો હતો, અને ઉંચી જગ્યાએ યુક્તિપૂર્વક માટીના ઢગલાપર અને ખુદ છાવણીમાં પણ ગોઠવેલી મ્હોટી તોપોથી, તે સ્થળનું રક્ષણ થતું હતું. નજીબૂદ્દૌલા પોતાના સ્થાન ઉપર દ્રઢપણે ઉભો રહ્યો, એટલું જ નહિ, પણ તેના જે ચપલ પાયદળો દુશ્મનોના પાછા હઠવાની દરેક વેળાએ આગળ દોડી જતા અને કાચું માટીકામ અને અગાઉથી તૈયાર રાખેલા લાકડાના ટેકાઓ તથા ગોળરૂઓની વાડો ઉભી કર્યા જતા હતા. તેમનો હુશીયારીથી ઉપયોગ કરી તેણે દક્ષણીઓના હલ્લાની સામા સીધા આગળ વધવાની ખરેખરી મહેનત કરી. એનું પરિણામ એ આવ્યું કે, મરાઠાઓને કમનસીબે જ્યારે મરાઠા સૈન્યની ડાબી પાંખ અને મોખરો તેની જમણી પાંખની પાછળ જતો હતો ત્યારે,

---

* ગ્રાંટ ડફ લખે છે કે, "મુસલમાન લશ્કરની ડાબી પાંખ અદ્યાપિપર્યંત અખંડ જ હતી."

નહિ, પણ તેના જે ચપલ પ્યાદાઓ દુશ્મનોના પાછા હઠવાની દરેક વેળાએ આગલ દોડી જતા અને કાચું માટીકામ અને અગાઉથી તૈયાર રાખેલા લાકડાના કટેરાઓ તથા ગોખરૂની વાડો ઉભી કર્યા જતા હતા-તેનો હુશીયારીથી ઉપયોગ કરી તેણે દક્ષિણીઓના હલ્લાની સામા સીધા આગલ વધવાની ખરેખરી મહેનત કરી. એનું પરિણામ એ આવ્યું કે, મરાઠાઓને કમનસીબે જ્યારે મરાઠા સૈન્યની ડાબી પાંખ અને મોખરો તેની જમણી પાંખની પાછળ જતો હતો-ત્યારે નજીબઉદ્દૌલાના મોખરાપર થનારા ભવિષ્યના હલ્લાને, ગોળીના વરસાદથી છિન્ન ભિન્ન કરી શકાય તેવી રીતે પોતાનાં 'નજીબો'ને મરાઠાના પ્રત્યેક હુમલા પછી ગોઠવાઈ જવાને તેણે કરેલા સારી યુક્તિવાળા પ્રયત્નોથી, તેની પોતાની જમણી પાંખને કંઇક તીરછી થતાં પાછળ ખસવું પડતું હતું.* ખરી રીતે પાણિપતનાં યુદ્ધની યુક્તિઓની ચાવી આ છે—કે વિચાર કર્યા વગર અને લગભગ શું થાય છે તેનાં ભાન વગર, મરાઠાઓને, "મોખરાને જમણી પાંખમાં ફેરવવી" અથવા જેને "જમણી બાજુએ અર્ધા ફરી પીઠ કરવી" એ યુક્તિ કહેવામાં આવે છે તેવી લડાઇની હીલચાલ કરવાની ફરજ પાડવામાં આવી હતી- જે વેળાએ સુજાઉદ્દૌલા અને તેના મુસલમાન રીઝર્વનું લશ્કર, મરાઠાઓની મૂળ ધરીપર રહેલા લશ્કરમાંથી આરપાર-કે જ્યાં મલ્હારરાવના દગાથી એક ભાગ અરક્ષિત રહ્યો હતો ત્યાં, નીકળી ગયું હતું.†

મુસલમાન સૈન્ય સાથે ભેટંભેટા કરવાના કલાકોની કલાકો સુધીના અપ્રતિહત અને ચાલુ યત્નોથી શ્રમિત થયેલા તેના શૂરા, વીરશ્રીથી ઉભરાઈ જતા આશ્વિકોને પુનઃ ધસારો લઈ જવાને ઉશ્કેરવાના કાર્યમાં, મહાદાજી અને જંકોજીને નિષ્ફળતા દેખાવા લાગી. તેમના મરાઠાઓ અને હિંદુસ્થાનીઓ શૂરાતનમાં-હિંમતમાં-કે ઉત્સાહમાં ઓછા નહોતા, પરંતુ સુરક્ષિતપણે સંસ્થિત થયેલા નજીબના સામે, પોતાના 'સ્કોડ્રન'ને લઈ જવાના પ્રયત્નો નિરર્થક હતા એમ તેઓએ જોયું, તેથી જ તેઓ નાઉમેદ થતા જતા હતા. તોપણ પોતાના સંરક્ષિત સ્થાનના ઓથામાંથી, મુસલમાનો બહુ જ અગાડી ન ધસી આવે ને તેથી કરી તેમને ભાઉના માણસોના ઉપર દબાવું ન પડે તે હેતુથી-જે હેતુ પ્રથમથી જ સંભાળવાનો હતો. મહાદાજીને પોતાની જગ્યા સાચવવાની હતી અને અગાડી ધસારા લઈ જવાનો બહાર ડોળ રાખવાથી, તે તે ધારણામાં ફાવ્યો. આશ્વિક સૈન્ય ઉપર દૃઢ વિશ્વાસ રાખનાર આ સુભટને પ્રથમ જ વિચાર આવ્યો હતો કે, પોતાના પાયદળોને અગાડી કાઢવા, પરંતુ પોતાના તે સૈન્ય ઉપર દૃઢ વિશ્વાસ અને શ્રદ્ધા નહોવાને લીધે-તેઓ શારીરીક બળ અને સહન શક્તિમાં

---

* ગ્રાંટ ડફ કહે છે કે-"નજીબઉદ્દૌલા પોતાના પાયદલનું રક્ષણ કરવાને કાચાં માટી કામનાં ઢુંગરો ઉભો કરતો આથળ વધતો હતો."

† વાંચનાર આ ખાસ વર્ણન માટે મુને ક્ષમા આપશે; કારણ કે તે યથાસ્થિત સમજાવવું મુશ્કેલ જ છે. ઇતિહાસમાં જણાયલા સર્વ યુદ્ધો અને લડાઈઓમાં પાણીપતની લડાઈનો વૃત્તાંત ઇતિહાસમાં, સામાન્ય રીતે ઘણી જ ખોટી રીતે સમજાવેલા છે અને લશ્કરના વિષયના વાંચકને પણ સમજ ન પડે તેવો છે. તેટલા માટે માત્ર આ વાતો લખવાના વિચારે, તે સમયનો સંપૂર્ણ ઇતિહાસ વાંચી તેના જ્ઞાનવડે તે સમજવાને મેં મહેનત કરી છે.

મુસલમાનો સામે ફાવી શકશે નહિ, એમ ધારીને તેણે તે વિચાર પડતો મૂક્યો હતો. પરંતુ અણુણાં પાછો તેજ વિચાર તેના મસ્તકમાં સ્ફુરી આવ્યો અને તે અજમાવવાનો તેણે નિશ્ચય કરીને, તેને યોગ્ય હુકમો આપ્યા, તથા પોતાના ભાલેદારોના રક્ષણ નીચે તેમને રાખીને, ધસારો કરવાનો તેણે દૃઢ ઠરાવ કીધો. હુકમો અપાયા.

જરૂરતેગો થોડીક મીનીટમાં સ્વારોએ વચમાં વચમાં માર્ગ કરી આપ્યો, અને તેમાંથી જંગલી જેવા—કાળભૈરવની ભયંકર મૂર્તિ જેવા જણાતા—રુદ્રના ગણ જેવા શિવભક્ત **નાગાઓ**, ભયજનક ચીચીયારીઓ મારતા, રણશિંગા ફુંકતા, શંખો વગાડતા અને ઢોલો ગગડાવતા, અગાડી ધસી આવ્યા અને તેમની પછવાડે જ વધારે સ્થીર પગલે, ટોળાબંધ ચાલતા, શાંત પણ ભયજનક દેખાવવાળા ભાલેદાર *સોંટીઆઓ પણ આવ્યા. પરંતુ શત્રુઓ તેમના ઉપર લાવવામાં આવનાર આ નવા હલ્લાનું ખરૂં સ્વરૂપ જાણી જાય, તે પૂર્વે—સુરક્ષિતપણે વ્યવસ્થાસર ગોઠવાયલા શિક્ષિત મુસલમાનોની હરોળ ભાંગવામાં અને તેમની સાથે હાથોહાથ ઝપાઝપી કરવામાં, આ **નાગાશિવભક્તોનો** પ્રયત્ન કેટલે અંશે સફલ થાય છે તે માલમ પડે તે પૂર્વે, **મરાઠા** સૈન્યની ડાબી તરફથી એવી હૃદયફાટક ચીચીયારી પડી—કોલાહલ ઉઠયો—કે જેથી શત્રુનું અને મિત્રનું ધ્યાન એકદમ તે તરફ ખેંચાયું, અને દરેકના હાથ અને પગ કામ કરતા સ્વાભાવિક રીતેજ અટકી પડ્યા! કલાકોના કલાકો થયા તે તરફથી યુદ્ધનો જે ચાલુનાદ અને ઘોર અવાજ આવ્યા કરતો હતો, તે સાંભળનારામાંના કોઇએ પણ આ મહાન્ કોલાહળના કરતાં વધારે તીવ્ર અને વધારે ભયોત્પાદક મનુષ્ય મુખનો અવાજ, પૂર્વે કદીપણ સાંભળ્યો નહિ હોય. આવો અઘોર નાદ—પૂર્વેના ચાલુ સંહારના અને સાંગ્રામિક નાદથી એટલો તો વિલક્ષણ હતો—તેના તીવ્ર શબ્દોમાં હૃદયના ધૈર્યને નાશ કરનાર આત્યંતિક નિરાશાનું એવું તો સ્પષ્ટ સ્વરૂપ કર્ણગોચર થતું હતું—કે આ કારમી—હૃદયભેદક ચીચીયારી સાંભળતાં જ સર્વેનાં ગાત્રો શિથિલ થઇ ગયાં અને કોઈએક પ્રકારનો વિજલીક આંચકો લાગ્યો હોય તેમ સઘળાજ શૂન્યપણે દિગ્મૂઢ જેવા ઉભા થઈ રહ્યા! હાથમાંના મુદ્‌ગલો અને દોધારીઓ, હવામાં જ ઉંચી રાખીને દોડતા **નાગાઓ** એકદમ અટકી ગયા; અને તોપોમાં અને બંદુકોમાં બારો ભરીને ફોડવાને માટે ઘોડા ઉપર હાથ રાખીને ઉભેલા **મુસલમાનોના** હાથો પણ ત્યાં જ સ્થીર થઇ ગયા.

પાસે ઉભેલા મનુષ્યના કર્ણની સાથે સ્પષ્ટપણે અફળાતા હૃદયના ધબકારા સાથે, **મહાદાજી સિંધિયા** પોતાની ઘોડીના પાવડાપર ઉભો થયો અને ચારે તરફ શાંતિ રાખવાને જમણે હાથે ઇશારત કરતો, **ભાઉ** અને તેના માણસોને વીંટી રહેલા મધ્યમાંના ધૂમ્રના વાદળ તરફ જોઇ રહ્યો. આ મહાન્ સમૂહે સમુદ્રના મોજાની માફક આગળ પાછળ ચોદીવાર ઝોલા ખાધા—તુરત જ તે પાછો હઠયો—તેમાં ચીરપડી—મોખરાઓ ઉઘડી જતા જણાયા—અને તેમાંથી સેંકડો અને હજારો ભયગ્રસ્ત નિરાધાર—શત્રુના હૃદયમાં ભય ઉત્પન્ન કરનાર, પણ આ સમયે બીકુ બની ગયેલા મનુષ્યો, મેદાન તરફ—**પાણિપત** તરફ—અને **યમુનાજી** તરફ—પાણીના રેલાની માફક

---

* **સોંટીઆઓના** હથિયારો અને રીતભાતો પુરાતન સમયના **મેસિડોનીયાના** ભાલેદારો તથા વલ્લભીના તીરંદાજોના જેવી હતી. તેઓ ઉત્તર હિંદુસ્થાનમાં લૂંટારા ગણાતા અને ત્વરામાં અશ્વને હંકાવવાનો દાવો કરતા.

ઉભરાતા રેલાની માફક દોડતા-તેની દૃષ્ટિએ પડયા; અને મરાઠાઓના મહાન ભવ્ય "ભગવા ઝુંડા" ને સ્થળે, તેણે મોગલ બખ્તરીયાઓથી વિંટલાયલા, ખેવચની લખનૌના સૂબાનો "સિંહ"ના સ્વરૂપથી અંકિત વાવટો ઉડતો જોયો.

તુરત જ તેની અને મધ્યમાંના સૈન્યની વચ્ચે ઉભેલી ટુકડીઓએ એક પછી એક વિજળીક ત્વરાથી આ બુમ-આ ચીચીયારી-ઉપાડી લીધી અને સાથેલાગું જ ન્હાસવા માંડયું. આવી રીતે એક ક્ષણમાં યુદ્ધનું પરિણામ જણાવનારી-સૈન્યની દુર્દશા દર્શાવનારી-મરાઠા સામ્રાજ્યની અસ્તદશા પ્રકટ કરનારી-અને ખૂદ ભારતવર્ષની ભાગ્ય હીણતાનું ભાન કરાવનારી-તેના હૃદયમાં કારી ઘા મારનારી-મૃત્યુના ભયંકર દૂતોના આગમનરૂપ આ કારમી કીકીયારી તેના કાને અથડાઈ.

"ભાઉ સાહેબ વારલા! હિંદનો સૂર્ય અસ્ત થયો છે! સહુ જણા પોતપોતાની સંભાળ કરો-ન્હાસો! ન્હાસો!"

તેણે ચારે તરફ નજર ફેરવી, તેની આંખોમાં તેજ આવ્યું, અને તેના મગજમાં લજ્જા-ક્રોધ અને ભયના વિચારો એકદમ સ્ફૂરી આવ્યા.

મરકીના જેવો નાશકારક આ કોળાહળ ચારે તરફ એક પલકારામાં પથરાઇ ગયો! મહાદાજીના માણસો પણ હવે ન્હાસવાને અધીર જણાયા અને ઘણાકોએ તો પોતાના અશ્વોને યમુનાજીના માર્ગ તરફ ફેરવ્યા પણ ખરા! યમના દૂત જેવા મુસલમાનો, વિજયના નાદથી આકાશને ગજાવતા, પોતાના સુરક્ષિત સ્થાનને મૂકીને હવે આગળ ધસ્યા અને અનિશ્ચિત મનવાળા નાગાઓ સામે દોડતા આવ્યા. તેઓને મોખરે હાથમાં નાગી તરવારવાળો નજીબુદ્દૌલા જણાતો હતો.

મહાદાજી અને તેના ભત્રિજાની પુંઠે તેમની 'ખાસ પાગા'-જે તેમનું ખાસ અંગરક્ષકનું કામ કરતી હતી-તેમના સૈન્યમાંથી ચૂંટી કાઢેલા સર્વેથી ચઢિયાતા તુખમના-વીરશ્રીથી પૂર્ણ-હિંમતવાન-સંપૂર્ણપણે શસ્ત્રાદિકથી સજ્જ થયલા-ઉત્તમમાં ઉત્તમ અશ્વોવાળા-હિંદુસ્થાનમાંની ઉત્તમમાં ઉત્તમ લડાયક જાતોમાંથી એકત્ર કરેલા-જેઓને બીજા દક્ષણી પેરે પુંઠ રાખ્યા ન હતા-તે છસો ચુનંદા આશ્વિકોમાં પણ, આ ભય પેસતો જણાયો અને તેમાંના પણ કેટલાકને ભયથી આકુળ થયેલા, પાછલી હરોલમાં જતાં તેણે જોયા.

"બેટા! સઘળી આશા હવે ગઇ"-મહાદાજીએ કહ્યું-"અને આપણે તદ્દન એકલા પડી જઇએ, તે પૂર્વે આપણે પણ અહિંથી ન્હાસવું જોઇએ!"

"ક્યાં ન્હાસવું? પાણિપત?" જંકોજીએ પૂછયું.

"પાણિપત? એ શું બોલે છે? વિજયી વાઘ ત્યાં આવીને પાંજરામાંના મેંઢાઓને મારી નાંખે તેમ આ મુસલ્લાઓને હાથે રહેંસાવાને?"-મહાદાજીએ મ્હોટેથી જણાવ્યું-"નહિ, નહિ; જંકોજી, તેમ નહિ. આપણે માટે માત્ર એક જ માર્ગ હવે ખુલ્લો છે. મુસલમાનો હજુ છુટાછવાયા, પણ દૃઢપણે લડી રહેલા મરાઠાઓ સાથે રોકાયલા છે, અને તેથી આપણી પુંઠ એકદમ પકડી શકશે નહિ, તેટલામાં આપણે ડાબી તરફ તેઓમાંથી લડતા લડતા નીકળી જવું જોઇએ. કોણ જાણે! આપણે કદાચ દિલ્હીને માર્ગે પડી શકીએ અથવા તેમ નહિ તોપણ ઇબ્રાહીમખાનને તો મળી જ શકીશું. તે હજુ લડે છે. તું ગાર્દીઓની તોપોનો ગડગડાટ સાંભળતો નથી શું?"

"હું સાંભળુંછ! હું સાંભળુંછ!" જંકોજીએ જવાબ દીધો.

"બચ્ચાઓ!" ઘોડાના પેંગડા ઉપર ઉભા થતાં મહાદાજીએ, પોતાની પૂંઠે ઉભેલા સીપાઇઓના તરફ ફરીને મોટે અવાજે કહ્યું; "બચ્ચા લોકો! મ્હારી શિખામણ માનો. હવે ઘેલા મૂર્ખાઓની માફક પાણિપત તરફ જઈને—સવારના દુરાનીઓને હાથે કસાઇની માફક કતલ થવાને માટે અથવા તો સંતાતા છુપાતા ભુખમરાથી મરવાને માટે અથવા તેને પૂર્વ તરફ આગળ ભાગશો તો ત્યાં જઇ રહેલા 'કર્નાલીઓને'* હાથે, કપાઈ મરવાને માટે—તે બાબતુંએ જવામાં કંઇ સાર નથી.

આવા ભયના અને ગભરાટના વખતે પણ સમજુતી આપનારા આ થોડાક પણ સ્પષ્ટ શબ્દોએ તેના માણસોપર સારી અસર કીધી, અને બધાએ એક અવાજે ગર્જના કરી!

"લઇ ચાલો! અમને લઇ ચાલો! અમે યમુનાજીને શરણે આવીશું!"

મહાદાજીએ પોતાના નિશાનવાળાને તે દિશેનો ઈસારો કીધો, અને તુરત જ ફરી લગામે મરાઠા આખીએ ધસારાબંધ યમુનાજી તરફ દોડવા લાગ્યા; અને જીવ ઉપર આવી ગયેલા—અરિમિત્રની પણ કાળજી નહિ રાખનારા નહાસવાને આતુર આ સ્વારોએ, માર્ગમાં તેમના રસ્તાના કાંટઆગુદપે આવતા પોતાના જ સ્વદેશી બાંધવોને નિર્દયપણે કાપી તથા ઉથલાવી નાંખ્યા. આ સમયે સંઉ પોતપોતાના રક્ષણ માટે જ આતુર હતા. સર્વે તરફથી—"યમુનાજીના ઉતારને માર્ગે! ઉતારને માર્ગે! દિલ્લી ચાલો—દિલ્લી ચાલો"—ના શબ્દો જ સંભળાતા હતા. આ શબ્દોથી આકર્ષાઇને ને સિંધિયા સરદારોને દેખીને તેમના ઉપર વિશ્વાસવાળાઓ, તેમ જ પાણિપત જવા કરતા દિલ્લી જવામાં વધારે લાભ છે તે સમજવાવાળાઓ, ભાઉના નાસતા માણસો, તેની સાથે આવીને જોડાવા લાગ્યા અને તેથી પ્રતિક્ષણે સિંધિયાની આગેવાની હેઠળ નહાસનારાઓની સંખ્યામાં વધારો થતો ગયો. જેવી રીતે દિલ્લી જનારૂં ટોળું વધતું જતું હતું, તેમજ પાણિપતને માર્ગે જનારાઓની સંખ્યા પણ પ્રતિક્ષણે વધતી જ જતી હતી, અને જો કે સ્વજીવનના રક્ષણ માટે ઉત્સુક સિંધિયાઓ અને તેમના માણસો, પોતાના જ સૈન્યના માણસો ઉપર ભાલા અને તરવાર ચલાવતા અચકાતા નો'તા, તથાપિ પ્રતિપળે તેઓના માર્ગમાં આ જાતની હરકતની વૃદ્ધિ થતી ગઈ—તેઓની આશા હવે માત્ર ઇબ્રાહીમખાનને મળવાપર જ હતી; અને પૂંઠે આવનારા મુસલમાનો તેમની અને ઇબ્રાહીમખાનની વચમાં પડે તે પૂર્વે, ભાઉસાહેબના યશસ્વી અને શૂરા, પણ સરદારના મૃત્યુથી નાહિંમત થઇને ન્હાસતા મનુષ્યોના સમુહમાંથી નીકળી જવાની તેમને ખાસ આવશ્યક્તા હતી. જેમ બને તેમ સરળતાથી પોતાની ધારણા પાર પાડવાની નેમથી, મહાદાજીએ ચક્રાવાનો માર્ગ લીધો; તોપણ પાછળથી ભાલો ભોંકાતા જમીનપર પટકાઈ પડનારાઓની ચીસથી અને "યા અલ્લાહ! દીન! દીન! યા-અલ્લાહ! યા મૌલા!" ના નજીક અને નજીક આવતા અવાજોપરથી, તેણે જાણ્યું કે, મુસલમાનોએ તેને લગભગ પકડી પાડ્યા હતા!

---

* કર્નાલ જીલ્લાના ઉત્તર તરફના રહીશો, મરાઠાઓપર ઘણા ચ્હીડવાઇ ગયેલા હતા, કેમકે મરાઠાઓએ કુંજપુરા લુટ્યું ત્યારે તેઓને ઘણા રંજાડ્યા હતા. માટે યમુનાજી તરફ ચાલો—યમુનાજી તરફ! દામાજીરાવ અને ગાઈકો તે રસ્તે જાય છે તેમની પછવાડે જ આપણે પણ ચાલો!"

તેની આગળનાં ધૂળ અને ધુંમાડાનાં વાદળાંમાંથી, એક વિજળીના જેવો ચમકારો તેની નજરે પડયો. અંધાધુંની અને અંધકારને લીધે થયેલી અંધતાને લીધે, ઉન્મત્ત દશાને પ્રાપ્ત કરાવનાર, ક્રોધ અને ભયને કારણે; તેની આગલી હરોળે, સુજાઉદૌલાના ચળકાટ મારી રહેલા બખ્તરોવાળા બખ્તરિયાઓને, આસપાસના આશ્રય શોધનારાઓને મારીને, અગાડી ધસી આવતા જોયા, પરંતુ ઓળખ્યા નહિ.

"તમારા ભાલાઓ નીચા પકડો!" ધૂસરથી, ક્રોધથી અને શ્રમથી થાકેલા ખોખરા સાદે, મહાદાજીએ એક મ્હોટી જબરજસ્ત બુમ મારી,—

"મ્હારા વીરાઓ! ધસો! આગળ આગળ ધસો! નહિતર બધો શ્રમ વ્યર્થ જશે!"

પોતાની ક્રિયાના સ્વરૂપને નહિ જાણનાર, અચેત મનુષ્યોની માફક જ, તેના સીપાઇઓ આ વેળાએ તેના શબ્દાનુસાર-સંચાની માફક વર્ત્યા. માથાં નીચાં નમાવીને, લાંબી દીર્ઘ કરવાસોને હાથમાં સામી સીધી પકડીને, સિંધીયા અને તેના માણસો ધસી આવતા આખલાની માફક, આગળ ધસ્યા ગયા! વ્યવસ્થાસર આવનારા મનુષ્યો સાથે લડવું પડશે, એવી આશા નહિ રાખનારા બખ્તરિયાઓ, આ મહાસમૂહને જોતાં જ દિગ્મૂઢ જેવા થઇ ગયા, અને તેઓ પોતાનો ધસારો અટકાવે તથા ચકરાવો ખાઇને ગોઠવાઇ જાય તે પહેલાં તો, નિરાશીજન્ય ઉન્મત્તપણું દર્શાવનારી ત્વરાથી, ટોળાબંધ થઇને આંધળીયા કરનાર મરાઠાઓ તેમની બાજુ ઉપર તૂટી પડ્યા. એક ક્ષણભર ત્યાં આગળ યુદ્ધ પુનરારંભ જેવું જણાયું. ભાલાઓ અને તરવારો ચળકવા લાગ્યાં અને અથડાવા લાગ્યાં અને મરાઠાઓના પ્રબળ ધસારા આગળ, વિજયથી વધારે બળવાન્ બનેલા હતા તોપણ, સવારથી અત્યાર સુધી શાંતપણે ઉભા રહેલા હોવાથી, યુદ્ધના ઉત્સાહી અને અશ્રમિત હોવા છતાં પણ–તેમ જ વધારે ઉત્તમ રીતે સજ્જ થયેલા હોવા છતાં પણ–મોગલ બખ્તરિયાઓ હાર્યા–તેમનામાં ભંગાણ પડયું–અને મરાઠાઓ તેમને મારતા–ફટતા–કાપતા નીચે પાડતા–તેમના અને તેમના અશ્વોના ઉપર થઇને આગળ ને આગળ ધસવા લાગ્યા. મરાઠાઓ આ પ્રમાણે તેમને પછાડતા–મારતા તેમના અશ્વો ઉપરથી અને તેમના શરીરો ઉપરથી કૂદીને નહાસતા અને તેમના છૂટેલા અશ્વોપર સ્વાર થતા હતા ત્યારે, પોતાના અશ્વ ઉપરથી ધસી પડેલા પાછા ઉભા થવાની કોશિશ કરી રહેલા માણસોને ઉત્તેજન આપવાને મથી રહેલો એક સ્વાર, જેમ તેમ કરીને, પોતાના ઘોડાના પાવડા ઉપર ઉંચો થયો અને મહાદાજી સિંધીયાને નજરે જોતાં જ તેણે પોતાની ભારી પહોળી "ખંડ" તરવારથી, તેના અરક્ષિત ઘુંટણો ઉપર એક મજબુત ફટકો લગાવ્યો.

"એની માધવ, પડતાં પડતાં પણ પોતાનું વેર લે છે!" તે રાડ મારી બોલ્યો.

પરંતુ ભાઉ સાહેબ જેવા મહાન્ સ્વદેશાભિમાની વીરના હત્યારાની ભાગ્ય દેવીએ આ સમયે સાહ્યતા આપી નહિ–જંકોજી તેના કાકાની બાજુમાં જ પોતાના અશ્વને દોડાવતો હતો; અને ઉગામેલો હાથ મહાદાજીના ઘુંટણપર પડે તે પહેલાં તો, જંકોજીના અશ્વે, આગલા પગોની ખરીથી તેના જમણા હાથને છૂંદી નાંખ્યો. એની માધુ પાછળ હઠયો, તે જ પળે પાછલથી આવનાર-ઉપલા શબ્દોને સાંભળનાર અને ઉગામેલા હાથને જોનાર, એક શૂરા મરાઠાએ, આગળ ધસી આવીને,

ભાગવાથી જ્યાંસુધી સજ્જ થએલા પાછું મુખ અને [illegible] એટલા અલ્પસંખ્યાથી [illegible] આ હિંદના રક્ષણ [illegible], [illegible] કૃપાથી [illegible] અર્થાત્ કે [illegible] આ દેશદ્રોહીના અપરાધ [illegible] આ મનુષ્યના [illegible] આપ્યું [illegible] તેના [illegible] [illegible] મહાન ભાઉને [illegible] ઉપર [illegible] સેનાનીએ [illegible], [illegible] પાછેથી અને [illegible] મહાન ભાઉના [illegible] પારિતોષિક મેળવવાને ઉત્કંઠિત બની આસપને, યમના દરબારમાં તેના કૃત્યનું પારિતોષિક લેવાને મોકલાતી હોય!

---

## પ્રકરણ ૪૧ મું.

## પ્રીતમ પ્યારીનો મેળાપ.

વિજય–ઉદ્ધિક વિજયના પાપથી અંતરિક્ષને ભરતા, મહાદાઉના મરાઠા સેનાનીઓ, હાર પામેલા બખ્તરિયાઓને, તરવારો અને ભાલાઓથી વિંધતા અને કાપતા, જમણી બાજુએ આગાડી આવ્યા નહિ. ત્યાં તો તેમને માલમ પડ્યું કે આગલ થવાનાં હજી તેમને બીજી હરકત વટાવવાની છે. એક તરફ વિજયથી અવ્યવસ્થિત થયલા તેમ જ શ્રમથી નિર્બલ થયેલા મરાઠાઓ, પ્રથમના જેટલા ઘટ્ટ સમૂહમાં નોતા ચાલતા, જ્યારે બીજી તરફ બખ્તરિયાઓ સાથે, તેઓ લડતા હતા. એટલા સમયમાં તે લોકોને ઘેરી લેવાની ધારણાથી, બખ્તરિયાઓની પૂંઠે આવનારા વિલાયતી સેનાનીઓ, અર્ધચંદ્રાકારનો વ્યૂહ રચી મરાઠાઓના માર્ગમાં આડા ગોઠવાઇ ગયા હતા. 'ખાસ પાગા'ના ઉકળતા લોહીથી આરક્ત પશુઓ અને 'ગંડા'વાલા–મજબુત પાતલી ડોકવાળા અશ્વોપર આરૂઢ થયેલા આ અફઘાન પઠાણો, બખ્તરિયાઓની પૂંઠે પૂંઠે જ મરાઠાઓની પાછળ પડ્યા હતા. તેઓ આવનારા મરાઠાઓની સંખ્યાથી અને ન્હાસવાના હેતુથી અજ્ઞાત હતા. વિજયમાં ઉન્મત્ત રહ્યા ને ધાર્યું કે તેઓએ જે મ્હોટી ભૂલ કરી તે એ જ હતી કે સિંધિયાની પૂંઠે એકાદ ન્હાની ટુકડી આવતી હશે, એમ ધારીને પોતાના બળપર મુસ્તાક રહી, તેમને અટકાવવાને જ નદી પાસુ ઘેરી લેવાને, અર્ધ ચંદ્રાકારે ન્હાની સંખ્યાનો સત્કાર કરવા, હથિયાર સજ્જ કરીને ઉભા હતા.

મરાઠાઓ પોતાના ભયના શુદ્ધ સ્વરૂપને જાણતા હતા, તથાપિ તેઓ એ પણ જાણતા હતા કે, તેમને માટે પાછળ હઠવાનું બીજું કોઈપણ સ્થાન નો'તું; તેમ જ સૈન્યનો પરાભવ થવા છતાં પણ તેઓએ તે વિજયીઓના ઉપર વિજય મેળવ્યો હતો; તેથી તેઓના ઉત્સાહમાં વૃદ્ધિ થઇ હતી. વળી એ પણ તેઓ જાણતા હતા કે, આ અર્ધચંદ્રાકારે ઉભેલા અફઘાનોની પેલી પાર નિકલવામાં જ તેઓની સલામતી છે. આથી દરેક આશ્વિક અને પદાતીએ, સામેનો અટકાવ દીઠો ન દીઠો કે, તુરત જ એક ક્ષણભર પણ અચકાયા વિના, નિડરપણે–શ્રમિત થયેલા અશ્વને ઉન્મત્તપણે ઉપાડ્યા અને તે એકદમ શત્રુના અંગ ઉપર ધસ્યા. સુરાજુદ્દૌલાના હિંદુસ્થાનીઓના સમૂહનો નાશ કરીને બહાર ધસી આવેલા મરાઠાઓ, વિલાયતીઓની એટલા તો લગોલગ હતા કે, બેયમાંથી એકપણ પક્ષથી ધસારો લઇ જવાય તેમ નો'તું; અને

તેથી ખરૂં કહીએ તો, તેઓ એકબીજામાં માત્ર ભેળાઈ ગયા અને હાથોહાથથી ભયંકર ઝપાઝપી ત્યાં ચાલી રહી; કારણ કે દરેક જણ પોતાના શરીરના રક્ષણાર્થે લડતો હતો.

આ ઘોર તુમુલની અંદર એવું બન્યું કે, **વિલાયતીઓની** ટુકડીમાં **લુતુફુલ્લાહ ખાન** હતો અને **મહાદાજી** અને **લૂતુફુલ્લાહે** એક બીજાને ઓળખ્યા. દૃષ્ટિ મળતાં જ બેયના હૃદયમાં એક પ્રકારનો પરસ્પરના વૈરનો જુસ્સો ઉભરાઇ આવ્યો—જે પ્રબળ વૈરાગ્નિનો અગ્નિ જાતિયના અને ધર્મના વૈર કરતાં પણ વધારે તીવ્ર જણાયો. એક બીજાને તીવ્ર શબ્દોના પ્રહાર કરતાં બેઉ જણાઓએ અશ્વોને જોસથી એક બીજાની સામે દોડાવ્યા.

"મૂર્તિપૂજક કૂતરા"!—**મૂંછોને** આમળો દેતાં, **લૂતુફુલ્લાહે** શીણ ભર્યા મુખે બરાડ પાડી—"ત્હારો વખત ભરાયો છે. તે દિવસના ત્હારા દગાનો હું આજે બદલો લેઇશ! હું ત્હારૂં રક્ત પીશ અને તે નીચ વેશ્યા જ—તારી રાખ જ માત્ર નહિ, પરંતુ ત્હારી સર્વ સ્ત્રીઓ અને પુત્રીઓ મ્હારા જનાનખાનની લોંડીઓ બનશે. તારી અંજલની ઘડી આવી પહોંચી છે! કાફર! ત્હારા દિવસ ભરાયા છે, ને ધર્મહીન હિંદુઓની મતા, મ્હારા જેવા શુદ્ધ પાક **મુસલમાનને** માટે જ **અલ્લાહે** બનાવી છે."

"હુક્કર ખાઉ! સુવર ખાઉ! છીનાલના છોકરા!" ક્રોધથી આરક્ત નેત્રોવાળા **મહાદાજીએ** કીકીયારી જેવા લાગતા અવાજે કહ્યું!—"આજે ત્હારી જનેતા ભારે જ મરી છે એમ જાણજે. જો કે મ્હારા સ્વદેશીઓની વિરૂદ્ધ ભાગ્યદેવી વર્તી છે, તોપણ તે ત્હારો તો આજે અંત જ આણશે! ત્હારા **અલ્લાહને** યાદ કર—કારણ કે મ્હારી તરવારના પંજામાં આવ્યા પછી તું ઉગરનાર નથી. અમારા શસ્ત્રની વાતો કરવાને તું કદી પણ જીવતો રહેવાનો નથી!"

પરંતુ જ્યાં દરેક સ્વાર જીવ ઉપર આવીને લડતો હતો અને સમુહમાંથી અગાડી માર્ગ કાઢવાને મથતો હતો—જ્યાં અશ્વો સાથે અશ્વો અને માણસો સામે માણસો ભીડાભીડમાં અથડાતા કૂટાતા હતા—જ્યાં બેય પક્ષના માણસો પોતપોતાના નાયકોના રક્ષણાર્થે જીવ સટાસટનો ખેલ માંડીને તેમને વિંટલાઇ વળતા હતા—ત્યાં આ બે સરદારોને પોતાની ધારણા પ્રમાણે લડવાનું બની શક્યું નહિ, અને છેવટે જ્યારે મહાન્ પ્રયાસને અંતે, તેઓ એક બીજાની સામે આવી લાગ્યા ત્યારે પણ, **ઘોસ મહમદ** તેમની વચમાં પેઠો અને **મહાદાજી** આવીને ઉભો.

પોતાના માણસની બાજુમાંથી પોતાના ઘોડાને બહાર લાવવાને મથતા રોપે ભરાયલા **પોપલઝાઇએ** ઘાંટો પાડયો—"તેને મ્હારે માટે રહેવા દે મૂર્ખા! અને દૂર જા વચમાંથી!"

પરંતુ પ્રથમના દ્વંદ્વમાં પોતાના સરદારની હાર થઇ હતી, તે તે જાણતો હોવાથી અને **મહાદાજી** સામે તે ફાવી નહિ શકે એમ માનતો હોવાથી, તે વચમાંથી ખસ્યો નહિ અને તેણે બેની વચમાં જ ઉભો રહીને લડવા માંડયું. આ સ્વામી સેવાએ તેનો જીવ લીધો, કારણ કે **મહાદાજીની** તરવારનો ફટકો ચુકવવાને તેણે પોતાની ઢાલ મુખ આગળ ધરી નહિ કે **મહાદાજીની** પાછળ ઉભેલા તેના ભત્રિજાએ બહાર ધસી આવીને, તેના ઉંચા કીધેલા હાથની અરક્ષિત બગલમાં, પોતાની લાંબી તરવાર ઘોંચી દીધી, અને તુરત જ મુખમાંથી લોહીની ધારાઓ સાથે "**અલ્લાહ**"નું નામ પોકારતો જ, **ઘોસ મહમદ** ઘોડા ઉપરથી નીચે પડયો. પરંતુ તેને મારનાર યુવાન

અસવાર બની શક્યો નહિ. તે પોતાની તરવાર ઘોસ મહમદના શરીરમાંથી ખેંચ કાઢતો હતો અને પોતાના ઘોડાને સ્વસ્થ કરતો હતો તેવામાં લુતુફઉલ્લાહ તેની બાજુપર આવી પહોંચ્યો અને લુતુફઉલ્લાહની પોલાદઆઇની પરશુ અને ખ્વાજા શેરાન તાર્તારીની તરવાર, એક જ સમયે જંકોજીના માથા ઉપર પડ્યાં અને તેને આરપાર મારી નાંખ્યો! આ દેખાવથી શોક અને ક્રોધથી ઘેલો બનેલો મહાદાજી, તેના બન્ધુનું વેર લેવાને તેના મારનાર તરફ ગાંડાની માફક ધસ્યો. પરંતુ ઘોસ મહમદનો ઘોડો વચ્ચમાં આવવાથી, તેનો ફટકો વ્યર્થ ગયો. છેવટે તે ઘોડાને હાંકી કાઢીને, ખૂનમાં ને ખૂનમાં લુતુફઉલ્લાહ સામે આવ્યો કે તત્ક્ષણે લુતુફઉલ્લાહનો ખાસગી સ્વાર જંગીશાહ આવીને વચ્ચે પડ્યો. પરંતુ તે જ ક્ષણે ક્રોધ ગેબી હાથે, પીસ્તોલ ફોડીને જંગીશાહનો નાશ કીધો કે તુરત જ પાછળનાઓના ધસારાને લીધે, મહાદાજી અને લુતુફઉલ્લાહ એક બીજાની સામસામે આવીને સંકડાશમાં ઉભા. એક પલકારો લેવાય તેટલા વખતમાં તેઓ એક બીજાને જોઇ રહ્યા અને પછી એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના, મુંગે મ્હોડે, પણ પૂરવેગ અને જુસ્સાથી તેઓએ ઉન્મત્ત પેરે, પણ એક શબ્દ બોલ્યા વિના-લડવા માંડ્યું. બેય પક્ષકારોના ધર્મના રક્ષક દેવતાઓ અને મહાત્માઓએ, પોતાની સર્વાંશ શક્તિ આ લોકોને આજના દુર્ભાગી દિવસની અંતની ઝપાઝપીથી છેલ્લું રમખાણ મચાવવાને આપી હોય તેમ, તેઓનાં મુખ, વીરતાના આવેશથી રક્તોત્પલ જેવાં જણાતાં હતાં. બેમાંથી એક પણ પોતાના શરીરનું રક્ષણ કરવા તરફ ધ્યાન આપતા નહોતા, પરંતુ ઉપરાછાપરી ઝડપથી ફટકાઓ મારતા અને વીંધતા જતા હતા. બેય જણાઓ લોહીથી રક્ત થઇ ગયા હતા, પરંતુ આજના યુદ્ધમાં જણાવ્યું હતું તેમ, આ વખતે પણ પરદેશીઓના કદાવર અશ્વે અને બખ્તરવાળા દૃઢ પોશાકે, તેને ઉપલો હાથ આપ્યો. મહાદાજીની શક્તિ ક્ષીણ થતી જણાઈ; તેની અનુપમ વિજળી, મ્હોટા શ્વેત ઈરાની અશ્વના ધસારા સામે પાછી હઠતી જણાઇ અને અધુરામાં પૂરૂં, જેવો તે પૂર્ણ બળથી ફટકો મારવા જતો હતો કે તેની લાંબી "જાહાજી" તરવાર, તેના હાથમાંથી છૂટી થઇને દૂર ઉડી ગઇ. ધીચ ગીર્દીમાં-આગળ કે પાછળ હઠવાને અશક્ત મહાદાજીએ, નિરાશાની એક ભયંકર હાય મારી અને ક્રોધરક્ત નેત્રોએ, પણ નિરાધાર અવસ્થામાં, તે એકીટશે, તેના શત્રુના હવામાં ઉંચા ઉપાડેલા પરશુ સામે જોઇ રહ્યો.

પોતાના વેરનો બદલો લેવાનો સમય આવી લાગેલો જોતાં જ, ગર્વથી ઉદ્ધત થયેલા વિજયી અફગાને છેલ્લો પ્રહાર કરવાને પોતાનું સઘળું બળ એકઠું કરતાં કરતાં કહ્યું–"બોલ, બોલ, હેવાન! કોનો સમય ભરાયો છે?"

પરંતુ "કરમાં પકડેલા પ્યાલાની અને ઓષ્ઠની વચ્ચે ઘણાંક વિઘ્નો હોય છે," તે પ્રમાણે, સ્વરક્ષણ કરવાને ઉત્સુક મહાદાજી, પોતાના જીનમાં ખંચાયો અને હાથમાં રહેલો તરવારનો હાથો ઢાલની માફક નીચે આવતા પરશુની સામે ધર્યો, જેથી તે વાંકી થઇ ગઇ અને માત્ર જાંઘ ઉપર એક ઘા પડ્યો.

વ્યાધિથી આંખે તમ્મર આવતા આંધળા જેવો થયલો તે આંચકાની સાથે જ જીન ઉપર અગાડી વાંકો વળી ગયો અને નરમ હાથોથી ઘોડીની યાળને વળગ્યો, ને બીજી જ પળે મરણની વાટ જોવા લાગ્યો. પરંતુ દૈવેચ્છા વિપરીત જણાઈ. તેની આન્તયણી વચ્ચે, કોઇએ પાછળથી લુતુફઉલ્લાહના ઇરાની શ્વેત અશ્વના પેટમાં

ખંજર ખોસી દીધું, ને તેથી તે તથા તેનો સ્વાર નીચે એકદમ પછડાઈ પડયા ! તુરત જ તેની અતિશય ભારે અંધાધુંધી વચ્ચે, તેણે એક **અફ્ઘાન**ને આગળ આવીને લુતુફઉલ્લાહનો હાથ પકડતાં જોયો અને ઘોડાની નીચેથી તે બહાર નીકળી શકે તે પહેલાં તો, આ નવીન આવેલો **અફ્ઘાન**, તેની છાતી ઉપર ચ્હડી બેઠો અને તેની ઉપર "**તીરાહ**" છરી ઉગામી "દગા ! દગા !" ઘોડાની તળે એક પગ ચગદાયલો હતો તે ખેંચી કાઢવાને અશક્ત લુતુફઉલ્લાહે-તેનો શત્રુઘા કરવાને બાજુતરથી અરક્ષિત સ્થાન શોધતો હતો, તેટલામાં બૂમ મારી-"દગા ! દગા !"

"શું તું મને ઓળખતો નથી ! પેલી છોકરીને માટે જેને "કોરા" (કોરડા)ની શિક્ષા અપાવી હતી તે હું **દાઉદ યુસુફઝાઇ** છું !"-મારતાં પૂર્વે પોતાની ઓળખ આપવાને ઉત્સુક **અફ્ઘાને** કહ્યું.

ખરેખર ! આ નવલકથાના પહેલા જ પ્રકરણમાં દર્શન આપનાર-**શાહ**ને હાથે **લાલન**ને છાવણીમાં લાવવાના દોષ માટે શિક્ષા ખમનાર-જાતુની યુસુફઝાઈના ઉપલા શબ્દો હતા. પોતાને કરવામાં આવેલી શિક્ષામાં મૂળ દોષ લુતુફઉલ્લાહનો જ હતો એમ માનીને, તેના ઉપર વૈર લેવાની દૃઢ ઇચ્છાવાળો આ **અફ્ઘાન**, આવી તકને શોધતો, શરૂઆતથી જ તેની પુંઠે પુંઠે આવતો હતો અને તેને **મહાદાજી** સામે એકલે હાથે લડતો જોતાં જ, વૈર વાળવાની તક ઝડપી લીધી !

પરંતુ તેને પણ નશીબે યારી આપી નહિ. પોતાના સ્વામિની પુંઠે, છાયાની માફક ફરતો નિમકહલાલ **જમરૂદ**, કોઈ નહિ દેખે તેમ આસ્તેથી, પણ ત્વરાથી તેની પુંઠે આવ્યો, અને તેના શબ્દો સાંભળતાંજ, તેની મતલબ પામી ગયો. પછી શાંતપણે ઘોડાની પીઠ ઉપર વાંકા વળીને, બરાબર નિશાન તાકીને તેણે લાંબી મૂદ્ગલથી, **દાઉદ**નું માથું એક ફટકે ચીરી નાંખ્યું.

આ જ વખતે અશસ્ત્ર અને નિરાધાર **મહાદાજી**ની સામે આવીને, **ખ્વાજા**ની રોશન ઉભો થયો. પરંતુ તે **તાર્તાર** કાંઈપણ કરી શકે તે પૂર્વે તો બે બીજા સ્વારો તેની અને **મહાદાજી**ની વચમાં આવીને ઉભા અને તેને આપણા વૃદ્ધ મિત્ર **મહીપતરાવ** જોડે યુદ્ધમાં ઉતરવું પડયું, જ્યારે બીજો સ્વાર આ બે લડવૈયાઓની બાજુપરથી આગળ ધસી આવ્યો, અને **મહાદાજી**ની ઘોડીની લગામ પકડીને પોતાના હાથો, તે અચેતન થઇ જતા મનુષ્યની ડોકની આસપાસ વિંટાળી દીધા-"મ્હારા નાથ ! મ્હારા પ્રાણ !"-તે નવા આવનારે કહ્યું-"આપને શું થાય છે ! તમારી દાસી તરફ જૂઓ ! એક વાર તો જૂઓ !"

પ્રીતિસૂચક નેત્રોથી **મહાદાજી**એ તેને આશ્રય આપનાર સ્વાર સામે જોયું; અને સ્વામિપરાયણ ઉપપત્ની **લાલન વેરાગણ**ને ઓળખી.

થાકેલી પણ અચોક્કસ દૃષ્ટિથી તેણે તેની સામે જોયું.

"બીચારી-બાળકી-તું અહીં ક્યાંથી ?"-તેણે અસ્પષ્ટ અવાજે કહ્યું-"તું અહિ શું કરે છે ? ન્હાસ ! ન્હાસ ! તું ઘોડા ઉપર બેઠેલી છે ને જેમ બને તેમ ત્વરાથી રણભૂમિમાંથી ત્હારો માર્ગ શોધી લે !"

"તમોને મૂકીને નહિ જ ?"-દૃઢતા સૂચક સ્વરે **લાલન**ે જવાબ આપ્યો-"પ્રિતમ વિનાની જીંદગીની અપની અર્ધાંગનાને શું જરૂર છે?"

"તે નિરર્થક છે!"–તેણે વ્યગ્રચિત્તે ઉત્તર આપ્યો–"હું શસ્ત્ર રહિત અને ઘાયલ છું. વળી જનકોજી, ભાઉ અને વિશ્વાસરાવ ખપી ગયા છે. હવે મ્હારે જીવીને શું કરવું છે! હવે હું શું મુખ લઇને મરાઠાઓના બચ્ચાંઓમાં પાછો ફરૂં!"

"મારે માટે! મારે માટે, મ્હારા જીવન! તમારા વિના હું મરી જઇશ"–આ તેનો પ્રતિઉત્તર હતો.

તેની જંઘા ઉપરના ઘાને જોતાં જ, તેણીએ પટકામાંથી ચીરો કાઢયો, ને તેના ઉપર ખૂબ જોસથી વિંટાળ્યો, અને પછી પોતાની કમર ઉપર રહેલી ન્હાની હલકી, પણ સીધી અને પાણીદાર તરવાર કાઢીને, તેણીએ મહાદાજીના હાથમાં મૂકી.

"આ લ્યો!"–તેના હાથમાં એક પિસ્તોલ મૂકતાં તેણીએ કહ્યું–"આ પણ લ્યો! તે ભરેલી છે. બીજીથી મ્હેં હમણાં જ તમારી સાથે લડી રહેલા યોદ્ધાને મારી નાંખ્યો હતો! મ્હારા વીરવર! હિંમત ધરો, અને એક સ્ત્રીની માફક મરણને શરણે ન જાઓ!!"

માથા ઉપરનો પટકો છૂટતાં જ, તેણીના લાંબા કાળા કેશો તેના વાંસા ઉપર પથરાઇ ગયા અને ઉદ્વેગ અને ઉત્સાહના આવેશમાં આવીને ઉત્તેજન આપનારા ઉપલા શબ્દો બોલતી વેળાએ તેણી એક સ્ત્રીરૂપે નહિ, પણ ઇંદ્રની અપ્સરા કે રણભૂમિની 'વલ્કર' જેવી શોભી રહી! તેણીના ચળકતા ચક્ષુઓમાંથી ઝરતા શાંત પ્રેમના અશ્રુપ્રવાહથી–કર્ણોપગત થયેલા તેણીના ઉત્તેજક શબ્દોના વેગથી, પોતાની પ્રિય તરવાર પાછી હસ્તગત થવાથી–મહાદાજીના શરીરમાં નવિન આશા અને નવિન સત્વ પ્રકટ થયું. તેણે વિજલીની લગામ હલાવી અને કોઇ પ્રતિપક્ષીને શોધતો હોય તેમ, ચારે તરફ દૃષ્ટિ ફેરવી.

ખવાજારોશન અને જમરૂદના સંયુક્ત સામા હલ્લાથી, પાછળ હઠતા મહિપતરાવે ત્રાડ મારી–"સરકાર! આપ અશ્વને દોડાવો ને આપનું રક્ષણ કરો. આપણા લોકો મ્લેચ્છોને મારીને બહાર પડી ચૂક્યા છે, માટે આપ ત્વરાથી આપનું રક્ષણ કરો!"

લુતુફઉલ્લાહના માણસોમાંના કેટલાકોએ યાસીનખાન સાથે આવીને તેને મૃત્યુ પામેલા અશ્વની નીચેથી કાઢયો, અને ઉભા થતાં જ તેની દૃષ્ટિ લાલન ઉપર પડી.

"તે છોકરી! તે વેરાગણ!" તેણે બીજી કોઇપણ વાત ધ્યાનમાં ન લેતાં, બરાડ મારી; હું મરીશ તોપણ હવે તો એને ફરીથી ન્હાસવા દઇશ નહિ! ઘોડો! ઘોડો! જમરૂદ! જમરૂદ! મને ઘોડો આપ! ગધેડા! શયેતાનઝાદા ઉપરથી ઉતર! ચાલ લાવ્ય!"

લુતુફઉલ્લાહની બુમોથી જમરૂદનું ધ્યાન ખેંચાયું અને તેની શિક્ષારૂપે એક જખમ તેના ગાલ ઉપર પડયો. પણ તુરત જ ખવાજારોશન ને મહીપતરાવ સાથે લડતો છોડીને તે તેની પાસે આવ્યો.

સામે જોતાં જ મહાદાજીને મહીપતના શબ્દો સત્ય લાગ્યા. તેના માણસો અર્ધી સંખ્યામાં લુતુફઉલ્લાહના માણસોનો નાશ કરતા બહાર નીકળી આવ્યા હતા અને પાછળથી આવતા નવા માણસોથી તેમની સંખ્યામાં વધારો થતો જતો હતો. માર્ગમાં આડા આવતા દરેક વિલાયતીઓને યમને સ્વાધીન કરતાં–પ્રથમ કરતાં વધારે છૂટા છૂટા ચાલતા–અસંખ્ય મરાઠાઓ તેને યમુનાજીને માર્ગે જતા દેખાયા. યમમાં પાણિપતને માર્ગે પડેલાઓમાંથી પણ મ્હોટો ભાગ, યમુનાજીને માર્ગે

જવામાં સમાયલો લાભ જોઇને, તેમ વર્ત્યાં; અને આવી રીતે જતો થોડે દૂર બીજો જન પ્રવાહ પણ તેની નજરે પડયો. તેઓની પુઠે માત્ર બખ્તરિયાઓ અને લૂતુફઉલ્લાહના વિલાયતીઓ જ આવેલા હતા–બાકીનાઓ તો મરાઠાઓની પુંઠના ભાગને જ હરકત કરીને, ન્હાસતા ટોળામાં ન ભરાતાં, દુર જ ઉભા રહ્યા હતા; કારણ કે હવે ન્હાસનારાઓનો મ્હોટો ભાગ ઠેકાણે ઠેકાણે જીવ ઉપર આવી જઇ, પુંઠ પકડનારાઓ સાથે લડવાને ઉભો થઈ જતો હતો.

મહીપત, લાલન અને તેની સાથે નિમકહલાલીથી રહેલા બે ત્રણ સ્વારોને પોતાની પાછળ જેમ બને તેમ ચાલી આવવાને તે કહેતો હતો તેટલામાં જ, એક અફઘાન પદાતિ આગળ ધસી આવ્યો ને પુષ્ટુમાં કાંઇક બોલ્યો—

"આહાહ! પેલી તે દહાડાની જ છોકરી છે. આજ તો તે મારૂં ઇનામ છે! છેવટે તે મ્હારા હાથમાં આવી છે,"–અને પોતાની બંદુક ઉંચી કરીને લાલનના ઘોડા ઉપર ફોડી.

તે બહાદુર પ્રાણી ઉંચે ઉછળ્યું ને નીચે પછડાયું. લાલને ચીસ પાડી. ખોદાચાર (એ બીજું કોઈ જ નહિ, પણ આપણો જુનો મિત્ર ખોદાયાર હતો) તેને પકડવાને આગળ ધસ્યો. પરંતુ વ્યર્થ. શ્રમ અને શોકથી નાશ પામેલી સિધિયાની શકિત, લાલન ઉપર આવેલું સંકટ અને ભય જોતાં જ, સતેજ થઈ ગઈ. વિજલીને આગળ દોડાવતાં જ તેણે લાલને આપેલી ભરેલી પિસ્તોલ તે અફઘાનના મુખ ઉપર બરોબર તાકીને ફોડી. ભાળમાં ગોળી લાગતાં જ ખુદાયાર જમીન ઉપર પટકાઈ પડયો અને નહિ માની શકાય તેટલી ત્વરાથી, લાલન ઉભી થઈ ગઈ અને પોતાના પ્રિતમ તરફ ધસી.

"મ્હારા નાથ! મ્હારા સ્વામિ! મને બચાવો!"–તેના પાવડાનો ચામડાનો પટો પકડતાં, તેણી બોલી.

"ત્યાં આગળ છે! ત્યાં આગળ છે! એને પકડો!" જમરૂદે આપેલા અશ્વ ઉપર બેસતાં જ લૂતુફઉલ્લાહએ બૂમ મારી.

"તને બચાવવાનો એક જ માર્ગ છે!"–લાલનને પકડવાને હાથ લંબાવતાં મહાદાજીએ કહ્યું–"પ્રિયે, જીવજાન! ચાલ કૂદ અને મ્હારી પાછલ બેસી જઇને મને કમરમાંથી પકડ–વિજલીના દેહમાં ચૈતન્ય રહેશે ત્યાં સુધી તો તેણી આપણને બન્નેને લઇ જશે!"

મહાપ્રયાસવડે અને બીજાની મદદવડે, લાલને કહ્યા પ્રમાણે કીધું. મહાદાજીએ, ત્વરાથી પોતાની કાઠીયાવાડી ઘોડીને છૂટી લગામે સીધે રસ્તે દોડાવી, અને દૂર ગયા પછી, કાન ઉપર પડતાં મુસલમાનોના વિજય શબ્દોએ તેને જણાવ્યું કે, સ્વામિપરાયણ મહીપતરાવે તેને ભગાડવાના ભીમ પ્રયત્નમાં પોતાના આત્માનો ભોગ આપ્યો છે! અને મહીપતને મારીને વિજયનો ઘોષ કરતાં લૂતુફઉલ્લાહ અને તેનાં માણસો તેની પૂંઠે પડ્યાં છે.

## પ્રકરણ ૪૨ મું.

### ગાર્દીઓનું પાછું હઠવું.

સમૂહની કચડાકચડીમાં હડસેલાતાં, ખુલી જગ્યા નજરે પડતાં જ ઘેલાની માફક અશ્વને દોડાવતાં, લાલન અને મહાદાજી, યમુનાજીના માર્ગે, વહેતા જનપ્રવાહ સાથે દૂર સુધી ઘસડાઇ આવ્યા. શત્રુને બહુ જ પાછળ જોતાં, અને પોતે સુરક્ષિત છે એમ જોતાં, ઘોડીને વિશ્રાંતિ આપવાને તથા ચારે તરફ બનતા બનાવોનું નિરીક્ષણ કરવાને, મહાદાજીએ મુખ આમ તેમ ફેરવ્યું. તેઓએ જોયું કે મુસલમાન સૈન્યની જમણી પાંખનો ચકરાવો લઈ, તેનું સૈન્ય અને બીજા હજારો, માત્ર જે રસ્તે ન્હાસતા હતા તે રસ્તો વિજયી સૈન્યથી થોડા સમયમાં ઘેરવામાં આવતો હતો.

તેણે જોયું તો તેની નજરે રોહિલાઓને યમુનાજીને માર્ગે જ ન્હસાડનાર ઇબ્રાહીમખાન અને તેના ગાર્દીઓનું તોપખાનું પડ્યું. તેની સામા કોઇ પણ શત્રુ નહતો. રોહિલાઓને પરાજિત કરતા તેના માણસોનો, તેમ જ અશ્વાદિકનો મ્હોટો ઘાણ નીકળેલો હોવા છતાં પણ, તેના શિક્ષિત અને તાબેદાર સીપાઇઓ, પૂર્વ પેરે જ પુનઃ ખાલી ચોરસાકારે ગોઠવાઇ ગયા. પણ એ જ વખતે ઇબ્રાહીમખાને, સ્વામિદ્રોહી લુણહરામ હોલકરને દગાથી ન્હાસતાં જોયો, અને તુરત જ તેના ઉત્સાહી હૃદયમાં પણ હવે જય વિષે શંકા ઉઠી. આટલું છતાં પણ પોતાના સરદારની આજ્ઞાનુસાર, ભાઉસાહેબની બાજુનું રક્ષણ કરવાના હેતુથી ચતુષ્કોણ વ્યૂહ રચીને, તેની મદદે જવાને માટે, ઇબ્રાહીમખાને "ડબલપેસ"ને ઝડપી કૂચે ચાલવા માંડ્યું. (આ ફેરફારથી તે દુર્દૈવી દિવસને વધારે ફેરવી નાંખ્યો). પરંતુ તે અડધે સુધી આવ્યો નહિ ત્યાં તો તેણે તે મહાન્ યશસ્વી વીરના અને તેના પરાક્રમી ભત્રિજાના મૃત્યુના અને તેમની ખાસ પાગાઓમાં પડેલા ભંગાણના વર્તમાન સાંભળ્યા. તુરત જ તેણે આગળ વધવું નિરર્થક જોયું અને તેથી ઘાયલ થયલો, બે મનુષ્યોના આધારે ચાલતો હોવા છતાં પણ, તેણે પોતાની ધીરજ છોડી નહિ. હિંમતથી અને સ્વસ્થચિત્તથી તેણે પોતાના માણસોને જેમ બને તેમ થોડા માણસોના ભોગે પણ, પાછા લઇ જવાની ગોઠવણ કરવા માંડી.

શ્રમ અને ભયજન્ય ઉન્માદને વશ નહિ વર્તનારા સર્વ મરાઠા સરદારોની માફક જ, તેણે પણ જોઇ લીધું હતું કે, પરાજયને અંતે વિલાયતીઓની જંગલી ધર્માંધતાનો ભોગ થતાં જેને બચવું હોય તેને મલ્હારરાવ અને દામાજીરાવ, અફઘાન સૈન્યની જમણી તરફના જે માર્ગે નાઠા હતા તે જ માર્ગે દિલ્લી અને યમુનાજી તરફ જવું. શિક્ષિત અને વ્યવસ્થાથી પાછી હઠનારી બીજી મરાઠા ટુકડીઓ કરતાં, ધીરેથી ન્હાસનારી ગાર્દીઓની પલટણને માટે, આ રસ્તો મહાદાજીના માણસોના કરતાં, વધારે લાભકારક હતો. યુદ્ધના વિચિત્ર સ્વરૂપને દેખાડનાર, યુદ્ધની અધિષ્ઠાત્રીના વૈચિત્ર્યનો અનુભવ મેળવનાર મહાદાજીને જે રસ્તેથી તેણે દામાજીરાવના ધસારાથી પાછળ હઠેલા ભીરૂ રોહિલાઓને ન્હાસતા જોયા હતા—તે જ માર્ગે પડવાને આખું રણક્ષેત્ર ઉલ્લંઘવાનું હતું, કે જે રણક્ષેત્રમાં એક તરફથી વિજયી ...લા મુસલમાનો તેના માર્ગમાં આડા આવે તેમ આગળ વધતા હતા તથા ... તરફથી ભાવીના વિચાર રહિત ભયગ્રસ્ત મરાઠાઓ, કોઈ પણ રીતે સંરક્ષિત

છાવણીમાં દાખલ થઇ જવાની ઇચ્છાથી તે તરફ ધસ્યા આવતા હતા, અને તેવી રીતે તેઓ પણ **સિંધિયા**ના માર્ગમાં હરકતકર્તા થઇ પડતા હતા. ઇબ્રાહીમખાનના માર્ગમાં આવી કોઈ પણ હરકત નહોતી: તેનો માર્ગ શત્રુથી અનુપાધિત હતો. તેણે પોતાના સૈન્યને ઉભું રહેવાનો, જમણી તરફ વળવાનો અને દૃઢ કિલ્લાકારે ગોઠવાઇને પાછા હઠવાનો, હુકમ આપ્યો; અને શત્રુ તરફની ઝાઝી હરકત વિના, તે **ભાઉ** સાહેબની સહાયાર્થે જ્યાંથી આગળ વધી આવ્યો હતો ત્યાં, ત્વરાથી પાછો આવી ગોઠવાયો. કેટલીક મીનીટ તો તેને કોઇ રોકનાર ન હતું. **મુસલમાન** સેનાનો મધ્યનો ભાગ, જ્યાં સૂધી **ભાઉ**સાહેબના બાકી રહેલા માણસોનો નાશ કરવામાં રોકાયલો હતો તથા વિજયની ઘેલછામાં આવી જઇને આશ્રય શોધકોને નહસાડતો હતો ત્યાં સૂધીમાં, ગોળીના બારથી ડરીને પલાયન કરી જનારા સૈન્યની આસપાસ ભટકવાવાળા છુટાછવાયા બીરૂ મનુષ્યો સિવાય, કોઇએ પણ તેના માર્ગમાં અંતરાય નાંખ્યો નો'તો. પરંતુ વિજયના હર્ષનો પ્રથમ વેગ નરમ પડી ગયો અને **શાહ** શાંતપણે ચારે તરફનો મામલો જોઇ શક્યો તથા પોતાના માણસોને એકઠા કરી શક્યો કે તેણે જોયું કે, **ગાર્દીઓ** પોતે વ્યવસ્થિતપણે પાછા હઠતા હતા, એટલું જ નહિ પણ તેઓ બીજા અનેક આશ્રય શોધનારાઓના રક્ષણકર્તા થઇ પડે તેમ પોતે ગોઠવાતા હતા, અને જે મનુષ્યો તુરતાતુરત અથવા એક બે દહાડામાં તેના માણસોના કે યમના દૂતોના સ્વાધીનમાં આવી જાય તેવા હતા તેઓને પણ, આ સ્વસ્થ રહેલા **ગાર્દીઓ**, નહાસવાની અનુકૂળતા કરી આપતા હતા. આથી તેણે **પાણિપત**ને માર્ગે નહાસનારાઓની પુઠે પડેલા આશ્વિકોને પાછા બોલાવી લીધા, ને જેમ બને તેમ ત્વરાથી ઇબ્રાહીમખાનની 'બ્રીગેડ'-તોપખાનાપર મોકલ્યા. સાધારણ રીતે **શાહ**ના આ ચુનંદાઓ, **અફઘાન** આશ્વિકોમાંના સર્વોત્તમપણે શિક્ષિત બહાદુર મનુષ્યો હતા. પરંતુ કેળવાયલા **ગાર્દીઓ** સારી રીતે સમજી શકતા હતા કે; પોતાની દૃઢ વ્યવસ્થિત પંક્તિમાં જ પોતાની સલામતી છે; તેથી જીવનની આશા છોડીને, હિંમતથી અને મક્કમપણે સામા થયા; અને **નાદિર**શાહની સાથે અનેક યુદ્ધોમાં કસાયલા વૃદ્ધ **અફઘાન** સિપાઇઓ પણ, આ નવીન પ્રકારની બચાવની રીતિથી હેરત પામી, પાછા હઠયા. વિજયથી ઉત્તેજિત થયેલા-કોઇ પણ જાતની વિરુદ્ધતા વિના બધાનો નાશ કરી નાંખવાની આશાવાળા **અફઘાન** આશ્વિકોનાં સમુદ્રનાં મોજાંની માફક આવતાં ઉપરાચાપરી ટોળાંઓને, તોપોમાંના ગોળાથી કે "ચક્કર"ના વર્ષાદથી, તેઓ પાછા ધકેલતા હતા. આ વખતે જ બીજી અણધારી રીતે, ઇબ્રાહીમખાનને મદદ મળી ગઈ-જે તે કે તેના શત્રુઓ પણ જાણતા નહતા. આપણે જોઈ ગયા છીએ કે, હારેલા સેનાનીઓ, બે માર્ગે નહાસતા હતા. વધારે નિરાધાર, વધારે ડરકણ, વધારે અજ્ઞાન અથવા તો વધારે ભયગ્રસ્ત, ભવિષ્યના વિચારશૂન્ય મનુષ્યો, બ્હીને, પશુઓનાં ટોળાંની માફક સ્વાભાવિક પ્રેરણાને અનુસરીને, આંધળાની માફક, **પાણિપત** તરફ ધસ્યા જતા હતા; પરંતુ સૈન્યમાંના વધારે વિચારશીલ, શાંત, જાણકાર, હિંમતવાન, શક્તિવાન, ઘોડેસ્વાર કે શસ્ત્રવાલા મનુષ્યો, **સિંધિયા** અને ઈબ્રાહીમખાનના જેવા વિચારોથી જ દોરાઇને, દિલ્હીને માર્ગે નહાસતા હતા. આ લોકોનો સમૂહ ઈબ્રાહીમખાનના પાછા હઠતા ચોરસ વ્યૂહની ડાબી તરફથી અગાડી વધતો હતો, અને તેવી રીતે તેના સૈન્યના તે ભાગનું રક્ષણ, **મુસલમાનો**ની સામે, દીવાલની માફક કરતો હતો. તેઓને પોતાનું આશ્રય સ્થાન બનાવીને, ઈબ્રાહીમ-

ખાન ધીરે ધીરે, પણ દૃઢ પગલે, અહમદશાહની છાવણીની જમણી તરફથી જ
રસ્તા તરફ વળ્યો.

શૌર્યવાન્ પણ નિરાશ થયેલા અને જીવ ઉપર આવીને ન્હાસવામાં પ્રવર્તેલ અસંખ્યાત મનુષ્યોના આ ટોળાંએ, તેની ઘટ્ટ–અતિ ઘટ્ટ વ્યવસ્થાને લીધે–ઈબ્રાહીમ ખાનની સેનાના તે ભાગના સંરક્ષણમાં, એક દિવાલ જેવી કે મ્હોટી ઉભરાઇ જતા વેગના પ્રવાહવાળી ખાહીની પેઠે મદદ આપી. તેની આગલનો માર્ગ તો સરળ હતો; કારણ કે તેની બાજુમાંથી ધસી જતાં આશ્રયશોધકો, તેના સૈન્યથી અગાડી જતા કે રસ્તામાં છૂટા વેરાઇ જતા ને તેમના પગમાં કે અશ્વના પગમાં જેટલી શક્તિ હોય તે પ્રમાણે, આગલ પાછલ નજર કીધા વિના, જીવ લઈને ન્હાસતા હતા, અને રોહિલાઓ, ગાયકવાડ અને હોલ્કરે ખાલી કરેલા માર્ગમાં, ગુમ થઇ જતા હતા! આથી તેને પોતાની બે બાજુઓનું જ રક્ષણ કરવાનું હતું અને યુરોપિયન શિક્ષણના અને નિરાશ અવસ્થામાં ફસાયલા મનુષ્યોના સ્વરક્ષણાર્થે કરવામાં આવતા ભીમ પ્રયત્નોના સંયુક્ત પ્રભાવથી, તે અધાપિપર્યંત તો સર્વ હલ્લાઓને નિવારી શક્યો હતો.

પરંતુ પરાજિત સૈન્યોના સંબંધમાં આવી વખતે સર્વત્ર જોવામાં આવે છે તેમ, આમલો હવે વધારે ને વધારે બારીક થતો જતો હતો. શત્રુઓની સંખ્યા પ્રતિક્ષણે વૃદ્ધિ પામતી હતી અને દરેક નવા હલ્લાને અંતે તેઓ ગાર્દીઓની નજીકને નજીક આવતા જતા હતા પાછળથી આવનારાઓ, પહેલેથી આવેલાઓની ભીરુ–ડરકણ વગેરે શબ્દોથી મશ્કરી કરતા હતા, તથા તેમને અગાડી ધસવાને ઉત્તેજન આપતા હતા; તથા પાછળથી હડસેલતા હતા. એકાદ બે બાર તેમને નસાડવાને હવે પૂરતા નહોતા, અને તેથી તોપોનો મારો ચાલુ રાખવો પડતો હતો. જેમ જેમ તે વધારે ઝડપથી ફોડવી પડતી હતી તેમ તેમ નેમ અચોકસ થતી જતી હતી. ન્હાસતા મરાઠાઓ પણ પાછળ આવનારાઓના દબાણને લીધે, વધારે અને વધારે નજીક આવતા ગયા, અને નિરાશી અને ભયને લીધે અચેત જેવા થયેલા આ યોદ્ધાઓ, પોતાના માર્ગનું રક્ષણ કરવાની શક્તિવાળા આ ગાર્દીઓની, હરોલમાં ધૂસીને, વગર વિચારે તેમાં ભંગાણ પાડતા હતા. તોપણ ગાર્દીઓએ તેમના ઉપર પણ પોતાની બાગનેટ–બંદુકના કુંદા–વગેરેનો ઉપયોગ કરીને, તેમને કિલ્લા અથવા વચમાંના ચોરસમાં ધસતા અટકાવ્યા. ઈબ્રાહીમખાનના પોતાના માણસો પણ હવે નાહિંમત થઇ જતા હતા. શત્રુથી દૂરના ભાગોમાંના કેટલાકો તો ભયને લીધે રવંડા પણ માપી ગયા હતા; તથા કેટલાકો ભય અને શ્રમથી વ્યાકુળ થયેલા હોવાથી ત્યાં જ મરવાનો નિશ્ચય કરીને–જમીન ઉપર ચત્તાપાટ સુઇ જતા હતા.

કસરતો કરવાથી કાળા થઈ ગયલા હોઠોવાળા, ઉડતી રેતી અને તાપથી લાલ સૂર્ખ થઇ ગયલી ઉપસી આવેલી આંખોવાળા,–શ્રમ અને ગભરાટથી અસ્થીરતાથી ઉભા રહેતા શરીરોવાળા "તૈલંગાઓ"એ, "ફીરંગીઓના શિષ્ય"નું નામ સાર્થક કીધું. શત્રુઓ પાછળ હઠતા કે પોતાને ધારેલે માર્ગે આગળ ચાલવા માંડતા અને તેઓ નજીક આવતા કે ઉભા થઈ જઈ–મુખ ફેરવી–હુકમ પ્રમાણે તોપો તથા બંદૂકો ફોડતા આ સીપાહીઓની ધીરજ અને હિંમતે, શત્રુઓને પણ આશ્ચર્ય ચકિત કીધા! રંતુ તેઓના અમલદારોમાંના કેટલાક કેદ પકડાયા હતા, કેટલાકને તેના રક્ષકો લઇને

ન્હાશી ગયા હતા, કેટલાકને ઘાયલ થયલા હોવાથી, માર્ગમાં ત્યજી દેવા પડ્યા હતા અને તેથી ઘણી ખરી તોપો સીપાઈઓને જ ખેંચવી પડતી હતી. તેઓ હવે તદ્દન થાકેલા હોવાથી, તોપો ખેંચવાને અશક્ત પણ થયા હતા. હવે તેઓએ તે ખેંચવાને સાફ ના પાડી. વધારે સાહસિક અફઘાનો, હરોળમાં ઘુસી આવતા અને તોપચીઓને ઘાયલ કરતા હતા. આથી શત્રુઓમાં ત્રાસ વર્તાવનારી એક પછી એક તોપોને માર્ગમાં છોડી દેવી પડતી હતી અને તેના મારાથી જ ગભરાયલા શત્રુઓમાં આથી નવિન ઉત્સાહ આવ્યો. તજાયેલી તોપોના માણસો, હરોળમાં ગોઠવાતાં અને મૃત્યુ પામેલાઓના હાથમાંની બંદુકો લઇને, સામા થતા હતા. આ ભેલંભેલાને લીધે ચોરસ વ્યૂહ ફીટીને એક વર્તુળાકારનો કિલ્લો થઇ ગયો! અધુરામાં પૂરું હવે દારુ ગોળો ખૂટવા માંડયો, અને બીજી તરફથી રસ્તા તરફ મુખ રાખીને ગોઠવવામાં આવેલી **શાહ**ની છાવણીમાંની તોપોએ પોતાનું કામ શરુ કીધું. આથી **મરાઠા**ઓમાં, તેમ જ **ગાર્ડી**ઓમાં ભારે ગભરાટ મચી રહ્યો. આટલું છતાં પણ **ભાઉ**ની પ્રીતિ અને ગર્વ, યોગ્ય સ્થાને હતાં, એમ સ્પષ્ટપણે આજના યુદ્ધમાં પૂરવાર કરનારા આ શિક્ષિત સીપાઇઓની મોખરાની હરોળમાંથી, અગ્નિનો વર્ષાદ બંધ પડચો નહિ અને સખ્તમાં સખ્ત ઉત્તરના આશ્વિકો પણ, તેમની તરવારો અને બેગનેટોના ત્રાસથી કંપીને દૂરના દૂર જ રહેતા હતા.

અજ્ઞાત અવસ્થામાં તેમની પછી થનારા તેમના શિક્ષકના દેશમાંના **વોટરલૂ**ના યુદ્ધમાં લડનારા, "અનુભવી રક્ષકો" (ઓલ્ડ ગાર્ડો)નું નામ પસંદ કરનારા અને તેઓના જેવા જ શૌર્યથી તે નામનું સાર્થક કરનારા આ **ગાર્ડી**ઓ, નિરાશાથી અને ઘુમરાયલે વદને, આ ન્હાસતા સૈન્યની સાથે, સ્થીર પગલે પાછા હઠતા હતા. તેમની પછવાડે શત્રુઓ ધસારા બંધ આવતા હતા અને પાછળનો રસ્તો તેઓ પોતાના તથા **મરાઠા** શત્રુના યોદ્ધાઓના શબથી આચ્છાદિત કરતા જતા હતા. **મરાઠા**ઓ જે બાજુથી ધસારો કરી રહ્યા હતા ત્યાં આગળ હવે **લાલન** અને **મહાદાજી** આવી પહોચ્યાં. **ગાર્ડી**ઓની છેક નજીકમાં આવતાં જ તે લોકો શું કરતાં હતાં, તે ધુમાડાના ગોટાઓમાંથી **મહાદાજી** બહુ જ બારીકીથી જોવા લાગ્યો.

હાથમાં ઘોડાવાળી એક બંદુક લઇને બરોબર વચમાં, બે સીપાઈઓના ખભા ઉપર ટેકીને ઉભેલો ઈબ્રાહીમખાન, તેની નજરે, ત્યાંથી પડયો. તેના લોહીથી ખરડાયલાં કોટ પાટલુન ફાટી ગયાં હતાં; તેના માથાઉપર ફક્ત એક રુમાલ જ બાંધેલો હતો; તેની દાઢી અર્ધી બળી ગયેલી દેખાતી હતી; તેનો જમણો પગ લટકતો આમતેમ ઝોલા ખાતો હતો; અતિશય તીવ્ર વેદનાની અને ક્રોધની છાપ તેના મુખ ઉપર સ્પષ્ટ દેખાતી હતી; તેના હોઠો ફીણથી ઢંકાઇ ગયા હતા; શૌર્યના આવેશમાં, થતી વેદનાનું દુઃખ ભૂલી જઈને, તે વારંવાર આમથી તેમ ફરતો હતો તથા મ્હોટા પણ ઘોઘરા સાદે 'હુકમો' આપ્યો જતો હતો તથા માણસોને ઉત્તેજિત કરતો હતો. તેની પાસે જ તોપ ફોડવાનો હુકમ આપવો હોય તે માટે મુખમાં રણશિંગુ લઇને તે કહે તે પ્રમાણે વગાડવાને, એક બ્યુગલવાલો ઉભેલો હતો. થોડેક દૂર, ઝુંડાના રક્ષકો, પલટણના વાવટાને ફાડીને તેનાં ચીથરાં હવામાં ઉરાડતા દેખાતા હતા. દૂરથી ચોરસની હરોળમાંથી ઘાયલ થઇને વા મરણ પામીને પડતાં મનુષ્યોની ચીસો, અમલદારોના કર્કશ 'હુકમ' ઞ

સાદો અને ઝનુની ઉત્સાહમાં લેવામાં આવતા સોગંદો, બંદુકના ઘોડાઓના પટવાના ટપટપના અવાજો, ઝનુની અફઘાનોના સાંગ્રામિક શબ્દોના ઘોષો અને તેમના અશ્વોની ખરીઓના ખડખડાટો, મહાદાજીને કાને પડતા થતા હતા. મરેલા અને ઘાયલ થયલાઓ, આ વર્તુલ કિલ્લામાં પડતા જતા હતા અને પાસેના યોદ્ધાઓ શાંતપણે તેમના ખીસાંઓ અને પટાની થેલીઓ, ગોલીઓ તથા દારૂને માટે શોધતા હતા. આ કવાયદી પલટણોના સરદારની અને તેના ચતુર અને દૃઢ મનના હઠીલા સીપાઇઓની હિંમત અને ધીરજ જોઇને, મહાદાજી પોતાની ભયભરેલી સ્થિતિ ભૂલી ગયો, અને જતાં જતાં વધારે નહિ તો માત્ર મુખના ચાર શબ્દોથી પણ, તેઓને ઉત્તેજન આપવાને તથા તેમના તરફની પોતાના હૃદયમાં રહેલી માનવૃત્તિ દર્શાવવાને તે ચૂકયો નહિ.

"સાબાશ, તૈલંગાઓ! સાબાશ, સાબાશ, ગાર્દીઓ! સાબાશ રંગ હૈ જનરલ સાબ!" તેણે ત્રાડ મારી.

ઇબ્રાહીમખાને આ શબ્દો સાંભળતાં પાછળ જોયું. બોલનારને ઓળખ્યો અને તેના વિકાળ વદન ઉપર આ સમયે પણ વિજયથી ગર્વનું ચિહ્ન સ્મિતરૂપે પ્રત્યક્ષ થયું.

"ઉપકાર! ઉપકાર! રાવસાહેબ!" તેણે સામો જવાબ આપ્યો, "યુદ્ધમાં હાર્યા છીએ, તોપણ મરાઠાઓ હવે ગાર્દીઓને ધિક્કારશે નહિ. તમો કિલ્લામાં આવવા ઇચ્છો છો?"*

"નહિ! નહિ! બિરાદર!"—તેણે કહ્યું "તમારો મ્હોટો ઉપકાર થયો, પરંતુ મરાઠાનો કિલ્લો તો તેના અશ્વનું જીન જ છે! અલ્લાહ બેલી, ખાન સાહેબ (ઇશ્વર તમારી વ્હાર કરો!)"—

"તે કૃપાળુ અલ્લાહની કૃપા તમારૂં રક્ષણ કરો!"—'રેગ્યુલર'ના વડાએ પ્રત્યુત્તર આપ્યો. આ જ સમયે મહાદાજીના કાન ઉપર પાછળથી "દીન! દીન!"ના શબ્દો આવ્યા અને પાછળ ફરીને જોતાં તેણે લૂતુફઉલ્લાહને કેટલાક સોબતીઓ સાથે, ન્હાસનારા સેનાનીઓમાં થઇને, તેની તરફ ધસ્યો આવતો જોયો અને બીજી જ પળે તેણે ત્યાંથી જીવ લઇને ન્હાસવા માંડયું.

પછવાડેવાળાના શબ્દોથી વધારે ઉશ્કેરાઇ જતાં, આ વાર્તાના નાયક અને નાયીકા અગાડીને અગાડી ધસ્યાં ગયાં. ગાર્દીઓની હરોળ મૂકીને આગળ આવતાં, ભીડ ઓછી થઇ અને ત્યાં તેઓએ અશ્વને પૂર જોશમાં દપટાવ્યાં. અફઘાન છાવણીની આસપાસ ચક્રાવો ખાઇને જનાર દિલ્હીના માર્ગે, તેઓ હવે પડ્યા; અને અફઘાન છાવણીને પછવાડે દૂર મૂકી દીધી. તેનો માર્ગ રેતીવાળા બોરના અને બાવળના ઠુંઠાઓથી ઢંકાયલા ચોગાનમાંથી હવે પસાર થતો હતો અને દૂર દૃષ્ટિમર્યાદાની લીટી સુધી, છૂટાછવાયા પંદર વીશના ટોળામાં મળીને, જેમ બને તેમ ત્વરાથી ન્હાસતા મરાઠાઓ જ તેની નજરે પડતા હતા. દિલ્હીનો માર્ગ જ માત્ર નહિ, પણ આસપાસનો સઘળો પ્રદેશ, મરાઠા સૈન્યના મનુષ્યોથી ભરાઇ ગયો હતો. આ જ સમયે તેની પછવાડેથી આવતા તોપોના અવાજો—જે પ્રતિક્ષણે ઓછા અને ઓછા થતા હતા, તે તદ્દન બંધ થઇ ગયા અને તેને બદલે એક હૃદયભેદક તીવ્ર ચીચીયારી તેને કાને પડી. પોતાનો ભય વિસારી દઇને મહાદાજીએ, વિજલીની ચાલ ઢંઢી પાડી

---

* Square શબ્દનો સાદો અર્થ કિલ્લો ઠીક છે.

તથા પાછલ ફરીને શું થયું તે જોવા લાગ્યો. નજર નાંખતાં જ તેને ખુલાસો મળી ગયો. પલટણનો દારૂગોળો છેવટે ખલાસ થઇ ગયો હતો અને તેટલામાં જ લખનૌના સૂબાના વગર થાકેલા બખ્તરિયાઓ, તેમના ઉપર તૂટી પડ્યા હતા. પગથી માથા સૂધી પોલાદના બખ્તરમાં સજ્જ થયેલા અશ્વો અને મનુષ્યોની પાણીના રેલાની પેઠે ઉભરાઇ આવતી ટુકડીની સામે, ગમે તેવા શિક્ષિત, પણ દારુગોળા વિનાના શૂરા ગાર્દીઓ, માત્ર બેયોનેટ લઇને જ સામે થયા. તેમનો આ છેવટનો પ્રયત્ન, આવા સુરક્ષિત આશ્વિકો સામે નિરર્થક ગયો અને રેલમાં તણાઇ જાય તેમ ગાર્દીઓ ટપાટપ પડવા માંડ્યા અને મરાઠા સૈન્યનો છેવટનો ભાગ પણ અન્તે નાશ થઇ ગયો!

"દીન! દીન! ત્યાં તે છે! હું અહિંયાં છું! છેવટે હું તેણીને પકડીશ!"–બોલનારના પરિચિત સ્વરે મહાદાજીને પોતાની અવસ્થાનું ભાન કરાવ્યું. પોપલઝાઇ સરદાર તેના સાથીઓ સાથે ન્હાસતા ટોળાઓની ગીચ ગીર્દીમાંથી છેવટે બહાર આવ્યો અને આટલી ગડબડમાં પણ મહાદાજી અને લાલનને નજરમાંથી દૂર નહિ કરનારાઓ, લાલનને જોતાં જ, ઉપલા શબ્દો મ્હોટેથી ઉચ્ચાર્યા હતા.

તેની પરવાહ ન કરતો હોય એમ સૂચવવાને, પોતાની તરવાર ઉંચે હવામાં હલાવતાં તથા ઘોડીને વધારે ત્વરાથી દોડાવતાં, મહાદાજીએ ઉત્તર આપ્યો–

"કાંઇ ચિંતા નહીં, બચ્ચાજી! વિજલીપર બેવડો ભાર હોવા છતાં પણ ત્હારા જેવા બે મનુષ્યો તેને પકડી પાડવાને જોઇશે; કેમ ખરું કેની, બચ્ચા!"–અને છેલ્લા શબ્દો બોલતી વખતે, તેણે ઘોડીની ગરદનપર પ્રેમ ભરેલો હાથ ફેરવ્યો.

પોતાના સ્વામીની પ્રીતિના સ્વીકારરૂપે ઘોડીએ ધીરો હણુહણાટ કીધો અને તેના મજબૂત પગોથી, લાંબાં લાંબાં પગલાં ભરતી, વાયુવેગે તે ઉડવા લાગી.



## પ્રકરણ ૪૩ મું.

## ગુમાવી અને બચ્યો.

યુદ્ધમાં ભાઉસાહેબના મૃત્યુસૂચક ભયંકર શબ્દો કર્ણગોચર થયા ત્યારથી જ, મહાદાજીએ જીવતની આશા છોડી હતી, પરંતુ હવે ખુલ્લો અનવરોધિત માર્ગ હાથમાં આવેલો જોતાં જ, તેની જીવના આશા પુનઃ પ્રદીપ્ત થઇ ગઇ. જેમ માર્ગ ખુલ્લો જણાયો, તેમ જ તેના હૃદયમાં નવિન મહાન્ આશાઓ પણ પ્રકટી નિકળી અને અત્યંત નિરાશામાંથી, સમયની અનુકુળતા કરતાં પણ વધારે વિશ્વાસ તેના મનમાં, તેણે ઉપજાવ્યો. તેનું લોહી જે ઉકળી ગયું હતું તે સ્થિર થયું હતું, તેની પ્રિયા હાથ આવી હતી, અને તેને શસ્ત્રો પણ મળ્યાં હતાં. વળી યુદ્ધમાં જે સમય ગયો હતો તે ઉપરથી તેણે ધાર્યું કે, તેના જનાનાના માણસો–જો રોહિલાઓ તરફથી હરકત નડી નહિ હોય તો–આ વેળાએ સહીસલામત જઇને મલ્હારરાવને મલ્યા હશે. વિજળીની પીઠ ઉપર હોવાથી, તેને પોતાની કે લાલનની તરફનો ભય તો હવે રહ્યો જ ન્હોતો.

લગભગ એક કલાક સુધી આવી રીતે દોડ્યા પછી, તેણે લાલનને, પાછલ કોઇ છે કે નહિ તે જોવાને કહ્યું, અને તેની ભારે અજાયબી વચ્ચે, તેણીએ કહ્યું કે, વિલાયતીઓ પૂંઠે પૂંઠે જ લૂતુફઉલ્લાહ અને તેના સાથીઓ બૂમો પાડતા આવે છે અને માત્ર એક મૈલ જેટલા જ દૂર છે. હવે તેને લાગ્યું કે, જેમ બીજે સમયે વિજળી

જેવી સેવા બજાવી છે તેટલી શક્તિ અત્યારે જણાતી નથી. આખા દિવસના યુદ્ધના શ્રમથી થાકેલી તથા કેટલેક ઠેકાણે ઘાયલ થયેલી હોવાથી, આ બેજણાનું જેવી દક્ષ ઉમરાવના વજનથી પણ, તેની ચાલમાં ફેર પડ્યો હતો–તેણીની શક્તિ જતી હતી તેણી ફૂલતી હતી અને વચમાં વચમાં હણહણાટ કરીને જોરથી ખુંગ પાડતી હતી તેથી સ્પષ્ટ જણાયું કે, હવે તેનું શરીર કામ કરવાને અશક્ત થયેલું હોવા છતાં પણ તેનો અંતરાત્મા સ્વામિપરાયણ રહીને, આટલી ત્વરાથી તેના શરીરને લઇ જતો હતો. તેને એકદમ દોડાવીને મારી નાંખવાથી કો જાણ ફસાઇ પડે તેમ હોવાથી તથ ઘણા કલાકો સુધી આ પ્રમાણે નહાસવાથી જ બચી શકાય તેમ હોવાથી તેણે તેને આસાયેશ આપવાનો ઠરાવ કીધો. ઘોડી ઉભી રહી ને દમ લેતી હતી તેટલામાં લાલનને પોતાને પટકાથી મહાદાજીની કમર સાથે બાંધી લીધી અને તે મરાઠા સરદાર પાછળ આવનાર શત્રુની ચાલ જોવા લાગ્યો.

સો એક સ્વારો સાથે, તુર્કમાન અશ્વ ઉપર બેઠેલો લુત્ફુલ્લાહ, ત્વરાથી પાછળ આવતો હતો અને જો કે તે ઘોડો, વિજળી જેટલી ઝડપથી દોડતો નો'તો, તોપણ તે માત્ર મક્કમ પગલે ને ઝડપી ચાલે જ આવતો હતો અને તે ઉપરથી મહાદાજી જેવા અશ્વપરીક્ષકને સ્પષ્ટ થયું કે, તે વધારે બળવાન અને સહનશક્તિવાળો છે.

આટલો વખત વિજળી ઉઘાડે મુખે અને ફૂલી ગયેલા નસકોરાંથી, ઠંડીને નિર્મળ હવાનો દમ છૂટથી–પાણી પીતી હોય તેમ–લેતી હતી અને અત્યાર સુધીમાં વેઠેલા અતિ શ્રમને અંતે આ વાયુ તેનો જીવનવાયુ જ હતો!

શરીરને વારંવાર હલાવીને, વારંવાર દમ ખેંચીને, ક્ષીણ થયેલી શક્તિ પુનઃ સંપાદન કરતી વિજળીએ, મુસલમાનો દોઢસેક વાર જેટલે દૂર રહ્યા હતા ત્યારે, મસ્તક કંપાવ્યું, ઉંચું કીધું–અને પાછળ ફરીને જોયું તથા પાછળ આવવાને તેમને આમંત્રણ કરતી હોય તેમ ધીરે ધીરે હણહણાટ કીધો. મહાદાજી ઘોડીની આ રીતનો અર્થ સમજ્યો, અને શિકાર હાથમાં આવવાની પૂર્ણ ખાયસથી ધસતા મુસલમાનો બૂમો પાડતા નજીક આવ્યા કે, તેણે ઘોડીને પાવડા લગાવ્યા ને તુરત જ નવિન જીવન આવ્યું હોય તેમ તે વિશ્વાસુ ઘોડી, ત્યાંથી તીરની માફક છૂટી!

પરંતુ આ વખતે ઘોડીની સ્વારી કરનાર અનેક સ્વારોએ અનુભવેલી મહા વિટંબણાનો અનુભવ, મહાદાજીને પણ મળતો જણાયો. એશિયાખંડના ઘોડાઓ ઘણું ખરું, સઘળાં જ ગંધભોગી* હોય છે. પાછળ આવનારાઓના અશ્વોએ, અશ્વનીનો હણહણાટ, પવનના સપાટા સંગે સાંભળ્યો તથા તેના શરીરની ગંધ ત્યાં જઈ પહોંચી કે તેઓમાં નવિન જુસ્સો આવ્યો અને સ્વારોના કાબૂમાં ન રહેતાં, તેઓ ઉન્માદની માફક પાછળ ધસ્યા–આગળ નહાસતી સ્ત્રીએ, તેમના સરદારને જેમ નવિન શક્તિ અને ઉત્સાહ આપ્યા હતા, તેમ જ આ આગળ ઉડતી અશ્વિનીએ, યુદ્ધથી કંટાળેલા આ પ્રાણીઓને પણ નવિન શક્તિ આપી હતી.

બેવડો ભાર હોવા છતાં પણ, હજી મહાદાજીની અશ્વિનીએ, પોતાની કીર્તિ જાળવી રાખી. પ્રથમ કરતાં ધીરેથી, પણ દૃઢ પગલે, તેણી પૂંઠે આવનારાઓથી દૂરની

* ઘોડાનો સ્વભાવ છે કે, જો તેને ઘોડીનો ગંધ આવે તો, તે તેની પૂંઠે, વિષય-ઈચ્છાથી દોડે છે.

દૂર નિકળતી ગઇ, અને એક કલાકને અંતે તેઓની વચ્ચેનો તફાવત લગભગ પ્રથમ જેટલો જ થઇ ગયો. **મહાદાજીને** પાછી ઘોડીને સ્થંભાવવાની જરૂર જણાઇ. હવે તેણે જોયું કે, શત્રુના માણસો પણ ઓછાં થયાં હતાં–ઘણાકો રસ્તામાં પકડાયલાઓને લૂટવા માટે રોકાઇ ગયા હતા–કેટલાકોના અશ્વો થાકી જવાથી કે મરી જવાથી પછવાડે રહી ગયા હતા તથા કેટલાકો નિર્જીવ વસ્તુ માટે આટલો શ્રમ લેવો નિરર્થક ધારી, અટકી ગયા હતા. માત્ર ત્રિસેક સ્વારો સાથે લૂતુફઉલ્લાહ પાછળ ધસ્યો આવતો હતો અને આ સાથીઓ–જેમાંનો મ્હોટો ભાગ તેના અગંત નોકરોનો હતો–તેઓ પાછળ પાછળ જેમ અશ્વો લાવતા હતા તેમ આગળ આવતા હતા.

ફરીથી દોડ શરૂ થઇ. **વિજળી** હવે તદન થાકી ગઇ હતી; તેણીના પાંસળાંઓ હવે ઉંચે ઉડતાં હતાં, નસકોરાં પગલે પગલે રૂીણથી ભરાઇ જતાં હતાં; દૂદકે દૂદકે તેણી આર્તનાદ કરતી હતી; આટલું છતાં પણ **મહાદાજીના** મુખમાંથી નિકળતા ઉત્તેજન આપનારા શબ્દો સમજતી હોય તેમ તેણી બનતી શક્તિથી ન્હાસતી હતી. **વિલાયતીના** અશ્વો પણ હવે થાકવાં લાગ્યા હતા અને તેમની ચાલ પણ **વિજલીની** ચાલના પ્રમાણમાં ધીરી પડી હતી.

રસ્તામાં ન્હાસતાં ટોળાઓને, **મહાદાજીએ**, અનેકવાર **પોપલઝાઇ** સરદારના મુઠ્ઠીબંધ માણસો સામે થવાને ઉશ્કેર્યા, પણ તેના સઘળા પ્રયત્નો નિરર્થક ગયા. **અફઘાનોના** નામથી જ તેઓ હવે કંપતા હતા, કેટલાકોએ શસ્ત્રો નાંખી દીધાં હતાં અને સઘળાઓ ભયથી ગૌમુખા બની ગયા હતા. ઘોડેસ્વારો જેમ બને તેમ ત્વરાથી ન્હાસવા લાગ્યા; પગપાળાઓ આસપાસ વિખેરાઇને ઝાડીમાં છૂપાવા લાગ્યા; માત્ર એક પરદેશી **આરબે** જ તેનું કહ્યું માન્યું અને એક ઝાડને ઓથે રહીને, **પોપલઝાઇઓ** ઉપર બંદુક ફોડી. એક માણસ મરણ પામ્યો, એક ઝીન ખાલી પડયું. પણ **લાલનને** પ્રાપ્ત કરવાને ઉત્સુક લૂતુફઉલ્લાહના સખ્ત હુકમને લીધે, કોઇ પણ આ મારનારની પૂંઠે પડયું નહિ. સઘળાઓ અગાડી જ ધસ્યા ગયા.

આગળ! આગળને આગળ, ‘બૂકાયૂન’ અને ‘મહુડા’ના ઝાડોમાંથી; લીલી “ઝીલ”ની જગ્યામાંથી; માટીના ઝુપડાંઓની બાજુમાંથી; બરૂની ઝાડીમાંથી; ખેતરોની માટીની દીવાલોની પડોસમાંથી; નાળાઓ અને ખોરના ઝાડોવાળા ઉજ્જડ વેરાનમાંથી; વડની વડવાઇઓમાંથી અને આમરાઇમાંથી; જાંબુ અને ફણસના ઝાડોની ઘટામાંથી; મ્હોટા મ્હોંડાવાળા ને વગર પાળના કુવાઓની અને ઘુમટદાર ચોકીવાનોના ઘરોની* નજીકમાંથી તથા જીર્ણ થઇ ગયેલી મ્હોટા મહેરાબદાર દ્વારોવાલી “સરાહી”†ઓના થરમાંથી, આગલ ને આગલ વધતા હતા. ચારે તરફ ન્હાસતા સૈન્યમાંના, રસ્તામાં કાંકરાની માફક વિખરાયલા પડેલા અને દોડતા માણસોની મધ્યમાંથી; રસ્તામાં પડેલા મૃત અશ્વોના શબ ઉપરથી; વચમાં

---

* રાત્રિને વખતે ઉજડ વેરાણ જગ્યામાંના જમીન સરસા કુવાઓ, ઉત્તર હિન્દુસ્તાનમાં પ્રવાસ કરતા મુસાફરોને, તે કયાં છે તે જણાતા ન હોવાથી, ઘણા ભયંકર થઇ પડે છે; એ કુવાઓપર સઘળે ઘાસ પથરાઇ ગયલું હોય છે ને તેથી અસાવધ મુસાફર તેમાં પડી મરણ પામે છે.

†‘સરાહ’–આરામગૃહ ધર્મશાળા–ઉત્તર હિંદુસ્તાનમાં, મોગલોના સમયથી આવા આરામ ગૃહો ઘણા છે. તે કિલ્લાના ઘાટના, સુરક્ષિત હોય છે.

દોડી આવતા સ્વાર સહીત પાગ લાવેલા ડરીને ઝાડીઓમાં નસાડીને, નહાસનાર અને પુંઠે આવનારા, આગળ ને આગળ ધસ્યા જતા હતા. માર્ગમાં જ્યાં ત્યાં નહાસતા સિપાઈઓએ ફેંકી દીધેલાં ભાલાં વગેરે શસ્ત્રો પડેલાં હતાં; ઘવાયલા મનુષ્યો સંતાવાની કોશેશ કરતા હતા; કેટલાક લંગડાતા લંગડાતા નહાસતા હતા; નદીઓનાં અને નાળાઓનાં પાણીઓ હજારો મનુષ્યો અને પ્રાણીઓના ઉતરવાથી કીચડ જેવા થઇ ગયા હતા; નિરાધાર સ્ત્રીઓ અને બાળકો, કૂવાની અંદર, પડથારી કે ઝાડોના થડોમાં છુપાતાં હતાં; માબાપ વિનાનાં નિર્દોષ બાળકો, ભયથી અજ્ઞાત હોવાને કારણે, લોકોની દોડધામથી વિસ્મય પામતાં, કોઇ પણ પ્રકારની ચિંતા વિના માર્ગમાં ઉભાં ઉભાં માબાપનાં નામ પોકારી પોકારી બોલાવતાં કે રડતાં હતાં અને થોડે દૂર દામાજી અથવા મલ્હારરાવના હાથે નાશ પામેલા મુસલમાનો–રોહિલાઓના શબોના ઢગલે ઢગલા, અહીં તહીં દૃષ્ટિએ પડતા હતા અને ભયસૂચક* ઢોલ ત્રાંસના ગડગડાટોથી જાગૃત થયેલા, દરેક ગામોની આસપાસની ભીંતો† ઉપર સજ્જ થઈને બેઠેલા ગામડીયાઓના કાળા અને વિકાળ પણ ત્રાસેલા વદનોની હારની હાર જ્યાં ત્યાં દેખાતી હતી. માથા ઉપર ગીધો, સમડીઓ, કાગડાઓ આદિ માંસાહારી ખેચર પ્રાણીઓ ઉડતાં દેખાતાં હતાં અને મુડદાંઓને, ધીમે ધીમે આકાશમાંથી ઉતરી આવી, ટોચતાં હતાં; પણ વરૂઓ, અજગરો, શિયાળવાંઓ, લોકડીઓ, વાઘો, દીપડાઓ, રાની બીલાડાઓ, શ્વાનકુત્તાઓ, નોળિયાઓ, કાળા 'વિજુઓ,'‡ વાંસ-બીલ્લાઓ, વનીયરો વગેરે જંગલી પશુઓ, મનુષ્યના ગડબડાટથી, રાત્રિની રાહ જોતાં જ્યાં ત્યાં છુપાતાં ફરતાં હતાં.

રોહિલાઓના શબો હવે દૃષ્ટિએ પડતાં બંધ થઇ ગયાં–હવે નહાસનારાઓ માત્ર મરાઠાઓ જ દૃષ્ટે પડતા હતા–હવે તેઓ યમુનાજીના માર્ગપરથી ખાસ દિલ્હીના માર્ગપર પડ્યા હતા–હવે પાછલો પહોર થયો હતો અને સૂર્યનારાયણ દેવ અસ્ત થવાની તૈયારી કરતો હતો. કેટલીક વખતે વિજળીને દમ લેવાને ઉભી રાખી અને દરેક વખતે પાછલ જોતાં, મહાદાજીએ લુતુફઉલ્લાહને જોયો. બેય જણા હવે ધીરા પડ્યા હતા ખરા–કંઇક થાકથી ને કંઇક ઘોડા–ઘોડીના અટકવાથી–પરંતુ પાછળ આવનાર દૃઢપણે અગાડી ધસ્યો જ આવતો હતો; અને પ્રાણઘાતક આ ઘોડદોડ દક્ષિણી અશ્વિનીની અને ઉત્તરીય અશ્વની પરીક્ષારૂપ હોય એમ લાગતું હતું.

મલ્હારરાવનાં સૈન્યના પાછલા ભાગને માટે, મહાદાજીએ જેટલી બને તેટલી દૃષ્ટિને પ્રસારી; પરંતુ "નજીબા" સિવાય કોઇપણ બીજા મુસલમાનનો વિશ્વાસ નહિ

---

* હિંદનાં ગામડાંઓમાં, જ્યારે લડાઇ, ધાડ, આગ, ખૂન કે બીજો કોઇ બનાવ બને છે ત્યારે, કે કોઈ ભય નજીકમાં હોય છે ત્યારે, ઢોલ એવા પ્રકારે વગાડવામાં આવે છે કે, તે ભયભીત કરનારું જ હોય !

† જુના વખતથી આ દેશના ગામડાંઓની આસપાસ, લૂટારા, પિંડારા ને ધાડ-પાડુથી બચવાને, માટીની ભીંતો કે માટીના કરાઓ ઉભા કરેલા હોય છે. કેટલેક ઠેકાણે ખાડઓ હોય છે, ને કેટલેક ઠેકાણે બાવળિયાનો ઝાડ કે થુવેરની વાડ કરી લીધી હોય છે કે જેથી લૂટારા સહેલાઇથી ગામમાં દાખલ થઇ શકે નહિ.

‡ 'વિજુ' એ કાળું ને બિલાડાની જાતનું પ્રાણી છે. તે ચોરી છુપાઇથી કબ-રોમાંના મુડદાંઓ ખેંચી કહાડી ચૂંથી નાંખવામાં ચપળ હોય છે.

રાખનાર તે સાવચેત સરદાર, જેમ બને તેમ વધારે દૂર નિકળી ગયો હતો; કારણ કે તેને પોતાના દગાનો બદલો કોઇ તેનો દેશી જ વાળે, એ ભય પણ વ્યાપેલો હતો.

તેરમી વખતે ઘોડીને ઉભી રાખતાં મહાદાજીએ લાલનને પૂછ્યું; "મીઠડી ! તને બ્હીક તો લાગતી નથી?"

"ભગવાનનો જ આશ્રો છે–" ધીરેથી પોતાના હાથ તેની કમ્મરે વિંટાલતાં લાલન બોલી.

"પરંતુ ક્રૂર વિધાતાની માફક પૂંઠે આવતા પેલા વિલાયતીથી જો આપણે જૂદા પડી જઇએ તો ઘણું જ સારૂં !"–નિઃસાસો મૂકતાં મહાદાજી બોલ્યો.

ભયને લીધે નહિ, પરંતુ એક જાતના વહેમને લીધે, પાછળ આવનારા શત્રુને જોઇને, હવે તેની હિંમત સહેજ ઓછી થવા લાગી હતી.

"પ્રિય પ્રાણનાથ, ધીરજ રાખો!"–લાલને ઉત્તેજન આપવાને ઉત્સાહભેર કહ્યું.

તૃષા, ધૂસર અને શ્રમને લીધે ચીચીયારી જેવી લાગતી લૂતુફઉલ્લાહની બુમ સાંભળતાં જ, અશ્વિનીએ પાછું દોડવા માંડયું.

સૂર્યાસ્ત થયો. દૂર–પહેલાના ન્હાસનારાઓએ દીપકનું કામ સારે તથા ચલમ જેના વિના હિંદુસ્થાનીઓને ખરેખરા સંકટમાં પણ ચાલતું નથી તે–સલગાવવાને માટે કાંટા, બાવલિયા ને ખાતરના ઢગલા–પોતાનો માર્ગ જોવાને બની આવે તે માટે, સળગાવેલી ઝાડીઓના પ્રકાશથી, મહાદાજી પણ ચાલતો હતો. તેની સામે તદન અંધારૂં હતું, હવે તેની નજરે–એક સૈકા પછી પાણિપતના જેટલી જ પ્રખ્યાતી મેળવનારી–તેની માફક જ હિંદના યોદ્ધાઓની વિરુદ્ધ જનારી–દિલ્હીની પ્રખ્યાત 'રીદ' જ–ટેકરી પડી. તે લગભગ ચાલીસ મૈલ આવ્યો હતો, પણ લૂતુફઉલ્લાહ હજુ તેની પૂંઠે જ હતો.

હવે બેય પક્ષની ચાલ ઠંડી પડી હતી–વધારે ઉત્સાહી પ્રેમઘેલો લૂતુફઉલ્લાહ પણ હવે કંટાળ્યો હતો અને મહાદાજીના હૃદયમાં તો વહેમરૂપી ડાકણે ભય ઉત્પન્ન કીધો હતો. વિજળી તદન થાકી ગઈ હતી–તે વારંવાર ઠોકરાતી હતી; મહાદાજીના અનેક યત્નો છતાં પણ તે માથું નીચે નાંખી દેતી હતી; તેની આંખો અગ્નિની માફક પ્રકાશતી હતી; તેના મુખ અને નાકમાંથી ફીણ અને કફ લીંટ ગળતાં હતાં; અને દરેક પગલે તેનું પેટ ફાટી જવાનો ભય લાગતો હતો. વારંવાર તેણી દુઃખની બરાડ પાડતી અને મહાદાજીને હવે પગલે પગલે તેને ઉભી રાખવી પડતી હતી. શત્રુ છેક પાસે આવતો ત્યારે તેની બરાડથી, મહાદાજીની ત્રાડથી, પગના અને હાથોના ગોદાથી અને શબ્દોના ઉત્તેજનથી, તેનામાં નવિન કૌવત આવતું અને સો દોઢસો વાર તે ઝૂમમાં ને ઝૂમમાં દોડતી ને વળી પ્રથમની માફક લથડાતી હતી. લૂતુફઉલ્લાહના હાલ પણ તેથી કંઇ સારા ન હતા. તેનો ઘોડો હાંફતો હતો ખરો, પણ તેને વારંવાર ઉભો રાખવો પડતો નહોતો, તથાપિ કાઠીયાવાડી અશ્વિની જેટલો બુદ્ધિમાન ન હોવાથી, તેને ચાલતો રાખવાને તેનો સ્વાર વારંવાર પગથી, તરવારની મૂંઠથી અને બંદુકના ગોદાથી તેને મારતો હતો; કારણ કે તે જાણતો હતો કે, જો તે એક વાર અટક્યો તો પછી કોઇપણ પ્રકારે પાછો ચાલશે નહિ.

મહાદાજી હવે તદન નિરાશ થઇ ગયો. કેટલીક વખતે તેણે પાછા ફરીને લડવાનો વિચાર કીધો; પરંતુ પોતે તદન થાકી ગયલો હોવાથી તથા શસ્ત્ર પૂરાં ન

હોવાથી, તેણે તે વિચાર પડતો મૂક્યો, વળી તેની સાથે લાલન પણ હતી. તેમ જ લુતુફઉલ્લાહની પાછળ પાછળ ચાબુકસવાર માણસો પણ આવતા હતા અને જોકે તેઓ દૂર હતા તોપણ, ઝંઝાવાતમાં સદૈવ વખત લાગે તો તેઓ આવી પહોંચે એ પણ સંભવિત હતું. કેટલાક વર્ષો પછી, સર જૉન માલકમ* સાથે આ વાત કરતી વખતે પણ મહાદાજીએ કહ્યો હતો એટલો તે, તે વખતે ભયભીત થયો હતો. દરેક વખતે ઉભો રહીને પાછળ જોતાં તે વેર લેવાના દૃઢ ઠરાવવાળા ખંતીલા લુતુફ-ઉલ્લાહને જોતો અને તુરત જ થાક, શોક, ભય અને લોહીના વહેવાથી પ્રાપ્ત થયેલી નિર્બળતાને લીધે તેનું હૃદય કંપતું; ભય અને સંકટોને લીધે તેનો પોતાના બળનો વિશ્વાસ સ્ખલિત થયો હતો; આવી તેની વિરુદ્ધ હતું—એ વાતે તેને નિરાશાવાળી નિરાધાર સ્થીતિમાં નાંખ્યો હતો; અને દરેક વખતે ખીજવાયલા સર્પના જેવાં ચક્રશીલ આંખો તે પાછળ ફેરવતો ત્યારે, તેની નજરે, બળાત્કારે—પ્રહારોથી—ગર્જન કરતો શામવાને મથતો સ્વાર—અને વગર થાકેલા જેવો જણાતો તુર્કોમાની અશ્વ—નજીકને નજીક આવતા સંધ્યાના અંધકારમાં જણાતો. “સાહેબ!” ઘણો લાંબો સમય વીતી ગયા પછી પણ ભયથી કંપતાં તેણે કહ્યું હતું; “તે અશ્વ નહોતો, પણ સયતાન હતો. મ્હારી પાછળ ચાલીસ મૈલ દોડવા છતાં પણ, તે નહોતો હાંફતો કે ફીણ કહાડતો પણ નહોતો!”

ધૂળ અને તૃષાથી મુંઝાયલા, શ્રમથી અર્ધ મરેલા જેવા થઇ ગયલા લુતુફ-ઉલ્લાહના કર્કશ ને ઘાટા પણ વિજયસૂચક, “આહા! સંભાળજે, કાફર બચ્ચા! હવે તું સપડાયો છે”—એ સ્વરથી તેના અંગમાં નવિન બળ આવતું, તેનો મોહ દૂર થતો અને તે ભયગ્રસ્ત માણસ, થાકેલી અશ્વિની જેટલી ત્વરાથી લઇ જઇ શકે તેટલી ત્વરાથી, ત્યાંથી ન્હાસતો હતો.

એટલામાં, શુદ્ધ, સરળ, પ્રેમાળ અને પતિ પરાયણ લાલનને, પોતાને ભોગે, મહાદાજીનું શ્રેય કરવાનો જ એક વિચાર માત્ર હતો! તેણીના નિઃસ્વાર્થ હૃદયમાં આ સમયે પણ તેની રક્ષા કરવાનો જ વિચાર હતો. હિંદની સાધ્વી, પતિપરાયણા સ્ત્રીઓએ જ, વખતો વખત, આવી જાતનો ઉત્તમ નિઃસ્વાર્થ પ્રેમ જણાવેલો ઇતિહાસોમાં વર્ણવ્યો છે. બીજા કોઇ પણ દેશની સ્ત્રીઓ તેમની આ કીર્તિમાં ભાગીયણ થવાને શક્તિમાન થઇ કે થવાની નથી; અને તેવું જ મહાન કાર્ય કરવાનો લાલને હવે દૃઢ ઠરાવ કીધો. તેણીને “સત” ચઢ્યું હતું.

“મ્હારા નાથ!—પ્રાણ!—સરકાર!”—તેણીએ ધીરે સ્વરે મહાદાજીના કાનમાં કહ્યું—“હવે આ અશ્વિની આપણ બેયને લઇને દોડી શકશે નહિ. મ્હારૂં ગળું કાપી નાંખો—મને અશ્વપરથી ફેંકી દ્યો! એટલે આપ બચી શકશો!”

પણ મહાદાજી આર્યાવર્તનો વતની હતો, વળી તે હિંદુ હતો. હાલના જમાનાના, સ્ત્રીઓના સ્ત્રીત્વનો નાશ કરવાની ઇચ્છાવાળા કહેવાતા સુધારકોને કે યુરોપિયનને કે ખ્રીસ્તીને લાગે તેમ, તેને આ શબ્દોથી કાંઇ ભય લાગ્યો નહિ. હિંદની તવારીખમાં આવા બનાવો નવાઇના નથી, પરંતુ મહાદાજીનો વૈરાગણ પ્રતિનો પ્રેમ બળવાન હતો. આખા દિવસનું તેણીનું શૌર્ય—તેના હૃદયમાંની

---

* માલકમ કૃત ‘મધ્ય હિંદુસ્તાનનો ગ્રંથ’ જોવો. † આ વાત ખરી છે.

આ પ્રીતિમાં શબ્દોએ બમણો વધારો કીધો. ગઇ રાત્રે, રાઠોડ રાજપૂતાણીના અને રાઠોડ રાજપૂતનાં જોયલાં કામો, તેની નજર આગળ, આ શબ્દોથી, તરી આવ્યાં. તેમ જ મરાઠાઓમાં "જોહાર" કરવાનો ચાલ નહિ હોવાથી, મહાદાજીને આ વાત રૂચી નહિ. તેનું શરીર લાલનને પ્રત્યક્ષ થાય તેમ કંપ્યું.

"નહિ, નહિ! હું તેમ નહિ કરીશ! માતાજી મ્હારા હાથને પાછા ફેરવે છે ને મ્હારું રક્ત ગ્રહણ કરવાને ના પાડે છે! આપણે બન્ને સાથે નાશી જઇશું કે સાથે જ મરીશું!"

લાલન મૂંગી રહી.

ચારે તરફ ઘોર અંધારું ફેલાઇ ગયું હતું. સામે ઝાડોની ઘટામાં એક મ્હોટું મકાન દેખાતું હતું અને તેની અને તે મકાનની વચમાં, એક નાળું હતું. તેના બેય તરફના કાંઠાઓ, ઢળાણવાળા હતા. ઘોડીએ છેલ્લા યત્ન કરતી હોય તેમ આંધળાની માફક, ઠોકરાતી લથડતી, કુદકો માર્યો. લૂતુફઉલ્લાહ પાછળ જ હતો. લગભગ પચાસવાર દૂરથી તેના ધીરા ચાલતા, પણ દૃઢ પગ મૂકતા અશ્વની ખરીનો અવાજ કાનપર આવતો હતો.

અસ્પષ્ટ શબ્દોનો પણ ઘાટો અવાજ લાલને ફરીથી સાંભળ્યો—"ખબરદાર! કાફર! હવે તો તું સપડાયો છે જ!"

લાલને દાંત પીસ્યા અને મનમાં દૃઢ નિશ્ચય કીધો.

ધીરેથી તેણે કમરપટામાંથી ન્હાનું ખંજર ખેંચી કાઢ્યું, અને પોતાની છાતીમાં ભોંકવાને ઊંચું કીધું. દૃઢ અને નિઃસ્વાર્થ પ્રેમવાળી હોવા છતાં પણ, આ જુવાન બાળામાં તે ખંજર પોતાના જ હૃદયમાં ભોંકવા જેટલી હિંમત કે શૂરાતન નહોતું.

હૃદય ડગમગ્યા કરતું હતું. તે પ્રકટ દર્શાવતું હોય તેમ તે ખંજર એક ક્ષણ ભર હવામાં અદ્ધર રહ્યું. તુરત જ લાલનનો વિચાર બદલાયો અને તેની સાથે જ તેણીએ નિરાશીસૂચક એક કારમી ચીસ પાડી.

પોતાના પ્રિતમ અર્થે દેહાર્પણ કરતાં આંચકો ખાનારી શુદ્ધ બાળાએ, પોતાના પ્રેમનો અને પોતાની સ્વતંત્રતાનો ભોગ આપવાનો ઠરાવ, એક ક્ષણમાં કરી દીધો; અને ઉપર ઉંચકેલા ખંજરથી તેણીને પકડી રાખનાર પટકાને કાપી નાંખી શોક-નિરાશા અને હૃદયમાંના કારી દુઃખનું ભાન કરાવનારી—મહાદાજીના સ્મરણમાંથી કદીપણ નહિ ખસી જનારી—કારમી ચીસ સાથે, તેણી અશ્વ ઉપરથી નીચે ગબડી પડી.

અંધારામાં જતાં મહાદાજીને ઉપલી ચીસ અને કમરપરથી ઓછા થયેલા ભારને લીધે માલમ પડયું કે, લાલન પડી ગઇ છે—તેણે ધાર્યું કે, તેણીએ આત્મહત્યા કીધી છે, અને વિસ્મયતાનાં અને દુઃખના પ્રથમ વેગને અંતે જ્યારે તેણે વિજળીને રોકવાનો પ્રયત્ન કીધો ત્યારે પણ, શ્રમથી હાંફતી તે અશ્વિની, તેની રોકવાની નિશાન સમજવામાં અશકત માલમ પડી અને મહાપ્રયાસથી જ તે તેને અટકાવી તથા ફેરવી શકયો. તેણે પાછા ફરીને જોયું ત્યારે તો લાલન ઘણા વાર દૂર—ઉપર કહેલા નાળાની સામી પાર જ—પડી હતી, એમ તેને જણાયું.

આખા દિવસની દોડમાં લૂતુફઉલ્લાહનું ધ્યાન મહાદાજીની પાછળ બેઠેલી બાળા—વેરાગણના ઉપર જ દૃઢ ચોંટેલું હોવાથી, તેણે આવા ઘોર અંધકારમાં પણ

કોઇક વસ્તુને પડતાં જોઈ અને તુરત જ જાણી લીધું કે, જે વસ્તુને અર્થે તે આટલે સુધી આવ્યો હતો તે જ તે હતી.

સ્પષ્ટાક્ષર વિનાની, વિજયસૂચક ઉન્માદના જેવી બૂમ મારતો તે લાલનની નજીક આવ્યો.

આ જ પળે મહાદાજી, ઉભો હતો ત્યાંનો ત્યાં જ પથ્થર જેવો-જડ જેવો થઈ ગયો અને મહાપ્રયાસે જીન ઉપર વાંકો વળીને લાલનને પાછા ફરવાને વિનવવા અને બોલાવવા લાગ્યો. એટલામાં જ તે મકાન પાસેના અંધકારમાંથી નીચલા શબ્દો તેના કાન સાથે અફળાયા.

"કોન યેતે?" (કોણ આવે છે?) અને તુરત જ ભાલા લઇને કેટલાક મરાઠા સ્વારો તેની તરફ ફૂદતા આવ્યા.

આ વખતે અંધકારમાં જૂદા જૂદા બોલનારાના અસંબદ્ધ વાક્યો એક બીજાના પ્રતિધ્વનિ હોય, તેમ હવામાં દોડા દોડી કરવા લાગ્યા.

"મારા-અલ્લાહ! ફત્તેહ!"

"પ્રિયે-પ્રિયે! ઉઠ! દોડતી આવ્ય!-પ્રાણ! મ્હારા સમ છે! તુરત પાછી આવ્ય!"

"કોન યેતે; ઉત્તર દ્યા!"

પણ આ શબ્દોની પછવાડે જ લુતુફઉલ્લાહે માર્ગમાં સંકડાઇને પડેલી લાલન તરફ જવાને શયતાનજાદાપરથી ફૂદકો માર્યો, અને તેણે જઇને, બબે વખતે તેના હાથમાંથી છટકી જનાર બાળાનો હાથ, હર્ષમાં આવી જઇને પકડ્યો કે તુરત જ અણહદ ભય, ધાસ્તી, અને નિરાશાથી પૂર્ણ એક મહાકારમી ચીસે, રાત્રિની શાંતિમાં ઘણેક દૂર સુધી ખળભળાટ કરી મૂક્યો.

શારીરીક, તેમ જ માનસિક વ્યાધિ અને આધિથી, મહાદાજીનાં ચર્મચક્ષુઓ નિરૂપયોગી થઇ ગયાં હોય તેમ તેણે તેની આસપાસ વિંટલાઇને ઉભેલા નવિન આગંતુકોને દીઠા નહિ-નાળાની પેલી તરફ ઉભેલા ટોળા સિવાય બીજું કાંઇ પણ તે આ વખતે જોઈ શક્યો નહિ. પ્રિય આત્માના મુખમાંથી નિકળેલી હૃદયભેદક ચીસ હજુ તેના કર્ણમાં ઘર કરી રહેલી હોવાથી, તે બીજું કાંઈ પણ સાંભળી શક્યો નહિ, તથા એકઠા થયેલાઓમાંના એકે તેનું નામ ઉચ્ચાર્યું નહિ ત્યાં સુધી, તેના ઉપરની આ મોહનિદ્રા દૂર પણ થઇ નહિ-તેની પાંચે ઇન્દ્રિયો બ્હેર મારી ગઇ હોય તેમ જોઇને આ ટીકીટીકીને જોનાર સીપાઇ બોલી ઉઠ્યો,-"માતાજીનો જય! આ તો મહાદાજી સિંધિયા પોતે જ!"

"તમો કોણ છો?" પોતાનું નામ સાંભળીને નવિન આશાથી ઉશ્કેરાયલા મહાદાજીએ પૂછ્યું.

"મરાઠાઓ, સરકાર! પ્રાણિપત તરફનું નારૂશંકરનું આ છેલ્લું થાણું છે. મલ્હારરાવનું લશ્કર હમણાં જ અહિંથી ગયું છે. તેની સાથે આપનો એક બિસ્ની રામાખાન પણ હતો, પરંતુ ન્હાસી આવનારાઓને પરમેશ્વર પ્રિત્યર્થે પાણી પાવાને માટે, તે અત્રે જ રહી પડ્યો છે!"

"જવાનો !"–તેના પાછલા શબ્દોપર ધ્યાન નહિ આપતાં, **મહાદાજી** બોલ્યો–"**મહાદાજી સિંધિયાની** સાથે રહીને વૈરનું અને શૌર્યનું એક મહાન્ કામ કરશો? ચાલો આગળ ને પેલા **વિલાયતીઓની** સામે ધસો! તેઓ માત્ર પાંચ સાત જ છે!"

સીપાઇઓએ, તેણે બતાવ્યું ત્યાં જોયું. **લૂતફુલ્લાહે લાલનને** બાથમાં પકડી હતી, અને માત્ર એક કે બે જણા જ તેને આવી મળ્યા હતા. **લૂતફુલ્લાહ** હજી નીચે જ ઉભો હતો અને પોતાનામાંના એકને, **લાલનને** પોતાની પછવાડે બેસાડી લેવાને, તેણે હુકમ કીધો હતો. પણ **મરાઠાઓનાં** મન ભયથી ચોંકેલાં હતાં–જાદૂના બંધનમાં પડ્યા હોય તેમ તેઓ ઠરી ગયા હતા! **મલ્હારરાવદ્વારા** સાંભળેલા પરાજયના વર્તમાનથી તેમની હિંમત દૂર થઇ ગઇ હતી. તેઓએ માથું હલાવ્યું!

"શા માટે, સરકાર ?"—તેમાંના એકે પૂછ્યું.

"તે લોકોએ હાલમાં જ પકડેલી એક સ્ત્રીને છોડવી લાવવાને !"–**સિંધિયાએ** ઉશ્કેરાયલી અધિરાઇથી કહ્યું.

"એક સ્ત્રી!! વાહ સરકાર ! એક સ્ત્રી માટે આપણા જીવને શા માટે જોખમમાં નાંખવા જોઇએ ? પછવાડે કેટલા મ્લેચ્છો હશે તે કોણ જાણે છે ? સરકાર, જરાક ડાહ્યા થાઓ! તમો તદ્દન અશક્ત, ઘાયલ અને યુદ્ધને માટે આ વેળાએ નકામા છો! તે સ્ત્રીની વાત છોડી દ્યો! ગમે તે હો–તેને તેના ભાગ્યની ઉપર રહેવા દો. તેની સોંપણ પરમેશ્વરને કરો ને અમારા સદ્ભાગ્યે આપ અહિં આવેલા છો, તે અમારી સાથે ચાલો !"

"મ્હારા નાથ! મ્હારા પ્રાણ! **હું જાઉં છું! હું જાઉં છું!** ભગવાન્ તમને હજાર વર્ષ સુખ ચેનમાં રાખો!" નાળાની પેલીગમ **પોપલઝાઇ** સરદાર, **લાલનને** ઉંચકીને **યાસીનખાનના** અશ્વપર બેસાડતો હતો ત્યારે, તેના મધુર કંઠમાંથી, ઉપલા શબ્દો નિકળ્યા.

આ શબ્દોથી **મહાદાજીનું** ચિત્ત ચસકી ગયું.

તે લવવા લાગ્યો,–"બ્હીકણો! નામર્દો! બાયલાઓ!"–પોતાની તરવાર તેમના તરફ હલાવતાં તે બોલ્યો,–"જો તમો નહિ આવો, તો હું એકલો જ જઈશ."—"પ્રિયે! ડર નહિ! હું આવું છું!"

તેનાં મુખમાંથી છેલ્લા શબ્દો નિકળી ગયા તે પૂર્વે તો, તેણે **વિજળીને** નાળાની સામે પાર જવાને પાવરા મારીને ઉશ્કેરી.

"તો વેડા ઝાલેલા આહે!"–સીપાઇઓએ કહ્યું–"ત્યાચેં ડોકેં ફીરલેલે આહે! આ વેળાએ તે **મહાદાજી** છે એમ માનીને દૂર ન રહો, પણ તેને જલદીથી પકડો!"

અહા! દુર્દૈવ! આમ તેને પકડવાની જરૂર જ ન પડી! શૌર્યવાન્ **કાઠીયાવાડી અશ્વિનીએ**, પોતાની જાતિનું નૂર સાચવ્યું. તેના સ્વામિની બૂમ અને એડીઓના મારને અનુકુળ થઇને, મ્હોટો કુદકો માર્યો–પણ તે તેનો છેલ્લો જ કુદકો હતો–તેનું લોહી એકદમ ઠંડુ પડી જવાથી, ઉપલી વાતચિત દરમ્યાનમાં મળેલો ટુંક આરામ પણ, તેનો પ્રાણ લેણ શત્રુ નિવડ્યો. છેલ્લી દુઃખની બરાડ મારીને, જોશથી દમ લેતી તે **અશ્વિનીએ** બીજો કુદકો મારવાને માથું અગાડી કરીને, શરીર ઉંચક્યું! પરંતુ તેના સ્વારને લઇને તે ત્યાં જ જોશભેર ફસડાઈ પડી. આ આંચકાની સાથે જ **મહાદાજીની** આંખે પણ તમ્મર ચઢી આવ્યા, અને તેના દુઃખી મગજ-

માંથી, લાલન અને પાણીપત–ખોવાયલી પ્રાણસ્નેહા અને હારેલી લડાઇ–સ્વપ્નમાંની ઇંદ્રજાળની માફક પસાર થઈ ગયાં. મનુષ્ય અને અશ્વ–વિશ્વ વિખ્યાત શૂરવીર અને તેની જગપ્રસિદ્ધ થયલી ઉમદા અશ્વિની, નાળાના ઢળાણ ઉપર, નિશ્ચેત શબ જેવાં થઇને અંધારામાં પડ્યાં.

તેમની ઈચ્છિત વસ્તુ પ્રાપ્ત થતાં જ, ખુશી થતાં વિલાયતીઓ, સામે કિનારેથી જ પાછા વળ્યા.

"આ બધી શી ગડબડ છે? શું થયું?"–એવા પ્રશ્નો પૂછતો, એક નીચો, મજબુત બાંધાનો મનુષ્ય, મહાદાજી જીવતો છે એમ જોવાથી, સીપાઈઓ તેની આસપાસ વિંટલાઈ વળ્યા હતા તે ટોળા પાસે, આવ્યો.

"અરે શું, લે જો આ મ્હારા સ્વામિ–રાણાજીના પુત્ર જ અહિ છે! બીજું તે કોણ હોય? હવે આપણે કેમ કરવું તેની અમને સમજ પડતી નથી. તેની ઘોડી મરી ગઇ છે; તે પોતે ઘાયલ થયેલા છે અને શ્રમથી થાકેલા છે, અને વળી તદ્દન અચેત પડેલા પણ છે, વિલાયતીઓ અહિ ક્યારે આવી પહોંચશે તે કહી શકાય તેમ નથી; છતાં પણ આવા મહાન્ મરાઠા સુભટને અત્ર, મ્લેચ્છોના હાથમાં જવાને છોડી દેવા, એ વાત તો વિચારવાની જ નથી! ત્યારે આપણે કેમ કરવું? રાણાખાન! બોલ તું શું કહે છે?"

"વળી કહે શું, મારૂં માથું?"–તે નિમકહલાલ ભિસતીએ કહ્યું–"ખસો, એની આબડી કાઢો ને એને મ્હારા બળદની પીઠ ઉપર બરોબર બાંધો, ને જો અલ્લાહની મરજી હશે તો હું એને સહીસલામત દિલ્હી લઇ જઇશ!"*



## પ્રકરણ ૪૪ મું.

### છેવટ–યુદ્ધ પછી.

પાણિપતમાં ન્હાસીને ભરાયેલાઓને પકડવાને માટે અફગાનો આખી રાત્રિ તેને ઘેરીને પડ્યા રહ્યા! અને જો કે ત્યાં ભરાયલાઓ શ્રમ અને પરાજયથી નાહિંમત થઇ ગયેલા હતા અને સામે થાય તેવું તેમાં કોઇ પણ જણાતું નહોતું, તથાપિ બહુ જ સારી રીતે રક્ષણ થાય તેમ, સજ્જ કરેલા બચાવ કામપર રાત્રે ધસારો કરવાની અફગાનોની હિંમત ચાલી નહિ. સવારે સઘળાઓ શરણે આવ્યા. લાખો રૂપીઆની લૂટ અફગાનોને હાથ લાગી અને સામે થનારા લડવૈયાજ બંદીવાનો થયા નહોતા, પણ છાવણીમાં કામકાજ કરનારાઓ, હજારો સ્ત્રીઓ, બાળકો, ગુલામો, વેપારી અને પુખ્ત વયના મનુષ્યોને તેઓએ પકડ્યા. આ સર્વ તરફ અફગાનો ઘણી જ ઘાતકી રીતે વર્ત્યા. સ્ત્રીઓ અને બાળકોને ગુલામો બનાવવાને રહેવા દઇને, લડી શકે તેવા સઘળા મરદોને, તેઓએ હારબંધ બાંધીને, મેદાનમાં ઉભા કીધા અને વિલાયતીઓએ, પોતાના શસ્ત્રોને ધાર કરતા હોય તથા બંદુકથી નેમ તાકતા શીખતા હોય તેમ, શાંતપણે તે બધાને કાપી નાંખ્યા. આવા મહાન્ યુદ્ધમાં આટલેથી જ આ

---

* આ વાત સત્ય છે. પોતાના સુખના દિવસોમાં જ્યારે તે દિલ્હીનો સ્વામી હતો ને ઉત્તર હિંદમાં ઘૂમતો હતો ત્યારે મહાદાજીએ એને એક મહાન્ સરદારનું પદ આપ્યું હતું. (જુઓ, માલકમકૃત "મધ્ય હિંદ.")

રાક્ષસી કર્મ અટક્યું ન હતું. અતિશય નિપુણતા દર્શાવીને જય મેળવનાર અહમદશાહે, પોતાની કીર્તિને કલંકિત કીધી. શાહ પોતાના રાતા તંબૂની આગળ બેઠો અને દરેક હિંદુ મસ્તકને માટે પારિતોષિક આપવા લાગ્યો અને જેમ એસિરિયનો માણસનાં મુડદાનાં ઢગ કરતા, તેમ કેદીઓના જ નહિ, પણ ઇનામ મેળવવાની લાલચે ઘાયલોનાં પણ માથાં કાપીને, તેમ જ મરેલાઓનાં માથાંઓ લાવી લાવીને, સિપાઇઓએ તેની સામે, મ્હોટો ઢગલો કરવા માંડ્યો. તે આ પ્રમાણે મનુષ્ય જાતિના નામને લાંછન લાગે તેમ એસિરિયાના મનુષ્યભક્ષી રાજાઓની માફક વર્તતો હતો તેવામાં જ, અફગાનોનું એક ટોળું, વિશ્વાસરાવના શબને ઓળખી કાઢીને, બૂમો મારતું ત્યાં આવ્યું—

"કાફરોના રાજાનું શબ આ રહ્યું!"

"તેમાં મસાલા ભરો! અને તેને સૂકવો અને યશના નિશાનરૂપે તેને કાબૂલ લઇ ચાલો!"–દુરાનીશાહે કહ્યું.

જો કે મરાઠાઓને હાથે હિંદના મુસલમાનોને બહુ બહુ ખમવું પડયું હતું, તોપણ આખરે તેઓ હિંદના જ વતની હતા, અને અહુણાં યુદ્ધના ઉત્સાહના વેગ અને ખુનામરકી પૂરી થઇ ગયા પછી, તેઓનું અંતર તેમના સ્વદેશીઓને મળેલા પરાજય માટે, બળતું હતું; તથા દુરાનીશાહની નિર્દયતા માટે તથા વિલાયતીઓના અવર્ણનીય દુરાચરણ અને ઘાતકી કામો માટે, તેઓનાં હૃદય કમકમી ઉઠયાં—જો કે તેઓએ બોલવાની હિંમત કીધી નહિ, તોપણ ઉપલા શબ્દો તે સહન કરી શક્યા નહિ. રોહિલાઓ જો કે યુદ્ધમાં પરાજિત થયા હતા, તોપણ આ વખતે સુજાઉદ્દૌલા સાથે તેઓ મળી ગયા અને અહમદશાહ પાસેથી પેશ્વાના શૂરા પુત્રનું શબ, તેના ધર્મના નિયમ પ્રમાણે ઠેકાણે પાડવાને માગ્યું.

"અમો હિંદના પુત્રો"–તેઓએ, શાહ તેમના અંતરની નાખુશી જોઇ શકે તેમ કહ્યું–"જો કે જીવતા સામે લડવામાં દયા રાખતા નથી, તોપણ મૃતક દેહની સાથે લડતા નથી!"

ખોરાસાનના કહેવાતા રાજાને આ લોકોના 'વહેમ'ને તાબે થઇ, મન મનાવવાની જરૂર જણાઇ. કાશીરાયે તથા લખનૌના સૂબાના સૈન્યમાંના બીજા બ્રાહ્મણોએ, સઘળા માનપાન સાથે, વિધિથી વિશ્વાસરાવના દેહની અગ્નિસંસ્કાર વગેરે ક્રિયા કીધી.

* * * * *

પરંતુ એક બીજા મહાન્ નરને બચાવવાના તેમના યત્નો નિષ્ફળ નિવડયા. ઇબ્રાહીમખાને, જે તેને માટે લાયક હતું તેવા એક વીરપુરૂષના મૃત્યુને માટે, બહુ જ ફાંફાં માર્યાં, પરંતુ તેના ભાગ્યમાં તે નહોતું! તે અતિશય ઘવાયલો સુજાઉદ્દૌલાના બખ્તરીયાઓના હાથમાં આવ્યો. લખનૌના સૂબાએ દયાથી, તેમ જ બીજા હેતુથી કે હિંદી પ્રજાની માણસાઇને લીધે, તેને છૂપાવી રાખવા તજવીજ કીધી. પરંતુ ગમે તેમ વાત બહાર પડી અને શાહે ઇબ્રાહીમખાનને માંગી લીધો અને તે શરણ થયો. અફઘાનો, હિંદુના પક્ષમાં લડનાર મુસલમાન તરફ ઉશ્કેરાયા હતા; કારણ કે હિંદુસ્તાનીઓને જેમ રાત દહાડો એવી રીતે લડતા હિંદુઓ અને મુસલમાનોનો પરિચય હતો, તેમ આ ધર્માંધોને નહોતો. તેઓને મનથી આ 'અજીમ' ગુન્હો

હતો. અફગાનોએ તેના બહુ જ બૂરા હાલ કીધા. કોઈક કહે છે કે, તેનાં અવયવો કાપી લીધાં ને કોઈ કહે છે કે, તેના ઘાઓમાં ઝેરી વિષ ચોળીને તેને મારી નાંખ્યો હતો.

* * * *

મહાન્ ભાઉ સાહેબના મૃતકદેહનો પત્તો લાગ્યો નહિ, એમ ઇતિહાસકારો કહે છે. કદાચ સુજાઉદ્દૌલાએ તેને શોધી મંગાવીને, વિશ્વાસરાવની બાબતમાં વેઠવી પડેલી વિટંબણા સહન ન કરવી પડે તે હેતુથી, તેનો બહારોબાહાર અગ્નિદાહ કરાવ્યો હોય એ સંભવિત છે. પણ લાંબો સમય સુધી એમ મનાતું હતું કે, ગોથ લોકોના રૉડરીક અને બ્રીટનના રાજા આર્થર અને હાલના નાનારાવની માફક, તે પણ નાશી ગયો છે, અને હજુ જીવે છે તથા સમય પડે પાછો મરાઠાનો જય દર્શાવવાને બહાર આવશે. આ વાત ઉપર વિશ્વાસ રાખીને વખતોવખત અનેક જન ગુમ થયેલા "પરશુરામાવતાર"ને નામે બહાર આવ્યા હતા અને રાજ્યોમાં થોડીઘણી ઉથલપાથલ કરવા પામ્યા હતા.

* * * * *

જનકોજી સિંધિયા,* જશવંતરાવ પવાર અને અંતાજી માનકેશ્વરે રણક્ષેત્રને દીપાવ્યું હતું–ત્યાં જ મરણ પામ્યા હતા. શમશેર બહાદુર ઘણા જ કારી ઘા ખમીને, છેવટે નાશી છૂટયો હતો. પણ બીજે દહાડે તે નાસભાગ કરતો હતો તેવામાં કેટલાક ખેડુઓએ તેને મારી નાંખ્યો હતો. દામાજી ગાયકવાડ અને મલ્હારરાવ હોલકરની સાથે ગયેલા અસ્ત્રશસ્ત્રો અને ઝુંડાઓ સિવાયની સઘળી તોપો, ગોળી ગોળાઓ ને ઝુંડાઓ વગેરે સર્વ પદાર્થો, અફઘાનોને હાથ આવ્યા હતા. મ્હોટા સરદારોના જનાનાની સ્ત્રીઓ, જીતનાર સરદારોને વહેંચી દીધી હતી, અને ભાઉ સાહેબના કુટુંબની (તેનું ખરું સગપણ શું હતું તે જણાયું નથી) કોઇ સ્ત્રી–ઘણાં વર્ષો સુધી લખનૌના સૂબાના જનાનામાં "ભાઉ બેગમ"ને નામે હતી. ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રીઓને પોતાના જનાનામાં રાખવાને ઉત્સુક સૂબાએ, તેવી ઇચ્છાથી અથવા તો જેના નાશમાં પોતે મ્હોટો ભાગ લીધો હતો તેના સ્વજનોને સારી રીતે રાખી શકાય ને વિલાયતીઓને હાથે બહુ દુઃખ ન પડે તેવી ઇચ્છાથી–ગમે તેમ હો, પણ સૂબાએ ભાઉના સંબંધીઓને પોતાને માટે લૂટના ઇનામ તરીકે, પોતાના ખાનગી ભાગમાં મેળવ્યા હતા.

* * * *

મરાઠાઓની હાનિનો નિર્ધાર થઈ શકયો નથી. પરંતુ એટલું તો સર્વાનુમતે કબૂલવામાં આવ્યું છે કે "પરદેશીઓને અટકની પેલે પાર" હાંકી કાઢવાને માટે, મહાઉત્સાહભેર પુનેથી ભાઉ સાથે આવેલાઓમાંના ૨૦૦૦૦૦ કરતાં વધારે માણસો, દક્ષણના પહાડો ને મેદાનો જોવાને પાછા ફર્યા નથી. જીતનારાઓની હાનિ એટલી ભારે હોવા છતાં પણ મરેલા ને ઘવાયલાઓ ૨૦૦૦૦ થી ૩૦૦૦૦ હતા. આથી દક્ષિણીઓનું મહાન્ બળ તથા દૃઢનિશ્ચયપૂર્વકની વિરુદ્ધતા સ્પષ્ટ જણાય છે. લૂટથી તર થયેલા, ગુલામોથી સંખ્યામાં વધેલા અફઘાનો, આરામથી ખોરાસાન પાછા ફર્યા અને નજીબુદ્દૌલા દિલ્હીમાં સર્વ સત્તા હાથ કરીને બેઠો.

* * * *

---

* ગ્રાંટ ડફ લખે છે કે, તે કેદ પકડાયો હતો ને પાછળથી કતલ કરવામાં આવ્યો હતો. બીજાઓ આ વાર્તામાં જે વૃત્તાંત છે તેને મળતા છે.

પોતાના પુત્ર અને ભાઇની મદદે જવાને, આસ્તે આસ્તે આવવા નિકળેલો પેશ્વા **બાલાજીરાવ**, બે મોટા લશ્કર સાથે, **નર્મદાના** તટ ઉપર પડેલો હતો.

૧૮૬૧ ના જાનેવારીની ૨૫ મીએ, ઉદાસીન વૃત્તિનો એક કાસદ, એક પત્ર લઇને આવ્યો. તે પત્ર કોણે મોકલાવ્યો હતો તે જણાયું નથી, પરંતુ તેમાં માત્ર નિચલા શબ્દો જ હતાઃ-

"બે મોતીઓ પીગળી ગયાં છે, ૨૭ સૂવર્ણ મ્હોરો ગુમ થઇ છે, અને ચાંદી તથા ત્રાંબાના સિક્કાનો નાશ ગણાય તેવો નથી."

આનો અર્થ સમજાવવાને **ધર્મ**રાજની જરૂર નહોતી. '**આસ્ટરલિટ્ઝ**'ની લડાઇના પરિણામની ખબર **પીટે** જે ભારે દીલે સાંભળી હતી, તેમ જ આ ખબર સાંભળ્યા પછી, **બાલાજી** માંદો પડયો અને થોડા સમયમાં મરણ પામ્યો. ઉત્તર **હિંદુસ્તાનમાં** ઘોર અવ્યવસ્થા રહેવા દઇને તે એકદમ **પૂના** પાછો ફર્યો હતો.

* * * * *

**મહાદાજી સિંધિયાની** ત્યાર પછીની જીંદગી ઐતિહાસિક બનાવ છે. તેની બુદ્ધિ અને શક્તિ અને વીરતાએ, થોડા સમયમાં તેને **હિંદનો** સર્વોપરી સ્વામી બનાવ્યો અને જે **પેશ્વાનો** તાબેદાર નામનો જ હતો તે; જે **દિલ્હીમાં** તે બળદની પીઠ ઉપર બેઠો હતો તે જ **દિલ્હીમાં** પાછળથી **જહાંનપનાહ મોગલ શાહનશાહના** પ્રતિનિધિરૂપે અને રક્ષકરૂપે કેમ બેઠો હતો તે; તથા ઉત્તરના યોદ્ધાઓનાં કરતાં વધારે ભયાનક અને કુનેહબાજ અંગ્રેજોને, તે જીવ્યો ત્યાંસૂધી કેવા ચાતુર્યથી- અખાત તરફ-દૂરના દૂર રાખ્યા હતા, તેનો ઇતિહાસ **ગ્રાંટ ડફ, માલ્કમ, એલ્ફીન્સ્ટન** ને **ટોડના** ગ્રંથોમાં લખવામાં આવ્યો નથી. તેના વખતના **હિંદના** રાજ્યકર્તાઓ કરતાં તેનાં હૃદયમાં સ્ત્રી જાતિપર વધારે માન રહેવાનું કારણ તેનો **લાલનનો** અનુભવ હોવો જોઇએ. તેમ જ **ઇબ્રાહીમખાન ગાર્દીના** છેવટના યુદ્ધને લીધે જ, તેના મનમાં **મરાઠા** સીપાઇઓ કરતાં પગારદાર સીપાઇઓ માટે ભાવ ઉત્પન્ન થયો હોવો જોઈએ, અને તે જ યાદદાસ્તીને "**ડી બોઇન**"ની પ્રખ્યાત ટુકડી આભારી હોવી જોઇએ-કે જે સૈન્યને પાછળથી તેના વારસ **દૌલતરાવે** અને **પીરનના** લોભ અને ઇર્ષાએ-દગાએ નહિ-**લેક** અને **વેલસ્લીની** સામા ફોકટમાં કપાઈ મરવાને મોકલી હતી. એ મરણ પામ્યો ને તે પછી તેની બુદ્ધિશક્તિએ વધારેલા રાજ્યના મ્હોટા ભાગની દુર્દશા થઈ ગઈ.

* * * * *

કળિયુગમાં ધર્મીને ઘેર ધાડ અને કર્મીને ઘેર કુશળ એ લોકવાયકાની સત્યતાના દૃષ્ટાંતરૂપ **મલ્હારરાવની** પાછળની જીંદગી છે. દગા પછી તે આબાદ થયો હતો. 'ભાઈ'-"**નજીબા**"ની સાહ્યતાથી **પાણીપતની** લડાઈ પછી જે ગોળોપિંડાળો વળી ગયો તેમાં, તેણે પણ **સિંધિયા** પેઠે એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. પરંતુ **હિંદુઓ** માને છે કે, **ભાઉ** સાહેબનો અંત્યનો શાપ અક્ષરશઃ ખરો પડયો. તેનો એકનો એક પુત્ર તેની પહેલાં મરી ગયો; તેની પુત્રવધૂ પ્રખ્યાત **અહલ્યાબાઇએ, તુકોજીરાવ** જેવા જખ્ખડ, પણ પ્રમાણિક સરદારને રાજ્ય કરવા ને સૈન્યની વ્યવસ્થા રાખવાને દત્તક લીધો હતો. પણ **ભાઉનો** શાપ એનાપર હતો જ કે-"શ્રાદ્ધાંજલિ આપનાર તથા ઘરમાં દીવો દેવતા મુકનાર કોઈ પણ રહેશે નહિ," તે સત્ય પડયો છે.

* * * * *

લખનૌના સૂબાને પણ તેના દુષ્કર્મનાં ફળો ચાખવાં પડ્યાં. આ વખત પછી તેના સૈન્યને કદી પણ જય મળ્યો નથી અને જો કે તે મોગલોથી સ્વતંત્ર થયો ખરો, પરંતુ તે સ્વતંત્રતા, હોલમાંથી નીકળીને ચૂલમાં પડવા જેવી તેને નિવડી અને તે અંગ્રેજોના ખંડીયાની સ્થિતિમાં મૃત્યુ પામ્યો હતો.

* * * * *

બીજી બાજુએ હાફેઝ રહેમત, વોરન હેસ્ટીંગ્સના અકારણ હલ્લાની સામે દેશનું રક્ષણ કરતાં કીર્તિસહ મૃત્યુ પામ્યો અને તેનું નામ બર્કની બુદ્ધિએ ઈંગ્લંડમાં અમર કીધું છે. એમ જ, વૃદ્ધ અને વફાદાર નજીબુદ્દૌલા પણ દિલ્હીની પાદશાહતના બાકી રહેલા ભાગનું રક્ષણ કરતાં યુદ્ધમાં પડ્યો હતો અને વંઝીરાત પોતાના પુત્ર ઝાબીતખાનને આપી ગયો હતો—જેના નશીબમાં રાજ્યનો નાશ જોવાનું દુઃખ સરજેલું હતું.

* * * * *

જેમ મઠની અધિષ્ઠાત્રી મોહનપ્યારીએ (લડાઇની સઘળી વિટંબણામાંથી તે બચી ગઈ હતી કેમકે તે વૃદ્ધ હોવાથી ગુલામડી બનાવવાને કે કતલ કરવાને અયોગ્ય ગણાઈ હતી) વૃદ્ધાવસ્થામાં કહેલી વાતોને આધારે કમનસીબ લાલનનો પ્રેમ નોંધાઈ રહેલો છે, તેમ જ કાશીરાયે પાછળથી લખેલા ઇતિહાસને જ આ યુદ્ધના બનાવોની વિગત માટે સઘળા ઇતિહાસકારો આભારી છે.

* * * * *

બીરબલ જાટ યુદ્ધમાંથી બચી ગયો હતો—પણ તેનો ભત્રિજો હનુમંત કપાઈ મૂઓ હતો. અફઘાનોના જવા પછી તે પોતાના રાજા સૂરજમલની નોકરીમાં રહ્યો હતો અને ઘડપણમાં, ભરતપૂરનું રક્ષણ કરતાં મરણ પામ્યો હતો.

* * * * *

લાલનના વિષે અમને કાંઈ પણ સત્તાવાર ખબર મળી શકી નથી—તેના સુખની કે સંકટની—અફગાન સરદાર પોપલઝાઇના કિલ્લામાં તે રડી રડીને મરી ગઈ કે તેના પ્રેમને વશ થઈ. પણ એમ કહેવાય છે કે, ૧૮૭૯ માં અહમદખેલ આગળ અંગ્રેજો અને ગીલઝાઈ અને પોપલઝાઈની સેના વચ્ચે જે ઝપાઝપી થઈ તેમાં આપણી નાયીકાનો અને લૂતફુલ્લાહનો છેલ્લો વારસ, એક તોપ ધસડી જતા, એક ઐરીશ સીપાઇની ગોળીથી મરણ પામ્યો હતો. બીજી દંતકથા એવી છે કે, યુદ્ધના અંતે લાંબો મંદવાડ ભોગવીને લૂતુફુલ્લાહ ઉઠ્યો ત્યારે તેણે લાલનની માંગણી જમરૂદ પાસે કીધી. પરંતુ તેણી ગુમ થઈ ગયાના વર્તમાન તેણે તેને આપ્યા—ક્યાં તો પોતાના સ્વામીના મંદવાડનું અને દુઃખનું કારણ તે જ છે જાણી, જમરૂદે લાલનને મારી નાંખી હોય અથવા તો છાવણીમાંથી નાસીને તેણીએ આત્મહત્યા કીધી હોય.

હિંદુસ્થાનના આધુનિક સમયના ઇતિહાસમાં મોટામાં મોટી અને ખુનખારમાં ખુનખાર આ લડાઇથી રાજ્યકીય સ્થીતિમાં શો ફેરફાર થઈ ગયો, તે વિષે બોલવાને આ સ્થળ યોગ્ય નથી. જે મહાન્ પરમાત્મા સર્વ વિશ્વના કારણરૂપે રહીને આ સંસારની ન્હાની મ્હોટી દરેક બાબતોને પોતાની ઇચ્છાનુસાર ચલાવે છે અને જેની ગુહ્ય ઇચ્છાના ગુપ્ત કારણોની શોધ કરનારાઓ વધારે અને વધારે ગહન વિચારમાં પડી જાય છે, તે જ માત્ર કહી શકે કે બીજી પ્રજાઓની માફક સ્વસત્તામાં સ્વતંત્ર રહીને, પ્રકૃતિના નિયમાનુસાર આસ્તે આસ્તે સૂધારો વધારો કરવામાં, આ પૂરાતન આર્યાવર્તને વધારે લાભ થતે કે પરદેશી રાજ્યકર્તાના સમાગમમાં આવીને પોતાના પુરાતન મહાન્ સુધારાઓ ઉપર પાશ્ચિમાત્ય ઐહિક સુધારાનું ચૂના જેવું પડ ચઢાવવાથી તેને વધારે-લાભ થયા છે. અત્રે તો આપણે માત્ર એટલું જ કહીશું કે, મોગલ શાહનશાતનાં અંત પછી,એકસંપી ધરાવનાર આ જ પ્રજા, જો પાણીપતનું ઘોર યુદ્ધ ન થયું હત તો, દેશનું રક્ષણ વિદેશી શત્રુઓથી કરી શકતે. હિંદમાં વસતી અનેક જાતોમાં માત્ર મરાઠાઓ જ સૃષ્ટિના વધારામાં સરળતાથી ભળી શકે તેવી જાત છે. ચંચળ, ઉદ્યોગી અને બુદ્ધિમાન્, શીખવી શકાય તેવા, વ્યવહાર કુશળ અને વહેમોથી મુક્ત, હિંમતવાન્ અને સહનશીલ, તેમ જ કાર્યદક્ષ અને કરકસરીયા-આ લોકો જો ભાગ્યદેવીએ દગો ન દીધો હોત ને તેમની સૈનિક, તેમ જ મુલકી વ્યવસ્થામાં સુધારો વધારો કરવાનો સમય જો તેમને મળ્યો હોત તો, સંયુક્ત હિંદુસ્થાન ઉભુ કરતે અને હેસ્ટીંગ્સ જેવા રાજનયમાં કુશળ પુરુષો સાથે, તેમ જ વેલેસ્લી જેવા યુદ્ધમાં નિપુણ સરદારો સાથે, સહેલાઇથી બાથ ભીડતે અને યશ મેળવતે. નવિન વસ્તુ પસંદ કરવામાં, તેમ જ નવા સુધારા દાખલ કરવામાં તેઓ પહેલ લે તેવા છે. આ બાબતમાં તેઓ હાલના જાપાનીસોને વધારે મળતા આવે છે. જ્યારે મોગલો, ચીનાઓની માફક-મંગોલીયનોની સ્વાભાવિક મંગુસ જેવી લૂચ્ચાઇ અને હઠ, તેમ જ તેમની જડતા, ધરાવતા હતા. પરંતુ પાણિપતે તેમનો ઘાણ કાઢયો અને કુસંપે તેમ જ હારે તેમની ઉત્સાહશક્તિને દાબી દીધી. તેઓ પાંચ સાત ન્હાના રાજ્યમાં વેહેંચાઇ ગયા અને પરિણામે જેઓને તેઓ "સમુદ્રમાંથી આવતા મનુષ્યો" લેખતા હતા તેઓએ, ભારીમાંના લાકડાની માફક, એક પછી એક તે રાજ્યોનો અંત આણ્યો. હાલ તુરતને માટે તો હિંદુસ્થાન આહિંથી જ ઇતિહાસમાંથી બાતલ થાય છે અને ભવિષ્યની કોને ખબર છે? ભવિષ્યનું જાણવાના વ્યર્થ પ્રયત્નો રહેવા દઇને આપણે પરમાત્મા-પરમકૃપાળુ-જગતપિતાને લડાઇ, શોણિત પ્રવાહ, શોક અને પાપાચારનો અંત આણવાને વિનવીશું. ઓ જગતપિતા! ત્હારી કૃપાથી પૂર્ણ અમૃતહાથ અમારી તરફ લંબાવ અને અમારું રક્ષણ કર-ત્હારા વિના અમો મૃત્યુને પામીશું અને મનુષ્યનો ગર્વ તથા આશા, અમારા રક્ષણ માટે નિરૂપયોગી છે. ઓ પરમકૃપાળુ! ત્હારી ઇચ્છા જ સર્વથા સત્ય છે-ઓ સત્ય કામ હરિ! "જેમ ભૂતમાં, તેમ જ વર્તમાનમાં અને ભવિષ્યમાં" ત્હારી જ મનોકામના સફળ થઇ છે, થાય છે અને થશે!

---

# પરિશિષ્ટો.

## ના૦ ૧.

## સિંધિયાઓની વંશાવળી.




## ના૦ ૨.

## પેશ્વાની વંશાવળી.



## ના૦ ૩.

### હોલકરની વંશાવળી.

મલ્હારરાવ.

ખંડેરાવ ( બાપ પહેલાં જ મુઓ. )

તુકોજી ( દત્તક. ) — મલ્લીરાવ.

કાશીરાવ. — મલ્હારરાવ. — વિઠુજીરાવ. — જશવંતરાવ. (અંગ્રેજો સાથે લડનાર વીર.)

---

## ના૦ ૪.

### લાલનનો કાળક્રમ.

| | |
|---|---|
| ગોવિંદપંત બુંદેલાનો પરાજય........... | ૧૭૬૦ નવેંબરનો આરંભ. |
| વાર્તાની શરૂઆત..................... | ૧૭૬૦ ૨૮ મી નવેંબર. |
| હોલકરનો અફઘાન છાવણીપર છાપો..... | ૧૭૬૦ ૨૯ મી નવેંબર. |
| છાવણીમાં કતલ........................ | ૧૭૬૧ ૫ મી જાનેવારી. |
| પાણીપતનું યુદ્ધ........................ | ૧૭૬૧ ૭ મી જાનેવારી. |
| પેશ્વાને વર્તમાન મળ્યા.................. | ૧૭૬૧ ૧૫ મી જાનેવારી. |

# પરિશિષ્ટ ૫.

## કુરૂક્ષેત્રનો નકશો. (યુદ્ધની વિગત સાથે)




તા૦ ક૦—આ નકશો કંઇ બરોબર માપ વગેરે દર્શાવતો નથી, તેમ જ યુદ્ધની ચોક્કસ રચના પણ દર્શાવતો નથી; પરંતુ વાચકને ઐતિહાસિક ભાગ સરળતાથી સમજાય તે હેતુથી માત્ર દોરી કાઢેલી રૂપરેખા છે.

# પરિશિષ્ટ ૬.

## પાણીપતના યુદ્ધની રચના. (પહેલો ભાગ.)

### મરેઠાઓ હલ્લો લઈ જાય છે.




તા૦ ક૦—આમા ઉભા લીટીઓ —ı—ı—ı—ı— લશ્કરનું મુખ દેખાડે છે

# પરિશિષ્ટ ૭.

## ૨ મરેઠાઓનો વિજય.

# પરિશિષ્ટ ૮.

## મલ્હારરાવનો હલ્લો.

# પરિશિષ્ટ ૯.

## ૪ ભાઉ ઘેરાયો.






## ૧૧.

## ઇબ્રાહીમખાનની 'બ્રિગેડ.'

મજકુર સમયની હિન્દુસ્તાનની લશ્કરી ભાષામાં આ જાતનાં લશ્કરને 'ફ્રાન્શીશી' અથવા કેટલીકવાર 'તિલંગા' ('તિલંગણ'પરથી, કારણ કે તિલંગ દેશમાં એ જાતની ટુકડી પ્રથમ ઉભી કરવામાં આવી હતી) કહેવામાં આવતી હતી. આર્કટના ઘેરાના સમયથી તે પંજાબને હંમેશને માટે બ્રિટીશ હિન્દ સાથે જોડવામાં આવ્યું ત્યાંસુધી, લગભગ દરેક દેશી રાજ્ય, આવું લશ્કર નીભાવતું હતું. તેમની સરદારી લેવાને માટે ફ્રેંચ અમલદારોને સ્વાભાવિક રીતે પસંદ કરવામાં આવતા હતા; કારણ કે બ્રિટીશોની સામા તેઓ જ ટક્કર ઝીલે અને તેઓ બ્રિટીશની સાથે હરીફાઈ કરે અને તેમનાપર સરસાઈ કરવાને દરેક રીતનો પ્રયત્ન કરે એમ માનવામાં આવતું હતું. પરંતુ ઘણીવાર ફ્રેંચ અમલદાર મળતા નહતા અને તેથી જેઓએ, ઈબ્રાહીમખાનની પેઠે તેમના હાથ તળે નોકરી કરી અનુભવ મેળવ્યો હોય તેઓને, નોકરીએ રાખવામાં આવતો હતા. કેટલાંક રાજ્યોમાં આ ફ્રેંચ ટુકડીઓને લશ્કર તરીકે ગણવામાં આવે, એટલી હદ સુધી સંખ્યા વધારવામાં આવી હતી અને નિયમ અને બંધારણની સંપૂર્ણતાએ પહોંચે તેટલી કેળવવામાં આવતી હતી. વેન્ચુરા, આવીટાબાઇલ, અલ્લાર્ડ અને કોર્ટલાંટની સરદારી તળેનું રણજીતસિંહનું લશ્કર આવું જ હતું; અને જો કે જુદાં જુદાં કારણોને લીધે એ લશ્કરની વ્યવસ્થા યુરોપી અમલદારોની દેખરેખ નીચે રહી હતી, તોપણ રણજીતનાં મરણ પછી એ લશ્કરે બ્રિટીશ હિન્દપર હલ્લો કર્યો; એટલુંજ નહીં પણ કેટલીક લડાઇઓમાં અંગ્રેજોને ખરેખરા હરાવ્યા હતા. ડીબોઇન અને પીરોનની સરદારી નીચેનું, મહાદાજી સિંધીયા અને તેની પાછળ આવનાર દૌલતરાવનું લશ્કર પણ તેવું જ હતું. દખણ હૈદરાબાદમાં બુસી, કોન્ફ્લાંસ અને રેમંડે ઉભું કરેલું ફ્રેન્ચ લશ્કર પણ તેવું જ હતું. બીજાં લશ્કરોએ કદી એટલી પ્રખ્યાતી મેળવી નહીં, પણ પગારદાર લશ્કર તરીકે, મધ્યકાલના યુરોપી 'ફ્રી કમ્પેનિયન'ની પેઠે જ, એ આંદોલનના સમયમાં, નાસભાગની લડાઇઓમાં ઇતિહાસની રેંટમાળ ફેરવવામાં ઘણાં ઉપયોગી હતાં. (ફ્રાન્સના બ્રિટન પરગણાંનો રહીશ) કેવેલિયર ડુડેર્નેક પોતાનું 'કેમ્પુ' (રખડતા રઝળતા પણ નિયમીત નાનાં લશ્કરોને એ નામે ઓળખવામાં આવતાં હતાં) પહેલાં જશવંતરાવ હોલ્કર માટે ઉભું કર્યું, ત્યાર પછી તે દૌલતરાવ સિંધીયાની નોકરીમાં જોડાયો અને છેવટે પાછો હોલ્કરની નોકરીમાં જોડાયો. જાણીતો કહો કે નામજાદો કહો, સમરૂ (ઉર્ફે સોમ્બર અથવા વોલ્ટર રીનહાર્ટ)એ બંગાળાના મીરજાફરની પ્રથમ નોકરી કરી, પછી લખનૌના સુજાઉદૌલાની, પછી દીલ્હીના શાહનશાહ શાહઆલમની નોકરી કરી–શાહનશાહે ઉપકારના બદલામાં 'સરધાના'ની જાગીર બક્ષિસ કરી–જે તેની ધણીયાણી 'બેગમ સમરૂ'એ લાંબો વખત ભોગવી. પેશવા, નાગપૂરના ભોંસલા અને ગાયકવાડની નોકરીમાં રહેલા ફ્રેંચ સૈન્યે, કદી પણ ઘણી ખ્યાતિ મેળવી ન હતી. પણ, ગમે તેમ, વધારે કે ઓછી સંખ્યામાં તેઓ હતા ખરા. દામાજી ગાયકવાડે પોતાનાં લશ્કરને કેળવવાને હૈદરાબાદવાળા પ્રખ્યાત રેમંડના સગા, એક મોંસ્યો હાર્ડીને રાખ્યો હતો અને તેના વંશના પ્રતિનિધિ તે (લખનૌનો પોતાનો અંગત મિત્ર) અંગ્રેજી ઢબપર ફેરવેલા કર્નલ અલેકઝાંડર હાર્ડી, હજી પણ ત્યાં જ, બરોડા રેગ્યુલર લશ્કરના બીજા સેનાપતિ તરીકે નોકરી કરે છે. જનરલ જીન બાપ્ટીસ્ટ

(જેને હિંદીવાનો "જાન બટીસ"ને નામે ઓળખે છે તે) અને જનરલ ફીલોઝ ડીલોઇન અને પેરોનના સમયમાં જ અને તે પછી ગ્વાલિયરના રાજ્યની નોકરીમાં હતા અને આસે અને આરગાંમની લડાઇયો પછી, પેરોનના લશ્કરનું જે કંઇ માન આબરૂ અને સત્તા રહ્યાં હતાં તે સર્વનો તેમને વારસો મળ્યો હતો. હજી પણ તેમના વંશજો માન આબરૂવાળી જગ્યાપર સિંધિયાની નોકરી કરે છે. તેમાંના એક સર માઇકલ ફીલોઝે, આજે ઘણી આબરૂ મેળવી છે. ભોપાલમાં પણ તેમ જ છે જ્યાં જુના ફ્રેંચ અમલદારોના વંશજોના ફ્રેંચ કુટુંબો હજી છે. "લા ડ્રોટી ડીસ રાજા"-હિંદના રાજાઓમાં પ્રવાસ-નામના પુસ્તકમાં રૂસેલેટ નામનો મુસાફર, "મેડમ બુરબોન" નામની રાજકુટુંબના નામ ધરાવનારી બેગમ જેવી દેખાતી, મુસલમાની પહેરવેશ પહેરેલી, હુકો પીતી એક સ્ત્રીને જોઇ કેવો અજાયબ થયો હતો તે તમે તેના પુસ્તકમાં વાંચશો. દખણમાં હૈદરઅલી અને ટીપૂ સુલતાનના હાથ નીચે ઘણા ફ્રેંચ અમલદારોએ નોકરી કરી હતી. પણ તેમના વંશજોમાંનું કોઈ આજે જીવે છે કે નહીં તે હું જાણતો નથી. ઉત્તરમાં એક વિચિત્ર જાત, જેમાં પ્રથમ આવેલા પગારદાર ફ્રેંચ નોકરોની પાછલ આવેલા, નહીં જણાયલા સાહસીક પુરૂષોના વંશજો છે-તેની મોટી સંખ્યા છે અને યુરેઝીયનોને, દેશીઓ અને અંગ્રેજો ગમે તેટલા બદનામ કરે તોપણ, સારા કે નરસા ગમે તે માટે, "ઓર્ડ" ને સ્કીનર અને બીજા જે કોઈ ટોળાંએ અસાધારણ હિંમત, હુશીયારી અને ક્રિયાશક્તિ બતાવી છે તેની નાપાડી શકાશે નહીં. કદાચ તેમની રગોમાં જે તેમના "ફ્રી લાન્સ"-બાપદાદાઓનાં લોહીનું ઉચ્છૃંખલપણું વહેતું હશે તેથી તેઓ એટલા બહાર આવી શક્યા હશે અને તેણે જ સાધારણ 'કરાણી'ની અવસ્થાએ પહોંચતા અટકાવ્યા હશે. ટુંકામાં જો કે થોડાક જ ઇતિહાસમાં નામ મૂકી જવાની કીર્તિ પ્રાપ્ત કરી ગયા છે; તોપણ મધ્ય, દક્ષિણ અને પશ્ચિમ હિંદમાં એવું ભાગ્યે જ કોઈ રાજ્ય મળી આવશે કે જ્યાં કોઇ યુરોપી સહાસિક (પછી તે નાસી ગયલો સાર્જન્ટ કે સૈનિક હશે તોપણ) વધારે ઓછી ફતેહ સાથે, રાજ્યના વટા માટે કેળવાયલું લશ્કર ઉભું કર્યું ન હોય. કેળવાયલા લશ્કર તરીકે વધારે ઓછું ગણાવાને હક ધરાવનાર આવું લશ્કર, કોટા, જેપુર, ઉદેપુર અને જોધપુર સર્વ રાજ્યોમાં હતું અને છેવટેની એ પગથીએ આવતાં ૧૮૧૦ થી તે ૧૮૩૦ ની વચમાં, એવો ભાગ્યે જ તાબાનો સુબો, કે દરબાર ગામનો ધણી હશે કે જેને ત્યાં થોડા રખડતા રઝળતા ઉઘાડપગા નામના "તીલંગાઓ"-કે જેઓ કટાઈ ગયલી જામળી બંદૂકો લઈ અંગની કસરત અને "ગોસ-સ્ટેપ," સાધારણ રીતે ડીબોઇનના કે જાન બટીના લશ્કરના કસાયલા સૈનિક અથવા કંપની બહાદુરના વાનપ્રસ્થ થયલા અને પેન્શન ખાતા સુબેદાર, તે કપ્તાન સાહેબની દેખરેખ નીચે, કરતા ન હોય.

મજકુર સમયમાં કેળવાયલા લશ્કરના આગેવાન તરીકે પ્રખ્યાતી પામેલા યુરોપીયનો અને તેમના વંશજો જ હતા એમ ન હતું, પણ કેટલાક દેશીઓ પણ તેમની કીર્તિ સાથે હરીફાઈ કરતા હતા. દખણમાં જનરલ મહમદ યુસુફ, હૈદરઅલીના કેટલાક મિત્રો અને સગાંઓ, ઉત્તરમાં ઈબ્રાહીમખાન આર્દી ઉપરાંત ઈબ્રાહીમબેગ અને ઇસ્માઇલબેગ-એ સર્વ યુરોપીયન યુક્તિપ્રયુક્તિના પ્રખ્યાત અનુકરણ કરનારા હતા અને ઘણીવાર જે ખરા "સીમન પ્યુરેસ"નું અનુકરણ કરતા, તેમની મા વધારે કે થોડા વિજય સાથે લડતા હતા.

શા. ફકીરચંદ ગંગારામ

જરી માલના

# વેપારી.

હમારે ત્યાં ચોખી ચાંદીના જરી માલ તમામ જાતનો જીક, સુરમો કાંગરી, ટીકી, કટોરી બાદલુ તથા પાઘડીના છેડાની તથા ભરતકામની તથા વણાટકામની તથા ગુંથવાની પાકા રંગની ઉંચી હલકી તમામ જાતની જરી (કસબ) હમારે ત્યાં પોતાના કારખાનામાં બનાવી જથાબંધ તથા પરચુરણ ઘણાજ કીફાયત ભાવથી વેચવામાં આવે છે તથા ઓર્ડરથી પણ બનાવી આપવામાં આવે છે, બહારગામના ઓર્ડરપર પુરતું ધ્યાન આપી વી. પી. મોકલવામાં આવશે; એકવાર કામ પાડી ખાત્રી કરો.

ઠા. ભીંડીબજાર દુકાન નં. ૬૯

મુંબઈ, નં. ૯.

છપાય છે! છપાય છે!! છપાય છે!!!

# ધી સેલ્ફ વાજીંત્ર ગાઇડ.

(એટલે પોતાની મેળે હારમોનિયમ, સિતાર, દિલરૂબા, તાઉસ, ફિડલ, વિગેરે સંપૂર્ણ સુરનાં વાજીંત્રો વગાડતાં શીખવનાર ભોમિયો.

આ પુસ્તક વાજીંત્રોના ફોટા સહિત લેખન પદ્ધતિમાં નીચે દર્શાવેલી બાબતો સહીત સપ્ટેમ્બર માસમાં બહાર પડશે.

**આ પુસ્તકમાં દર્શાવેલી બાબતોઃ—**

**૧ સંગીત સાર.**—સંગીત વિષે, સંગીત શાસ્ત્રના ભેદ વિષે, સ્વર વિષે, સ્વર સ્થાન વિષે, સ્વરના ભેદ વિષે; સ્થાઇ અસ્થાઇ સ્વરનું કોષ્ટક, સ્વર—સપ્તક વિષે, આરોહ અવરોહ વિષે, સ્વર દાદરનું ચિત્ર, આલાપ વિષે, તાન વિષે, શુધ્ધ તાનોનું કોષ્ટક, ગાયક વિષે, રાગ—જાતિ વિષે, રાગ રાગણીઓના સ્વર—મિત્ર શત્રુ વિષે, રાગ વિષે, મુખ્ય છ રાગોનું સવિસ્તર કોષ્ટક, ૧૩૦ પ્રસિધ્ધ રાગ રાગણીઓમાં આવતા સ્વરોનું જાતિનું તથા વખત વિગેરેનું કોષ્ટક, તાલ વિષે, જાતિ વિષે, મુખ્ય સાત તાલાની જુદી જુદી જાતિઓનું કોષ્ટક, કાળ વિષે વિગેરે વિગેરે,

૨. આ પુસ્તકમાં આપેલા ચિન્હોની સવિસ્તર સમજ.
૩. સિતારની સમજ.
૪. દિલરૂબા, તાઉસની સમજ.
૫. ફિડલની સમજ.
૬. હારમોનિયમની સમજ.
૭. સારીગમના ૨૦ પાઠો.

**૮. નોટેશન સહિત ગાયનો.**—પ્રખ્યાત ૪૨—૪૩ નાટકોના લોક પ્રીય ગાયનો, રસીક ગરબાઓ તેમજ ઉસ્તાદી ચીજો વિગેરે વિગેરે

તા. ૩૧—૮—૧૯૦૮ સુધી આગળથી કીંમત રૂા. ૦—૧૪—૦.

પાછળથી કીંમત રૂા. ૧—૪—૦. પોસ્ટેજ જુદું.

☞ આ પુસ્તકમાં જાહેર ખબર આપનારાઓએ પોતાની જાહેરાત આગસ્ટ માસ સુધીમાં મોકલી આપવી.

**પ્રસિદ્ધ કર્તાઃ—**

**નગીનલાલ મગનલાલ પારેખ.**

ઠે. દડંગવાડ—નવસારી.

# જમનાદાસ બ્રધર્સ

## અંગ્રેજી દવા વેચનાર સામસેટ સ્ટ્રીટ.

માર્કીટ મુંબઈ.

**"ચીન્સ" રૂમેટીઝમ બામ**-સંધીવા તેમજ દરેક જાતના દુખાવા માટે ખાસ-આ ઘણોજ અસરકારક મલમ શરીરે ચોળવાથી સંધીવા સરખો દુઃખદાયક રોગ થોડા વખતમાં નાબુદ થાય છે. હાથ પગનું રહી જવું, શરીરના કોઈ અવયવ ઉપર એકદમ સોજો ચઢી આવવો, પેડુની આજુબાજુના ભાગમાં અતિશય દુખાવો થઇ આવવો, વાંસો ફાટયા કરવો તથા અકડાઇ જવો, કમરનો ભાગ ઝલાઈ જવો, ગરદનની નસો સજડ થઈ જવી. તેમજ સ્ત્રીઓના કેટલાક ભયંકર રોગો, જેવા કે સુવાવડ અને ગર્ભાશયના રોગોને વળી કમર અને પગનું ઝલાઇ જવું વગેરે દરેક જાતના શરીરના દુખાવા ઉપર આ મલમનો ઉપયોગ કરવાથી તરતજ આરામ થાય છે. શરદીને લીધે માથાનો દુખાવો અને કલતર આ મલમ ઘસવાથી મટી જાય છે. **કીમત શીશી એકના આઠ આના.**

**"ચીન્સનો" દાદર માટે ખાસ મલમ.**-ફકત ત્રણ વખત લગાડવાથી જરા પણ અગન બલ્યા વગર ગમે તેવી દાદર સાફ થાય છે. આ દવા થંડક સાથે સારી ખુશબો પણ આપે છે, અને દરદને જડમૂળમાંથી કાઢી નાખે છે અને ફરી તે દરદ એ જગાએ પાછું થતું નથી, એજ એ દવાની જામીનગીરી છે. આ દવા ઘણા વખતથી હજારો દરદી ઉપર અજમાવેલ હોવાથી, અમે હીંમતથી કહીએ છીએ કે, આરામ ન થાય તો તેના પૈસા પાછા આપીશું. ડબી ખરીદતી વખતે અમારા નામનું લેબલ ડબી ઉપર વાંચીને લેવું. **કીંમત ડબી ૧ ના આના ચાર.**

**"ચીન્સ" એમ્બ્રોકેશન**-દરેક જાતના સંધીવા માટે ખાસ આ ઘણુંજ અસરકારક તેલ શરીરે ચોળવાથી સંધી વા સરખો ઘણો જ દુખ-દાયક રોગ થોડા વખતમાં નાશ થાય છે, હાથ પગનું રહી જવું, પેડુની આજુબાજુનાં ભાગમાં અતીશય દુખાવો થઈ આવવો, વાંસો ફાટયા કરવો તથા અકડાઇ જવો, કમરનો ભાગ ઝલાઇ જવો, ગરદનની નસો સજડ થઇ જવી, તેમજ સ્ત્રીઓના કેટલાક ભયંકર રોગો જેવા કે સુવાવડ અને ગરર્ભાશયના રોગે ને વળી કમર અને પગનું ઝલાઇ જવું વિગેરે દરેક જાતના શરીરના દુખાવા ઉપર આ એમ્બ્રોકેશનનો ઉપયોગ કરવાથી તરતજ આરામ થાય છે. શરદીને લીધે થતું કલતર, આ તેલ ઘસવાથી મટી જાય છે. **કીંમત શીશી ૧ ના આના ૧૨.**

વિદ્વાન ડાક્ટરના ફાર્માકોપીઆ ઉપરથી બનાવવામાં આવેલી દવાઓ.

# વસનજી નથુની કું૦

## અંગ્રેજી દવા વેચનાર

બહારકોટ, મારકીટ—મુંબઇ.

ધ્યાન આપી વાંચશે તો ફાયદો થશે. જુનું તે સોનું. શરીરની તંદુરસ્તી જાળવી રાખવાના અકસીર ઉપાયો. ઘરમાં રાખવા લાયક તથા મુસાફરી કરતી વખતે દરેક માણસ હમારી દવા સાથેજ રાખે છે.

**તાવ માટે અકસીર**—મેનીકા એગ્યુમિક્ષર ગમે તેવા તાવને ફક્ત બે ભાગ લેવાથી નાબુદ કરે છે. કીં. બા૦ ૧ આના ૧૦.

**મેનીકા લીવર પીલ્સ**—શરીરમાં હમેશા ઝીણા તાવનું રહેવું એકાંતરીયા તાવ વીગેરે તાવને ફક્ત એકજ બાટલી વાપરવાથી ફાયદો કરે છે. કીં. બા૦ ૧ આના ૧૨.

**લોહી સાફ કરવાનો અકસીર ઉપાય**—વિન્સનો આયોડાઇઝ સારસાપરેલા. શરીરનો મુખ્ય આધાર લોહીને સ્વચ્છતા છે; પણ જ્યારે તે ખરાબ થાય છે, ત્યારે શરીરની અંદર ઘણી જાતના રોગ ઉત્પન્ન થાય છે, માટે આ એકજ બાટલી વાપરવાથી ઘણોજ ફાયદો છે. આ સારસાપરેલા સ્ત્રીને પાવાથી પણ બહુ ફાયદો કરે છે. કીં. બા. ૧ રૂ. ૨.

**હેરીસ ટોનીક પીલ્સ**—અનાજ પાચન કરી અદભુત શક્તિ ઉત્પન્ન કરે છે, ઝાડો સાફ લાવે છે, શરીરની અંદર કોઇ પણ જાતનો રોગ ઉત્પન્ન થવા દેતી નથી, તેવી અકસીર ગોળીઓ બા. ૧ રૂ. ૧.

**વિન્સ કફ પીલ્સ**—બોખારનું નીકળવું ઉધરસ વીગેરેનું થવું તથા સલેખમને માટે આ ગોળી બહુ ઉપયોગી માલમ પડી છે. બા. ૧ કીં. આના ૧૦.

**વિન્સ ગોલ્ડ ડ્રોપ**—ગરમીથી થતા રોગો જેવા કે પ્રમેહ ધાતુ વીગેરેનું ક્ષીણ થવું, નબલાઇનું વધવું વીગેરે માટે આ એક અકસીર ઇલાજ છે. બા. ૧ કીં. રૂ ૨–૦–૦.

**વિન્સની જુલાબની ગોળીઓ**—ઝાડો સાફ લાવે છે અનાજ પાચન કરે છે. તથા શરીર બહુ સારી સ્થીતીમાં રાખે છે. કીં. બા

રજીષ્ટર નંબર ૮૨, જોઇને લેજો, શીશી
૧ ના દસ આના.

# જવેરીયનનું જીવન મીકચર

કોલેરાનો ખાસ ઉપાય, ઉલટી જાડો જલદી જાય;
પેટપીડનું કાઢે શુળ, તાવ તણું તો જાએ મુળ;
ફેફર દરદ બહુ ગંભીર, વાપરો મારા હીંદીવીર;
દાઢ દુખારો મસ્તક શુળ; જીવન મીકચર કાઢે મુળ;
બાળ રોગ સુવાવડ રોગ, જીવન મીકચર ખાસ પ્રયોગ;
રજીષ્ટર નંબર ૮૨ ભાઇ, શીશી આના દસમાં જાય;
અન પાચન અદકેરૂં થાય, જીવન મીકચર બહુ વખણાય;
જાજી વાતમાં નહી કાંઇ મુલ્ય, જીવન મીકચર અમરૂત તુલ્ય;
ખરી દવા જો ખોટી થાય, બમણા પઇસા આપું ભાઇ;
દેસ પરદેશ કરે જતન, જીવન મીકચર ખાસ રતન;
જીવન મીકચર જીવન કામ, જેને મળ્યાં બહુ ઇનામ;
સરટીફીકેટનો નાવે પાર, ગુણ છે તેમાં અપરમ પાર;
જાજુ કહીએ જાએ તોલ, સાચા માનો મારા બોલ;
જવેરીયન કામ બહુ વખણાય, ખલાશી ચકલાં મુંબઇ માય.

**વી. એચ. જવેરીયનની કું૦,**
**ખલાસી ચકલા—મુંબઇ.**

---

જામનગરવાળા પ્રસિદ્ધ રાજવૈદ્ય એન. કે. નાનસીની મુલક
મશહુર અકસીર દવાઓ.

# મદન મંજરી.

લોહીને સુધારનાર, ધાતુ વીકાર દરેક જાતની નબળાઇ દુર કરનાર, ગયલું પુરૂષત્વ પાછું બક્ષનાર ગોળીઓ, કીં. ગોળી ૪૦ નો રૂ. ૧.

**નપુંસકત્વારી ઘૃત**—લેપ લગાડવાથી કમતાકાત દુર થઇ કાયમની મરદાનગી પ્રાપ્ત થાય છે, કીં. તોલા ૨ નો રૂ. ૧.

**મેહમરદન ચુર્ણ**—પેશાબમાં થતી બળતરાને બંધ પાડી તમામ જાતના પ્રમેહનો નાશ કરે છે, તોલા ૧૦ ના ડબાનો રૂ. ૧.

**શુદ્ધ સાચા મોતીનો નયનામૃત સુરમો**—આંખોના તમામ દરદોને માટે અકસીર ઇલાજ નંબર ૧, તોલા ૧ ના રૂ. ૧૦ નંબર ૨ તોલા ૧ ના રૂ. ૧—૪—૦

કેટલોગ મુફત. દવાઓનું પોસ્ટેજ જુદું.

**રાજ્યવૈદ્ય નારાયણજી કેશવજી,**
આયુર્વેદોદય ઔષધાલય, જામનગર.
બ્રેંચ—મુંબઇ, નંબર ૨૮૬ કાલબાદેવી. રોડ,

# શુદ્ધ સાચા મોતીનો સુરમો.



આજ કાલ પૈસા કમાવાની વાત જ્યાં જોઇએ ત્યાં જગજાહેર થઇ પડી છે તેમજ વધારે કીમતનો માલ કીમતી ગણાય છે તેમાં ફક્ત દવાની નામની કીમત લઇ માણસોના હિતખાતર દવા વેચનાર માણસો પણ હશે. આ સુરમો રૂ. ૨ ના તોલાની કીમત બરાબરીનો અમોએ ખાસ ઉંચી ક્વાલીટીનો મોતીના મીક્ષ્ચરવાળો બનાવ્યો છે. તે આંખનાં નાનાં મોટાં તમામ દરદોને માટે ઘણો જ ફતેહમંદ નિવડયો છે. તેની હરીફાઇ વાસ્તે વધારે બાકી ફુંકવા જરૂર નથી. કીમત તોલા ૧ ની શીશીનો રૂ. ૧–૦–૦. અગાઉથી પૈસા મોકલનારને પોસ્ટેજ માફ. ઓછામાં ઓછો ૦I તોલા સુધી પણ શીશીમાં મોકલી શકાશે. એક આનાની પોસ્ટની ટીકીટ મોકલનારને બે આના ભાર સુરમો સેમ્પલ તરીકે મુફત મોકલવામાં આવશે. બહારગામ સારૂ એજંટ જોઇએ છીએ. વેપારીઓને ઘણું જ સારૂં કમીશન આપવામાં આવશે.

આ બુટી નાનાં મોટાં તમામ ગામોમાં મળી શકે છે. એક વખત ૦–૪–૦ ફી લઇ તેનું નામ આપવામાં આવે છે. તેનાં પાંદડાં કચરી ગમે તેવા વીંછીના ડંખ ઉપર લગાવવાથી આરામ થઇ જાય છે. જો દવા ખોટીછે એમ ખાત્રી થાય તો અમોને એક સોગન નામાના રૂપવાળો કાગળ લખનારને તેના લીધેલા પૈસા પાછા આપવામાં આવશે. પત્રવ્યવહાર નિચેના શીરનામાથી જ કરવો.

**ટી. જે. કાનાણી.**

પાજોદ ( કાઠીયાવાડ )

# સ્ત્રીઓનું વંધ્યત્વ.



સ્ત્રીઓના કમળમુખનો સંકોચ, રજો ઉત્પતિની ખામી, બાલી જવું ગર્ભાશયનું પ્રદર ગર્ભાશયમાં ગરમ થવી, ગરમી, ગર્ભાસયનું વાંકાપણું, ઉપદંશ, આર્તવદોષ, વિગેરે વંધ્યત્વના મુળ કારણો છે. પરંતુ સોજો ગરમી રક્તસ્ત્રાવ, આર્તવદોષ વિગેરે કારણો દુર થવાથી બેશક સ્ત્રીરૂપી ક્ષેત્ર ફળદ્રુપ થવાની આશા રહે છે, શિવાય ઉપદંશયોની મુખનું સુજી આવવું પીશાબમાં બળતરા છોર, અને સ્ત્રીઓના ગુપ્તરોગો, અને રૂતુસ્ત્રાવના વિકટ દર્દો માટે ચાળીશ વર્ષના લાંબા અનુભવથી અમારૂં દવાખાનું જુનુ અને જાણીતું છે.

## સ્ત્રીઓના આર્તવદોષ.

માસીક રૂતુસ્ત્રાવના દર્દો, રૂતુસ્ત્રાવનું અનિયમીતપણું માસીક અડચણ વખતે થતો પેઢુ તથા કમ્મરનો સખ્ત દુઃખાવો, પડખામાં શુળ, અંધકુશપણું વિગેરે માટે હમારી (આર્તવદોષ નિવારણ) ગુટિકા. **"અબળા સંરક્ષક પીલ્સ નં૦ ૨"**નો ઉપયોગ કરવાથી ઉપલા દર્દનો નાશ કરી આર્તવ સાફ અને નિયમીત કરે છે, સાથે વાપરવાની સોગઠી મંગાવવી; બન્ને મળી કીં૦ રૂ. ૩).

## પ્રદરરોગ.

સ્ત્રીઓના ગર્ભાશયના વિકારને લીધે ગુહ્ય ભાગમાંથી થતો સફેદ અગર પીળા પાણીનો સ્ત્રાવ શરીરને ક્ષીણ કરનાર છે. હાથ પગ અને કમ્મરનો દુ:ખાવો, ક્ષુધા મંદ થવી જીર્ણજ્વર વિગેરે મુખ્ય ચીન્હ છે. ઉપલા પ્રદરરોગના જુનામાં જુના દર્દને પણ હમારી "નં૦ ૩ ની પીલ્સ" અને સોગઠીનો ઉપયોગ કરવાથી પ્રદર રોગથી પીડાઇ મરણતોલ હાલતપર આવેલી અસંખ્ય સ્ત્રીઓ નવું જીવન પામી છે. પીલ્સ તથા સોગઠી મળી રૂ. ૩).

## રકતપ્રદર (લોહીવા.)

આ દર્દમાં રકતના ભયંકર વહેતા ઝરાને નં૦ ૪ ની પીલ્સ તેમજ તેજ નંબરની સોગઠીથી માત્ર ત્રણજ કલાકમાં ચમત્કાર સાથ એકજ બાટલીથી સંપૂર્ણ સંતોષ મળ્યાના અસંખ્ય સરટીફીકેટો મોજુદ છે. પીલ્સ તથા સોગઠી મળી રૂા. ૩).

સલાહ તથા પ્રાઇસ લીષ્ટ માટે પત્રવ્હેવાર કરવો.

અજબ બુદ્ધિની પરીક્ષા.

# ચતુરંગ યાને સેત્રંજ

આ બુક પ્રમાણિક ગ્રંથ પરીક્ષકો અને પ્રમાણિક રમનારાઓના અનુમોદનથી ખાસ આ "ચતુરંગી યાને સેત્રંજ" બહાર પાડવાની અમોને ફરજ પડી છે. ગમ્મત સાથે જ્ઞાન આવે એવી મોટી બાદસાહી રમ્મત શીખવનારૂ આ ઉત્તમ પુસ્તક છે. આ બુકમાં તમામ બાજીઓ પીકચરો સહીત દાખલ કરવામાં આવેલ છે. સેત્રંજ રમનાર દરેક ઉમેદવારોને અવશ્ય આ ગ્રંથ પોતાની પાસે રાખવા અમારી ભલામણ છે. આ પૉકેટબુક ઘણીજ સુશોભીત રંગબેરંગી બાઇન્ડીંગ, ઉંચા ગ્લેઝ કાગલ, ઉંચા ટાઇપ, વીગેરે વીગેરે મનને આનંદ આપે એવું પુસ્તક બનાવવામાં આવેલું છે. કીમત. રૂા. ૧-૦-૦ ફક્ત.

## જાદુનાં ઉપયોગી પુસ્તકો

# અજબ જાદુના ખેલ

આ બુકમાં પેટી, દાબડી, કરંડીયા, રૂમાલ, વીગેરે વીગેરે સામાનોથી થતાં યુરોપીયન તરેહના વિચિત્ર દેખાવના ૨૫ જાદુના અદ્‌ભુત ચમત્કારીક ખેલોનો સંગ્રહ કરવામાં આવેલ છે તે ઉપરાંત દર એક ખેલોની વચ્ચમાં રમ્મત ગમ્મત અને હસાહસ માટે નકલીયાત ખેલોનો સંગ્રહ કરવામાં આવેલ છે. માટે તુરત ખરીદવાને આતુર થાઓ.

**કીમત રૂા. ૩-૦-૦ હાલ રૂા. ૧-૦-૦ ફક્ત.**

## જાદુઇ કૌતક સંગ્રહ

રમવાના પર પાનાના 'કાર્ડથી થનારા અદ્‌ભૂત જાદુના ૩૫ વીચિત્ર ખેલો.

**કીમત રૂા. ૩-૦-૦ હાલ રૂા. ૦-૧૨-૦**

પંજાબી લાગબાજી એટલે હીન્દની અદ્‌ભૂત જાદુ વિદ્યા. ચમત્કારીક ૨૫ ખેલો ચીત્રો સહીત.

**કીમત ફક્ત રૂા. ૨-૮-૦ હાલ રૂા. ૦-૧૨-૦**

## ખુશબોદાર ઉંચી વાપરવા લાયક ચાહ

**રતલ ૧ નો રૂા. ૧-૦-૦ ફક્ત**

ઉપર સીવાય અમારી દુકાન ઉપર તમામ જાતનાં પુસ્તકો રોકડી કીમતે મલી શકશે. બહાર ગામના ઓડરોપર પુરતુ લક્ષ આપવામાં આવે છે.
કામકાજ નીચેને સરનામાથી કરવું.

**ઠા. વશનજી પરમાણંદ ચાહેવાલા.**

બુકસેલર, પબ્લીશર એન્ડ કમીશન એજન્ટ.

નંબર ૩૪૧ કાલબાદેવી રોડ ઝવેરબાગ—મુંબઇ.

